# યૌવનના



# અવસ્થાના



વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી

# યૌવનનાં ભયસ્થાનો




લેખક અને પ્રકાશક :

**વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી**

અનુભૂત યોગાવલિ : સંતતિ સંયમન : શીતળા : ચંદ્રોદય એટલે શું ? : નવદંપતિને : પુત્રદા અને પારણું : બા અને બાળક : પૂછ્યું અને કહ્યું : વાગોળેલાં : વગેરેના લેખક અને

**સંચાલક : શ્રી વિશાળ ઔષધ ભંડાર**

પાટડી, [ જી. અમદાવાદ ]



પ્રથમાવૃત્તિ * * પ્રત ૧૦૦૦

સં ૨૦૧૪ * સને ૧૯૫૮

મૂલ્ય રૂ. ૫-૮-૦

# પ્રસ્તાવના

આ પુસ્તકના લેખક ચિકિત્સક સાથે વિચારક પણ છે અને એમની ચિકિત્સા તથા વિચારણાનો પરિપાક આ પુસ્તક છે. એક ચિકિત્સક તરીકે આજનાં યુવક–યુવતીઓના જે સેંકડો કેસ તેમની પાસે આવતા રહ્યા છે તેમાંથી તેમની વિચારણા ઉદ્ભવી છે અને એ વિચારણાને પોતાના જ્ઞાન તથા અનુભવનો પુટ આપીને કરેલું આ પ્રકાશન આપણાં યુવક–યુવતીઓમાં જેટલું વધુ વંચાય એટલું આપણા સામાજિક સ્વાસ્થ્ય માટે હિતાવહ છે.

પશ્ચિમના આચારવિચારનું આપણે ત્યાં દુષ્પરિણામ નીપજ્યું છે એ તો સર્વ કોઈ કબૂલ કરે તેમ છે; એટલે પશ્ચિમની સંસ્કૃતિએ 'દૈહિક સુખ એ જ ધ્યેય રાખીને કામવિજ્ઞાનની અધમાધમતા જ વિશ્વને અર્પણ કરી છે.' એવા લેખકના મંતવ્ય સાથે અમુક અંશે સંમત થઈ શકાય તેમ છે. ખુદ પશ્ચિમના વિચારકો પણ ત્યાંના લૈંગિક જીવનમાં પ્રવર્તવા માંડેલી 'ઊર્મિલ અનિશ્ચિતતા' (emotional uncertainty) ને ભયની નજરે જોવા માંડ્યા છે અને બર્ટ્રાંડ રસેલ જેવા ક્રાન્તિકારી ચિંતક પણ પશ્ચિમને માટે લૈંગિક નીતિધર્મ (Sexual Ethic)ની માગણી કરવા લાગેલ છે. પરંતુ પશ્ચિમની સંસ્કૃતિએ સિવાય બીજું કશું આપવાની ક્ષમતા જ નથી ધરાવતી એવું જે પ્રતિપાદન આ પુસ્તકમાં જણાય છે તે કંઈક અત્યુક્તિ છે. એવી જ અત્યુક્તિ પશ્ચિમની સંસ્કૃતિ સાથે આપણી સંસ્કૃતિની તુલના કરતાં થવા પામેલી છે : 'આપણી સંસ્કૃતિમાં વિલાસ અને રંગરાગને સ્થાન નથી, આપણું ધ્યેય વિશ્વકલ્યાણની ભાવના ઉપર જ રચાએલું છે.' માનવસ્વભાવની નિર્બળતા સઘળે એક સરખી છે. આપણો દેશ પ્રાકૃત સ્થિતિમાંથી વહેલો બહાર આવ્યો અને એનાં જીવનમૂલ્યો વહેલાં સ્થિર

બન્યાં, પશ્ચિમના મોડા. જે જીવનમૂલ્યો આપણે સ્વીકાર્યાં છે તેથી વિપરીત જ જીવનમૂલ્યો પશ્ચિમના કોઈ ચિંતકોએ સ્વીકાર્યાં કે પ્રતિપાદ્યાં હોવાનો દાખલો નથી. હા, પરંપરા ( tradition )માં આપણે જુદા પડીએ છીએ, પણ એવી સાપેક્ષ ભિન્નતા તો આપણાં પાડોશી બ્રહ્મદેશ અને તિબેટ સાથે પણ આપણે ક્યાં નથી ભોગવતા ? કામની અમર્યાદ વ્યાપ્તિ થવા દેવાનો દોષ જો પશ્ચિમનો છે તો તેમાં અમર્યાદ વિકૃતિ આણવાનો દોષ આપણા દેશનો છે. કામકલા ( erotic art ) પણ એક લલિતકલા ( fine art ) છે એ ભાન આપણામાંથી લુપ્ત થતુ ગયું તેમ તેમ એક પછી એક અનેક વિકૃતિઓએ ઘર કરવા માંડ્યું. એ વિકૃતિઓએ જ આપણે ત્યાં રાષ્ટ્રીય ચારિત્ર્ય ( National character ) જેવી વસ્તુ ખીલવા નથી દીધી.

અને આ પુસ્તક પણ આપણા સમાજમાં પ્રવર્તતી વિકૃતિઓના પ્રામાણિક પ્રતિબિંબ સિવાય શું છે ? પુસ્તકમાં રજૂ થયેલા મોટા ભાગના કિસ્સા સાચા જ બનેલા છે અને તદ્દન સ્વભાવિક ક્રમે એ ઉપસ્થિત કરવામાં આવ્યા છે, તે સાથે લેખકનું એક ચિકિત્સક તરીકેનું માર્ગદર્શન પણ તેમાં આપેલું છે. કિશોરાવસ્થાથી માંડીને ગાર્હસ્થ્ય સુધીનો માનવજીવનવિસ્તાર એના પરિઘમાં આવી જાય છે. એ સઘળા કિસ્સાઓમાં એક અવિકસિત, યૌવન રહિત, ષંઢ રહી ગએલા યુવાનની ચિકિત્સા કરીને તેને પુરુષત્વપ્રાપ્તિ કરાવ્યાનો કિસ્સો ખરેખર આશ્ચર્યકારક છે અને ચિકિત્સાજગતમાં વધુ પ્રસિદ્ધિપાત્ર છે. બીજા પણ બધા કેસોમાં એમણે પોતાની ચિકિત્સા બાબતમાં કશો ભેદ કે ગુપ્તતા ન રાખ્યાં કોઈ સર્વના લાભાર્થે તે જાહેરમાં મૂક્યાં છે. આજનાં આપણાં યુવક–યુવતીઓના વિવિધ પ્રશ્નો જેમાં કેટલાક તો સામાન્યતઃ અકલ્પ્ય–નો આ પુસ્તકમાં મળતો ચિતાર આપણને આપણાં સામાજિક ભયસ્થાનો પ્રત્યે જાગ્રત કરે છે.

જે વર્ગને ઉદ્દેશીને એ લખાએલ છે એમને માટે તો એ અત્યંત વિશ્વાસપાત્ર મિત્રની ગરજ સારી રહે છે. દુર્ભાગ્યે આપણે ત્યાં આ અત્યંત મહત્ત્વનો વિષય તદ્દન તટસ્થ અને વૈજ્ઞાનિક રીતે હજુ નથી છણાયો. અને જે થોડાં ઘણાં પુસ્તકો લખાયાં છે તેમાં અંગત રુચિ–અરુચી કે અસાધ્ય આદર્શો તરફ વધુ ઝોક રહેલો છે. આ પુસ્તકના લેખકે એમાંથી શક્ય એટલી હદે બચવા પ્રયત્ન કર્યો છે એ આનંદની વાત છે. એમના કહેવા પ્રમાણે 'હું માનું છું કે હું એક ચિકિત્સક તરીકે મારી ગાદી ઉપર હોઉં ત્યારે મારી જાતિના ધર્મ, મારા સમાજના વિચારો અને મારી સંકુચિત મનોભાવનાએ મારાં જ્ઞાન અને બુદ્ધિને સ્પર્શ કરવો જોઈએ નહિ!' (પા. ૧૪૪)

અને એટલે જ મંગળમય, રસમય, જ્યોતિર્મય યૌવનની પ્રાપ્તિમાં સહાયભૂત થવાની ભાવનાએ લખાએલા આ પુસ્તકની આપણાં યુવક–યુવતીઓના વિશ્વાસપાત્ર મિત્ર તરીકે ભલામણ કરતાં મને મુદ્દલ સંકોચ નથી થતો.

અશોક હર્ષ

# કાંઈક કહું

ઘણુંયે કહેવાનું હોય, અંતરના આકાશમાં તરી આવતા વિચારોનાં વાદળ તો ક્ષણ-અર્ધક્ષણમાં વિલીન થઈ જાય અને બીજાં ઉપસી આવે. એ સઘળા આવતા ધોધમાર વિચારો અને નગ્ન સત્ય કેટલીક વખત કહેવામાં પણ મજા નથી હોતી, અને એ અવાચ્યને કહેવાનેય પથ્યાપથ્યનો વિવેક રાખીને વાણીની મર્યાદા આંકીને વિચારવું અને ઉચ્ચારવું એને શાણપણ કહેવામાં આવે છે.

વિવેકની સાડી ઓઢયાથી જ વાણીરાણી કુળવધૂ જેવાં લાગે. એની નગ્નતામાં સાચું સત્ય ભલે હોય તોય યુગ-સમાજની મર્યાદાઓનો લોપ થાય અને પ્રજાની જુસ્સી ઉશ્કેરાય, એવો માર્ગ સંસ્કૃત બનેલા જગત માટે સાચો માર્ગ નથી. આર્ય ભાવનાઓથી સચંતા હિન્દમાં-હિન્દના યુવાનોમાં વિસ્તરી રહેલા વિકૃત મનોભાવ અને સ્ખલન તરફ પૂરપાટ દોડી જતા યુવાન વર્ગને એ માર્ગેથી રોકવા માટે "યૌવનનાં અવસ્થાનો" પુસ્તકરૂપે પ્રગટ થાય છે. એ ગ્રંથમાં શું છે તે વિષે તો શ્રીયુત ભાઈ અશોક હર્ષે પ્રસ્તાવનામાં પોતાના તટસ્થ વિચારો સમાલોચનારૂપે આપ્યા છે તે વાચકો વાંચે અને વિચારે. બાકી મારે જુવાનોને કહેવાનું તો મેં પુસ્તકાકારે પ્રગટ થતા ગ્રંથમાં કહ્યું છે જ. આખું યે પુસ્તક સેંકડો નવજુવાનના સંસર્ગમાં આવ્યા પછી એમના જીવનમાંથી જડેલા મર્મનું આલેખન છે. આખી લેખમાળા કકડે કકડે રાજપુરથી પ્રગટ થતા 'બહુરૂપી' અઠવાડિકમાં પ્રગટ થઈ છે. દર અઠવાડીએ આવતો હપ્તો સ્ત્રી, પુરુષ, વૃદ્ધ, યુવાન વાચકવર્ગ હજારોની સંખ્યામાં વાંચતો રહ્યો છે, અને એમના લખાયેલા પત્રો ઉપરથી ઉપસી આવતો અવાજ એ છે કે એમને આ લેખોએ અજ્ઞાનની ઊંઘમાંથી જાગ્રત કર્યા છે અને વિપથ માર્ગેથી પાછા વાળી સત્ય સમજાવ્યું છે. પુસ્તકની આ પ્રથમ આવૃત્તિ પ્રગટ થતાં પહેલાં સેંકડો ભાઈ-બહેનો એનાં આગળથી ગ્રાહક થઈ ગયાં છે, અને દરરોજ એને પ્રગટ થવાને કેટલી વાર છે એવું પુછાવતા પત્રો આવ્યા કરે છે. તે સઘળાં યુવક-યુવતિઓને હાથ આ પુસ્તક જતાં એમને આનંદ થશે અને એમને સાચો નિર્દોષ આનંદ નિપજાવવામાં મારો પ્રકાશક અને લેખક તરીકેનો પુરુષાર્થ સફળ માની, એક પ્રકારનો આત્માનંદ અનુભવું છું.

મારો મુખ્ય વ્યવસાય ચિકિત્સકનો છે. ચિકિત્સામાં મેળવેલો

અનુભવ કલમદ્વારા વ્યક્ત કરવા માટે મને 'બહુરૂપી'એ પોતાનો દેહ સુપ્રત કર્યો અને એને એક રમતા-ફરતા બાળકની જ પગલીમાં જે મમત્વ હોય છે તે મમત્વથી મારી કલમને વિકસવા દીધી. જેના કલેવર ઉપર મેં મારી બુદ્ધિનું સર્જન આદર્યું એ મારી ધરા (બહુરૂપી)નો તો હું આજન્મ ઋણી રહીશ.

લખવામાં અનિયમિત, અનેકવિધ વ્યવસાયમાં ચિંતામગ્ન રહેતા થાકેલા અને પાકેલા ઉપર બંધુત્વ ભાવે સતત પહેરો ભરતા અને જ્યારે જ્યારે પ્રમાદ આવે ત્યારે ત્યારે "**उत्तिष्ठ जाग्रत प्राप्य वरान्निबोधयत।**"ના મંત્રો ભણી પ્રોત્સાહનનું અમૃતજળ સીંચી કર્તવ્યના પથ પર દોરતા મારા જીગર બંધુ જેમણે કલમ પકડાવવામાં જેઓએ મારા ગુરુસ્થાને રહી મને લખતા પ્રેર્યો તે શ્રીયુત ભાઈ ચંદુલાલ બેચરલાલ વ્યાસ, તંત્રીઃ 'બહુરૂપી' રાણપુર, એમને અભિનંદવાને, નવાજવાને, ઋણ વ્યક્ત કરવાને બધુંય વાક્ચાતુર્ય મને ક્ષુલ્લક લાગે છે. હું મારા ખરા અંતઃકરણથી એમને નમસ્કાર કરું છું.

એવા જ પરોક્ષ ભાવે પણ જેમના જ્ઞાનમાંથી મેં અંજલિઓ લીધી છે, જેમણે અનેક વખત પ્રકાશનની સાચી દિશા તરફ આંગળી ચીંધી માર્ગ બતાવ્યો છે તે સાક્ષર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ જેમણે મારું પુસ્તક અર્પણરૂપે સ્વીકાર્યું છે અને એમની ષષ્ઠિપૂર્તિમાં મારા પરના ઋણને વ્યક્ત કરી શક્યો છું તે કેમ ભૂલાય? એમની મારા પ્રત્યેની મમત્વભરી લાગણી વર્ષતી રહે એવું ઇચ્છું છું.

ક્ષણ માત્રનીયે નવરાશ ન હોય, વાંચન, ચિંતન, લેખન-કાર્યમાં ખુબ જ વ્યવસાય હોવા છતાં આ પુસ્તકના ફર્માઓ વાંચી તટસ્થ વિવેચક દૃષ્ટિએ પ્રસ્તાવના લખી આપનાર ભાઈશ્રી અશોક હર્ષનો પણ હું ઋણી છું.

ઋણી તો 'બહુરૂપી'ના સર્વે કાર્યકર ભાઈઓનો અને આખી લેખમાળા નીરાંતે વાંચી પ્રોત્સાહન આપનાર વાચકવર્ગનો પણ છું. સર્વે, સહુ કોઈને મારી વંદના હો. જય હિંદ!

કુલડોળ—ધુળેટી
સંવત ૨૦૦૪,
પાટડી.

**વૈદ્ય જાદવજી ન. શાસ્ત્રી**

# અનુક્રમણિકા



## અર્પણ

### શ્રીયુત ચુનીલાલ વર્ધમાન શાહને —

આપની વિવિધ રસયુક્ત નવલકથાઓમાંથી તથા "પ્રજાબંધુ" દ્વારા આપના પત્રકારત્વમાંથી જ્ઞાનસરિતનું પાન કરું છું અને છેલ્લાં દશ વરસના અંગત પરિચય પછી તો આપના અંગત અનુભવો અને સ્વસ્થ સ્પષ્ટ સૂચનોમાંથી પ્રેરણા પામી, મારી વૈદ્યકીય દૃષ્ટિથી સાહિત્ય સેવાનું ઋણ અદા કરી રહ્યો છું : એ ભાવનાથી પ્રેરાઈ હું આપની ષષ્ટિપૂર્તિના પ્રસંગે આ ગ્રંથ આપને વિનમ્રભાવે સમર્પણ કરું છું.

સ્નેહાધીન સાહિત્ય પ્રેમી

**વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી**

# યૌવનનાં ભયસ્થાનો

[ ૧ ]

## મંગળમય પ્રભાત

યૌવનનું પ્રાગટ્ય, એ મંગળમય પ્રભાતજીવનનું રસમય, જ્યોતિર્મય; ચેતનવંતું કાવ્યઃ દેહની અવસ્થાનું પરમ ધામ અને જીવંત શરીરની થનગનતી સૌરભભરી, નાદ ગજવતી બંસરીઃ મસ્ત અને મદીલી અવસ્થાઃ રસ રહે છે ગર્ભમાં ગર્ભ ફળમાં, ફળ વૃક્ષમાં અને વૃક્ષ બીજમાં, જેમ સૂક્ષ્માકારે સમાયેલાં ભાસે છે, તેમ યૌવન–મસ્ત યૌવન–મદભર્યું યૌવન, શૌર્ય, પુરુષાતન, ધીર, ગંભીર, ચાંચલ્ય. વેગ, ગતિ, સ્વભાવ, ઔદાર્ય, પ્રાવીણ્ય, પ્રેમ, ઉત્કર્ષ આદિ ગુણો અને વૃત્તિઓ સંપૂર્ણપણે જેમાં સોળે કળાએ દસ્યમાન થાય છે તે યૌવનઃ કૌમાર્યમાં, કૌમાર્ય બાલ્યકાળમાં, બાલ્યકાળ, તેમ જ ગર્ભાવસ્થામાં અને ગર્ભાવસ્થા પહેલાં બીજકમાં એમ ઉત્તરોત્તર યૌવનનો ઉષઃકાળ આપણને જીવાત્મા અથવા માનવશરીરનું બીજ જ્યાં પડ્યું છે ત્યાંસુધી એંચી જાય છે.

પાણીદાર મોતી બનતાં પહેલાં છીપમાં આવી પડેલા ક્ષેપક ઉપર જેમ વિવિધ પ્રચ્છાદનો (કવરો) ચઢતાં જઈ, તે મોતી ચમકદાર અને પ્રભાવશાળી સ્વરૂપમાં બંધાય છે, તેમ યૌવનનું પાણી બંધાતા

પહેલાં બીજ ઉપર ગર્ભાવસ્થા, માતાપિતાનાં શુક્ર, શોણિત, વિચાર, આચાર, આહાર, સ્વભાવ, મનોભાવ, ક્રિડા, ઉદ્દેશ, સમાગમ, ગર્ભાધાનસંસ્કાર, પ્રસવકાળ, બાલ્યાવસ્થા, કુમારાવસ્થા અને કિશોરાવસ્થાનાં સમયોચિત પટલો ચઢતાં ચઢતાં યૌવનની ઉષા આવી પહોંચે છે.

ભરયૌવન–સૌરભયુક્ત યૌવન એમને જ પ્રાપ્ત થઈ શકે જેમને ઉપર ગણાવેલી અવસ્થાઓ ભવ્ય રીતે પ્રાપ્ત થઈ હોય. એટલે તો માનવબીજના યથાયોગ્ય આરોપણ માટે, ભરયૌવનની પ્રાપ્તિ માટે બીજરોપકો જ પૂરા જવાબદાર છે. સમય, સ્થિતિ, ઋતુ, ભૂમિ, જળ, વાયુ, આકાશ અને જોઈતું ખાતર આદિનો પ્રથમ વિચાર કરીને કુશળ કૃષિકાર જેમ ભૂમિમાં બીજારોપણ કરીને મધુર સૌરભયુક્ત ફળની આશા રાખી શકે છે, તેમ પ્રજોત્પાદનક્રિયા દ્વારા કરવામાં આવતા માનવબીજના ગર્ભાધાનરૂપ બીજારોપણની ક્રિયા માટે પણ અનેક પ્રકારના વિષયો તરફ ખાસ ધ્યાન રાખવાની જરૂર છે: માનવબીજની પરિપૂર્ણ પક્વ દશા, તે બીજનું આરોપણ કરવા માટે શુદ્ધ ભૂમિ, સ્ત્રીનું ગર્ભાશય અને તેની સાથે સંબંધ રાખતાં સર્વ જનનેન્દ્રિયોનાં અવયવોની યથાયોગ્ય આરોગ્ય, અને સમ્યક્ સંશોધનયુક્ત અવસ્થા, ગર્ભાધાનરૂપ મહાન પવિત્ર ક્રિયા માટે સંયુક્ત થવા ઇચ્છતાં સ્ત્રી અને પુરુષનાં સંપૂર્ણ અંશે ખીલેલાં અને પૂર્ણ આરોગ્યયુક્ત સર્વ શારીરિક અવયવો, તેમજ દંપતીની માનસિક સર્વ લાગણીઓ ભાવનાઓ, વૃત્તિઓનાં તેમ જ બુદ્ધિ આદિ શક્તિઓની પરસ્પર અભિકામના આદિ સર્વ અનુકૂળતાઓ, ઉદ્દીપન માટે અનેક પ્રકારની તૈયારીઓ અને સમજપૂર્વક અગાઉથી ઉન્નત રીતે વિચારેલી નૈતિક, ધાર્મિક, ઉત્કર્ષ અને આધ્યાત્મિક તેમ જ પ્રાવીણ્યદાયક અને આત્મરક્ષક વૃત્તિઓને સર્વ રીતે પોષણ આપી, અનેક પ્રકારના આનંદોને અનેક રીતે વધારી શકે તેટલી સુંદર, મધુર, સુવ્યવસ્થિત અને ભવ્ય યોજનાપૂર્વક જે માતાપિતા પોતાનાં સંતાન માટે બીજારોપણ કરી શકે છે, જેઓ પરસ્પર પ્રસન્નતા, પ્રેમ, આનંદ, શાન્તિ, સૌજન્ય અને

પવિત્રતા આકૃતિના વિશુદ્ધ ભાવો તેના યથાર્થ સ્વરૂપમાં પ્રગટાવી, તેને મનને વિષે ઝીલી, પોતાના શુદ્ધમાં સંકલ્પ દ્વારા લાવી, એ જ બીજ સમાન ગુણ, ધર્મ, તેજ, વિચાર, એનાથી વિભૂષિત અર્ધાંગનાના ગર્ભકમળમાં મૂકી શકે છે.

अङ्गादङ्गात्स्रुतइव निज स्नेहजो देह सार।
प्रादुर्भूय स्थित इव बहिश्चेतना धातुरेक॥
सान्द्रानन्द क्षुभित हृदय प्रस्रवेणा विसक्तो।
गाढाश्लेषः सदिमम हिमच्योतमा शंसतीवा॥
[ ઉ. રા. ચરિત્ર ]

અર્થ:—અંગેઅંગમાંથી સ્રવિત થઈ પરસ્પરના સ્નેહઝારણોને અનુસરી, દેહના પરમ સારતત્ત્વરૂપે પ્રાદુર્ભૂત થઈ, બહાર સ્થૂલ રૂપે જે એક ચેતના ધાતુરૂપે સ્થિત થાય છે, જે આનંદની પરમ છોળોથી (ક્ષુભિત) અર્થાત્ સંચાલિત થયેલ હૃદયના પ્રસ્રવણથી અવસિંચિત થયેલ ગાઢાલિંગનથી ઘનીભૂત થઈ, હિમચ્યુત થયેલ જાણે મારો (આત્મીય) પરમ અંશ જ હોય નહિ એમ જણાય છે.

आनन्द ग्लुतिरात्मनो नयनयोरंतः सुधाभ्यंजनं।
प्रस्तारः प्रणयस्य मन्मथतरो पुष्पं प्रसादा रतेः॥
आलानंहृदयद्विपस्य विषयारण्येषु संचारिणो।
दंभन्योरिह लभ्यते सुकृततः संसारसारोऽर्भकः॥

અર્થ:—આત્માની અને નયનની અંતરસુધાના અભ્યંજનરૂપ, આનંદમય સ્રવણરૂપ, પ્રણયના પ્રસ્તાર (બિછાના)રૂપ, મન્મથ તરુના પુષ્પરૂપ અને રતિના પરમ પ્રસાદરૂપ તેમ જ અનેક વિષયોરૂપ અરણ્યોની અંદર સંચાર કરી રહેલ હૃદયરૂપ, હસ્તિના (આલાન)

નિબંધનરૂપ અને વળી સંસારનાં પરમ સારરૂપ બાળપુષ્પની પ્રસાદી દમ્પતીને આ લોકમાં મહાપુણ્યના પ્રતાપથી જ પ્રાપ્ત થાય છે.

માનવજન્મ અથવા મનુષ્યાવતાર એ શરીર તથા મસ્તક એ બન્નેના સંપૂર્ણ અંગપ્રત્યંગોનું યથાવત્ આરોગ્યયુક્ત અસ્તિત્વ, જે બીજ અથવા વીર્યની અંદર હોય, એવા વીર્યના આત્મવિદ્યુતમય પ્રવાહ સાથે, તેવી જ રીતે યથાવત્ વિધિથી પ્રેરાયેલા સ્ત્રીરજનું સંમિશ્રણ થઈ, એક આત્મયંત્રરૂપ શરીરનું બંધાવું અથવા સર્વ શારીરિક અને માનસિક શક્તિઓના બીજથી સંયુક્ત થઈ, સ્ત્રી ગર્ભાશયમાં અમુક આત્માનું અવતરવું કે જન્મવું તેનું નામ પ્રથમ જન્મ.

આવી રીતે બીજારોપણ થયેલ આત્મત્વયુક્ત બીજ સર્વ પ્રકારે તુષ્ટિ, પુષ્ટિ અને યથાવત્ સંવૃદ્ધિ પામી નવ માસને અંતે સ્ત્રીગર્ભાશય અથવા માતાના અંતરપટમાં વિશ્વકર્મા—ત્વષ્ટા—પ્રભુના દિવ્ય હસ્તે સ્વકર્માનુરૂપ ફળરૂપે ઘડાઈ, સંસારમાં જીવવા માટે બહાર આવે એ થયો બીજો જન્મ

ખરૂ જોતાં ગર્ભની અંદરનો પ્રથમ જન્મ એ જ મુખ્ય છે. કારણ કે બીજો જન્મ તો માત્ર પ્રથમની ઉપર જ મુખ્યપણે આધાર રાખી અવનીમાં અવતરે છે.

આવા પ્રથમ જન્મ વખતના દિવ્ય સંયોગોને ધ્યાનમાં લેતાં આપણને એટલું તો સહજ લાગે છે કે મનુષ્યજન્મનું બીજારોપણ એટલે શ્રી જીવી બની મનુષ્યનો દેહ લઈ, ભરતભૂમિમાં અવતરવું.

તીવ્ર બુદ્ધિમત્તા, અપૂર્વ દેહલાલિત્ય, સૌરભ અને તેજઃપુંજથી પ્રકાશતું દિવ્ય યૌવન નીરખવામાં આવે ત્યારે એ યૌવનની ખિલવણીમાં બીજરોપક અને ક્ષુપ ઉછેરક તથા ફલરક્ષક માતા–પિતાનો મોટો હિસ્સો છે એમ માનવું જોઈએ. તે યુવાન ધન્ય છે જેને કુશળ કારીગર સમાં, પોતાની સંપૂર્ણ જવાબદારી સમજનાર, વીર્યના કણુની મહત્તા પિછાણુનાર અને મનોમંથન નિપજાવી, બલવાન મનોબળવાળા, સંયમી અને સુશીલ માતા–પિતાએ પુખ્ત વિચારપૂર્વક,

ઐચ્છિક સંતતિ પેદા કરી, માતૃભૂમિને ઉપકારક એવાં રત્નો આપેલ છે. યૌવનનું ઘડતર પ્રથમ બીજરૂપે માતા–પિતાના મનોરાજ્યમાં થાય છે. પછી માતાના દેહમાં શરીર બંધાય છે અને બાલ્યકાળ તથા કિશોરાવસ્થામાં મીઠી નજરે પોતાના બાલકનાં રક્ષક અને પહેરેગીર બની, જે નરપુંગવો અને લક્ષ્મીબાઇ જેવી દેવીઓ જેમણે હિન્દને આપી છે એવાં માતા–પિતાની કૂખે જન્મ લેવો તે પણ માનવીનાં અહોભાગ્ય છે.

પ્રકાશ એ અંધકારનો નાશ કરે છે. જ્ઞાન એ બુદ્ધિના તમને મિટાવે છે. સાચી શક્તિ એ યૌવનની પ્રતિભા છે, અને સાચું યૌવન એ દેશની આઝાદી અને સ્વાતંત્ર્યનું પ્રતીક છે.

સ્વતંત્રતાવાંચ્છુ આવો! હિન્દનાં માતાપિતા, આવો! બાળકો આવો! યુવાનો આવો! આપણે આ પ્રકરણમાં મીઠી–જ્ઞાનભરી ગોષ્ઠિ કરીએ.

શિલ્પકારે ટાંકણું ઉપાડયું છે, હસું હસું થતી પ્રતિમા કોરવા માટે:

લેખકે કલમ ઉઠાવી છે–યૌવનનો મર્મ: સાચી જુવાની અને જુવાનીને ખાખ બનાવતાં–જાણ્યે અજાણ્યે ફસાવી પાડતાં ભયસ્થાને તરફ આંગળી ચીંધવા માટે.

ચિત્રકાર એ કલાકાર છે. તેની રંગભરી વાટકીઓ અને એની વેરણછેરણ પીંછીઓ તરફ દૃષ્ટિ કરવા કરતાં, તેના જુદા જુદા પડેલા શ્યામતાભર્યા અને ઘેરા લીલા રંગો જોવા કરતાં, એ રંગમિશ્રણમાં ઝબોળાઈને તારી સામે રંગાઈ તૈયાર થયેલો જુવાનીથી મદમાતો "મોરલો" ટહુકે છે તે સામે તું નજરે કર. ઉભો રહે, યુવાન! હિંદના વીર નર! દેશના ખમીરસમી તારી યુવાની–સાચી યુવાની બતાવવા હું પરદો ઉચકું છું. "યૌવનનાં ભયસ્થાનો"નું મંગળમય પ્રભાત આજે ઉઘડે છે, એટલે કે આ પુસ્તકના સંપ્રવેશનો પ્રારંભ થાય છે.

[ ૨ ]

## પુકાર

" મા! ઓ, મા! "

" કોણ્ કોણ? "

" મા, જનેતા, જનની, વસુંધરા ! એ તો હું તારો ગર્ભસ્થ શિશુ આત્મા: પિતાના બીજકણે તારા ઉદરે પ્રવેશી સપ્તધાતુ, જ્ઞાન અને કર્મેન્દ્રિયોથી બંધાઈ પંચભૂતરૂપે મનુષ્યવતાર પામનાર, તારા દેહમાંથી દેહરૂપે ઘડાઈ, જન્મ લેનાર: મા ! દેવોને ય દુર્લભ એવા ભારતમાં મારે જન્મવું છે. તારી ઓથ અને ગોદ, તારાં રક્ત અને માંસ; તારા શરીર અને મનની પ્રતિકૃતિરૂપે, તારા અંશાવતારરૂપે ઘડાઈ, ભારતના ભાગ્યવિધાતારૂપે, મારો પ્રવેશ થશે; ચાકડે ચડેલો હું કુંભારના સંતિકાનો પિણ્ડ છું. એને યોગ્ય પાત્ર બનાવવાનું તારું કર્તવ્ય છે, તારા શરીર અને મનોભાવ, તારાં વાણી અને ક્રિયા, તારા વિચાર અને આચારના સંસ્કારોએ હું તૈયાર થવાનો છું. "

" હા, હા, એટલે જ હું ફૂલી નથી સમાતી, મારું દિલ બાગબાગ ભરેલું પ્રભાતના અરુણોદય જેવું પ્હો ફાટતાં ઉઘડતા કમળજેવું, તૃપ્તિ પછીના સ્વર્ગીય સંતોષ જેવું અને શૈલજાની પૂજા પછીના આનંદ જેવું ભર્યું ભર્યું ભાસે છે. આવ, પ્યારા બાળક ! તારા મીઠા વધામણાં મને રોમાંચ કરાવે છે; મારી ઊર્મિઓ નાચી રહી છે: માતૃત્વનો આછો ભાસ મારા દિલનાં કમાડ ઉઘાડી રહ્યો હોય, એમ મારા સ્તનદ્રય ઝણઝણી રહ્યા છે. ઉદરસ્થ આત્મા ! મોજથી પીજો. સમય-સર આવો. હું મારા અંકમાં ઝીલીને હૈયાના હેતે, અમીભરી આંખે તારા ઓવારણાં લઈશ: "

" મા! ઓ મા ! "

" બોલો બાપ! મારા જીવનના વિસામા ! "

" માડી! મને તારો આશ્રય છે, તું જ મને તેજઃપુંજ બનાવી

નરપુંગવ બનાવી શકે તેમ છે. હિન્દમાં જન્મતા અને મરતા બાળ-
કોના આંકડા તો સંખ્યા દેશ કરતાંયે વધી જાય તેવા છે, અને જીવતાં
રહેતા એ કરોડોની સંખ્યામાં જન્મે છે, જીવે છે, થોડોક વસતિ
સંખ્યામાં વધારે કરે છે અને પછી પાછા મરે છે! આ આકાશમાં
અસંખ્ય તારલાઓ પ્રગટે છે અને અસ્ત થાય છે, પણ માતા!
હિન્દના આકાશમાં તું સૂર્ય ભાનુ ન બનાવે? શું શીતળ ચાંદની
પ્રેરતો ચંદ્ર ન નિપજાવે? એમાં તો તારા પોતાનાં મનોભાવની, તારી
તૈયારીની, તારી ઘડતર ઘડવાની હથોટી ખપે છે, માતા! શું તું
મને ભીષ્મ જેવો ન બનાવી શકે? નૈષ્ઠિક બ્રહ્મચર્ય, અચળ પ્રતિજ્ઞા,
અમોઘ પિતૃભક્તિ, દૃઢ નિશ્ચયના ઝળાંઝળાં થતા તેજથી જેણે પ્રતિ-
પક્ષીઓને મૌન કરી દીધા!

"એકસોને એકોતેર વર્ષની ઉંમરે જેણે કૌરવોની સેનાના નાય-
કનું–સેનાપતિનું પદ ગ્રહણ કરીને શત્રુપક્ષની સેનાને થરથરાવી મૂકી!
રાજનીતિના મર્મને ઘૂંટીને પી જનાર, સમર્થ અને ધુરંધર, મુત્સ-
દ્દીગીરીની ટોચ ઉપર સ્થિર થઈ અન્ય પુરુષોને નચાવનારા શ્રીકૃષ્ણ
જેવા ચપળ પુરુષનેય, પોતાના બાહુબળની શક્તિથી પ્રતિજ્ઞા તોડાવી
હથિયાર પકડાવનાર!

"સાવકી માતાના પુત્રોના કલ્યાણ ખાતર અને પોતાની
વચનપાલનની દૃઢ પ્રતિજ્ઞાને નિભાવવા ખાતર રાજ્યલાલસા અને
પોતાના સંપૂર્ણ હક્ક તથા અધિકારનો ત્યાગ કરી, જીવનપર્યંત
નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળી, સ્વાર્પણ અને સ્વાર્થત્યાગરૂપ સત્યવ્રતનો બોધ-
પાઠ આપનાર:

"શારીરિક સહિષ્ણુતા બતાવતા જે પુરુષ એકસોને એકોતેરમા
વર્ષે પણ બાણશૈયા ઉપર સૌજ્યથી શયન કરી યોદ્ધાઓને યુદ્ધનો
ધર્મ અને નીતિ સમજાવી શકે છે:

"જે પુરુષ ચિત્તની એકાગ્ર વૃત્તિ કરી, બાણશૈયા અને તેના

કષ્ટને નહિ ગણકારતાં, સ્વસ્વરૂપનું ચિંતવન કરી, આત્માભાસ મેળવી, દેહ-ગેહની વૃત્તિઓને સંકેલી, સત્ ચિત્, ઘન, આનંદમાં લીન થઈ શકે છે.

"તે ભીષ્મ—એ જ હિન્દના આકાશનો ભાનુ—મા તે જ હિન્દ-તનયાની કૂખે પોષાયો અને જન્મ્યો, જગતમાં તેણે જીવી જાણ્યું અને મૃત્યુનેય મંગળ બનાવ્યું એવો જન્મ હું વાચ્છું છું, દેવી ! તારી કૂખે.

"એવો જ કૂખનું એક બીજુ રત્ન તે શંકરાચાર્ય:

"ઓજસ્વી અને અદ્ભુત સ્મરણશક્તિ ધરાવી સનાતન ધર્મની બાંગ પુકારનાર બાળક શંકરાચાર્ય:

'પાંચ વર્ષની વયે માત્ર પાંચ જ વર્ષની વયે—દંડ-કમંડલ,ઓજન, મેખલા કૌપીન અને બહિરવાસ ધારણ કરી, જે સંસ્કૃત ઉપરાંત અનેક ભાષાઓનુ જ્ઞાન ધરાવે છે. અને જેણે અનેક ગ્રંથો વાંચી નાખ્યા છે; જેને પાણિનીનું અષ્ટાધ્યાયી વ્યકરણ કંઠસ્થ છે:

"ગુરુકુળમાં જ પંચવિષયનો વૈરાગ્ય સેવી, બૌદ્ધ ધર્મના સિદ્ધાંત અને સત્યાસત્યનો મર્મ સમજી, માતાની આજ્ઞા મેળવી, સંન્યસ્ત ગ્રહણ કરી, પઠનપાઠન કરી વેદાન્તના તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરી, કાપાલિકના જેવા પાખંડ મતનુ ખંડન કરી, જેમણે સંસ્કૃતના અનેક ગ્રંથો રચ્યા, એમના રચેલા 'પ્રસ્થાનત્રયી' જેવા અપૂર્વ ગ્રંથો અને 'મોહમુદ્દગર સ્તોત્ર' જેવાં કાવ્યોમાં રહેલી એમની શક્તિ ! એ પણ હિન્દના આકાશનો સૂર્ય:

"ત્યાગ અને વૈરાગ્ય, શમ અને દમ, આત્મનિષ્ઠા અને ભક્તિ —જેવા માર્ગો બતાવી; બ્રહ્મચર્ય' વ્રતની કઠિન તપશ્ચર્યાનો આદર્શ જગત સન્મુખ ધરનાર પરમ પવિત્ર સ્વામી સહજાનંદ:

"યોગના સપ્તપદ ઉપર આરુઢ થઈ વચનસિદ્ધિના બળે ચમત્કારો બતાવી, હિન્દુ ધર્મના નિંદકોનો ગર્વ ગલિત કરનાર મહાન યોગી હરિદાસ:

" પ્રેમભક્તિમાં આવી રહેલી વિકૃતિને કારણે વધી રહેલી ધર્મ-ઘેલછાને તોડી નાખી સનાતન વેદધર્મનો ઝંડો ફરકાવનાર બ્રહ્મર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતિ:

" સમાજસેવા અને ઇશ્વરનો સાક્ષાત્કાર એ બેઉ સાથે રહીને થઇ શકે તેવા માનવ ધર્મને હસ્તામલકવત્ જોઇ શકાય, એવો સદુ-પદેશ પોતાના જીવનચરિત્ર અને ઉપદેશથી આપી જનાર મહદ્ પુરુષ સ્વામી વિવેકાનંદ:

" સ્વરાજ્ય પ્રાપ્તિ માટે સત્ય અને અહિંસાને હથિયાર બનાવી, નિષ્કામવૃત્તિ, અનાસક્તિયોગ, ત્યાગ અને અસ્તેયનાં બાથાં સજી, દુઃખી દરિદ્રનારાયણને પોતાનાં આપ્તજન માની, **वसुधैव कुटुम्बकम् ।** નો મહામંત્ર ઘૂંટતાં, જેણે ચાલીશ કોટી હિન્દીઓની ( કોઇપણ ભેદ વગર ) મુક્તિ અને સ્વતંત્રતાને માટે લંગોટી વાળી છે અને અકથ્ય એવાં દુઃખો સહન કરીને પણ પાકટ વયે, આખા દેશના કર્ણધાર બની આજે સમર્થ મનાતી બ્રિટીશ સલ્તનત સામે જે ઝઝુમે છે, હું અને મારો દેશ ' 'મુક્તિ એ મારી ઝંખના ' એને અર્થે મારૂં પ્રાણાર્પણ' એવા અદ્ભુત સિદ્ધાંતોને અડગપણે વળગી રહેનાર એ મહાન યુગ-પુરુષ, આદર્શની પ્રતિમાસમા મહાત્મા ગાંધીજી:

" ઓ મા, હું ભૂતકાળમાં થઇ ગયેલા કે વર્તમાનના કયા મહાપુરુષો–મહારથીઓ–મહાન્ આત્માઓ–કોને બતાવું ? તું શું નથી જાણતી જનેતા ?

" વીરકેસરી નર શિવાજી, પહાડોની માફક અડગ રાણો પ્રતાપ, બાણાવલિ અજાનબાહુ વીર અર્જુન, દાનેશ્વરી વીર કર્ણ, દેશકલ્યાણની રગેરગ ભાવના જેના દિલમાં ભરી છે તેવા લોકમાન્ય તિલક મહારાજ:

" આ હું છું એ... –મ–એવા વીર નર જવાહરલાલ નેહરૂ અને અબુલકલામ આઝાદ, સરદાર, વલ્લભભાઇ અને વીર સાવરકર:

" એવા એક નહિ અનેક સુસ્વપ્નાઓની તું ખાણ છે. મા! ભારત માતા! એવાં રત્નો પ્રકાશમાન દિવ્ય તેજ આપતાં રત્નોને તું જન્મ આપે, ત્યારે જ દેશ સ્વતંત્ર અને આબાદ થાય, અને ત્યારે જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ સિદ્ધ થાય.

" દેશમાં પ્રજા તો કીટ અને પતંગ માફક ઉભરાઈ રહી છે. દર દશકાએ ચાર–પાંચ કરોડની સંખ્યામાં વધારો થયા જ કરે છે; અને ગુલામી માનસ, પરાધીન નોકરી તથા મરવાના આળસે જીવતાં માયકાંગલાં જીવન જીવતાં, બુદ્ધિ, શક્તિ, ઓજસ્–વીર્ય રહિત, જન્મથી જ એ સઘળાના સરવાળામાં 'દીવાળું' ખેંચીને અવતરેલી, સુસંસ્કારમાં મીંડું મેળવીને "યૌવન"ના ભિખારે આવી ઊભેલી પ્રજાને સાચા "યૌવન"ની પ્રાપ્તિ ક્યાંથી થાય, માતા ?

" મા! તારી સાથે પિતાની જવાબદારી કાંઈ નાનીસૂની નથી. એના દેહના ઘડતર અને એમાંથી પેદા થયેલા બીજક ઉપર પણ ઘણો આધાર રહે તો છે જ.

' છતાં પણ મા! માતા! મીઠી, આતૃપ્ત, સીંચાયેલી વસુંધરા! તારા ઉદરનાં અમી, પોષણ અને તારા ખોળાના લાલન અને કિશોર ભાવે તારી દેખભાળથી, તું જ સાચું "યૌવન" આપે છે અને તું જ વીર નરને જન્માવે છે. "

[ 3 ]

## અસાડા છોડ

આભની અમી સરવણીઓ ઝાલીને ઉદરે સંઘરેલા બીજને પૃથ્વી માતાએ અંકુર પ્રગટાવી, છોડ તો ભૂમિ પર નીપજાવ્યો, પરંતુ તેમે યૌવન આવતાં પહેલાં પ્રખર વાયરાઓ ઝીલવાના છે. ફૂટી નીકળતાં વાસેલી તેને બચાવી, હીમ ન લાગે તેથી સાચવી, તેનું સાચું યૌવન આવતા પહેલાં તેનું અનેક રીતે રક્ષણ તો કરવાનું જ છે.

માતાઓ લાખ લાખ ભાવનાઓ ભાવી, દિલને દ્રવતાં રાખી

કલિલા-ભીના અને વાસી આહારથી બની, દેહનાં રક્તકણોમાંથી વીણી વીણી, એની કાયા ઘડી; ગાનનાં પાન કરીને માતા સુભદ્રાની માફક છ છ કોઠાના યુદ્ધની વિદ્યા સાંભળીને તેના શીખ ઘૂંટતા ગર્ભને પહોંચે એવી રીતે જેમ ઉતાર્યાં, તેમ ગર્ભમાં બાળક હોય ત્યારે સચેત રહી, ભાવિની વિચારસરણીને પીતી અને બાળકનો દેહ ઘડતી માતાએ તેને પ્રસવ આપ્યો, અને એ ઉદરેથી સરીને ઉછંગમાં આવી પડ્યો.

માતાનો ખોળો એ તો અહો, ઇન્દ્રનું ઇંદ્રાસન ! વૈકુંઠ જવાનું વિમાન ! સ્વર્ગની નિસરણી ! અને પારિજાતકની શય્યાથી યે ખાસ એ માતાનો ખોળો:

આજે તો એ ખોળાનું સુખ યાદ પણ નથી આવતું. પગને ઉછાળતો, અંગુઠો ચૂસતો અને મૃગનાં બચ્ચાં જેવી આંખોથી માતાનું મુખ ટગર ટગર જોઈ રહેતો. એ મુખ ઉપર અમૃત ટપકતાં હેતાળા હેતે, વામહસ્તે માથાના વાળ દૂર કરી. મારા કપોલ ઉપર, મા ! તું ચૂમી લેતી હોઈશ, ત્યારે !

જગતનાં સર્વ સુખો ઉપર જવનિકા બિછાવીને પર બની જતી, મા ! તારા હૃદયને કયો કવિ કે લેખક દીવો કરી નરી આંખે જોઈ શકે તેમ છે ? મા ! તારું હેત, તારો પ્યાર, તારું ધબકતું હૈયું, તારી અમૃતસ્રવતી આંખોનું બયાન કોણ કરી શકે એમ છે ?

મા અને બાળક એ સૃષ્ટિનું આદિ કારણ શું નથી લાગતું ! અંકમાં સૂતેલા બાળક ઉપર મીટ માંડી, પયોધરને ઉલાસતી જ્યારે તું સર્વ દિશાને શૂન્ય બનાવી, યોગીની અનિમિષ દૃષ્ટિએ તારા લાડીલા બાળના મુખ સામે તાકી રહી હોય છે, તે ધ્યાન-અવસ્થા-સમય અને તારી સ્થિતિનું વર્ણન કોઈ નાથીજ લેખિની કરવાને સમર્થ છે ખરી ?

પણ ખમી જા, મા ! એ તારું છીપનું ચમકદાર મોતી એનું પાણી ગુમાવી ન બેસે તે તરફ તારે હવે જ ખરો ખ્યાલ રાખવાની

જરૂર છે એ ભૂલવાનું નથી. પ્રથમ તો તેને તારા ઉદરનું રક્ષણ હતું. હવે એ સૃષ્ટિના ચોગાનમાં છૂટું થયું છે. દેહ તો તેં ઘડી આપ્યો છે પણ મન, બુદ્ધિ, ચિત્ત અને મગજ એના વિકસવાનાં બાકી છે.

કાદવમાં ખરડાયેલાં મોતી, ચીંથરે બંધાઈ ગયેલાં રત્નો, આવરણથી ઢંકાયેલો દીપક, વાદળથી છવાયેલો સૂર્ય અને વિષયથી બદ્ધ થયેલો યોગી પ્રકાશ નથી આપી શકતાં. માટે આ તમારા નવજાત શિશુના તન બદનનું, માતા–પિતાઓ ! હમણાંથી જ તમે જો રક્ષણ આદરશો તો જ એ યૌવન–સાચા યૌવનના ઓવારે જઈ પહોંચશે.

વાર્તા વધતી જાય છે, તેમ ઉમર આગળ વધે છે. ૧ માસ, ૭ માસ, બાર માસ; એ બાળક જુઓને. પહેલાં સમજતુંયે નહોતું, અને પોતાના–પારકાનું ભાન કે સાન નહોતું. ૭ મહિનાનું તે થયું અને માતાને એ પિછાની શકે છે. એનાથી વિખુટું પાડતાં એ રડે છે એને જોઈને પાસે જવા હાથ ઉછાળે છે.

તમે સમજી શકો છો કે એ રીતે એની બુદ્ધિ અને સમજશક્તિ ઘડાય છે, એનું મન હીલોળા દઈ રહ્યું છે. એ આગળ વધવાનો માર્ગ કાપી રહ્યું છે. સાવચેત રહો ! એ ઘડાય છે–એ અસાડો છોડ ! અનિચ્છનીય પવનના જોરે કે પોષ માસની હિમઝરતી ઠંડીએ તે બરડ બને નહિ, કરમાય નહિ, સૂકાય નહિ.

તમે એમ નહિ માનતા કે માત્ર એ બાળકને પૂરતું ધાવણ આપ્યું, સમયસર દૂધ પીવરાવી દીધું, ઋતુ અનુસાર કપડાં પહેરાવી દીધાં કે સનલાઇટ સાબુથી નવરાવી, એના ભૂરીયા બાલને બે ચીંથરાં ચીટકાવી, મોઢા ઉપર પાવડર છાંટી દીધો એટલે કર્તવ્ય પૂરૂં થયું, અથવા તમે બાળકની બરાબર સંભાળ લઇ રહ્યાં છો.

તેના આહાર–વિહાર, તંદુરસ્તી અને વસ્ત્રપરિધાન કે સ્વચ્છતા તરફ કાળજી રાખો, એ માટે ખાસ કાંઇ કહેવાનું નથી. કોઈ સુઘડ માતાપિતા પોતાનું બાળક તંદુરસ્ત રહે, સ્વચ્છ રહે, દેખાવડું

રહે, અને કિલ્લોલ કરતું ઘર ગુંજાવે તેમાં આનંદ માનો એ એક સ્વાભાવિક વસ્તુ છે. પરંતુ મારે જે વાત કહેવાની છે તે બીજી છે. એ વાત છે એના મનના ઘડતરની.

તમે વાંધો ઉઠાવો છો ? આવા નાનકડા મનને વળી ઘડવાનાં શા ?

ખામોશ ! મારો એ જગ્યાએ વિરોધ છે અને એ બદલ હું એક ચેતવણી આપવા માગું છું: ધાવતાં બાળક ઉપર આપણી વર્તણુંકની, આપણી ક્રિયાની, આપણા વાતાવરણની અને આપણા દૈહિક અભિનયની, હાવભાવની—દરેકની અસર થાય છે—પૂરતી સંપૂર્ણ અસર થાય છે.

બાળક નાનું છે, અણસમજણું છે, એમ માની તમે જો એની મર્યાદાનો લોપ કરતાં હો અને એકાંતમાં સેવવા જેવા મનોરથો તેની હાજરીમાં સેવતાં હો તો એ બાળકનાં આંતર્મન ઉપર તેની સીધી અસર થાય છે—ગંભીર અસર થાય છે. તે કદીયે ભૂંસાતી નથી અને પછી જરાક આગળ વધો. તમે મોઢાની સીસોટી મારો અને બાળક ખુશી બતાવે છે, તમે હાથ લાંબા કરો અને તે તમારી પાસે આવવા હાથ પગ ઉછાળે છે. તમે આંખ કરડી કરો અને એ કરમાય છે એટલી ઉમરે પહોંચેલા બાળક પાસે, સામે કે હાજરીમાં તમારી કુચેષ્ટાઓ થાય તો તમે શું એમ માનો છો કે એ બાળક સમજતું નથી—સમજવા જેવી એની ઉમર નથી—તેને વાચા નથી ?

એ બધુંય નથી એમ માની લ્યો, પણ એને એક છે—આંતર્મન: તે આંતર્મન આ બધા પ્રસંગોને સૂક્ષ્મભાવે ઝીલી લે છે અને અંકુરરૂપે એ બાળકમાં સમાયેલ છે. પછી સમય આવતાં તે ઊગી નીકળે છે.

કેટલીક વાર ચાર અને પાંચ વરસનાં બચ્ચાંઓ એકાંતમાં મળતાં અવનવી કુચેષ્ટાઓ કરવા લાગી જાય છે. ભલા ! એ વસ્તુ એમનામાં ક્યાંથી આવી તે કહેશો ?

હવસી, ઇંદ્રિયોના ઘોડાને ન રોકી શકનારા અને બિનસંયમી

માતાપિતાનાં રાતદિવસનાં સામાન્ય અનુભવમાં આવતાં અડપલાં અને વિષયલોલુપતાની બહુ જ માઠી અસર નાનાં બચ્ચાંઓ ઉપર થાય છે. અને ઘરમાંથી ઉભરાતો આવો જ ધૂમાડો તેજસ્વી, દેવનાં દીધેલાં નિર્દોષ બાલુડાં ઉપર કાળી રેખાઓ અંકિત કરી આલયો જાય છે.

વૈદક શાસ્ત્રના નિષ્ણાતો 'સુકતાન, નામના વ્યાધિનું વર્ણન કરતાં જણાવે કે: 'નાનું બાળક પથારીમાં ભેગું સુતુ હોય અને સ્ત્રી જો પુરુષના સમાગમમાં આવે છે, અથવા બાળક ઘોડીયામાં હોય અને તેની દોરી પકડી માતા હીંચકાવતી વખતે સમાગમ સેવે છે, અથવા તો સમાગમ સેવ્યા પછી જો બાળકને ખોળામાં લઇને પય-પાન કરાવે છે, તો એવાં બધાં કારણોથી બાળકની સમધાતુ તમ બનીને ક્ષય રોગી જેમ સુકાતો ચાલે છે તેમ નાના બાળકને સુકતાન રોગ લાગૂ પડે છે, અને તે હિમ પડીને સુકાયેલા વૃક્ષની માફક સૂકાઈ જાય છે.'

અને મારો એ મત છે કે બાળકની સીધી કે આડકતરી હાજરીમાં જે માતા-પિતા, કાકા-કાકી, મામા-મામી કે કોઇ પણ ધણી ધણીયાણી વિષયાંધ થઈને વિવિધ ચેષ્ટાઓને આદરે છે, બાળકને બહાનું કાઢી બહાર ધકેલી એકાંત સેવવા પ્રયત્ન કરે છે, મોઢેથી બીભત્સ અને અયોગ્ય વાણી ઉચ્ચારે છે, ગુપ્ત અંગોની મર્યાદા બાળક સન્મુખ સાચવતાં નથી, અને એની નજર ચૂકવી હવસખોરીને તૃપ્ત કરવા ચેનચાળા કરે છે, તે સઘળાં પુખ્ત ઉમરનાં સ્ત્રી-પુરુષો કુમળાં બાળકોમાં ઝેરનું ખાતર ભરી, તેના યૌવનકાળના વિનાશ માટે સુકતાન પેદા કરે છે. સુકતાન માટે બીજાં આગંતુક કારણો હોઈ શકે, પરંતુ મુખ્યત્વે પ્રસ્તુત કારણ તેમાં ભાગ ભજવે છે.

પ્રત્યક્ષ રીતે તમારી ગેરવર્તણુંક નિભાવી લેતા બાળકો-શિશુ-ઓને તમે અણસમજુ માનતાં હો છો ત્યાં જ તમારી અજ્ઞાનતા છે.

એ ખાસ ખ્યાલ રાખવાની જરૂર છે કે બાળકમાં બીજી બધી

શક્તિ કરતાં અનુકરણ કરવાની શક્તિ અને જિજ્ઞાસાવૃત્તિ ખૂબ જ બળવાન અને સબળ બની રહેલી હોય છે, એ બે શક્તિની કેળવણી વગર તેનો વિકાસ થઈ શકે જ નહિ.

માત્ર એક અખતરા રૂપે ત્રણ જ વરસના બાળક ઉપર તમે માત્ર આ એક જ ચેષ્ટા અજમાવી અનુભવ કરો.

તમો તેની સામે જોઈને તમારી એક આંખનો ઇશારો મારો એ આંખને અનુસારે આગળ વધો અને માત્ર પંદર દિવસ સુધી એ બાળક ઉપર જ્યારે તમે તેને મળો ત્યારે એ અણુસારો—ઇશારો કરતા જાઓ.

પંદરમે દિવસે બરાબર તમારી માફક એ તમારી સામે એવી જ આંખ મારશે બરાબર આબાદ રીતે! અને પછી તો તમને દેખાશે કે તરત જ તમારી તરફ એ આંખ માર્યા વગર નહિ જ રહે. એ એની અનુકરણશક્તિ છે. એવી જ રીતે બાળકો વાંદરાની સામે દાંતિયાં, કૂતરાની સામે ભસવું, બિલાડીને જોઇ મ્યાઉં કરવું આ રીતે જોયેલું અને સાંભળેલું અનુકરણ કરતાં તુરત જ શીખી જાય છે અને એ આબાદ અનુકરણ કરે છે.

અનુકરણ પછી તરત જ તેની જિજ્ઞાસાવૃત્તિ ઉભરે છે. આ કેમ આ માટે, શું કરવા તેને એમ થાય છે—થવા કરે છે—વિચારપરંપરા ઉદ્ભવે છે, એનું બાળમાનસ જાણવાને આતુર બન્યું, એની વણથંભી શોધ અને આતુરતાઓ પ્રગટેલી કુમળી બુદ્ધિની કારમી ઘટે, એ કુમળો છોડ વાવાઝોડાથી ઉઝેડાય છે કે મૂળમાંથી નબળો પડીને ઉખડી પડે છે.

ઘરનાં વાલીઓ! માતાપિતાઓ! સાવધાન રહો. તમારા ઘરમાં બાળક છે. તમારા આંગણીયે શિશુ ઉછરી રહ્યાં છે. તમારા અશાડા છોડ બહેરાં લઈ રહ્યા છે. તમે તમારા દિલનું અને ઘરનું આંગણું એવું તંદુરસ્ત બનાવો કે બાળકના કુમળા પગમાં કંટક ન ભોંકાય

[૪]

## લાડકવાયાં

'જુગ જુગ જીવો લાલ'નો ઉમળકો ધરાવતી માનેય બાળકને વેગળું કરવું પડે ને ઘરકામ, આરામ કે વિવિધ ઉપાધિઓને અંગે પોતાના લાડકવાયા બાળને થોડી વાર દૂર ધકેલવું પડે છે, 'જાઓ બાબા–બેબી ! રમો હાં ! હવડે ફરી આવો, ચાલ, જોઉં બાઈ, હા ! આ બાબાને સંભાળ, રડે નહિ હાં–જરા ધીરેથી આવજે. મારે જરા આટોપી લેવાનું છે. આ આટલું કાર્ય પતાવી લઉં. જો, એ રાના ! માધુ ! શવજી ! બાબાને રડાવતો નહિ, સમજ્યોને ? જરા ફેરવી લાવ તો !'

અને માતા લાડકવાયા બાળકને છાતીથી વેગળું કરે છે તો યે તેનો જીવ તો બાળકમાં પરોવાયેલો હોઈને તે કામે લાગે છે.

મધ્યમ વર્ગના કુટુમ્બોમાં બાળકોને ઉછેરવા રમાડવા, ફેરવવા માટે નોકર કે આયા રાખવામાં આવતી નથી. પરંતુ તેના બાળકને ઘરની નાની કે મોટી છોકરી અથવા છોકરો બહાર ફેરવવા અને રમાડવા લઈ જાય છે. સુખી કુટુંબો, ધનવાનો અને રાજારજવાડાંમાં બાળકને નવરાવવા, અવરાવવા અને સાથે સુવાડવા સુધીનું સઘળું કાર્ય નોકરો અથવા આયા કે કામવાળી કરે છે. અને એ રીતે શ્રીમંતોની ગૃહિણીઓ બાળકોને ઉછેરવાના ઝંઝાવાત–તકલીફ–બાવરેશન–થી બચવાનો અને તન–મનનો આરામ મેળવવાનો પ્રયત્ન કરે છે.

બનતા બનાવો–બોલાતી ભાષાઓ: ચાલતી ક્રિયાએ સઘળાની ઝીણી મોટી અસર બાળક ઉપર થયા વગર રહેતી નથી.

બાળકને ગેલાવવાર, રમાડનાર કુટુંબ પૈકી છોકરું હોય છે, તો તે તેના સ્વભાવ પ્રમાણે આનંદ વિનોદ કરાવે છે. તેના થોડાક દોષ, થોડુંક બીકણપણું કે વાધાવચકા, હઠીલાઈ તોછડાઈ, ગોસાળપણું અને સ્વાર્થી સ્વભાવના દોષ,–દુર્ગુણો બાળકને આપે છે. પરંતુ ખાસ

અગત્યની બાબત છે નોકરોનીઃ ઘરમાં દાખલ થઈ રહેનારાં નોકરો–બાળકોને રમાડનાર નોકરો–કુટુંબમાં દાખલ થયા પછી ખાસ કરીને બાળક સાથે હળી જવાને, બાળકને મેળવી લેવાને એ લોકો ખૂબ આતુર રહે છે અને તેઓ ચતુર પણ હોય છે.

બાળકોને અનુકૂળ બનવામાં એ લોકો સુલભ એટલી સઘળી અવેજી ભરે છે, બાળકને અનુકુળ બને છે અને તેને ખુશ રાખવા બાળકો જે જે ઈચ્છા કરે છે, આકાંક્ષા સેવે છે અને જે માગે છે તે લાવી આપવા પ્રયત્નશીલ રહે છે, તેની પાછળ બાળકોનું મન જીતી લેવાનો, એમને પોતાને વશ રાખવાનો ખાસ એક હેતુ હોય છે અને બાળક એટલી હદ સુધી એવા નોકર કે નોકરાણી સાથે હળી ગયેલ બને છે કે ખુદ ઘરનાં માણસો–માતા કે પિતાને છોડીને તેનાં મનમાન્યા નોકર ચાકરો પાસે જવા–સાથે રહેવા તે ખૂબ ઈંતેજારી બતાવે છે. આવી રીતે રસબસ બની ગયેલા નોકરો ઘરમાં પછી બાળકોને લઈને ધીરે ધીરે માથાભારે બની જાય છે. બાળકો એ એમનું રક્ષણ બને છે અને ઘણાખરા કિસ્સામાં જોવામાં આવ્યું છે કે બાળકોને લઈને ઘરમાંથી નોકરોને રજા આપવા જેવાં કારણો હોય, છતાં રજા આપી શકાતી નથી; બલકે રજા આપ્યા પછી પાછા તે જ નોકર અથવા નોકરાણીને બોલાવી લાવવા પડે છે અને બાળકને તેમના હાથમાં સોંપવાં પડે છે.

બાળકોમાં ભાષાદોષ દાખલ થાય છે, બાળકોમાં ઘણી વાર ખરાબ આદતો પડે છે, બાળકો સ્વચ્છ–અસ્વચ્છતા વિસરે છે, તે પ્રસ્તુત કારણે.

હલકી મનોવૃત્તિવાળા નોકરોના હાથમાં રહેવાથી બાળકો આવા જ દોષો મેળવે છે, તે દોષો તો બહુ ખુલ્લા છે, પરંતુ એક ખૂબ જ ઘાતક અને વિનાશકારી બદીનું બીજ ઘણા કેસોમાં બાળકોમાં નોકરોના હસ્તક દાખલ થાય છે, એ તરફ ખાસ ધ્યાન દોરવાની ઘણી જ જરૂર છે.

ઘણી જ નાની ઉમરનાં બાળકને રડતાં છાનાં રાખવા માટે કે કજીઆમાંથી બીજી દિશા તરફ વાળી લેવા માટે નોકરો અને આયાઓ છોકરા અને છોકરીઓ ઉપર નહિ ઇચ્છવા યોગ્ય એક નાજુક-લપસણી યુક્તિનો અમલ કરે છે.

પંપાળવું–થાબડવું–હીલોળવું–ફંગોળવું એવી ક્રિયાઓ તરફ દરેક બાળક વધુ પ્યાર બતાવતું જણાય છે, તે તો બાળકને રમાડનાર સહુ કોઈ સારી રીતે સમજે છે.

રડતું બાળક ઘરમાંથી હાથમાં આવતાં, નોકરો ઉપર જણાવેલી ક્રિયાઓ ખૂબ દિલથી અજમાવવા લાગે છે અને કેમે કરી નહિ રીઝતા બાળક ઉપર તેઓ એક સેતાની પંજો લંબાવે છે.

એ સેતાની પંજો બાળકના ગુપ્ત ભાગ ઉપર જાય છે અને બાળક રડતું બંધ પડે છે.

એ શા માટે, એમ આપણને સહેજે પ્રશ્ન થાય છે.

શરીરના ચેતનવંતા જ્ઞાનતંતુઓનો શરીરનાં કેટલાક મર્મસ્થાનો સાથે ઘણો જ નિકટનો સંબંધ હોય છે, શરીરને રચનાર કુદરતે બહુ જ હેતુપૂર્વક ચોક્કસ ભાગો ઉપર આવાં જ્ઞાનતંતુના જૂથનું એકીકરણ કરીને ખૂબ બળવાન સ્વરૂપમાં તે તે જગ્યા ઉપર મૂકેલાં હોય છે.

સ્ત્રી અને પુરુષનાં ગુપ્ત અંગોમાં અને આજુબાજુના પ્રદેશમાં આવાં જ જ્ઞાનતંતુનાં જૂથને લઈને એ જગ્યાનો સ્પર્શ બીજાં અંગો કરતાં વધુ ચેતનમય અને જાગૃતિ લાવનાર હોય છે અને તેથી જ કેટલીક વખત આપણને પગનાં તળીયાંમાં, બગલમાં, ગળાની આજુબાજુમાં, સાથળનાં મૂળમાં કોઈ અડકે તો જ્ઞાનતંતુ ઝંઝણી ઉઠે છે. જેને આપણે ગલીપચી કહીએ છીએ.

માનવી ઉપરાંત સઘળાં પ્રાણીઓને આ જાતની ગલીપચીનો

અનુભવ થાય છે અને એ ગલીપચીની પાછળ એક ન સમજી શકાય કે વ્યક્ત ન કરી શકાય એવી મીઠી નાજુક લહેર ઉઠે છે, અને તે પ્રિય લાગતી હોય અથવા એક પ્રકારનો સુખાનુભવ મળતો હોય એવું જણાય છે અને મન બીજા બધા તરફથી પાછું વળીને આ એક જાતના સુખાનુભવ તરફ લાગી જાય છે.

ગુહ્યાંગના આખા પ્રદેશમાં આવી જ જાતનાં જ્ઞાનતંતુઓ પથરાયેલાં છે, અને જ્ઞાનતંતુ જાતીયતાની સાથે ઘણો જ નિકટનો સંબંધ ધરાવે છે. એટલે જ્ઞાનતંતુની સાથે જાતીયતાને ઉશ્કેરાટ મળતો હોઈ બીજાં અંગો કરતાં ગુહ્યાંગના પ્રદેશ પરનો હસ્તસ્પર્શ બાળકને એક પ્રકારની ઊંડા આનંદની લહેર તરફ લઈ જાય છે!

બે-ત્રણ-ચાર વરસનાં બાળકો બીજી રીતે કશું નહિ સમજતાં હોવા છતાં-જાતીયતા શી ચીજ છે તે નહિ જાણતાં હોવા છતાં-પણ ગુહ્ય ભાગના સ્પર્શથી એમને ચોક્કસ પ્રકારનો અવર્ણનીય આનંદ પ્રાપ્ત થાય છે અને નોકર નોકરાણી જ્યારે એમના ગુહ્ય ભાગને પંપાળવા લાગે છે ત્યારે તે બાળકો સઘળું ભૂલી જાય છે તથા સઘળી જાતના કજીયા દૂર કરી, એ સ્પર્શસુખનો આનંદ માનવા આતુર બની રહે છે. રમત-ગમત અને ઢીંગલા ઢીંગલી કે વિવિધ રમકડાંથી નહિ રીઝાતું બાલક, રડતું છાનું નહિ રહેતું બાળક, નોકર કે નોકરાણીના હાથમાં ગયા પછી ક્ષણમાત્રમાં એકાંતમાં ખડખડ હસતું સાંભળવામાં આવે છે. એક જ મિનિટ પહેલાં આડે ચઢી, કજીયાખોર જણાતું બાળક બીજી મિનિટે એકાંતમાં નોકર તેને લઈ ગયા પછી ખડખડ હસતું સંભળાય છે ત્યારે કોઈ નૂતન પ્રકારનો જાદુ કર્યો હોય એમ આપણને એ નોકર માટે લાગે છે. "માળું! છોકરાંઓ શું આ બાઈ સાથે હળી ગયાં છે ને! બસ વાત ન પૂછો. એની મા કેટલાં વાનાં કરે તો યે બસ એ તો "રાધા" કે "ચીમનાબાઈ" સિવાય રહી શકતાં નથી. કહો ન કહો, પણ સાળાં નોકરો આપણા કરતાં છોકરાંને કેમ રમાડવાં અને રીઝવવાં એ સારી રીતે સમજે છે!"

આવો સંતોષ વ્યક્ત કરતાં ઘરનાં નરનારી અને આમવર્ગને ક્યાં ખબર છે કે આની પાછળ કયું મહત્ત્વનું કારણ હોય છે!

મારી નજરે બની ગયેલો એક દાખલો ટાંકું :

મારા એક નિકટના સુખી શ્રીમંત સંબંધીને ત્યાં મારે મુંબઈમાં વારંવાર જવાનું થાય છે. ખરેખર, એ કુટુમ્બ ધનવાન, સુખી અને નોકરચાકર ધરાવનારું છે. તેમને ત્યાં બનેલી એક ઘટના હું જણાવું છું:

એ કુટુંબમાં સાત વર્ષની એક બેબી અને ચાર વરસનો બાબો હતાં. તેઓ સુખી માબાપની છત્રછાયા તળે ઉછરતાં હતાં, બીજા એક નાનાભાઈ તથા તેની નવી પરણેતર મળીને નાનાં મોટાં ૭ માનવીનું કુટુંબ હતું. પરંતુ તેને માટે બે નોકરો–એક મહારાજ અને એક ઘરકામવાળી હતાં. ઉપરાંત ભૈયાજી ખાસ નોકરોમાં મુખ્ય માણસ હતા. એ તમાકુના ખાસ શોખીન અને ટેડી ભાષાથી ઘરમાં એમનો વડકો સારો જેવો હતો. ભૈયાજી દશેક વર્ષથી આ કુટુંબમાં હતા. તેમના સ્વભાવ કડકાઈ અને મિજાજને કારણે તેમને લગભગ ચાર વખત રજા આપેલી અને પાછા ફરી ફરી તેમને રાખવામાં આવતા. આ બિના મેં બે ત્રણ વખત જાણેલી, પરંતુ નોકરોની બાબતમાં–આંતરિક વહેવારની અંદર–મારા જેવા મહેમાને શા માટે માથું મારવું જોઈએ ?

શેઠાણી ભૈયાજીથી અંદરખાને ખૂબ નારાજ હતાં, તોયે ઉપરથી રાજીપણાનો દેખાવ કરતાં, શેઠની ઇતરાજી હોય તોયે તે નાઇલાજ હતાં. કારણ કે ઘરનાં બન્ને બાળકો ભૈયાજીથી ખૂબ જ હળી ગયાં હતાં–દુઝણી ભેંસ જેમ દોવાવાળીને હાથે ચઢે છે તેમ.

એ કુટુમ્બમાં મારે જવાના પ્રસંગો તો વારંવાર બનતા; પણ એક વખત તો તેમને ત્યાં જ ઉતારો કરવાની ઇચ્છાએ મેં ધામા નાખ્યા હતા. આઠેક દિવસ હું રોકાવાનો હતો. દશેક વર્ષ પહેલાંની આ વાત છે. તે વખતે પ્રવૃત્તિ પણ અત્યારના કરતાં ઓછી એટલે

'રળીયા ગઢવી'ની માફક ગમ્યું ને ગોઠયું તો ચાર દિવસ વધુ પણ રોકાઈ જતો. શેઠશેઠાણીનો ભાવ અનન્ય હતો એટલે ઘર જેવું હતું.

મુખ્ય રૂમમાં શેઠાણી બેઠાં હતાં, એક ગાદી ઉપર હું હતો અને ભૈયાજી આવ્યા.

"કબેં વૈદરાજ! આ ગયે ?"

"હા, ભૈયાજી! મજેમેં હો નાં ?"

"હાં જી. મજેસેં રોટી ખાને હૈ, દિન ગુજારતે હૈ. અબ તો તુમ યહાં હી ઠહેરોગે ન ?"

"હા, ભૈયાજી! શેઠાણીની ઇચ્છા ઘણા દિવસથી હતી કે હું તેમનો મહેમાન બનું. એટલે આ વખતે તો મેં પણ અહીંજ ઉતારો રાખ્યો છે.'

ભૈયાજી એક નાના સરખા સ્ટુલ–ટેબલ (ફાનસ મૂકવા જેવું) ઉપર બેઠા. હું બેઠો હતો, શેઠાણી જાજમ ઉપર હતાં, તોયે ભૈયાથી નીચે ન બેસાયું.

હોય, એનું કાંઈ નહિ. પણ નોકર માણુસને આ રીતે મહેમાન અને શેઠાણી હોય ત્યાં આવીને બેસવાનો અધિકાર ન હોવો જોઈએ. જો કે એથી આપણે શું ? આવી ચીકાશ કરનાર ચીકણાં માણુસ ગણાય. નોકરો રાખનારના દિલમાં એવી બાબતમાં કેટલીક ખેલદિલી હોવી જોઈએ. વારૂ, એ વખતે એમની બેબી નિશાળેથી આવીને રૂમની અંદર દાખલ થઈ. માતા નજીક હોવા છતાં એ ભૈયા પાસે ગઈ અને ટેબલ ઉપર પગ ઉભા રાખી બેઠેલા ભૈયાના ઉભા ઢીંચણુ ઉપર થોડો પલાણી ભૈયાના ખભા ઉપર હાથ રાખીને બેસી ગઈ, અને "ભૈયાજી ચલો ફરવા જાયગેંના ?" "કીધર જાયગેં" ની વાતો કરવા લાગી.

હું સામાન્ય વાતચીત શેઠાણી સાથે કરતો હતો. મારી નજર બેબી અને ભૈયા ઉપર હતી. થોડો પલાણી બેઠેલી બેબીને ભૈયો પગ

ઉંચાનીચા કરી હીલોળતો હતો, અને એ હીલોળે ચઢેલી બેબી આનંદ માણતી હતી. કેટલીયે મિનિટો એમ ચાલ્યા પછી બેબીને લઇને ભૈયો બહાર ગયો, અને મેં શેઠાણીને પૂછ્યું :

"બાઈ ! તમને ભૈયો ઘરનોકર ઠીક મળી ગયો છે. પહેલાં તો એને રજા આપી હતી. તેને પાછો રાખ્યો ખરો કે ? સારા નોકરો વગર ઘરમાં ચાલેય નહિ ને !"

"હા, શું કરીએ ભાઈ ! રડ્યો સારો તો શું ! એના મિજાજનો પાર નથી. બે ત્રણ મહિને પગાર વધારવાના ઝઘડા, ખાવામાં એને શેઠ કરતાંય સવાયું જોઇએ. ચાલતાં આપણું અપમાન કરે અને મોઢું તોડી લે. પણ આ છોકરાંઓને માટે એને રાખવો પડે છે. છોકરાંઓ એને જુએ કે અને જાણે પ્રભુ આવ્યા ! મારી માયા નહિ તેટલી તેની. જુવો બેબી ૭ કલાકે ઘરમાં આવી, પણ મારી સામે જોયુંય ? ભૈયો અહીં હોય તો એમને ગોળનું ગાડું !"

રાતના દશ વાગી ગયા હતા. પથારીમાં ચાર વરસનો બાબો સુતો હતો, માતા પંપાળતી હતી તોયે ઊંઘતો ન હતો અને બાઇએ હાક મારી: "ભૈયા ! યે બાબાકો સુલાવ !"

ભૈયો આવ્યો, બાઈ પથારીમાંથી ઊઠી ગયાં. બાબો ભૈયાને જોઇ ખુશ થયો. બહારના રૂમમાં ખુરશીઓ ઉપર અમે બેઠા હતા. બાઈ પણ બહાર આવી ખુરશી ઉપર બેઠાં. હું બેઠેલો તે ખુરશી એવી જગ્યાએ હતી કે બારી વાટે બાબાની સુવાની પથારી મારાથી જોઇ શકાતી હતી.

ભૈયો બાબાને પસારવા લાગ્યો અને બાબો તદ્દન ઉલટો સૂઈ ગયો. ભૈયો એ બાળકના નિતંબ ઉપર એક એવા પ્રકારની મસાજ –ચંપી આપતો હતો કે તેથી તેનો કમરનો ભાગ વળાંક લેતો અને પથારીથી દબાયેલો ગુપ્તાંગનો ભાગ પથારી સાથે ઘર્ષણ પામતો. માતાની સાથે ઝગડે ચઢેલો અને રીસાયેલો બાબો ભૈયાનો હાથ

અડતાં શાંત થઈ ગયો. તે ઊંઘ્યો નહોતો, પણ એક ચોક્કસ પ્રકારના આનંદમાં સ્થિર થયેલો હતો.

મારી ખુરશી પાસે પડેલી ટીપાઇ ઉપર ચહા પીને ખાલી કરેલા રકાબીપ્યાલાને મેં આળસ મરડી હાથનું ઠેબું લગાવ્યું. રકાબી–પ્યાલો નીચે જઈ પડયાં. શેઠાણી ખુરશી ઉપરથી ઊભાં થઇ ગયાં અને કોઇ અકસ્માત થયાની ભ્રાંતિથી ભૈયો રૂમની બહાર દોડી આવ્યો. મેં રૂમની અંદર પ્રવેશ કરી બાબાને ઊંધો સૂતેલો સવળો કર્યો. તેનું ગુપ્તાંગ પૂર જોશમાં ઉત્થાન પામેલું હતું, અને પથારીના ઘર્ષણથી તેની ચામડી થોડી ખુલ્લી થયેલી હતી.

ભૈયો રકાબી પ્યાલાના ટુકડા વીણતો હતો. બાઈ અંદર આવી પૂછવા લાગી : 'કેમ વૈદરાજ ! શું થયું ? હાંફળા ફાંફળા કેમ અહીં દોડી આવ્યા ?'

છત ઉપર ચોટીને સ્થિર થયેલી ગરોળી તરફ આંગળી ચીંધી મેં બાઈને કહ્યું : 'એ તો એમ થયું કે આળસ મરડતાં બારીમાં મારી નજર પડી ને ત્યાં નાની ગરોળી પથારી પાસેથી પસાર થતાં તેનું પૂછડું હું જોઈ ગયો. વીંછીના આંકડા જેવું એ લાગવાથી મને શંકા થઈ કે રખેને બાબાની પથારીમાં એ પેસી જાય ! એથી હું દોટ મૂકી અંદર આવ્યો, ત્યાં તો દીવાલ ઉપર થઇ છતમાં એ ચોટકાઇ ગઇ. જુઓ પેલી ગરોળી !'

'હાશ, હું તો ધ્રાસકી ગઈ બાપાજી ! રકાબી પ્યાલો તો જાણે જનહજમાં ગયાં. પણ એનો ચભાકો થયો અને તમે દોટ મૂકી રૂમમાં ગયા. આ બધું બની ગયું એક સાથે, ને હું તો ડરી ગઇ !'

'હોય બહેન એ તો જોગાનજોગ બનવાકાળ છે. ચાલો કાંઈ નહિ. માત્ર મારા હાથની હડફેટે નકામું રકાબી પ્યાલાનું નુકસાન થયું.'

ચારેક દિવસ મુંબઈ આવ્યાને થઈ ગયા. દિવસે થોડો વખત બહાર ફરી આવી બાકીનો વખત હું ઘરમાં જ રહેતો. શેઠ ધંધા અર્થે

દિવસે બહાર રહેતા. રાત્રે અમે બે-ત્રણ કલાક સાથે બેસતાં, વાતો ખૂબ કરતાં. બન્ને માણસને મારી વાતોમાં એવો તો રસ આવતો કે રાતના બાર થાય તોયે 'ચાલો સૂઈ જઈએ' એમ કહું, ત્યારે કહેશે 'થાય છે, શી ઉતાવળ છે?

પરંતુ મારી આંખો ઘરમાં આવતાંની સાથે ભૈયાને શોધતી. ભૈયો કોઈ વાર બેબીને અને ક્યારેક બાબાને લઈ એકલો જ બેઠો હોય. રીઝાવવું, રમાડવું, જમતી વખતે પાસે બેસવું અને સુવરાવવું એ તો ભૈયાનું ખાસ કામ હતું. પણ ભલા, બેબીને હું જ્યારે જોઉં ત્યારે એ તેના ઢીંચણ ઉપર હોય કાં ભૈયાના ખોળામાં હોય અને પછવાડે હાથથી ભૈયો બેબીના નિતંબ થાબડતો હોય, એ મને નહોતું ગમતું. અને વારંવાર બાળક સાથે ભયો હોય ત્યાં કાંઈ પણ કારણ કાઢી મારે ડોકીયાં કરવાં એ ભૈયાને નહિ ગમતું હોય એમ હું માનું છું. ઘરના માણસો તો બેબી અને બાબો ભૈયાની પાસે છે તેટલું માનીને સંતોષ લેતાં. હું તો મહેમાન-પરાયો! હું શા માટે આંખના કણાની માફક આડો અવળો થઈને ત્યાં જ લાગ્યો રહેતો હોઈશ, એમ પણ એ ખાઈ બદેલો નોકર ભૈયો માનતો હશે!

બાથરૂમમાંથી નાહીને નીકળેલી બેબીને ભૈયો કપડાં લાવી આપતો હતો. હું રૂમમાં નહાવા માટે દાખલ થયો. મેં રૂમને થોડીક અધખોલી રાખીને જ નહાવાની શરૂઆત કરી અને ભૈયો ટુવાલથી શરીર લૂછવા માટે બેબીને મદદ કરતો હતો.

બેબીના ગુહ્યાંગ અને સાથળની સાથે તેના હાથની ચાલાકી અને કનડગત મેં રૂમમાં રહીને જોઈ લીધાં. એ સ્પર્શસુખનો આનંદ માનતી અને સ્થિર થઈ ઊભી રહેલી બેબીને જોઈ લીધી. મને નિશ્ચય થયો કે આ નિર્દોષ કુમળા બન્ને બાળકો અકાળે ભયંકર કાળના પંજામાં જઈ રહ્યાં છે!

તે જ દિવસે બપોરે શેઠાણી પાસે ભયાએ પાનના પૈસા માગ્યા

અને ' કાલે જ લઈ ગયા છો ને ?" આટલું જ કહેવાથી ભૈયા, "અચ્છા, તો હમકો ઐસી નોકરી નહીં ચાહિયે" કરી રીસાઈ ચાલ્યા ગયાનો પ્રસંગ બન્યો.

સાંજ પડી. શેઠ આવ્યા. ભૈયાને શોધતાં બન્ને બાળકો દોટો દેતાં હતાં. માતા સમજાવતી હતી: "બહાર ગયો છે, બેન ! બાબા ! હમણાં રાત્રે આવી જશે હોં. રમો, બેસો." પણ બાળકો ઘડીક થાય ને બોલે: 'બાપુજી ! ભૈયા ક્યાં ગયા ?"

શેઠાણીએ શેઠને બધી વાત કરી. શેઠે કહ્યું: "અરે, તેં વળી આ કયાં કર્યું ? બાળવા'તાને બે ચાર આના વધુ. વળી પાછો આ છોકરાંઓ ખાતર તેને મનાવવા જવો પડશે." અને શેઠાણી સીવાઈ ગયાં–ઓશિયાળાં થઈ ગયાં. એ એની દીનદશા મારાથી ન સંખાઈ. મેં કહ્યું: "શેઠ ! ઘરમાં એક ગંભીર ભૂલ થઈ રહી છે."

"કેમ ! શેની, વૈદરાજ ?"

"શેઠાણીને તમે નકામા લડો છો."

"હા, ભાઈ ! હા, હું તે જાણું છું. પણ આપણી તો પરાધીન દશા છે. નોકરો વગર કેમ ચાલે ? અજાણ્યા નવા નોકરોને વળી ક્યાં રાખવા ? આ જૂનો ભૈયો જરીક તોછડો અને મિજાજી છે, પણ છોકરાંઓ તો સચવાય છે ના !"

'ના જી, છોકરાંઓ સચવાતાં નથી, પરંતુ તેઓ નાશ પામે છે, અકાળે મોતના મુખમાં ઝડપાઈ રહ્યાં છે !"

"હેં ! એ શું વૈદરાજ ? હું એ ન સમજ્યો."

"તો હું આપને એ પ્રત્યક્ષ રીતે સમજાવી દેવા ઇચ્છા રાખું છું. પરંતુ સોગન લઈ દયો કે રીસાઈને ચાલ્યા ગયેલા ભૈયાને ફરી ઘરમાં દાખલ નહિ કરો."

"એવું હોય, વૈદરાજ ! આપ તો અમારા પૂજ્ય છો. એમાં સોગનની જરૂરજ શી છે : અમને એવું કાંઇ બતાવો તો, એવા પંદર રૂપરડીના નોકર એ આપના વચનથી કાંઈ વધુ છે કે ?"

'વારૂ, ધીરજ રાખો. હમણાં બાબાને સુવાનો વખત થવા દો."

બાળકો વિનાશના પંથે જઇ રહ્યાં છે એ જાતનું સંબોધન સાંભળીને શેઠ તો કલ્પનાના ઘોડે ચઢી ગયેલા જણાયા. મારે વાત કરીને નહિ પરંતુ તેમને પ્રત્યક્ષ રીતે બતાવવું હતું અને એ ગુણગ્રાહી કુટુંબમાં માઠી અસરે જે પગપેસારો કર્યો હતો તેને દૂર કરવી હતી. એટલે વધુ નહિ પૂછતાં હું જે રીતે ખુલાસો કરૂં તે જાણવા બેઉ માણસો આતુર બન્યાં. શેઠને એ પણ શંકા ગયેલી કે પોતાની પ્રામાણિક અને પવિત્ર સ્ત્રી સંબંધમાં તો વૈદરાજ કાંઈ શંકાશીલ નહિ બન્યા હોય ને ! અણઉકેલી બિના માટે માનવીને અનેક કુશંકાઓ જાગે છે !

રાત્રે અમે સાથે જમ્યા. બાબાને સુવરાવવાને વખત થયો અને અને તે રાડે ચઢયો હતો. ભૈયો તેને પંપાળે એવી એની માગણી હતી.

અનારનવાર હું કુટુંબમાં જતો આવતો હતો. મારો સ્વભાવ બાળકોને બોલાવવાનો–ખેલાવવાનો પ્રથમથી જ છે. એટલે ઘણી સરળતાથી અજાણ્યા કુટુંબમાં બાળકો સાથે હું ભળી શકું છું. બાળકોને મેળવી લેવાની પણ આવડત જોઈએ છે, દીવેલ પીધેલું મ્હોં કરી, ભારેખમ થઈને બેસી રહેતા, પોતાની જાતને મોટું માણસ માનતા માનવીઓ પ્રત્યે બાળકો કદાપિ વહાલ કરતાં નથી. નિર્દોષ પ્રેમ બતાવતાં આવડે તો બાળક ખેંચાઇને આવે છે જ.

સુવાની રૂમમાંથી બાઇને બહાર બોલાવીને અંદર હું દાખલ થયો. બાબાની પથારીમાં જઈ, તેને મેં ઉલટો કરી દીધો અને અને મેં કહ્યું: " બાબા ! ભૈયો હમણાં આવશે, હો ! ચાલ જોઉં, હું તને ભૈયો પંપાળે છે તેમ પંપાળું.'

ભૈયાની બાબાને પંપાળવાની રીતનો મને ખ્યાલ હતો. બાબાને મારી રીત ગમી પણ ખરી. તે આંખો મીંચી સૂતો અને ભૈયાની

ચંપી મેં ચાલૂ કરી. પ્રથમ શેઠાણીને અને પછી શેઠને મેં અંદર બોલાવ્યાં અને મારી પાસે બેસાડયાં.

"જુઓ, શેઠ! બાબાને આ રીતે પંપાળવું અને ચંપી ગમી ગયાં છે. તમે કહેશો કે એથી શું? હું કહું છું કે એ ચંપી અને આ રીતે પંપાળવું તે ભયંકર છે, કારણ કે એનાથી નીચેના ભાગમાં ચોક્કસ પ્રકારનું ઘર્ષણ થાય છે. બાબો આંખો મીચીને સૂતો છે તે ઊંઘતો નથી, પણ એક પ્રકારના ચોક્કસ જાતીયતાના અણસમજ્યા આનંદમાં તે મસ્ત છે. તેનો પ્રત્યક્ષ પુરાવો તમે જોઈ શકશો" મેં બાળકને સવળો કર્યો અને ઉપરથી ટેનીસની ચાળ હટાવી દીધી "જુવો, બીડાયેલો ગુપ્ત ભાગ પુષ્કળ ઉત્તેજીત થયેલો છે અને ખુલ્લો પણ છે બાળકને આ વિષયમાં લાભ—હાનિની ખબર નથી. પરંતુ જેણે આ અખતરો એની ઉપર અજમાવ્યો છે, તેણે તેને આથી વશ કરી લીધો છે. એનો હાથ અડકયા સિવાય આ બાળકને ચેન નથી પડતું. એમ તો બાઈ સાહેબ પણ બરડામાં–પછવાડામાં સરસ રીતે પ્રેમથી પંપાળે છે, પણ આ બાળકને તમારા ભૈયાએ એક પ્રકારના અનિષ્ટ આનંદનો ભોગી જે રીતે બનાવ્યો છે તે રીત બાઈને આવડતી નથી. મેં ભૈયાના હાથથી એ જાણી લીધી છે. હવે થોડીવારમાં એ બાળક સૂઈ જશે. પરંતુ આ કાચી કળી જેવા બાળક ઉપર જાતીયતાનો આવી પડેલો પડછાયો તેને આ રીતથી કઈ ભૂમિકા ઉપર લઈ જાય અને જુવાની આવતાં તેની શી દશા થાય, તેની કલ્પના કરવાનું હું આપની ઉપર છોડું છું. આપણે અત્યારે સૂઈ જઈએ. બેબી માટે કાલે આપને હું સમજાવીશ."

સવારનું સ્નાન તો થયું. બેબી ભૈયાને શોધી રહી હતી. એને મેં મારા રૂમમાં બોલાવી. સાત વર્ષની એટલે ખાસી સમજણી છોકરી. મને એ વૈદ્ય કાકા કહેતી, મેં કહ્યું: "આવને બહેન! તું તો મારી પાસે આવતી યે નથી. તું ભણવા જાય છે. સરસ આવડે છે એમ બા કહે છે. ખરી વાત ને?

હવે તો હું તારે ઘેર જ રહેવાનો છું અને તને શીખવવાનો પણ ખરો " થોડે દૂર ઉભેલી બેબીનો હાથ પકડી મેં પાસે ખેંચી લીધી અને મારા પગ ઉપર બેસારી દીધી; શરમાતી બેબીને હું પગથી હીલોળવા લાગ્યો અને મીઠી વાતો ચાલુ રાખી પગ ઉપર એ ઘોડો પલાણીને દબાણ લેતી, છૂટવાનો પ્રયત્ન કર્યા સિવાય વાતે વળી.

મેં કહ્યું: " ખરૂં કહેજે, બેબી ! આવી રીતે હીંચકવું તને ગમે છે ને ? રોજ તું મારી પાસે આવે તો હું તને પગ ઉપર હીંચકાવું."

તેણે ડોકું નમાવીને અર્થસૂચક ' વારૂ 'નું સૂચન કર્યું.

'બેબી ? તને ભૈયો આ રીતે રોજ રમાડતો, ખરૂં ને ?" એણે આંખો ઢાળી હા કહી.

" જો બેબી ! ભૈયો રીસાઈ ને જતો રહ્યો છે; તેણે એમ કહ્યું છે કે બેબી જો સાચું બોલીને બાને બધી વાત કરે, તો તે પાછો આવે. આપણે ભૈયાને પાછો બોલાવવો છેને ?"

' હા' બાલિકાએ ઉત્સાહપૂર્વક ઉચ્ચાર્યું.

' જો ભૈયો નહિ આવે તો રોજ હું તને રમાડીશ, ફરવાને લઈ જઈશ, પંપાળીશ. પણ એ બાથી છાનુંમાનું નહિ. બાને વાત તો કરવી જ જોઈએ, ખરૂંને બહેન ! બા એમાં થોડા જ લડવાનાં છે ? ચાલ આપણે એમની પાસે જઈએ."

બાઈ નહાઈ ધોઈ પૂજાથી પરવારી તૈયાર થતાં હતાં ત્યાં હું બેબીને તેમની પાસે લઈ ગયો.

" જુઓ બહેન ! બેબીને તમારે લડવાનું નથી હાં ! બેબી તો ડાહી છે. પણ સાચુ બોલ, બેબી ! ભૈયો તને પગે પંપાળતો હતો, નહિ બહેન ?"

" હા. " બેબીએ ટૂંકો જવાબ આપ્યો.

"પછી આ જગ્યાએ તને પંપાળતો હતો, ખરું કે?"

"મેં ક્યાં એને એવું કરવા કીધું હતું?"

"નહિ નહિ, બેન! તેં નહિ કીધેલું, પણ તમે જ્યારે એકલાં હો—ભૈયો ને તું, ત્યારે તે તને પંપાળવા લાગતો. નહિ કે? ચાલો ત્યારે બેબી! જમીને આજે તું નિશાળે જવાની કે? વારુ, જાઓ"

બેબીને જમવાના રૂમ તરફ મોકલી શેઠ પાસે શેઠાણીને મોકલતાં મેં કહ્યું: "બાઈ! તમે જાણેલી હકીકતથી શેઠને માહિતગાર કરો તો મર્યાદા સચવાય."

થોડીવાર પછી બન્નેની હાજરીમાં હું જઈને બેઠો અને શેઠને સંબોધીને મેં કહ્યું: "જુઓ શેઠ! આપણાં ઉછરતાં કુમળાં બાળકોમાં આપણાં નોકરો કેવું અનિષ્ટકારી તત્ત્વ આટલી ઉમરથી દાખલ કરી દે છે? અને એ અનિષ્ટની ઓથે રહી આપણા બગીચાના મૂળમાં ખારનું ખાતર પૂરી, આપણું બૂરું કરવા કેવા પેંતરા રચે છે તે તમે જોયું.

"તમારું લૂણ ખાઈ; તમારા પૈસે પોષાઇ, ઘરમાં રહી આંખ્યો કાઢતા ભૈયાની અંદર જે બળ અને જોહુકમી હતાં તે આ બાળકોને વશ કરવાની કળા એને હસ્તગત થઈ ગયેલી એ બળે તે કૂદતો હતો, આપણે સુખી ઘરનાં માણસો આપણા કુટુંબમાં નોકરોને દાખલ કરી, ઘરનાં માણસને સોંપતાં પણ જીવ ન ચાલે તેવાં આપણાં હૃદયનાં ટુકડાસમાં બાળકોને એ નોકરોને હવાલે કરી આપણે નિરાંત સેવીએ છીએ કે બાળકો આનંદથી મોટાં થાય છે.

"આટલા નાના બાળકોને એ રીતે ગુપ્ત ભાગ છંછેડાવાથી ભેસ્કેરાટ વધે છે અને તેથી ધીરે ધીરે અજ્ઞાન અવસ્થામાં તેઓ નોકરને સ્વાધીન થતાં જાય છે. પછી એ જ નોકરો મોટાં થતાં બાળકોને હસ્તમૈથુન અને તેના જેવી અનેક બદીના રસ્તે વાળવાનું જરીયે ચૂકતા નથી.

"સરસ ખોરાક ખાતાં, મનમાન્યું હરતાં ફરતાં, ઘી, દૂધ અને માખણમાં ભીલા રાખવા છતાં કેટલાંયે બાળકો રિકેટસ, ચીડીયાં, રીસાળવાં અને ફીકકાં ફ્ય તથા જુવાની આવતાં હીમ લાગવાથી બળીને ખાખ થઈ ગયેલા છોડ જેવાં બની રહે છે, તેની પાછળ આવી જાતનો મૂળમાંથી જ કોઇ સડો લાગેલો હોય છે. વાલીપણાનો દાવો કરનાર વડીલોને તો આ વસ્તુનો સ્વપ્ને પણ ખ્યાલ હોતો નથી.

"હવે તમે એ લૈયાને ઘરમાં પેસવા પણ દેશો નહિ અને બીજો નોકર કે આયા રાખતાં પૂરાં સાવધાન રહેજો. શંકા એ સંકટનું કારણ ભલે હોય પણ સાવચેતી આગમનિરીક્ષણ એ કાંઇ સંકટનું કારણ નથી. ભયસ્થાનોની કલ્પના નહિ રાખનાર કુટુંબનો બગીચો બરાબર ખીલવા ટાણે કરમાઇ જાય છે.

"બાળકો ચાર દિવસ લૈયા માટે હઠ–રઢ કરે અને રડે તેથી તેમનાં બોર બોર જેવાં આંસુ જોઈને તમે રખે ભયભીત થઈ જતાં. બાળકો તો સમય જતાં ભૂલી જશે.

"અને સાત વર્ષ વીતાવી ચૂકેલી બેબીને શેઠ, તમે નહિ તો તેની માતા તેની ભાષામાં શીખામણના બે શબ્દો જરૂર સમજાવી શકે છે.

"બહેન ! જો ત્યાં વારંવાર અડકાય નહિ, એ પેશાબ કરવાની જગ્યાએ તું કેમ ઘડી ઘડી હાથ લઇ જાય છે ? તને ત્યાં ખંજવાળ આવે છે? તું જ્યારે નહાયને, ત્યારે તને સફાઈ કરતાં શીખવીશ. જો આ રીતે સાફસૂફી રાખીએ તો ખંજવાળ ન આવે. એ ગુપ્ત ભાગ કહેવાય. ત્યાં ન અડકાય. અડકીને હાથ ધોઈ નાખવા પડે. એ જગ્યા અપવિત્ર કહેવાય. ત્યાં આપણાથી ન અડકવાય, ન કોઈને અડકવા દેવાય. કોઈ એવું કરે તો મને કહી દેજે. એને હું શિક્ષા કરીશ."

ઉછરતાં બાળકોવાળા ઘરનાં માવીતરો ! તમે સાવધાન-સાવચેત રહો. બિલકુલ કુમળી વયનાં નાનાં ફરજંદો એવી એવી બાબતો

ઘણી જગ્યાએથી શીખી આવે છે. સમવયસ્ક બાળકો પાસેથી પોતાને રમાડતાં મોટાં બાળકોથી, પડોશીથી અને હવસખોરીભરી વૃત્તિવાળા મોટી ઉમરનાં પુરુષો પાસેથી પણ આવી અનિષ્ટ ટેવો લાવે છે.

કામુક વૃત્તિ અને હવસખોરીભરી શયતાનીયત કદાપિ ઉમરનો ખ્યાલ કરવા ઊભી રહેતી નથી. આપણા સમાજમાં થતા કેટલાક કેસોમાં વાંચવા મળ્યું છે કે આઠ કે દસ વરસની સગીર બાળા ઉપર અમુક દુષ્ટ માનવીએ અત્યાચાર કર્યો !

તમારાં બાળકોને તમારી ગોદમાં જ ઉછેરો. તેના સંસ્કાર, તેનો સ્વભાવ તેની વૃત્તિ તેની બુદ્ધિ અને તેનો દેહ ઘડાય છે તે વખતે તમે રંચમાત્ર બેદરકારી રાખી ન શકો. તમે જેના સ્વભાવ, ક્રિયા, અને માણસથી અપરિચિત છો એવા કોઈ પણ માનવીના હાથમાં તમારું બાળક ન સોંપો તેમાં જ મઝા છે.

'ફ્રોબેટસ એડવાઈસ ટુ યંગ' એ નામનું પુસ્તક તમે જોયું હશે. તેના લેખક ફ્રોબેક સાહેબ એ ગ્રંથમાં કહે છે કે તે પોતાનાં બાળકોને ઘડીવાર પણ પોતાની નજરથી દૂર થવા દેતા નથી. તે લખે છે: 'અમારાં બાળકોને પ્રાથમિક શિક્ષણ હું તથા મારી પત્ની જ આપીએ છીએ, તેમને કદી એકલાં અથવા બીજાની પાસે રહેવા દેતાં નથી, હું બહાર જાઉં છું તો મારી પત્ની બાળકોને સંભાળે છે. મારી પત્ની બહાર જાય છે ત્યારે હું તેમને ઘેર, મારી પાસે રાખું છું, અને અમે બેઉ બહાર જઈએ છીએ ત્યારે અમારાં બાળકોને અમારી સાથે લઈ જઈએ છીએ.'

શું આપણે આ રીતે આપણાં બાળકોની સંભાળ ન લઈ શકીએ ? અત્યારે મોટાં શહેરોમાં બાલમંદિરોની સગવડો છે ત્યાં ઉછરતાં-કેળવાતાં બાળકો ઉપર તેના સંચાલકો પૂરું અને યથાર્થ લક્ષ આપે એમ ઇચ્છવું રહ્યું. મુખ્ય સંચાલકની દૃષ્ટિ સતત સર્વત્ર રહેવી જોઈએ.

કેટલાંક કુટુંબોમાં આયાઓ પાસે ઉછરતાં બાળકો કેવી રીતે કુમાર્ગે પડી જાય છે એ જોઈને તો મને ખૂબ ત્રાસ થાય છે.

એવો જ એક વાર પ્રસંગ આવી લાગતાં એક દક્ષિણી આયાના ગાલ ઉપર એક તમાચો મેં ચોડી દીધો, અને તે શેઠાણી બાઇ પાસે ફરિયાદે ગઇ.

કરોડપતિના ઘરમાં જવું અને એક જુવાન બાઇના ગાલ ઉપર તમાચો ચોડવો એ બેહૂદું મારૂં કૃત્ય કોઈ સજ્જન માણસ વખોડી જ કાઢે ને !

ફરિયાદ સાંભળનાર બાઈને મારી પ્રત્યે ખૂબ આશ્ચર્ય ઉપજ્યું પરંતુ મારો ખુલાસો સાંભળ્યા પછી તો તે દિગ્મૂઢ બની ગઈ.

તમાચો ખાનાર બાઈ પોણાબે વરસના બાબાને રમાડી રહી હતી. બે હાથ ઉપર બાળકને ચત્તું સુવાડી એ આયા તેને ચુમીઓ કરતી હતી !

પરંતુ ક્યાં !

એ જ ભયંકર છે ! એ કુમળા બાળકના ગુપ્ત ભાગને મોઢામાં લઈ તે આયા ચગળતી હતી. એ દૃશ્ય જાઇને મેં તેને તમાચો ચોઢયો હતો.

બાળકને સાથે લઇ જઇ ને મોટાં શેઠાણીને થૂંકથી આચ્છાદિત બનેલ ગુપ્તભાગ બતાવ્યો.

આયાને રજા અપાઈ, ઘરનાં સાવધાન બન્યાં. આવી ઘટના તો ઘરોઘરમાં બની જાય છે, બની રહે છે, પરંતુ એથી ચૂંથાય છે આપણા નંદવદનનાં પુષ્પો ! અને પછી તેને સજીવન બનાવવા માટે દેશી–વિદેશી કહેવાતી શક્તિની દવાઓ શોધાય છે !

એક જાનમાં હું ગયેલો. ચાલીશ વરસના પુરુષની સાથે તેના જ સાળાની નવ વરસની છોકરીને પથારીના અભાવે સુવારવામાં આવી.

પથારીનો સળવળાટ અને બાલિકાનો ચિત્કાર ઘોર અંધારી કાળી રાત્રમાં સમાઈ ગયાં! બાજુમાં જ સૂતેલો હું! હૃદય મારું થડકી ઉઠયું.

ઓ ભગવાન? શયતાનીયત! હવસખોરી! અને પાશવલીલા? આ માનવી આટલો શાણો-ડાહ્યો સારાસારનો વિવેકવાન! એ કયી દિશાએ?

પ્રિય વાચક! કેટલાં ઉખેળવાં? સાવધાન, કુમળા બાળકોનાં માવીતરો! તમારી પવિત્ર અને જવાબદારીભરી ગોદમાંથી વિખૂટાં મૂકો નહિ તમારી વાટિકાના છોડને તમારાં લાયકવાયાંને......

[ ૫ ]

## કિશોર અવસ્થા:

### યૌવનનું ચણતર

કિશોરને આપણે ત્યાં કુમાર પણ કહે છે, પરંતુ શાસ્ત્રીયકાળ આપણે સામાન્ય રીતે પાંચ વર્ષથી ૧૫ વર્ષ સુધીનો સાંપ્રત સમયમાં કિશોરને માટે બાંધીશું તો ઠીક પડશે.

પાંચ વર્ષ સુધી બાળક, અને બાળક પછી કિશોર અવસ્થા: કિશોર થયેલો બાળક પાંખો આવ્યા પછીના પંખીની માફક હરવા ફરવામાં-મોકળો થવામાં-બહાર જવામાં ધીરે ધીરે સ્વાલંબન શીખે છે, કેમકે એ આંગણું છોડીને આગળ વધે છે.

ઓરડેથી ઓશરીએ, ઓશરીએથી આંગણીએ અને આંગણીએથી આગળ વધતાં, એ પાંગરતા-ખીલતા અને બહાલતી કુમાર અવસ્થાના કિશોરની દિશાઓ જેમ જેમ મોકળી થાય છે, તેમ તેમ તેની મર્યાદામાં રહેલી બુદ્ધિ, કાર્યશક્તિ, જિજ્ઞાસાવૃત્તિ ઉત્તરોત્તર વધતી જાય છે-મહેકતી જાય છે.

એને વર્તુલમાં-સીમાદોરીના બંધનમાં રાખી શકાતો નથી.

એને સમવયસ્ક કિશોરોનો સાથ સાંપડે છે; એની નજર સામે નવી-નતાઓ આવીને ખડી થાય છે અને જિજ્ઞાસાવૃત્તિમાંથી એનામાં કુતૂહલ પેદા થાય છે, તેને માપવા–આંબવા એ મથતો બુદ્ધિને ઉછાળતો આગળ વધે છે. એની ચાલ તે માત્ર ચાલ નથી રહેતી, પરંતુ એની ગતિમાં વેગ આવે છે અને એ દોડતો બને છે.

ક્યારેક એકલો અટૂલો, ક્યારેક સાથીદારો સાથે અને ક્યારેક પોતાથી મોટી ઉમરના છતાં કિશોરની ભૂમિકાઓ પૂરી કરીને યુવાનીની ઉષામાં પ્રવેશતા મોટી ઉમરના છોકરાઓની જોડી બની, એ નવી ભૂમિકામાં ઝડપભેર પ્રવેશ કરતો આગળ વધે છે. માતાપિતા અને વાલી–સ્વજનની નજર સામે ખેલતો નાચતો બાળક કિશોર બનીને દૃષ્ટિ મર્યાદાની બહાર ચાલ્યો જાય છે.

અને ત્યારે જ મા–બાપ તેની જે દેખભાળ કરતાં હોય છે તેથી દ્વિગુણી જવાબદારી તેમની ઉપર આવીને ઊભી રહે છે. કારણ કે કિશોર અવસ્થામાંથી જ તેની જુવાનીનો પાયો નંખાય છે અને જો કોઈ પણ કારણવશાત્, કોઈ પણ સંગદોષના પરિણામે આ પાયામાં અને એ પાયાના ચણતરમાં કારમી કચાશ આવી ગઈ તો એ ઈમા-રત જર્જરિત બની જવાનો પાકો ભય સેવવાનો હોય છે.

ઘરના વાતાવરણમાં, એ વાતાવરણને વિશુદ્ધ રાખવા પ્રયત્ન કરતા સ્વજનના વર્તુલમાં જ માત્ર રહેનારો બાળક આંગણાની બહાર નીકળીને ચારે દિશાની હવાનાં મોજાં ઝીલતો બને છે, છતાં તેની હજી અપરિપક્વ મતિ હોઈ, કાર્યાકાર્ય પરખવાની વિવેકનજર પૂરેપૂરી સાંપડી નથી હોતી, ત્યાં તેને થયો નવીન સહવાસઃ એ તેને વિપથ માર્ગની કેડી તરફ ન લઈ જાય તે વડીલોએ જોવાનું રહે છે. પરંતુ તે જોવાનું પણ દાવકાઈથી, પરોક્ષ રહીને જ સંભાળવાનું હોય છે. કારણ કે તેને ઘરની ચાર દીવાલમાં કે આંગણાના ચોરસની પરિસિ-માની અંદર પૂરી તો નહિ જ રખાય.

બહાર નીકળી આવેલો કિશોર સરખી વયના કિશોરનો સહકાર જાચે છે, તેને પોતાની તરફ ખેંચી લાવે છે અથવા પોતે તેની તરફ ખેંચાઈ જાય છે અને તેની સાથે ફરવાનું, રમવાનું, બેસવાનું, વાતો કરવાનું અને ન સમજાય તે પૂછી લઈ પોતાની જિજ્ઞાસાવૃત્તિ સંતોષવાનું કાર્ય શરૂ થાય છે; અને પછી ધીરે ધીરે નાની મોટી બાબતો નજર આગળ બનતી અને કાનથી સાંભળવામાં આવતી–એ સઘળી બાબતો સંબંધમાં આ ઊગતા કિશોરો એકસરખી રીતે જાણવા ઈંતેજાર રહે છે.

પ્રાથમિક જિજ્ઞાસાવૃત્તિ કિશોરમાં માનવીની ભાષા તથા ક્રિયા તરફ વળી જાય છે નાની અને મોટી ઉમરનાં માનવીઓની ભાષા તરફ એમની ચોક્કસ નજર રહે છે અને એ જાતની ભાષાનું આબાદ અનુકરણ કરતાં બાળકોને તથા કિશોરોને આપણે સર્વત્ર જોયાં છે.

ઘર બહાર નીકળી, ફરીને ઘરમાં પ્રવેશતા કિશોર બહારથી કોઇ નવીન વાર્તાના સંબંધમાં કોઇક નવીન, અર્થવિહીન કે અર્થવાળી હકીકતો ઉચકી લાવતા હોય છે, અને એની સાથે સાથે આપણે જોઈશું તો જણાશે કે એ કિશોરો ઘણી વખત કાંઈક બાબત કોઈકની સંભળાવેલી અથવા ગોખાવેલી આપણી પાસે રજુ કરશે. એ બધું તેઓ બહારથી લાવે છે એટલું જ માત્ર નહિ પણ આવી બાબતો ઉચકી લાવતા પહેલાં તેઓ બહાર જ તેનું ચર્વણ કરી લે છે અને એ ચર્વણના અંશ રૂપે એમના બુદ્ધિપ્રદેશમાં અને માનસિક અભ્યાસમાં એ હકીકત–વસ્તુ–બાબત ખૂંચતી જાય છે.

ગ્રામ્યજીવન જીવતા અને અશિક્ષિત વર્ગના કિશોરો જ્યારે સ્વતંત્ર તલ્લીનતા અનુભવતા હોય છે ત્યારે એ સ્વમુખે ગાવા લાગે છે:

'તું તો હાલ્યને મારે અંતર
રે હો કરહનનીયા !
હું તો કયારની ઉભી, છું તારી,
તારે ને મારે સાબપણ સાચું,

એ તો જાણે જહોદા કાચી,
રે હો–કરહનીયા ?

અને શહેરી જીવન જીવતા કિશોરો કવશેઃ

'અય ચાંદ છુપ ના જાના,
મેં જબ તક ગીત સુનાવું,
અય ચાંદ છુપ ના જાના !'

આનો અર્થ એ થાય છે કે કિશોર પોતાની વિકાસ પામતી બુદ્ધિ–તિજોરીમાં ઘણું સંગ્રહવા લાગે છે અને એ સંગ્રહના આધારે તેના જ જોર અને મદાર પર તેનાં દેહ, મન, બુદ્ધિ, શક્તિ અને જ્ઞાન આગળ વધતાં જાય છે.

પરંતુ ઘણી વખત આ રીતે બહાર જઈને ઉચકી લાવતા કિશોર ઉપર જો નિત્યની સાફસુફી કરવામાં નથી આવતી તો અનર્થ કરનાર બીજ તેની સાથે ભળીને બાળમાનસ–કિશોરમાનસ ડહોળું અને અપારદર્શક બની જાય છે. એ તેના ભવિષ્યના વિકાસમાં અને તેની પારદર્શક સ્વચ્છતામાં કાયમના ડાઘ રૂપે રહી જવા પામે છે.

'નિરંજન !'

'હાં !'

'એ તું શું બોલ્યો, ભાઈ ?'

'દીકરા ! તારા જ ભાઈને તારાથી સાલ્લો કહેવાય કે ? આવું તું ક્યાંથી શીખી લાવ્યો ? સાલ્લા એટલે શું એની તને ખબર છે, ભાઈ ?'

'ના ના.'

'તને એ કોણે શીખવ્યું ?'

'બાપુજી ! અરવિન્દ મારી સાથે લડતો ત્યારે મને કહે કેઃ ! જા સાલા ! મારી જોડે નહિ રમવા આવતો.''

'હાં ! એટલે અરવિન્દે તને કહ્યું અને એથી તેં એ શીખી લીધું. અને તે જ વાક્ય તને નહિ સમજાવા છતાં તેનો તેં ઉપયોગ કર્યો.

'જો ભાઇ! એવું આપણાથી ન બોલાય. આપણી ભાષામાં એને ગાળ કહેવાય. આપણને કોઈ ગાળ દે તો તેમ તે કરે તે માટે સમજાવી શકાય. પરંતુ આપણાથી ગાળ તો કોઇને ન જ અપાય. એથી આપણી ભાષામાં કઠોરતા આવે. આપણે કોઈને ગાળ આપીને તુચ્છકારીએ ત્યારે તેને દુ:ખ થાય અને વેર પણ થાય. માટે તું હવે સમજીને ફરી કોઈને 'સાલ્લા' કહીશ નહિ અને એવું કહેનાર જોડે તું રમીશ પણ નહિ આપણી સાથે રમનાર કિશોર આપણો ભાઈ કહેવાય. તેને શું 'સાલ્લો' કહેવાય ? 'સાલ્લો' એટલે સાળો, ભાઇ ! એવી ભાષાને તોછડી-હલકી ભાષા કહેવાય, સારા માણસથી એવું ન બોલાય.'

આવી રીતે કિશોર રોજ-બ-રોજ બહારથી જે કાંઇ શીખી લાવે-લઈ આવે તેને રોજ સમારી,-સુધારી, એના બજવામાં ખપ પૂરતુ વિશુદ્ધ રહેવા દઈ, સડેલું-બગડેલું. ત્યાગવા જેવું વીણી-ચૂંટીને દૂર કરી નાખવામાં આવે તો જ કિશોરની બુદ્ધિ નિર્મળ રહી શકે.

વિવિધ વાતો, વાણીમાં બિભત્સતા, ભાષામાં કઠોરતા, કજીયા અને ઝઘડા, મારૂં અને તારૂં, અર્થહીન મમત્વ અને ખેંચાતાણી તથા બહારથી ગમે તે ચોરી લાવવાની વૃત્તિ, આ સઘળું કિશોર વયમાંથી જન્મ પામે છે, કારણ કે તેને જાતભાતના કિશોરોનો સાથ રોજ-બ-રોજ નવો સાંપડે છે. એમની સાથે ભળવા ન દેવા એમ તો બની શકતું જ નથી. માત્ર બને છે એટલું કે એનાં મન તથા બુદ્ધિને એવાં બનાવવાં જોઈએ કે બહારનો કાદવ તેને સ્પર્શે નહિ અને જે સ્પર્શી ગયો હોય તેને રોજ ને રોજ ખંખેરી નાખી, પૂરી સ્વચ્છતા લાવવા પાછળ પૂરતું ધ્યાન અપાય છે, તો જ કિશોરાવસ્થામાં કે જ્યારે એના દિલનાં દ્વાર મોકળાં બન્યાં હોય છે, તે વખતે અનિચ્છનીય વસ્તુ પ્રવેશી જતી નથી.

ઘણા દિવસો સુધી-અરે મહિનાઓ સુધી આ તરફ બેદરકાર

બની રહેલાં માતાપિતા કે સ્વજનો, કિશોરની અંદર હાડોહાડ દુર્ગુણો લાગી ગયા પછી તેને નિવારવાનો પ્રયત્ન કરે છે તો તે મોટે ભાગે નિષ્ફળ જાય છે. કારણ કે પછી તો જડ ઘાલી ઘુસી ગયેલી એ કઠોરતા માનવસ્વભાવજન્ય હઠાગ્રહી કિશોરોમાંથી કેમે કરી હઠતી નથી.

ગાળાગાળી, મારામારી, અપશબ્દનું વાણીમાં મિશ્રણ, બિભત્સ ગાળો, ઇર્ષ્યા અને ખેંચાતાણી, રીસાવું અને ખોટી હઠ પકડવી–આ સઘળી બાબતો ધીરે ધીરે કિશોર અવસ્થામાં મનની અંદર પેસી જઈને રૂઢ બની ગઈ હોય છે. શરૂઆતમાં જ શુભ નિષ્ઠાથી એ જાતની પકડોને છોડાવી દેવામાં આવે અને એ કુમળા છોડને સરલ વળાંક લેતો કરવામાં આવે તો તેના ભવિષ્યના જીવનમાં સોળે કળાઓ ખીલવામાં ન્યૂનતા રહે નહિ, કારણ કે પછી તો કિશોરને આપણે કેળવણીના આંગણે લઈ જઈએ છીએ. આપણે જ્ઞાન–સંસ્કૃતિ અને વિદ્યાવ્યાસંગના મંદિરે એને મૂકીએ છીએ.

## યૌવનનો પાયો

માનવીના જીવનનું શરૂઆતનું ઘડતરસ્થાન એ તો આપણી શાળાઓ–સ્કૂલો અને કૉલેજો છે. આપણે આગળ જોઈ ગયા કે ઉછરતા કિશોર ઉપર જેટલી અસર ઘરમાં વસતા પરિવારની, આંગણા બહારના સમયવયસ્ક કિશોરોની અને સાથે રહેતા નોકર–ચાકરની થાય છે, તેટલી જ અગર તેથી વધુ અસર શાળા અને શિક્ષણ-પદ્ધતિની થાય છે. સામાન્ય અને સુખી સર્વ વર્ગનાં માણસોને પોતાનાં બાળક–બાલિકાઓને સ્વહસ્તે તેમની છ–સાત વર્ષની ઉમર થતાં નિશાળની અંદર દાખલ કરવાં પડે છે.

બાળમાનસને અનુરૂપ બને અને તેની સાથે આવતી કાલની પ્રજામાં સાચો પ્રાણ પૂરવામાં આવે તેવા પ્રકાશ અને સંસ્કારવાળી શાળાઓ અને સ્કૂલો આજે નથી, એમ નિઃસંકોચપણે કહી શકાય. પ્રાથમિક શાળાઓની કંગાલિયતમાં અને અભ્યાસ–ચોકઠાના નીપ-

જાયેલા બંધનમાં ઉછરતા કિશોરોને ધકેલી દેવામાં આવે છે, અને નિરૂપાય બનીને એક પશુની માફક જીવતા કિશોરના સ્વયં વિકાસના માર્ગને રૂંધી દઈ પાળેલાં પક્ષીઓનું જીવન શરૂ થઈ જાય છે.

સામાન્ય રીતે જન્મથી નિર્બળ બાળકો નિર્બળતા અને ડરપોકપણામાં જ પોતાનો અભ્યાસ શરૂ કરે છે, એથી શારીરિક તથા માનસિક ખીલવણી, અભ્યાસ, વિદ્યા અને પ્રકાશના ભાવો એ કિશોરો ઉપર આવવાને બદલે ભય, બીક, ડરામણી, સતામણીના ભાવો વધતા જાય છે, અને 'મહેતાજી'—'માસ્તર' એ એના બાલમાનસને ડરાવવાનો એક સરતો 'હાઉ' બની બેસે છે!

પેટનો ખાડો પૂરવા માટે, પોતાની જવાબદારીને નહિ સમજતા, લાગણીશૂન્ય પ્રથા અને શાળાની દાંભિક શિસ્તને સિદ્ધાંત—સૂત્ર માનતા, એક જ ચીલામાં ચાલનારા પ્રાથમિક શાળાના શિક્ષકો—પંતુજીઓ પાસેથી—તેમના સહવાસથી બાળમાનસની સ્વભાવિક વૃત્તિઓ મરીપરવારી, વિકૃતિઓનો જ જન્મ થાય છે અને તે માટે પ્રાથમિક ઘડતરમાં શાળાના શિક્ષકો મુખ્યત્વે જવાબદાર મનાય છે.

સમાજના આંધીભર્યા ધુંધળા વાતાવરણમાં પ્રાથમિક પરીક્ષા કે જેને 'ટ્રૅન' કહેવામાં આવે છે તેટલું મેળવી, આજીવિકા નિભાવવા માટે પંદર રૂપરડીની નોકરી સ્વીકારતા પ્રાથમિક શાળાના પામર શિક્ષકો પાસેથી બાળક અને કિશોરોના માનસઘડતરની આપણે આશા સેવીએ એ જ વધુ પડતું છે

વંશપરંપરામાં કેટલાક સંક્રામક અને ચેપી રોગો વારસામાં ઉતરતા આવે છે, એમ જ વીસ વરસની ઉમરે ફાઈનલ પરીક્ષા પાસ કરીને શિક્ષક બની જતો નમૂછીયો અણસમજણો, બાળઉછેર, બાળ માનસ અને બાળ કેળવણી સંબંધમાં યત્કિંચિત પણ તત્ત્વચિંતનના અભાવવાળો, પ્રાથમિક શબ્દનો માસ્તર જ્યારે ગુરુજી બનીને બેસે છે ત્યારે વિશાળ જગત તરફની નજર સંકોચાઈ જઈને એ પોતે જ

કૂપમંડૂક બની જાય છે. નિર્દેશ કરેલી બાબતો અને નિયમરૂપ બનેલી પ્રણાલિ ઉપર, બજાણીયા જેમ પોતાના દોર ઉપર ચાલવાનું નાનાં છોકરાઓને શીખવતા હોય અને દોર ઉપર ચઢેલા છોકરાના પગ, હાથ અને મનની જે હાલત જોવામાં આવે છે. તેવી ડરપોક, સંકુચિત મનોદશા લઈને ધોરણ મુજબ નિશાળે જતો અને આવતો, વખતસર નાનું શું વેતન મેળવતો અને એ વેતનમાંથી દાળ રોટી મેળવવા મથતો, ઓફીસરોનાં માન સાચવતો, અને " જી હા " જિહાગ્રે ગોખી રહેલો માસ્તર દયાને પાત્ર હોવા છતાં માફ કરવાને પાત્ર તો નથી જ. એ નથી એટલા માટે કે એના હાથમાં જે ભાવિ સ્વતંત્ર નાગરિક પ્રજા બનવાની છે, એવા બાળમાનસનું ઘડતર છે.

કિશોર કેટલીક વખત રૂપાળો પણ હોય છે અને અતિ સુંદર પણ હોય છે.

કિશોર કુમળો પણ હોય છે, નાજુક પણ હોય છે. મીઠી આંખો, કુમળું વય, શરીરની નાજુકાઈ અને સતત બીકે નરમ બનેલો કિશોર—માતાપિતાનો લાડકવાયો કિશોર—નિશાળમાં ગયા પછી માસ્તરની બીકે ફડ ફડ ફડ ફફડતો કિશોર, જગતના હરકોઈ માનવી કરતાં ' માસ્તર ' નામના પ્રાણીથી સદાય ધ્રુજતો જ રહે છે !

દુનિયાનો એક એવો નિયમ મનાય છે કે ' ભય વિના પ્રીતિ નહિ એટલે પ્રેમ-પ્રીતિ ભયથી પણ કેટલીક વખત થાય છે અને આવા કિશોરોની બાબતમાં માસ્તરોનો ભય એ એમની તરફ પ્રીતિ કરવા લલચાવે છે.

કારણ કે વર્ગમાં મોડા આવવાથી માસ્તર શિક્ષા કરે છે, દાખલા ખોટા પડવાથી શિક્ષા થાય છે, કોઈ છોકરા સાથે બોલાચાલી થઈ તો શિક્ષા થાય છે, ઉતાવળે અવાજ કર્યો તો શિક્ષા થાય છે અને હસી જવાયું તો પણ શિક્ષા થાય છે ! '

ત્યારે પ્રાથમિક શાળામાં શિક્ષા સિવાય બાળકો પ્રત્યે પ્યાર

કરવાને કોઈ કારણ જ નથી ? શું શિક્ષકો આવાં રૂડાં રૂપાળાં દેવનાં દીધેલાં અને દેવસમાં ઓપતાં બાળકો ઉપર પ્યાર–પ્રેમ કરતા નહિ હશે ?

એમ હોય, પ્યાર–પ્રેમ જરૂર કરે છે શિક્ષકો. પણ તે અનોખી રીતનો: જગત જેને જાણી શકતું નથી તેવો પ્યાર એ કિશોરો ઉપર તે વરસાવે છે.

ટ્યુશન મેળવવા છોકરાંને મૌખિક પ્યાર બતાવી આડકતરો સંદેશો એના પિતા તરફ વહેતો કરતા હોય અથવા નાની મોટી ચીજ બાળકના વાલીના ઘરમાંથી મેળવવા માગતા હોય તે તકનો બાળક પ્રત્યેનો પ્યાર, કે બાળકના ઘરની વાતો જાણવા માટે તેને વિશ્વાસમાં લઈ મોટા ડિટેક્ટિવની અદાથી એ વાત કઢાવવા માટે બતાવાતો પ્યાર ! આ બધા બાળક પ્રત્યે બતાવવામાં આવતા શિક્ષકોના પ્યારની વાત તો હું બાજુ ઉપર રહેવા દઉં છું. તે સાથે આ કિશોરના યૌવનના પાયાના ચણતર વખતે મને બહુ ખાસ જરૂર નથી લાગતી. પરંતુ જેનો સીધો સંબંધ યૌવન સાથે છે–તેવા એ કુમળા કિશોરોની સાથે કરવામાં આવતા નાપાક પ્યારની બાબત ખાસ વિચારવા યોગ્ય છે, એ કિશોરોના માતપિતાએ સમજવા યોગ્ય–લક્ષમાં લેવા યોગ્ય છે

પ્રાથમિક શાળાના જુવાન શિક્ષકો ઉછરતા કિશોરો સાથે નાપાક પ્યાર બાંધે છે. એ હું અનુમાને કિંવા કલ્પનાથી કે અફવાઓને આધારે કહેતો નથી. મારી પાસે તેના સાચા મોજુદ પૂરાવા છે.

અને પ્રસરતા ચેપી રોગો જેમ વારસામાં ઉતરે છે, એમ જે હું આગળ બતાવી ગયો છું તે રીતે કિશોરો પ્રાથમિક શિક્ષણ મેળવતા હોય છે તે જ વખતે આ પરંપરાથી ચાલતો આવેલ હસ્તમૈથુન અને ગુદામૈથુન જેવો મહા ભયંકર વ્યાપક અને સમાજમાં હજારો બાળકમાંથી જુવાન થયેલા પુરુષોમાં–કુમારિકાઓમાં જે આ બદીનો

દાવાનળ ફેલાયો છે તેમાં પ્રાથમિક શાળાના શિક્ષકોનો આરો એવો હિસ્સો છે એમ હું કહું છુ.

કોઇનેય ચમકવાની જરૂર નથી. આ તો નક્કર સત્ય હકીકત છે, તે જો ખુલ્લમ્ ખુલ્લાં આગળ લાવવામાં નથી આવતી તો આવા સડાઓ એટલો મોટો પ્રચાર પામે છે કે આપણું ભાવિ પેટાવેલા દાવાનળમાં ભસ્મિભૂત થયા વગર રહેતું નથી.

સાત વર્ષ થયા નિયમિત રીતે ચાલતા 'અંકુરૂપી'ના વિશાળ વાચકવૃન્દ સાથેના પત્રવ્યવહારમાં આજ સુધીમાં એંશી હજાર જેટલા પત્રો કિશોરવસ્થામાં બહીને વરી લઇ, યુવાન બની, કોલેજ સેવી, સંસારી બન્યા પછી આંખ આગળનાં તિમિર દૂર થતાં અને માનવ-શરીરની સાચી જાતીય જવાબદારી ખડી થતાં, મારી ઉપર કિશો-રાવસ્થાના બયાન સાથેના આવેલા છે. એ પત્રોમાંથી હું થોડાકની હકીકત રજુ કરીશ કે જેમના જીવનમાં પ્રાથમિક સડો તેમના ગુરુજી મારફત કેવી રીતે શરૂ થયો અને કેમ ફાલ્યો !

બાવીસ વરસની ઉમર વિતાવી, ગુજરાતના પાટનગરમાં ચિત્ર-કાર તરીકેનો ધંધો કરતા એક યુવાનની આપવીતીની કર્મકહાણી આ છેઃ એ અત્યારે સંસારી પણ બન્યો છે. પણ એના કિશોર-કાળથી એના દેહની છિન્નભિન્ન હાલત મેળવી, યુવાનીમાં પ્રવેશ કરેલો હોવા છતાં પાક્યા પહેલાં સડી જતા ફળની દશા ભોગવતો એ માનવી આપવીતી આલેખે છે; અને એને થયેલો જે કડવો અનુભવ ચિતરે છે તે હકીકતની મતલબનો ભાવ બરાબર સાચવી ભાષાફેર સાથે અહીં રજુ કરું છું:

"ત્રીજી ગુજરાતીમાં ભણતો ક્રમળઃ માતાપિતાનો લાડલો બાળકઃ પાંચ વરસે તેના બાલ વડા કરવાની બાધા હોવા છતાં સંજોગોની પ્રતિકૂળતાનો લાભ એના શિર પર રહેલા એની કરોડ રજ્જૂને આંબી જતા ભૂરીયા બાલ ઓળેલા હોવા છતાં હવામાં ફરફરતા હતા. જન્મ-

થી જ ઊજળું મુખ. અણીયાળી આંખો, નમણું નાક અને ભરાવદાર ગાલ અને મસ્તક ઉપર લાંબા વણકાપ્યા વાળથી ઓપતો, લેંઘો અને ટેનીસ પહેરીને નિશાળે જતાં સંખ્યાબંધ બાળકોમાં એ કમળ જુદો તરી આવતો. એ થોકથોક રૂપાળો હતો, એના શરીરમાં લોહી માંસ ભરપૂર હતાં. સ્વભાવે નરમ અને કહ્યાગરો, લાંબી પાંપણો ઉંચકી પૂછનારને એ જવાબ આપતો ત્યારે ગાલમાં ખાડા પડી જતા અને ઓષ્ટ ઉપર લાલ ટસર શેરડા પડતા.

બીજી ચોપડીમાં પાસ થઈ કમળ ત્રીજીમાં આવ્યો. ત્રીસ વરસની ઉમરને આંબી ગયેલો શિક્ષક એનો વિદ્યાદાતા બન્યો.

પ્રસંગ ૧

સ્કૂલમાં આવેલા કમળને શિક્ષકે નજીક બોલાવ્યો અને બરડા ઉપર હાથ પસારતાં કમળને પૂછવા માંડ્યું:

"ત્રીજા ધોરણની તારી ચોપડીઓ મળી ગઈ કે?"

"હા જી" કમળે જવાબ આપ્યો.

"બરાબર અભ્યાસ કરે છે ને?"

"હા. વાંચું છું."

"તું રાત્રે વાંચે છે?"

"રાત્રે અમારા ઘરમાં સઘળાં વહેલાં સૂઈ જાય છે એટલે ઘણી વાર નથી વંચાતું."

"બધાં ક્યાં સૂઓ છો?"

"મેડા ઉપર."

"તારી બા અને બાપુજી બધાં એક જ ખંડમાં સૂઓ છો?"

"હા જી, બધા એક જ ખંડમાં."

"રાતના દીવો બળતો રાખો છો?'

'એની મને ખાસ ખબર નથી.'

'એમ કેમ?'

'હું રાત્રે મારા ખાટલામાં ઊંઘી ગયા પછી દીવાનું શું થાય છે તે નથી જાણતો.'

'વારુ, જાઓ લેસન કરો. તારે કાંઈ પૂછવાનું હોય તો પૂછજે, અને સ્કૂલમાં તને કોઈ સતાવે તો મને કહેજે હો! જાઓ......'

શિક્ષક અવિવાહિત હતા. એમના નસીબે એમની નાતમાં કન્યાની અછત હતી, અને કન્યાવિક્રય પણ મોટા પ્રમાણમાં હતો. એટલે તેઓ ક્યારે સંસારી બનશે તે કહી શકાતું ન હતું. પરંતુ વર્ગના વિદ્યાર્થીને એમનું એ અવિવાહિતપણું દુઃખરૂપ હતું. દૂધ લાવી આપવું, દાતણ લાવી આપવાં, એકાદ બે વાસણ કે ચહાના એઠા પ્યાલા સાફ કરી આપવા, ઘેર ભૂલી ગયેલ સોપારી ને સૂડી લઈ આવવાં—એવાં બધાં આ વાંઢા માસ્તરના ઘરનાં પરચુરણ કામ તેના વર્ગના વિદ્યાર્થીઓ શિક્ષકની મહેરબાની મેળવવા અને તેને ખુશ રાખવા અથવા તેની ધાક અને ધમકીથી બચવા કરતાં. એના મિજાજની ગરમીનો પારો હંમેશાં 'હાઈ બ્લડ પ્રેશર' જેવો જ હતો. ફૂટપટ્ટી અથવા આંકણીના ઝપાટા થોડા શા ગુન્હા માટે બે ચાર છ કુમળા બાળકને ચોડી કાઢવા, બિભત્સ ગાળો આપવી અને સાથળના મૂળમાં ચૂંટીઓ ભરીને બાળકને ઊંચો કરવો—આ બધી શિક્ષાઓ એને મન સહેલી હતી. જ્યારે એ રીસે ભરાતો ત્યારે વર્ગના બાળકોને ધોઈ નાંખતો. એટલે પાનખર ઋતુના વાયુથી ઝાડ ઉપરનાં પર્ણો જેમ ધ્રૂજી ઊઠે છે તેમ આ માસ્તરથી વર્ગનાં બાળકો થરથરી રહેતા.

**પ્રસંગ ૨**

'ચંપક, કમળ! બે જણા અહીં આવો. બહાર કેમ બે જણા લડતા હતા?'

કમળ : 'જી. પરબ ઉપર પાણી પીતાં ચંપકે વધેલું પાણી મારી ઉપર ફેંક્યું અને આ લેંઘો ભીંજાયો. પ્યાલો પાણી પીવા મેં માગ્યો

ત્યારે એણે મને ન આપતાં જમીન ઉપર પટક્યો, મારે તે માંજવો પડ્યો. '

'ચંપક! આમ આવ,' કહી તે નજીક આવતાં માસ્તરે તેના ગુલાબના ફૂલ જેવા ગાલ ઉપર બે તમાચા ચોડી કાઢયા! આંગળાંના જામાં ગાલ ઉપર ઊઠી જવા છતાં બે બિન્દુ આંસુનાં ટપકાવતો, ગાલ પંપાળતો ચંપક પાટલી ઉપર જઈ બેઠો.

"કમળ!" અને શિક્ષકે એને પોતાની નજીક ખેંચી લીધો. પાણીથી ભીંજાયેલો તેનો લેંઘો ઝાટકીને સાફ કર્યો, તેની ઉપરથી ધૂળ ખંખેરી એક હાથ કમળની કમર ઉપર વીંટાળી, બીજા હાથે લેંઘો સ્વચ્છ બરાબર ઘેડ વગરનો બનાવતાં મહેતાજીએ કહ્યું "કમળ તું મારે ઘેર કેમ નથી આવતો?"

"મારા બાપુજી કહે છે કે વિના કારણ બહાર રખડવું નહિ."

"પણ વિના કારણ ક્યાં આવવું છે? તું ઘેર આવે તો હું તને ભૂગોળ શીખવું, ઈતિહાસ વંચાવું, દાખલા ગણાવું. તારે આવતી પરીક્ષામાં પાસ થવું છે ને?"

"જી હા, પણ બાપુજી કહે છે કે એ માટે આપણે મહેતાજીને ઘેર બોલાવીશું. અમારી બાજુમાં શાહ માસ્તર રહે છે તેમને ટ્યુશન બાંધી આપીશું."

"લે! એ બીજા ક્લાસના માસ્તર શીખવે અને તું મારી ક્લાસનો છોકરો પાસ થઈશ? એવું ન ચાલે, તું ઘેર તારી બાને સમજાવજે અને શીખવવાનું મારી પાસે રાખજે. કાલે રવિવાર છે. બપોરના જરૂર ઘેર આવજે. ઘર જોયું છે ને?'

"હાજી." કમળે કહ્યું.

પણ લેંઘાની સફાઈ કરતાં મહેતાજીનો હાથ સાથળના મૂળમાં અને છેવટે ગુપ્ત ભાગ સુધી અડકાઈ પાછો ફરી ગયો એ સ્પર્શને કારણે કમળે રોમાંચ અનુભવ્યો, અને રાત્રે સૂતી વખતે પરોઢના ભાગમાં

બેસાબની હાજત થવાથી એ ભાગ સખત બની જાય છે તેવું થઈ ગયું. છતાં કમળનું બાળમાનસ એ રમતની ઊંડાઈ ન સમજી શક્યું, ન તે એમ થવાનું કારણ જાણી શક્યો. માત્ર એને આવા સખત અને મિજાજી મહેતાજીની પોતાની ઉપર મહેરબાની છે અને બાપુજી પોતાને પાસે બેસારીને પ્યાર કરે છે તેવો જ પ્યાર પોતાના ઉપર બતાવતા આ શિક્ષક તરફ એને હેત આવ્યું.

મહેતાજીની ઝડપમાં એકએક છોકરો આવી જતો અને પ્રસાદી (માર) મેળવતો. માત્ર કમળને આજ દિવસ સુધી નહોતી એક આંગળી અડકાડી, નહોતો તુચ્છકાર્યો, કમળ મહેતાજીનો લાડલો વિદ્યાર્થી હતો. "માસ્તર કમળને તો લડતા જ નથી" એમ સમવયસ્ક બાળકો–કિશોરો નિશાળમાંથી નીકળીને વાત કરતા. એક અડબો છોકરો કહેતો: "કમળ તો છોકરી છે છોકરી! એની આંખોને માથાના વાળ તો જો! છોકરીને કોઈ લડે કે એની ઉપર પ્રેમ કરે?" કમળ એ સાંભળી ચીડાતો.

બીજો પ્રસંગ બન્યો તે સાંજે એણે એની બાને કહ્યું 'બા! હું પંડયા માસ્તરને ઘેર ભણવા જાઉં?'

'ના, ભાઈ! આપણે માસ્તરને ઘેર બોલાવીશું.'

'ના; બા! એવું નથી કરવું, હું તો ત્યાં જઈશ.'

'પણ તારા બાપુજીને પૂછી તો જોઈએ.'

સવારે એ જમીને તૈયાર થયો, નિશાળ તો રવિવારને કારણે બંધ હતી: 'બા હું જાઉં છું.'

'ભલે, મેં પૂછી જોયું છે. તારા બાપુજી કહે છે કે એને એમ કરવું ગોઠતુ હોય તો ભલે જાય, તારા મહેતાજીને કહેજે કે ઘેર ભણવા આવતા છોકરાઓ જે આપતા હશે તે આપણે પણ તેમને આપીશું.'

મહેતાજીને ત્યાં ભણવા જતો બાળક કિશોર કમળ એક ભયા-

વહ કેટલી તરફ જઈ રહ્યો છે, તેનો બિચારાં અજ્ઞાન માતપિતાને ખ્યાલ પણ ક્યાંથી હોય ?

અગીઆર વાગી ગયા હતા માસ્તર હાથે રસોઇ કરી જમી પરવાર્યા હતા. ઘેર ભણવા આવનાર કિશોરોમાંથી એક દશબાર વરસનો કુમાર મહેતાજીના એંઠાં વાસણ માંજી આપતો હતો, ચારેક છોકરા અંદર ઓરડામાં દફતર પાટી લઇ બેઠા હતા. ચટાઈ અને ઓશીકું લઈ જમવાની અકળામણથી બેસી નહિ શકતા મહેતાજી આડા થયા હતા અને કમળ આવ્યો.

## પ્રસંગ ૩

માસ્તર કમળને જોઈ ખુશ થઈ ગયા. એ આંખોમાં કમળને જોઈને ઉભરાયેલું હેત વાત્સલ્યભર્યા પ્રેમરૂપ હતું કે કામુકતાની ચિનગારી ફેંકતુ હતું, તે તો ઉછરતા કિશોરો ક્યાંથી કલ્પી શકે ? પણ તેણે કમળને પોતાની ચટાઈ ઉપર નજીક બેસાર્યો.

" અરે મગન ! તું એ રહેવા દે. વાસણ ભલે પડ્યાં. જા જોઉં, બજારમાં ખીમચંદ શેઠને પૂછીને ખાતરી કરજે કે વાસદની નવી દાળ આવી ગઈ છે ? બીજી જગ્યાએથી પણ નમૂનો લાવી રાખી કાલે સવારે તું અહીં લેતો આવજે."

" અને ચંપક, રામુ, મોહન ! તમને મેં સુચના કરી છે તે પાઠ તૈયાર કરજો; જાઓ; આજે જરી મારે કામ છે, હો ! ઘેર વાંચજો. "

અને કમળ સિવાયના બાળકોને એમણે વિદાય કર્યા.

મહેતાજીના મકાનની ખડકી સ્વતંત્ર હતી. ફળી ઓશરી છોડીને મહેતાજી ઓરડામાં બારણાની ઓથે ચટાઇ ઉપર હતા. કમળ બાજુએ બેઠો હતો.

" કમળ ! તને અહીં આવવા માટે તારી બાએ મોકલ્યો કે તારી જાતે આવતો રહ્યો ? "

" ના જી, મારી બાએ રજા આપી અને બાપુજીએ કહ્યું છે કે તને ગોઠતું હોય તો ભલે ઘેર ભણવા જા, બીજા છોકરાઓ જે ઘેર ભણવાની ફી આપતા હશે તે અમે પણ આપીશું. "

" એમ ! ત્યારે તમને અહીં ભણવા આવવું ગમે ખરું કે ?" માસ્તરે પૂછ્યું.

" કેમ ના ગમે ? પાસ થવું હોય તો વાંચવું જોઈએ ના!' નિર્દોષ કમળ બોલ્યો.

" ખરી વાત, ચાલ ત્યારે કમળ ! મારું કામ કરીશ ?'

" હા જી; " કમળે સ્વાભાવિક રીતે જ કહ્યું.

" આપણી ખડકીની સાંકળ અટકાવી આવ જોઉં."

ત્રીજા પ્રસંગે કમળનું નાજુક મન હચમચી ઉઠયું. એને તે ન સમજાયુ કે આ શું થઈ રહ્યું છે? એને ગલીપચી થતી, ઉશ્કેરાટ થતો અને શયતાન વૃત્તિના પાકટ મહેતાજીનો પંજો એના ગુપ્તભાગ ઉપર ફરતો ત્યારે ઊંડે ઊંડે એને કોઈ અવર્ણનીય છૂપો આનંદ આવતો! બદલામાં એના નાજુક હાથોથી એવી જ ક્રિયા એના વિદ્યાગુરુએ શાખવી દીધી હતી! એ રોજ સવારના અથવા સાંજના ગુરુજીને ત્યાં જતો. એકાંતમાં રોજની આદતને મોકળા મને માણવાનો પ્રસંગ લેતો. છોકરી સરીખો કોમળ, માદક અને મોરલીથી ડોલતા અને કંડીયામાં પુરાએલા સર્પ જેવો; પિંજરાના હરણ જેવો, કોણે જાણે ભયના કારણે શિક્ષાને કારણે કે વર્ગમાં પોતાને બીક નહોતી રહેતી એ કારણે કે પછી આ રીતે વધુ આગળ વધી ગયેલી બિના કોઈ જાણી જશે તો ? એવા છૂપા સંકોચને કારણે પણ કમળ આ અતૂટ રસીના ફાંસાથી બંધાઇ ગયો હતો.

ત્રીજે પ્રસંગ બન્યો ત્યારથી જ એ કાકૂ શિક્ષકે કમળને આંખો ફાડીને સખત સમજાવી દીધું હતું: 'કમળ ! આ વાત કોઇને કરતો નહિ. ઘરમાં કે બીજા છોકરાને પણ નહિ. જો કહીશ તો તને હું

સખત શિક્ષા કરીશ, એવો મારીશ ને, યાદ રાખજે!' અને એ જ રીતે પાશવિક લીલાની સમાપ્તિ પછી એને વારંવાર ચેતવણી અપાતી.

કલાકો સુધી ઇચ્છામાં આવે એ રીતે કમળના દેહની ચૂંથણી થતી. એને સાથે સુવરાવવામાં આવતો; પંપાળવામાં આવતો અને આમ સઘળી રીતે મૂગા મોઢે માસ્તરનો અત્યાચાર સહન કરનાર કમળની માસ્તર સાથે ભયથી પ્રીતિ બંધાઈ ગઈ હતી; અને પ્રથમ ન સમજાતી વસ્તુ એ સમજતો થયો હતો!

એ ભણતો હતો, લેસન કરતો હતો કે આગળ વધતો હતો? તેને માટે ઊંડા ઉતરવા જેટલું માનસ અને નવરાશ તેના ઘરનાં વાલીઓને નહોતાં. એ જાણતાં હતાં કે મહેતાજીને ત્યાં વખતસર લેસન કરવા જાય છે, સ્કૂલે વખતસર જાય છે, એટલે એ અભ્યાસ કરે છે.

વાર્ષિક પરીક્ષામાં બબ્બે વખત કમળ નાપાસ થયેલો હતો, પણ એના પ્રેમી શિક્ષકે માર્કો વધારી આપી, ઉપર ચઢાવી, પાસ થયો છે એમ ઘરનાંને જણાવી દીધું હતું. અને વાલીઓને—માતાપિતાને તો કમળ પાસ થાય એથી વધું શું જોઈએ બીજું?

વધુ એક પ્રસંગ બન્યા પછી કમળ માંદો પડયો અને એની માને સંકોચાતા મનથી, અને ભયથી ધ્રૂજતા અવાજે કાંઈક કહી દીધું. માએ એને મળદ્વાર પર શેક કરી, સાજો કરવા પ્રયત્ન કર્યો. છૂપાં આંસુ અને નિઃશ્વાસ સિવાય બીજો કાંઈ કરવા જેવો રસ્તો એમને સૂઝ્યો નહિ! બાપે હકીકત જાણી, ગુસ્સો કર્યો, બાળકને ક્લાસ બદલાવી આપ્યો. અને માસ્તરને ઘેર જવાની કમળને મનાઈ કરી. એ સિવાય એ માતાપિતા કશું કરી શકતાં નથી. સમાજમાં ઉઘાડા મુખે, સજ્જન માણસની માફક ફરતા અને પોતાને શાણા તરીકે ઓળખાવતા પેલા બદમાશ શિક્ષક જેવા નાપાક—શયતાન માનવીઓ નિરાંતે ફરતા રહે છે. આપણા સમાજની આપણે જેને 'શરમ' માની છે તે વાસ્તવિક શરમ છે કે આપણી તેજોદુર્બલતા છે? શ્રીયુત કિશોરલાલ મશરૂવાળા એ વિષયમાં કહે છે:

'આપણે ત્યાં કેટલીક અનીતિ નીતિપરાયણ પુરુષોની તેજોદુર્બલતાને લીધે થાય છે. કોઈ અધ્યાપક કોઈ વિદ્યાર્થિની સાથે અયોગ્ય સંબંધ રાખે, વિદ્યાર્થીઓમાં તેની કુથલી થાય, અધ્યાપકો કરે, પણ એમાંથી કોઈ એ વિષેની ચોખવટ કરવાની કે એ પ્રત્યે પોતાનો ન છુપાય એવો અણગમો પ્રકટ કરવાની હીંમત કરતું નથી. કોઈક પુરુષ ગુરુપણાની કે બીજી કોઈ પ્રતિષ્ઠા મેળવતો રહે છે. એના સંબંધમાં આવનાર જાણી લે છે કે પોતાની વહુદીકરીઓ એની પાસે જવા આવવામાં સુરક્ષિત નથી એમ જાણી એ કદાચ એની સાથેનો સંબંધ ઓછો કરે છે. પણ એને ઉઘાડો પાડવાની વાત બાજુએ રહી; એ જો નફ્ટ થઈ એને ત્યાં આવે તો તેનો નિરાદર કરવાની યે એની હીંમત નથી હોતી. કોઈ પુરુષનું ચારિત્ર્ય આપણને સારૂં નથી લાગતું, પણ એ સમાજનો એક નેતા ગણાય છે. આપણે એના ચારિત્ર્ય પ્રત્યે દુર્લક્ષ કરી, એને આપણી સભામાં આમંત્રણ આપીએ છીએ, એને માન આપએ છીએ અને એનું અનેક રીતે ગૌરવ કરીએ છીએ. ખાનગીમાં આપણે જે મત પ્રગટ કરીએ છીએ તે કરતાં જાહેરમાં જુદા જાતનો કરીએ છીએ. જાણે એટલું ગૌરવ ન કર્યું હોય તો દેશનું વહાણ ડુબી જવાનું હોય, ની ? જો નીતિપરાયણ પુરુષોની તેજોદુર્બલતા ઓછી હોય તો ઉચ્છૃંખલ પુરુષોને પોતાની ઉચ્છૃંખલતા ઉપર સંયમ મૂકવો જ પડે."

એક સમર્થ લેખકનો પ્રસ્તુત અભિપ્રાય જાણી લીધો. આપણા સમાજના સંમાનિત પુરુષો, આપણા અધ્યાપકો અને આપણા મહાપુરુષોમાં, ધુરખાધારીઓમાં અને આપણા શિક્ષકોમાં નીતિનાશના પંથ ઉપર ચાલતા નજરે પડવા છતાં આપણે કદી યે એમની કાનબુટી પકડીને એમનો અનાદર કરી શકતા નથી. એમને આપણી વચ્ચેથી દૂર કરી શકતા નથી, અને આવી જાતનો ચેપ આપણે ફેલાવા દઈએ છીએ એ આપણી દુર્બલતા છે. હમણાં જ એક અનુભવી અને વિદ્વાન્ સજ્જનનો પત્ર મળે છે. 'યૌવનનાં ભયસ્થાનો'

વાંચ્યા પછી તેઓ જણાવે છે કે: "આવા નરાધમો દરેક રીતે સખ્ત સજાને પાત્ર છે. કશા પણ સંકોચ વગર તેમને ઉઘાડા પાડવા જોઇએ. પરંતુ દુઃખની વાત એ છે કે તેમને ઉઘાડા પાડી શકે તેવાઓને પોતાની પ્રતિષ્ઠાનો હાઉ નડે છે!" બીજા એક જવાબદાર લેખક પોતાના પુસ્તકમાં લખે છે:

"તું મારો મિત્ર છે એટલે તને સંકોચ વગર કહેવું પડે છે કે મારો અને મારા સાથીઓના ભૂતકાળ હું જોઉં છું ત્યારે કેળવણીનાં કારખાનાંઓમાંથી જ કુટેવનો જન્મ થાય છે એમ મારે દુઃખપૂર્વક કહેવું પડે છે.

"એ ભૂતકાળ ઘણો કપરો છે શાળાઓમાં કેટલાક શિક્ષકો પણ પોતાની પાપવાસનાને પરિતૃપ્ત કરવા કુમળાં બાળકો પર અત્યાચાર કરવાનું ચૂકતા નથી. મારો આ આક્ષેપ ગઈ કાલનો છે એમ ન માનીશ. આજે પણ એ અપ્રાકૃતિક વ્યભિચાર જરાયે ભૂંસાયો નથી. તને યાદ છે ને આપણા કા.........કેટલા કુમળા બાળકનો ભોગ લીધો હશે? પછી શાળાઓના કેટલાક નિર્લજ્જ શિક્ષકો એવા હોય એમાં શી નવાઈ? બાળકો ધાકથી, વધારે સારો નંબર મળે એ આશાથી, માસ્તરની મહેરબાનીના લોભે અને બીજા વિદ્યાર્થીઓ વચ્ચે કાંઈક મહત્ત્વ મળે એ ભાવથી શિક્ષકોનો અત્યાચાર સહી લે છે.

"આ લખતાં મને મારું બાલજીવન યાદ આવે છે. હું ગુજરાતી...ચોપડી ભણતો હોઈશ; એ સમયનો પ્રસંગ છે. એક વિદ્યાર્થી અમારા સહુ કરતાં શિક્ષકનો વધારે આદરપાત્ર હતો. એ સાવ ડોઠ હતો પણ ખૂબ આકર્ષક હતો. કારણ શોધવા જેટલી તો બુદ્ધિ એ સમયે અમારી ક્યાંથી હોય? છતાં એ બાળસ્વાભાવની જિજ્ઞાસાવૃત્તિએ કારણ પકડી પાડયું. એ છોકરાનો એ શિક્ષક સાથેનો અપવિત્ર સંબંધ અમે કેટલાક જાણી શક્યા પણ અમે એવા ડબાયેલા હતા કે આ બાબતમાં એક શબ્દનો ય ઉચ્ચાર કરવાની અમારા કોઇમાં શક્તિ નહોતી.

" આવી જ કુટેવનો ભોગ પરસ્પર બાલમિત્રો પણ થઈ પડેલા. એ પ્રસંગને હું યાદ કરું છું ત્યારે એક પ્રકારના શોખ કે અજ્ઞાન સિવાય એ કુટેવ પાછળ કોઈ વૃત્તિ નહોતી. પણ એ શોખ આગળ જતાં કેટલો વિકરાળ બને છે તે પાછળથી જ જણાય છે "

ઉપરનાં બે અવતરણો જુદાં જુદાં પુસ્તકમાંથી મેં ટાંક્યાં છે. એટલા માટે કે બાળકો અને શિક્ષકો પ્રત્યે આક્ષેપો—અપવિત્ર સંબંધ માટે અને અકુદરતી વ્યાભિચાર માટે—કરતી મેં જે કલમ ઉઠાવી છે, તે બીના અથવા સડો આજનો છે એમ નથી, એ જુનો છે; પરંતુ તેને નાબૂદ કરવા માટે નીતિમાન પુરુષોનો પ્રયત્ન નથી, અને જે છે તે ઘણો જ જુજ છે. તેટલા પ્રયત્નથી એ સડો સાફ થવાનો નથી, બલ્કે પાંગરતો જાય છે.

વાંચક બંધુ ! કમળ સાજો થયો છે. પણ તેના ચહેરા ઉપર કૌમાર્યનું તેજબિંબ નથી રહ્યું, તેની આંખોમાં તેજ નથી, ઉપસેલા ગાલ નથી, ચાલમાં ચપળતા નથી રહી. એ તેર વરસથીયે આગળ વધતો કુમાર વારંવાર વિવિધ વ્યાધિથી સપડાઈ જાય છે. એ સુકાતો જાય છે અને ઘરમાં ચીડીયો બનતો જાય છે. એનો આનંદ અને ઉત્સાહ મરી પરવાર્યાં છે.

એનું કારણ શું ? એને જે ચેપ લાગ્યો છે તે ચેપ લગાડનાર તો દૂર થયો છે પરંતુ એના ચેપની લાળ કમળમાંથી છૂટી થઈ નથી. જાજરૂમાં, બાથરૂમની ઓરડીમાં કે બીજે માળે વાંચવાને બહાને એકાંત મેળવીને અને દીવા વિનાની રાત્રિમાં: એક વાર જે કમળને દીવો જલતો છે કે હોલવાયેલો તેનો જ ખ્યાલ નહોતો, તે કમળ અંધકાર થયા પછી પણ અંધારે ભૂત—પ્રેતની સાધના કરનારની માફક એ પોતાના જ હાથે ઉશ્કેરાટ અનુભવી એ પ્રકારની મૃત્યુમુખમાં જવાની રમત આદરે છે.

એટલું જ નહિ પણ એણે ચંપક, રામુ, માધુ, ચમન અને

સેવંતીલાલને પોતાની નાપાક રમતમાં સહધર્મી બનાવ્યા છે અને દોડતા જ્વાળામુખી તરફ એ રીતે સેંકડો કુમારો જઈ રહ્યા છે.

શિક્ષક પાસેથી મુક્તિ મેળવ્યા પછી કમળ બાહ્યદષ્ટિથી મુક્ત લાગતો હતો, પણ એની તેર વરસની ઉમર, એટલે જ્યારે તેની બુદ્ધિ, શક્તિ, અને જીવનતત્ત્વ વિકાસ પામવાની વેળા હતી, તે વખતે એ તેજ અને કાન્તિ ગુમાવીને સુકાતો જતો હતો.

તેની માતા ખટકો રાખી, એના બાળકને દૂધ પીવરાવતી, રોટલીમાં ઘી આપતી, ઋતુનાં ફળ આપતી અને શિયાળાની ઠંડીમાં દૂધમાં બદામ પણ આપતી; પણ એ બધું એનું ક્યાં ચાલ્યું જતું એની ખબર નહિ. કમળ કમળના ફૂલ જેવો દિવસે દિવસે સુકાયેલા પાંદડાંની માફક ચીમળાઇને ફિક્કો પડતો જતો હતો.

કારણ કે એને જે રસ્તો મળી ગયો હતો તે રસ્તો એનાથી છોડયો જાય તેમ ન હતો. રાત્રિની એકાંતમાં અને દિવસના ત્રીજા પહોરમાં વાંચતા એ વારંવાર ઉશ્કેરાટ અનુભવતો અને એવી તક જોઇને અકુદરતી રમત આદરતો. એ રમતમાં એને ન સમજી શકાય તેવો ચોક્કસ પ્રકારનો આનંદ મળતો અને એ જ આનંદ માણવા માટે એનું મન લલચાતું. તેને કોઇએ સમજુતી નહોતી આપી કે " કમળ ! તારી આ અકુદરતી રમત તારો સર્વસ્વો વિનાશ કરનારી, તારા સ્વત્વને ઝુંટવી લઇ પામર અને કંગાળ બનાવનારી નીવડશે. '

બલકે કમળે તેના સમવયસ્ક ચમન–મોહન–ભીખુ અને જયન્ત જેવા છોકરાઓ–અજ્ઞાન કિશોરોને પોતાને મીઠી લાગતી આ ક્રિયા તરફ દોર્યા હતા. અને એકાંતમાં એ છોકરાઓ પણ આ રસ્તે ચઢી ગયા હતા !

હસ્તમૈથુનની ક્રિયા અને તેના તરફના વલણમાંથી આજે ક્યા શહેરી છોકરાઓ બચી જાય છે તે જ જાણવું કઠિન છે. જુવાનીમાં પ્રવેશી, સંસારી બની બેઠેલા અને પોતાની ભૂલનો પશ્ચાત્તાપ મનોમન

યાદ કરતા આજે સમાજ–કુટુંબમાંથી હજારોનાં મનની સાક્ષી આપણે મેળવી શકીએ તો મોટા કહેવાતા નેતાઓ, મેજીસ્ટ્રેટો, અમલદારો સાહિત્યકારો, પત્રકારો અને ધર્માચાર્યોમાંથી પણ એવા મળશે કે જેમણે ભૂતકાળમાં કિશોરાવસ્થામાં અજ્ઞાનતાથી, દોસ્તથી છેતરાઈને પણ ઓછા—વધુ વખત આવા જ કોઈ ચુંગાલમાં ફસાઈને પોતાનું યૌવન-ધન વેડફી નાખેલું હોઈ શકે !

પણ " મા જાણે બાપ, અને મન જાણે પાપ"ની કહેવત પ્રમાણે આપણે એમના દિલ સુધી પહોંચી શકતા નથી. હા, માત્ર જેમને એ કુછંદથી માઠાં પરિણામો ભોગવવાં પડે છે અને એની નિવૃત્તિ માટે મારા જેવા કોઈ પાસે માર્ગ મેળવવા એકરાર કરવો પડે છે ત્યારે સત્ય હકીકત રજુ કર્યા વગર ચાલતું નથી. 'સુયાણી પાસે પેટ સંતાડયે પ્રસવ થઇ શકે જ નહિ ને !

પરંતુ આપણી શરમની ખૂબી એ છે કે પોતે જે રસ્તે ફસાયા છે અને માઠો અનુભવ મેળવ્યો છે એવી હજારોની સંખ્યામાં પુખ્ત ઉંમરના પુરુષો હોવા છતાં યે પોતાની જ પ્રજા માટે લાલ વાવટો ધરતા અને કિશોરોને ભયસ્થાન તરફ અંગળી ચીંધી: તેની દેખભાળ રાખવા કશો જ પ્રયત્ન થતો નથી !

પ્રયત્ન થતો નથી એટલું જ નહિ પણ પોતાની જાતને સ્વયં ભદ્ર પુરુષ માનીને બાળકો કિશોરોને અજ્ઞાન રાખવા માટે આવા સાહિત્ય–ઉપદેશ અને વાચનથી વંચિત રાખે છે અને એથી જ અપરિપક્વ બુદ્ધિના કિશોરોને એનો ખ્યાલ પણ નથી આવતો કે પાકટ થયા પહેલાં આ રીતે કરવામાં આવતો શુક્રક્ષય ખરેખર પ્રાણઘાતક નિવડશે. બી. એ. પછી આગળ અભ્યાસ કરતા એક બાવીસ વરસના જુવાનના પત્રમાંથી થોડાક પેરિગ્રાફ અહીં આપું: જરી વાંચવા જેવા છે:

" અત્યારે મારાં અંગોની સ્થિતિ, તેમાં જણાતાં દર્દ, ચિહ્ની વગેરે જણાવું તે પહેલાં મારા જુના અને શરૂઆતના

વર્ષો જે મને યાદ છે અને જેની સ્મૃતિ થઈ આવે છે તેટલાં સ્મરણો અત્રે નોંધી લઉં. તેથી અત્યારે મારી હાલતને સમજવામાં આપને ઉપયોગી નિવડે.

"તે વખતે હું નાનો વિદ્યાર્થી હતો. દુનિયાના માણસો અને કોઈ વસ્તુ વિષે ખાસ બતાગમ નહિ. મારી સાથે મોટી ઉમરના વિદ્યાર્થીઓ પણ ભણતા. તેઓ બહુ સ્વચ્છંદાચારી હતા, તેમની એ કામી અને વિષયી વાસનાઓના મારા જેવા નાના, રૂપાળા વિદ્યાર્થીઓ ખસુસ ભોગ થઈ પડતા. અમારી સાથે તેઓ નાગાવેડા કરતા, અકુદરતી રમત કરતા અને કંઈક ચીકણો પદાર્થ કાઢી ગંદું ગંદું કરતા. નાના અને નિર્દોષ અમને શી ખબર કે આ પાપ હશે! એ ભયંકર રીતે ખતરનાક નિવડશે. કુદરતી રીતે જ આવાઓના સહચારથી બાળકની અનુકરણશીલ વૃત્તિ અનુસાર અમે ય એવું ગંદું ગંદુ શીખ્યા. તેઓને ય ટપી જાય તેવા નવા નવા આનંદ આપતા નુસખાઓ શોધી કાઢવા માંડયા. આ શોધમાંથી મળ્યું રત્ન તે હસ્તમૈથુનઃ લગભગ કેટલાંય વર્ષો સુધી હું પણ અકુદરતી રમત દ્વારા ગંદો પદાર્થ કાઢવા લાગ્યો. મને ખબર નહોતી કે આમ કરવું તે પાપ છે. આજે એ પાપ મારા શરીર અને મનને કોતરી ખાય છે. મને તો એ વખતે આનંદ–અતિ આનંદ, અરે બ્રહ્મમાં પહોંચવા જેટલો અદ્‌ભુત અવર્ણનીય આનંદ જ આવતો હતો. બીજી કોઈ પણ ખબર કે બતાગમ નહોતી. અરે હું સત્તર વરસનો થયો ત્યાંસુધી મને તેની ભયંકરતા વિષે જરા પણ ખ્યાલ નહોતો આવતો. મને હંમેશાં નબળાઈ, અતિ ભૂખ–ખાઉધરાપણું, મોઢામાં ઓર ઓર કરી જીભને ચટાકા કરવાપણું, માથામાં ચક્કર, આંખે અંધારાં, મગજની અતિશય નબળાઈ, ચિઢીયાપણું, ગુસ્સો વગેરે થતું. પણ મને સ્વપ્નેય ખ્યાલ નહોતો આવતો કે આ બધું મારા પ્રસ્તુત પાપના પરિણામે છે, મને તો તેમાં કાંઈક અનેરો આનંદ આવતો હતો.

એટલે મોટા ઘરમાં ગમે તેવી એકાંત મળી શકવાના કારણે બધાંથી છાનોમાનો દિવસ અને રાતમાં થઈને લગભગ પાંચ છ વાર તે ગંદી ક્રિયા કરતો હોઈશ. આમ કરતાં કરતાં મારી મેટ્રિકની પરીક્ષા પૂરી થવા આવી અને જ્યારે તબીયત એકદમ નંખાઈ ગયેલી જણાઈ-જણાવા લાગી, ત્યારે બધાનું ધ્યાન ખેંચાવા લાગ્યું. વર્ગમાં હોંશીયાર છોકરા તરીકે હું હોવા છતાં, મારી આંખો ઊંડી ઉતરી ગયેલી, પીળચટો ચહેરો અને બેસી ગયેલાં ડાચાં જોઈ બધા મને ચીડવતા.

'છેવટે હું નડિયાદ ગયો. એક વૈદને બતાવ્યું. તેણે નાડ પારખીને ધીમેથી મને પૂછ્યું: 'તમારા પેશાબમાં ધાતુ જાય છે?' કદાચ તેમને હસ્તમૈથુનનો વહેમ પડયો હશે, પણ મારી જોડે એક માણસ બેઠેલો હતો એટલે તેમણે સ્પષ્ટ નહિ કહ્યું હોય. ઘેર વાપસ આવ્યા પછી તેમની દવા તો મેં બરાબર લીધી નહિ, પણ તે વખતથી મારા મનમાં તે વાત ઘુસી ગઈ કે ધાતુ એટલે શું, તે પેસાબમાંથી શી રીતે જાય, વગેરે-વગેરે.

"કોઈ વાતનું મને તો ભાન હતું જ નહિ. એટલે મારી ગંદી ક્રિયાનું તો મને કયાંથી ભાન જ થાય? છતાં એવું બન્યું કે કંઈક અભાન ખ્યાલ મારી એ ક્રિયાના ગંદાપણા વિષે આવ્યો.કૉલેજમાં જવાનો પ્રસંગ બનવાથી ત્યાંના સારા છોકરાઓ સહવાસમાં આવવાથી મારી એ ક્રિયા ધીમે ધીમે ઓછી થવા લાગી, પણ તદ્દન ભુલાઈ તો નહોતી જ. બે વર્ષ સુધી કોક કોક વાર એ ક્રિયા કરી દેતો, છતાંય આ હસ્તમૈથુન છે અને તે રોગકારી છે તેનો તો ખ્યાલ જ આવતો નહિ. પણ તબિયત તો હંમેશાં એવી જ નબળી રહેતી.

" મુંબઈ કૉલેજમાં દાખલ થયો ત્યારે એક હકીમને બતાવ્યું. ફરી જ્યારે પરીક્ષાને બે દિવસની વાર હતી અને પેસાબમાં બળતરા થવા લાગી, ધોળો ભૂકો જવા લાગ્યો, કોઈક વાર લોહીનાં બે ટીપાં પણ પડતાં. એથી મને ડર લાગ્યો કે હું પરીક્ષામાં નહિ બેસી શકું,

અને એથી હું ઉપરોક્ત હકીમ પાસે ગયો અને મારે કહેવું જોઈએ કે તેમણે મારા જીવનમાં સાચી હકીકત કહીને પલટો આણ્યો. તેમણે મને કડવાશથી બાજુમાં બેસારી ગુસ્સાપૂર્વક પૂછ્યું: 'છોકરા ! બોલ કયા કરતા હૈ ? તેરા ગુપ્ત ભાગમેંસે હાથસેં કુછ બહાર નીકાલતા હૈ ? સચ બોલ. મર જાયગા !' ફક્ત મારા હાથની નાડ જોઈને કંઈ પણ પૂછયાગાછયા વગર, કેટલાં ય વર્ષોથી થતી આવતી ક્રિયાને જો કોઈ જાણી–પકડી શક્યું નહોતું તો આ હકીમે પકડી પાડી જાણીને હું તો આભો જ બની ગયો. સદ્‌ભાગ્યે મને ભાન થયું કે મારી એ ક્રિયાએ જ મારો વિનાશ આણેલો છે, એટલે મેં સત્ય હકીકત કહી દીધી."

પ્રિય વાચક! આ પત્રની હકીકત હજુ પણ આગળ વધે છે. આ બિરાદરે વીશ પાનાં ભરીને પત્ર લખ્યો છે. અત્યારે વિવિધ વ્યાધિથી તે પીડાય છે અને ઉપચાર સાધી તંદુરસ્ત બનવા માટે દોડાદોડી કરે છે.

મારે એમના એ પત્રનો ઉતારો એટલા માટે કરવો પડયો છે કે કિશોરાવસ્થામાં કુટેવનાં પગરણ મંડાય છે અને તે ધીરે ધીરે આગળ વધે છે. અને એ આગળ વધે છે એટલું જ નહિ પણ પોતાની નાતમાં એવો જ એક કુછંદી છોકરો, બીજા નિર્દોષ છોકરાઓને ભેળવતો જાય છે. આજે આ બદી, આ ક્રિયા અને અનર્થકારી તત્ત્વ શરીરનો ભાંગીને ભુક્કો કરી નાખનાર હોવા છતાં એટલાં વ્યાપક બન્યાં છે કે જુવાનીની દીવાલ ચણાતા પહેલાં મૂળમાં ખાર લાગીને એ જમીનદોસ્ત થઈ જાય છે.

નાનામાં નાના પાંચ વરસના બાલકથી પણ આ કુમાર્ગ કેટલીક વાર શરૂ થઈ જતો જોવામાં આવે છે. આપણે જો ઉછરતા કિશોર–બાળકોને આવી બદીથી બચાવી નહિ શકીએ તો આપણી ભાવિ પ્રજા વધુ માયકાંગલી, વીર્યહીન, તેજરહિત અને બળવિહાણી બની જશે.

રોજ-બ-રોજ આવતા સંખ્યાબંધ પત્રોના ઢગમાં મોટી સંખ્યા આવા વિદ્યાર્થીઓના પત્રોની જ છે! તેઓ નિઃસંકોચપણે કિશોરાવસ્થામાંથી જ લાગેલી આ અકુદરતી બદીનો ચેપ ગાય છે, અને જુવાની આવતા પહેલાં કરમાવા લાગેલું જીવન ફરી તાજું-તાજગીભર્યું બનાવવા માર્ગ વાંચ્છે છે.

આપણે જેનો સંસ્કાર-સંસ્કારના નામે પુકાર પાડીએ છીએ તે ખરી રીતે તો માનવસ્વભાવની વૃત્તિને આપવામાં આવતો એક પ્રકારનો વળાંક જ છે.

મનુષ્ય એ જન્મતાંની સાથે એક મૃત્તિકાનો પિંડ-પીંડો છે, અને તે જન્મ ધારણ કરીને સંસારના ચાકડા ઉપર ચડે છે, એટલે તેનો ઘાટ તૈયાર થાય છે. દૈહિક ઘાટ સંબંધમાં હું આ સ્થળે નથી કહેતો, દૈહિક ઘાટ તો માતાના ઉદરમાં જ તૈયાર થઈ ગયો હોય છે. બહાર આવ્યા પછી તો એની વૃત્તિઓ વળાંક લઈ, બુદ્ધિ સતેજ થઈ, તેનો સ્વભાવ તૈયાર થાય છે.

અને બાલ્યકાળની અપેક્ષાએ કિશોરાવસ્થા, આ વૃત્તિના વળાંકમાં ખૂબ જ નાજુક અને સર્વ દિશાએથી આંદોલનો મેળવી, સ્થાયી થવા માગતો સ્વભાવઘડતરનો સમય છે.

ઘરનું વાતાવરણ-ઘરની રહેણીકરણી, ઘરની ભાષા, ઘરની રુઢી અને રિવાજ તથા ઘરના અખિલ જીવનમાં રહેલા ક્રમવિકાસની અસરની ઘેરી છાયા કિશોર ઉપર પડે છે અને એ જ કિશોર અવસ્થામાં એની ઉપર એક એવો અંચળો છાઈ જાય છે કે એની અસર એટલે વૃત્તિઓના વળાંક તેની આખી જીંદગીમાં પણ નિવારી શકાતી નથી.

એટલે જ આપણાં બાળકોને આપણે જેવાં બનાવવા ધારતા હોઈએ તેવાં બનાવી શકીશું, એમ કહેવા કરતાં આપણે જેવાં હોઈશું એવાં બાળકો થશે એમ કહેવું વધારે ઉચિત છે.

પિતા રોજ-બ-રોજ વારંવાર સીગારેટ પીએ છે અને એ માણસના ઘરમાં, ટેબલ ઉપર, ગજવામાં-જ્યાં ત્યાં સીગારેટ દેખાય છે,

પીધેલી સીગારેટનાં ઠુંઠાં વેરાયેલાં હોય છે. એ ઘરમાં એકાદ બે કિશોરો ઉછરી રહ્યા હોય છે.

માનવસ્વભાવના જાણકાર વિદ્વાનોનો મત છે કે જન્મથી જ દરેક માનવી સામાન્ય રીતે અનુકરણ કરવાની વૃત્તિવાળો છે. એટલે કિશોરાવસ્થાનો બાળક વારંવાર સીગારેટનું પાન કરતા પિતાના આચરણ તરફ ખેંચાય છે, અને તેનું વારંવાર દિલ થઈ આવે છે કે હું સીગારેટ પી જોવું તો ?

અને એકાદ વખત એ પિતાના અજીઠા ઠુંઠાને જરૂર દીવાસળી ચાંપીને તેનો ધુમ્રપાનમાં ઉપયોગ કરે છે. પછી એ છૂપી રીતે સીગારેટ પીવા લાગે છે. અને એવી જ રીતે એ વ્યસનમાં પરોવાય છે તથા દોરવાય છે.

આવી જ રીતે ચહા, બીડી, તમાકુ, પાન, છીંકણી વગેરે વ્યસનો ઘણું કરીને તેનો ઘરમાં વપરાશ થતો હોવાના કારણે જ બાળકો અને કિશોરોનાં સંગાથી થયાં હોય છે. હા, એટલું ખરૂં કે વ્યસન કરતો પિતા એ વ્યસન કરવા છતાં તેની ઉપર ઘૃણા સેવતો હોય અને પોતાના એ દુર્વ્યસન તરફ બાળક ન વળી જાય તેની ખૂબ જ કાળજી રાખતો હોય, તો તેના ઘરનાં બાળકો કદાચ બચી જાય તો ભલે. બાકી બેદરકારી સેવનાર બીડી પીનાર પિતાનો બાળક બીડીનો વ્યસની સેંકડે નેવુ ટકા તો જરૂર થઈ જાય છે.

આ રીતે વ્યસન તરફ તો માત્ર નિર્દેશની દષ્ટિથી જણાવ્યું છે. પરંતુ એ જ રીતે આપણા ઘરની ભાષા અને વિવેક, આપણો વહેવાર અને ભાવના—એ બધાં હમેશનાં આપણા ઘરનાં શુભાશુભ વર્તન, વિવેક અને વિનિમયથી બાળકની વૃત્તિઓ વળાંક લેવા લાગે છે.

તમે તમારે ત્યાં આવનાર અતિથિની કઈ રીતે સરભરા કરો છો, કેવું આસન આપો છો, કેમ બોલાવો છો અને કઈ રીતે વહેવાર કરો છો, એનું આબાદ અનુકરણ કિશોર કરવા લાગે છે, ઘરમાં વાતવાતમાં અપશબ્દ બોલવાનો સ્વભાવ જો માતાપિતા ધરાવતાં

હોય છે તો એ જ કિશોર શરૂઆતમાં ઘરમાં નહિ તો બહાર સમવયસ્ક છોકરાઓ સાથે એવી જ રીતે વહેવાર કરે છે અને પછી ઘરમાં પણ એ જ રીતે વર્તે છે.

વાતવાતમાં કોઈની મજાક કરવાની મુખ્ય માણસને ટેવ પડી હોય છે તો એમનાં બાળકો એ જ રીતને પસંદ કરે છે. કટાક્ષ કરવાનો સ્વભાવ, વાંધા પાડવાનો સ્વભાવ, રિસાવાનો સ્વભાવ, ચોરી લેવાનો સ્વભાવ, કુથલી કરવાનો સ્વભાવ, ગામ ગપાટા મારવાનો સ્વભાવ, હલકી વાતો કરવાની–છિદ્ર જોવાની ટેવ, પારકી પંચાત, પડોશીની કુથલી અને ઊણપ જોવાનો સ્વભાવ અને આવા જાત જાતના સ્વભાવના દોષો બાળપણથી જ આવી મળ્યા હોય છે. એ દોષોના પરિણામે ઘરનું વાતાવરણ તેનાથી જેટલા અંશે દૂષિત બનેલું હોય છે તેટલા જ પ્રમાણમાં કિશોરવસ્થાથી બાળકોની વૃત્તિનો એ જાતનો વળાંક થઈ જાય છે, અને તે પછી ખૂબ રૂઢ બની જઈને જીવનભર ટકી રહે છે.

વહોરાનો છોકરો બાફેલાં ઈંડાંને બટાટાની માફક છોલીને નીરાંતે પેટમાં પધરાવતો હોય છે. એની પડોશમાં બેઠેલા પાકટ ઉમરનો જૈન એથી સુગાઈ જાય છે. અવળી નજર ફેરવી લે છે અથવા મોઢે કપડાનો ડુચો દઈ દે છે તેનું શું કારણ?

બ્રાહ્મણને ઓટલે બેસીને દેગડાંનાં દેગડાં પાણી નહાવામાં ખાલી કરી નાંખતો જોઈ, તેનો પડોશી સ્થાનકવાસી જૈન ખૂબ નારાજ થાય છે, તેનું શું કારણ? પંથે વિચરતા કોઈ સાધુને જોઈ એક હિન્દુ કિશોર ટોપી હાથમાં લઈ નમન કરી, વિભૂતિ અને આશીર્વાદ લે છે. બીજો તેના જ જેવડો બાજુમાં ઉભેલો પારસી કુમાર તેની મજાક કરે છેઃ 'એલા! ટારૂ એ કુન હટું? ટું સુ કરવાને એના પેટમાં માઠું ભીરાવતો હતો! કપાલમાં પેલાયે શાને સારૂં રાખોરી લગાવી હતી!'

આ બધાંની પાછળ-સારૂં શું અને નરસું શું તે બાબતની આપણે ચર્ચા નથી કરવી. માત્ર કહેવાનું એટલું જ છે કે જુદી જુદી વૃત્તિઓ ગૂઢ થઈ જઈને ચોક્કસ વળાંક મેળવી, જીવનની સાથે જડાઈ ગઇ હોય છે, એની પાછળ એના સમાજ-ઘર-વાતાવરણ અને આપ્ત-જનોએ એને આપેલો બુદ્ધિ-વૃત્તિનો વળાંક હોય છે.

એટલે કિશોરવસ્થામાંથી જ સમભાવથી, સારાસારના વિવેકથી પરાપૂર્વના ધ્યાનથી કિશોરોની વળતી જતી વૃત્તિઓને મઠારી, એને સીધો અને ધ્યેયલક્ષી વળાંક આપવામાં આવે, તો જ એવા માનવીનું યૌવન પૂર્ણ ચંદ્રની માફક ચાંદનીભર્યું અને મધ્યાહ્નના સૂર્યની માફક જળહળતું બનાવી શકાય.

બાલ્યકાળથી જ ભગતડો સ્વભાવ જેમ યૌવનના થનગનાટને રોકી રાખનારો છે, તેટલો જ તદ્દન નાસ્તિકવાદ પણ સમજવો. શંકા-શીલતા, ખોટી તર્કબુદ્ધિ અને અવિચારી જિજ્ઞાસાથી કિશોરોની વૃત્તિ વિવિધ જાતના ખોટા વળાંકે જેમ સરલતા રહિત બની જાય છે, તેવી જ રીતે અંધવિશ્વાસુ ભોળપણ અને મોટા અથવા ડાહ્યા માણસો કહે તે સઘળું માની લેવાની કહ્યાગરી બુદ્ધિ પણ સાચા યૌવનના પ્રાગટ્યમાં અંતરાયરૂપ છે. તેવી જ રીતે ઉમર વધવાની સાથે જ એનાં વિવેક, શાણપણ, શીલતા અને સમતા પ્રમાણની તુલા જાળ-વીને જ જો સાથોસાથ વધી રહ્યાં હોય છે તો જ તે સુંદર અને યુક્ત જણાય છે, તો જ તે સારાં લાગે છે. પણ જેને આપણે વિવેક કે શાણપણ કહીએ છીએ તે જો કિશોરોમાં વધુ વહેલાં આવી જાય છે તો એવાં છોકરા વધુ શંકાશીલ અથવા વધુ દોઢડાહ્યા થઈ જાય છે. મારા એક મિત્ર અને રાણપુરની અંગ્રેજી શાળાના હેડમાસ્તર સ્વ. શ્રી. બારોડ સાહેબ આવા છોકરાને " વહેલો પાકી ગયો છે " એમ કહેતા.

બીકણુ સ્વભાવ, ડરપોક મનોદશા અને વહેમી માનસ જેમ કિશોર-

માંથી યૌવનના પ્રાગટ્યમાં અંતરાય રૂપ છે, તેમજ પોતાની શક્તિ, સ્થિતિ અને મર્યાદાનો વિચાર કર્યા સિવાયનું સાહસિકપણું પણ અંધ ઉતાવળમાં ખપી જાય છે.

કિશોરો વધે છે, ખીલે છે, ઘડાય છે, વળાંક લે છે, વેગીલા બને છે, પણ એની પાછળ કુશળ કારીગર, મહેનતુ માળી અને તેજસ્વી શિક્ષક–શિક્ષાદાતાની જરૂર હંમેશાં ઊભી રહે છે. આપણી જરા સરખી ક્ષતિ એ કિશોરોનાં માનસ અને વૃત્તિના વળાંકને મોટો છેહ દેનાર નીવડે છે.

મૂર્તિ ઘડનાર શિલ્પીના એકાદ ટાંકણાની ભૂલથી એકાદ અંગ બેડોળ બની જવાથી જેમ આખી મૂર્તિની કળા બેહૂદી બની જાય છે, તેમ કિશોરના ઘડતરમાં એકાદ નાની સરખી ક્ષતિ યૌવનની આલીશાન મહેલાતનું એક અનિચ્છનીય છિદ્ર–દ્વાર બની બેસે છે.

માત્ર વ્યસનો, દુરાચારો કે દુષ્કર્મો યૌવનના ઘડતરને નુકસાન પહોંચાડે છે એમ આપણે માનીએ છીએ. પરંતુ તેવી જ રીતે વધુ પડતો ભક્તિભાવ, આસ્તિકતા, સ્વતંત્રતા એ બધાં જો આવેગપૂર્વક કિશોરો ઉપર આક્રમણ કરતાં હોય છે, તો તેની અવસ્થાની સહન કરવાની શક્તિની મર્યાદાને વટાવી જઈ એ જ પાછળથી વિકૃતિ લાવી આપે છે.

અવસ્થાભેદથી જ કેટલાંક ભૂષણો શોભે છે, અને એ જ ભૂષણો અવસ્થાને કારણ દૂષણરૂપ જણાય છે. દૂધ અમૃત હોવા છતાં એ જેમ કમળાવાળા દરદીને દૂષિત કરે છે, ઘી કોમળ હોવા છતાં ખીલ ઉપર લાગવાથી ખીલ (ગરમીમાં થતાં નાના સરખાં ગુમડાં) વકરી જાય છે અને સોજો ઉત્પન્ન કરે છે તેમ સદ્‌ભાવ, સદ્‌ગુણ અને સદ્ધર્મ પણ વિવેક અને અવસ્થાની મર્યાદાનો ખ્યાલ ન કરવામાં આવે તો જરૂર વિકૃતિ આણે છે.

# કિશોરી–કુમારિકા

[ ૬ ]

યૌવનકાળ પહેલાં પુરુષોને જેમ કિશોર અવસ્થા કહેવામાં આવે છે તેમ કન્યાને કુમારી કહેવામાં આવે છે. કુમારીમાંથી કુંવારી અપભ્રંશ થયેલું જણાય છે. અને કુમારી–કુંવારી હોવા છતાં કુંવારીનો અર્થ અવિવાહિતા ઘણા ભાગે સમજવામાં આવે છે. એટલે ૩૦ વરસ થયા છતાં લગ્ન થયાં નથી હોતાં તો તેને પણ કુંવારી કહેવાની રુઢી છે!

ઇંગ્લાંડ વગેરે ઠંડા મુલકને બાદ કરીએ તો આપણા હિન્દુસ્તાનની આબોહવા પ્રમાણે છોકરાઓની દશથી સોળ વરસ સુધી કિશોર અવસ્થા ગણાય. જો કે સોળ વરસ સુધી કિશોર અવસ્થા તો ચાલુ જ ગણવી જોઈએ, પરંતુ તે અવસ્થામાં યૌવનનો ઉઘાડ થતો જતો હોવાથી તેને કેવળ કિશોર અવસ્થા કહી શકાય નહિ. તેવી જ રીતે છોકરીઓમાં આઠ વરસથી કિશોરી અવસ્થાની શરૂઆત થાય છે, અને ૧૪ વરસ પછી યૌવનનો ઉઘાડ પૂરબહારમાં ખીલેલો હોવાથી એનો લગ્નકાળ ચૌદ વરસ પછી જ હોવો જોઈએ એવું આજના વિચારકોએ માન્યું છે. છોકરાઓ કિશોર અવસ્થામાં આવતાં તેમની સામે ઉપસ્થિત થતાં ભયસ્થાનો વિષે અમે આગળ આંગળી ચીંધી છે, અનેક માર્ગે કિશોર અકાળે; ખીલતા પહેલાં જ કરમાવા લાગે છે તેનાં ભયસ્થાનો જણાવ્યાં છે. તેવી જ રીતે કુમારિકાના સંબંધમાં પણ ઘણી સાવચેતી રાખવાની જરૂર છે. કુમારિકા અવસ્થા મનોવિકાર રહિત તંદુરસ્ત હાલતમાં પસાર થઈ હોય છે તો જ એવી કુમારિકાઓનું યૌવન પૂરબહારમાં સંપૂર્ણ સોળ કળાએ દીપી નીકળે છે.

સંયુક્ત કુટુંબમાં ઉછરતી કુમારિકા આઠેક વર્ષનું વય વિતાવે છે અને સમજણમાં પ્રવેશ કરે છે. બાલ્યકાળમાં વિનાશંકાએ પોતાની

સરખી ઉમરનાં બાળકો સાથે રમત અને આનંદવિનોદ કરનાર કુમારિકાને પોતે કિશોર અવસ્થામાં પ્રવેશ કર્યા પછી તરત જ સમજ આવે છે કે છોકરાઓ સાથે ન રમાય. શા માટે ન રમાય એનો ખુલાસો એ કરી શકે નહિ. પણ એની સમજણમાં એ વાત આવી રહે છે. પછી ભલેને ઘરનાં માણુસોમાંથી બાએ કે મોટી બહેને કે વડીલ ભાભીએ કહ્યું હોય–તેણે સાંભળ્યું હોય કે "આવડી મોટી છોકરીથી છોકરાઓ સાથે ન રમાય."

પરંતુ સમજવા લાગેલી કિશોરી સાથ વગર એકલી તો, એ ચંચળ સ્વભાવવાળી કિશોર અવસ્થામાં રહી શકતી નથી–ગાળી શકતી નથી. બાળપણમાં નિઃસંકોચ હરકોઈ છોકરી–છોકરા સાથે રમવાનું એને માટે સુલભ હતું, તે હવે અને માટે મર્યાદામાં રહીને સમાન વયની કિશોરીઓ સાથે રમવાનું હોય છે.

સમાન વયવાળી કિશોર અવસ્થાની કુમારિકાઓ પણ ઘણો ઘણો નિર્દોષ આનંદ માણી શકે છે. કિશોરો કરતાં યે એમને રમવા માટે સાધન, ક્ષેત્ર ને ભૂમિકા ખૂબ મળી આવે છે અને ભવિષ્યની ગૃહિણી એ બનવાની છે તે સમયનાં જવાબદારીવાળું કાંઇક જ્ઞાન સામાન્ય કુટુંબોમાં આપોઆપ મળી આવે છે.

ઢીંગલા–ઢીંગલી, એને માટે પારણું, ઘર વસાવવાનો સમાન, ઘંટી એને ઘોડીયું, રસોઈ બનાવવાની ક્રિયા અને ભોજનવ્યવસ્થા, સંમાર્જન કાર્ય અને સગવડ–આવી અનેક ગૃહકાર્ય અંગેની ક્રિયા એ શરૂઆતમાં રમતના ક્ષેત્રમાં લાવીને આનંદ માણે છે. ઉપરાંત ગરબા, પડાની રમત, ઘરકોલી, મોળાં અંકોત (ગૌરીઉત્સવ) નવરાત્રિના ગરબા, એવી અનંત નિર્દોષ રમત, આનંદ અને અભ્યાસમાં, સાથે સાથે ઘરકામની મદદમાં એની કિશોર અવસ્થામાં આગળ વધતી જાય છે. એને ઘરની ક્રિયા, કામ વર્તન અને સહવાસમાંથી ઘણું સાંપડે છે. બહારથી બહુ ઓછું લેવાનું હોય છે. આપણા સામાન્ય સમાજમાં કિશોરી કન્યાઓને

કિશોર જેટલી રમવાની–રખડવાની બહાર જવાની છૂટ હોતી નથી. માત્ર એને નિશાળે મૂકવામાં આવે છે. ત્યાંથી આવ્યા પછી ઘરના નિત્યકાર્યમાં એની મદદ લેવાય છે, નાનાં બચ્ચાંને રમાડવાનું કાર્ય સોંપાય છે અને થોડો વખત મળ્યો તો તેની સરખી કુમારિકાઓ સાથે એ આંગણામાં, ચોકમાં કે ચોકઠામાં સાહેલીઓ સાથે મળી બાઇ લે છે, ગમ્મત કરી લે છે કે એકાંતનો ઓટલો મળ્યો તો ટાઢી મીઠી વાતો કરે છે.

પરંતુ કેટલીયે વખત એની કિશોર અવસ્થામાં વિક્ષોભ પાડનાર પ્રસંગ આવે છે અને એવા પ્રસંગો કોઇક વખત તેની મનોવિકૃતિનાં કારણરૂપ બને છે.

જુવાન ભાઇ પરણી આવેલો હોય છે, જુવાન જોડું ઘરમાં વસતું હોય છે અને એ જ ઘરમાં નવી આવેલી વહુને પરણ્યા સાથે એકતાર સાંધી આપનાર સંદેશવાહક તરીકે ઘણું કરીને આવી નાની નણંદ જ હોય છે. સંદેશાની આપ–લે, વસ્તુની આપ–લે, ચીઠ્ઠીઓની ખાટીમીઠી વાનગીઓ, અને જે કાંઈ ખાનગી, વડીલોથી છુપાઇને મર્યાદા રાખીને વર્તવાનું હોય છે તેમાં આ નાની નણંદ અથવા નાની બહેન સારું સુતરું સાધન બની રહે છે.

પણ એ જ સુમેળ સાધવાની ક્રિયા આ કિશોર અવસ્થાની કન્યા ઉપર કોઇક વખતે મનવિશ્લેષણ પેદા કરે છે, વહુને વરના એકાંતિક હાસ્યવિનોદ તેમજ રાત્રે ભાભી બધાંને છોડી ભાઈની સાથે એકાંત રૂમમાં સુવા ચાલી જાય છે. એ એનાથી છાનું રહેતું નથી અને એના મન ઉપર થયેલી અસર એ બહારની સરખી ઉમરની છોકરીઓને ખાનગીમાં કહે છે અને એવા પ્રસંગની અસરરૂપે આવી કિશોરીઓ વહુવર રમવાની રમતે ચઢે છે; તેમાં એક છોકરી વહુ થાય છે; બીજી વર થાય છે. પરણતી વખતનાં ગાણાં ગાય છે અને ઘરમાંથી લાવી ભેગી કરેલી ચીજો વહેંચીને ખાય છે.

આવી રમત ઘરનાં મોટા માણુસો જુએ છે. તો પણ ખાસ વાંધો ઉઠાવતાં નથી; " ઠીક છે, આગળ જે પાઠ ભજવવાના છે તેનું ' રિહર્સલ ચાલે છે, ચાલવા દો. "

પણ એટલાથી એ વસ્તુ અટકતી નથી. ઘણી કિશોરીઓ પછી એથીયે આગળ વધે છે. અને એકાંત સેવવા પછી બાળક જન્મ્યું અને એને ઉછેરવું છે, અને બાબો આવ્યો ત્યાંસુધી પહોંચતાં એના મન ઉપર એક જુદા જ પ્રકારની છાપ નીપજે છે. જેને આપણે ભયસ્થાન કહી શકીએ.

અને જ્યારે કિશોર અવસ્થાની કુમારિકાને યૌવન પ્રાપ્ત થયેલી સાહેલી સાંપડે છે તો એથી વધુ ખરાબી થવાનો સંભવ છે. એમ તો ઘરમાં ભાભી, મોટી બહેન અને એવી ઘણી યૌવનાનો સાથ કિશોરીને હોય છે. એ બધાં તો મર્યાદામાં રહીને કિશોરી સાથેનો વહેવાર રાખે છે. પરંતુ પરાઈ–બહારની યુવાન છોકરી આ કિશોર અવસ્થાની કન્યાથી બહેનપણાં બાંધે છે ત્યારે એને ટાઢીમીઠ્ઠી વાત એકાંતે કહે છે કે સાંભળવા દેવાને સ્થાન અપાય છે, ત્યારે કિશોરી–કુમારીને અકાળે ઘણી નાજુક હવા મળે છે અને તેના મન ઉપર એક એવી ભૂમિકાનો વિચાર ચઢી બેસે છે કે જે જગ્યાએ જવાને એને વર્ષોની વાર હોય છે.

આવી જ ભીતિ એને પડોશના ઉછાંછળા છોકરાઓ, રેઢીયાર વિદ્યાર્થીઓ અને અતિ કામી પ્રૌઢ ઉમરના પુરુષો માટે પણ રાખવાની હોય છે. અતિ બહોળા કુટુંબમાં રહેતા કુટુંબીજનોમાંથી પણ કિશોરીને કોઈ વાર અનિષ્ટ સહવાસ સાંપડી જાય છે અને એનું કૌમાર્ય, એનો નિર્દોષ ભાવ સદોષતાની કેડી ઉપર ચઢી જાય છે.

'સ્ત્રીપુરુષ મર્યાદા"ના લેખક શ્રી. કિશોરલાલ મશરૂવાળા આવી જ ભીતિને આગળ ધરતાં કહે છે: "કુચાલનાં માણુસો વિષે મેં કદી સાંભળ્યું જ નહોતું એમ નહિ. પાછલો ઈતિહાસ યાદ કરતાં જણાય છે કે મારા જ કુટુંબમાંથી કેટલાક આશ્રિતોને સ્ત્રીઓ પ્રત્યે બેઅદ-

બીનો પ્રયત્ન કરવા માટે ઘરમાંથી દૂર કરવા પડેલા. પણ આ હું અપવાદ રૂપ વ્યક્તિઓની કુચાલ સમજતો. પણ જરા ઊંડા ઉતરતાં સમજાય છે કે આ પ્રમાણ એટલું બધું અલ્પ નથી કે છેક અપવાદમાં જ કાઢી શકાય. તેમ એમ પણ નથી કે આ દૂષણ હલકા ગણાતા નોકરવર્ગમાં છે. મારી પાસે કેટલાક એવા દુ:ખદ દાખલા છે. જે પરથી એમ માલૂમ પડયું છે કે આપણાં કુટુમ્બોમાં છેક નાની ઉમરની બાળાઓને પણ એ કુટુમ્બના કે પાડોશમાં વસતા પુરુષોથી ભયભીત રહેવું પડે છે.

"આપણા સમાજે પુરુષની કુચાલનો બહુ તિરસ્કાર નથી કર્યો, પણ સ્ત્રી કે બાળા ઉપર દેખીતો બળાત્કાર થયો હોય તો સમાજ એની એટલી ખાનગી કુથલી કરે છે, એટલી છાની વાતો કરે છે કે બાળાઓ ઉપર ગુજરેલા અનેક બળાત્કારના પ્રસંગો તો ઘરના માણસો પણ જાણતા નથી હોતા."

ઉપરનું કથન સૂચવે છે કે કિશોર અવસ્થામાંથી જ બાળાઓને આપણા સમાજથી ભયભીત, આપણા પાડોશીથી ડરતાં અને પુરુષ વર્ગથી ભય પામતાં રહીને વિચરવાનું છે, અને કિશોર અવસ્થામાંથી અણજાણતાં લાગેલો આવો જાતીય ચેપ એનો છાલ નથી છોડતો. મારે કહેવું જોઈએ કે કેટલાક દાખલાઓમાં કુમારી છોકરીઓ પણ કુમારની માફક અકુદરતી મૈથુન, હસ્તમૈથુન અથવા સ્વજાતીય સહવાસથી યૌવન આવતા પહેલાં જનનઅવયવના વ્યાધિમાં સપડાઈ જાય છે, અને ૧૬ વરસની પૂરબહારની જુવાની ખીલતા પહેલાં એ કરમાય છે અને સડે છે.

અનેક યુવાન બહેનોના પત્રો મારી ઉપર આવે છે. તેમાંની કેટલીક બહેનો પોતાની કિશોર અવસ્થામાં વિરૂદ્ધ માર્ગે ચઢી ગયેલી અને તેનાં માઠાં પરિણામ સેવતી થઈ છે તેનો એકરાર મારા આ કથનને વજુદવાળો બનાવે છે. હાલમાં કરાંચી નિવાસ કરતી, સુરતની

રહીશ, ૨૪ વર્ષની ઉમરે પહોંચેલી એક બહેનની હકીકત કે જે ખૂબ જ મર્મભેદક અને દુઃખ ઉપજાવે તેવી છે તે હું અહીં રજુ કરું છું.

" હું એક સંસ્કારી પતિની પત્ની છું અને ખાનદાન તથા ધર્મવાન માતા પિતાની પુત્રી છું. મારાં લગ્ન હિન્દુ ધર્મશાસ્ત્રના વૈદિક વિધિથી થયેલાં છે. હું ભણેલી છું, અને સારાસાર સમજવાનો વિવેક મને હું સમજણી થઈ ત્યારથી જ પ્રાપ્ત થયો છે. "

પોતાની દુઃખદ બિના રજુ કરતી આ યૌવના, જુવાની બાળીને ખાખ કરી નાંખેલ, જ્ઞાનતંતુનું અને દૈહિક પારાવાર દુઃખ ભોગવતી, મગજની અશાન્તિ ભોગવતી અને જીંદગીની કાળરાત્ર વહન કરતી હૃદય દ્રવીભૂત થાય તેવી હકીકત-પોતાની આપવીતી લખતાં ઉપર જણાવ્યા પ્રમાણે પત્રની શરૂઆત કરે છે.

એ બાળા કિશોર અવસ્થામાંથી સાચી કેડી ચૂકી ગઈ છે—તેને ચુકાવી દીધી છે, અને તેના મન ઉપર કાબુ રાખવા જેવી હાલત રહેવા નથી દીધી. એણે ફના થવાની અને વિનાશની વાટ ખીલતી વયમાં જ પકડી છે. વ્યભિચારી માતાની પુત્રીઓ બધીય વ્યભિચારી બને છે એમ તો નથી હોતું. પણ એ સંસ્કાર અને માતાના વિચારોના લોહી દ્વારા આવેલાં અણુ પરમાણુંને લીધે સંજોગો મળતાં બીજા કરતાં એ પતનના માર્ગે વહેલી પળે છે. કારણ કે એણે વ્યભિચારી માતાના કોઠામાં રહીને પોષણ મેળવ્યું હોય છે એનાં બીજકમાં દોષ સંચય થયેલો હોય છે.

પ્રદર વહેવરાવતી માતાની પુત્રીને બહુ જ નાની અવસ્થામાંથી બાળ પ્રદર લાગુ થાય છે. એના પ્રદરમાં એસિડ (અમ્લતા)નું પ્રમાણ હોવાને કારણે એ ગુપ્તભાગ ઉપર મીઠી ખુજલી અનુભવે છે અને પછી એમાંથી એ હસ્તમૈથુનના માર્ગે ચડી જાય છે.

એજ્ઞાન માતા પુત્રીની રાખવા જોઈતી સંભાળ રાખવામાં બિલકુલ બેદરકાર હોય છે. કિશોર અવસ્થામાં એને સ્વચ્છતા, સફાઈ

અને નજીવી લાગતી ગુપ્તભાગની બાબતોની આપવી જોઈતી શિખામણ એ આપતી નથી. ખંજવાળ અને વળવળાટ અસ્વચ્છતાથી પેદા થાય છે, અને ગુપ્ત ભાગ સાથે બહુ નજીકનો સંબંધ ધરાવતા જ્ઞાનતંતુ વારંવારના હસ્તસ્પર્શથી અણુચિંતવ્યા ચોક્કસ પ્રકારના આનંદની ઝણઝણાટી આપી જાય છે! અને બહાર ખંજવાળ કરતી બાળાઓ ગુપ્ત ભાગનાં અંતરાવયવને અંગુલીપ્રક્ષેપ કરીને ખંજવાળે છે. એમાં ખંજવાળ ઉપરાંત સ્પર્શસુખાનુભવ એને પછીથી હમેશની ટેવ પાડે છે અને એ રીતે પણ એ વિપથગામી બની જાય છે

ખૂબ જ યૌવન ખીલવા છતાં, યૌવનની પૂરબહાર મેળવવા છતાં, પ્રલોભનો અને આકર્ષણ નજર સામે છવાવા છતાં, સંજોગોને લીધે એને અવિવાહિત રાખવા માટે બંધનની બેડીઓ પગમાં પડી હોય છે. મનની ચંચળતાને રોકી નહિ શકનારી અવિવાહિત કુમારિકાઓ ધીરે ધીરે અપ્રાકૃતિક નિજાનંદને માર્ગે ચડી જઈ, વિવિધ પ્રકારે કહેવાતું જાતીય સુખ મેળવી લે છે અને કુટેવનો ભોગ બની જાય છે!

પરદેશીઓની વાતો હું નથી કહેતો. આ તો હિંદની ખૂબ જ મોટી ઉમર સુધી અવિવાહિત રહેતી-રાખવામાં આવતી યુવાન સ્ત્રીઓની વાત કરૂં છું. એમાં સ્ત્રીજાતિનાં ભયસ્થાનો તરફ સચેત રાખવાની ભાવના છે. પરદેશીઓ જેઓ પોતાને સંસ્કૃતિમાં અને કેળવાયેલા સમાજમાં ટોચે ગયેલા માને છે, તેમની વિકૃતિઓનું બયાન તો આપણાથી સંભળાય એવું કે આલેખી શકાય તેવું નથી-એ તો ખૂબ જ ભયાનક છે.

પરંતુ આ રીતે સ્વેચ્છાથી, યૌવન જીરવી નહિ શકવાથી કે વ્યભિચારી માતાના વારસાથી આવેલી અધોગતિથી-ઉપર જેની હકીકત મૂળ પત્ર ઉપરથી આપવામાં આવે છે તે બહેન-આવા કોઈપણ કારણથી દૂષિત નથી થઈ. એની કેવી રીતે દુર્દશા કરવામાં આવી છે, એ એના જ શબ્દોમાં રજુ કરું છું:

"હું ખૂબ જ ચપળ હતી. નવેક વરસની લગભગ મારી ઉમર હતી અને કહ્યાગરી, માતાની રમતીયાળ છોકરી; મા કહે તે કરવું મારે માટે જરૂરી હતું.

"મારા દૂરના મામા સુરતમાં નોકરી થવાથી રહેવા આવેલા. એમનાં પત્ની પીયેર સુવાવડ ખાવાને ગયેલાં. ખૂબ જ ડાવકા પ્રેમાળ સ્વભાવના મામા વારંવાર અમારે ઘેર આવતા. બા ઉપર સગી બહેન કરતાં યે અદકું હેત ધરાવતા, અને એક દિવસે તો પાંચ રૂપીયા તથા એક સાડી બાને એમણે આપી. આવા ઉદાર, સરલ અને સ્નેહાળ ભાઈ ઉપર બાનું સંપૂર્ણ મમત્વ બંધાયું હતું. જ્યારે તે આવે ત્યારે કાંઈક મારે માટે લાવે જ. એટલે હુંયે મામા–મામા કરી મોઢું સુકવી દેતી.

"મામા તેમના ઘરમાં એકલા પડયા હતા, નોકરીએ ટાઈમસર જવું. હાથે રસોઈ અને ચહાપાણી કરવાં. આ બધી મુશ્કેલી મામાની જોઇને બા અરધાં થઈ જતાં. કેટલોય વખત આગ્રહ કર્યો : 'ભાઈ ! વહુ આવે ત્યાંસુધી અહીં જમો.' પણ મામા એકના બે ન થયા.

"પણ તો પછી કનુ તમારે ત્યાં આવે. તમને ચહાપાણી કરી આપે. આડે હાથ કામ તો આવે' મારૂં નામ કુમુદિની હતું. પણ બા મને 'કનુ' કહીને જ સંબોધતાં.

"અને મામાએ એ મંજૂર રાખ્યું. સવારમાં હું વહેલી મામાને ત્યાં ગઈ. 'કુમુદિની બહેન બહુ ડાહી છે, હાં ! ચહા સરસ બનાવતાં આવડે છે. ચાલ, શાક તું વઘારી નાંખ, રોટલી હું બનાવી લઈશ. અને એ મીઠી મામાના બિરદાવવાથી, હું ઘુઘરાની માફક કામ કરતી. મામા વારંવાર મને બરડામાં થાબડતા. ધોઈને સુકાવા છૂટા રાખેલા કમરે અડતા મારા બાલ ઉપર હાથ ફેરવતા અને મારો હાથ પકડી પાસે ખેંચી લેતા કે જરાક ટાપલી મારતા પણ એ તો વડીલોનો હેતાળ હાથ. બાપુજી પણ કોઈ વખત મને એવું જ કરતા. એમાં મને

જરા યે અણુગમતું નહોતું લાગતું. હું તો નિત્ય ત્યાં જતી, મામાને મદદ કરતી. કોઈ વખત જમી પણ લેતી, શાળાએ જતી વખતે ઘેર આવી જતી.

"મામા ફરી આવીને સાંજે અમારે ઘેર આવતા. બા સાથે વાતો કરતા. 'કેમ ભાઇ! કનુ કામ કરે છે કે નકામી આવીને કનડે છે?

"ના બ્હેન! કુમુદિની બહુ કુશળ છે. મને તો જરાયે વાંધો નથી આવતો. એવો ચપળતાથી આટોપે છે કે મને ઘરમાં જરાયે ઊણપ નથી લાગતી. બસ કુમુદિની ઘરમાં હોય ત્યાં સુધી તો બહુ જ આનંદ આવે છે. જરાયે સૂનું નથી લાગતું. પણ સાંજે એકલો પડું છું ને ઘર આખું સૂનમુન! સવારના વહેલી ચહા બનનાવવામાં, અડચણ પડે. નવેક વાગતાં તો કુમુદિની આવી જાય છે. પણ એ પહેલાં તો મારે ચહા તથા નહાવાનું આટોપવાનું જ હોય.'

"ત્યારે કુમુદિની તમારે ત્યાં જ સુઈ રહે તો સવારે વેળાસર કામ થાય અને તમને એકલવાયું–સૂનું પણ ન લાગે.' મારી બાએ સૂચવ્યું.

"તો તો ઘણું સારું. કુમુદિની સાથે ક્લાસમાં ભણતી ચંદ્રિકા તારા અને ચંપા કુમુદિની પાસે આવે છે. એટલે ઘરમાં જ આવે અને કહે છે કે 'આપણે સાથે બાજુમાં રહેતાંહોઈએ તો ખૂબ જ મજા આવે. રાત્રે વાંચીએ, ગરબા શીખીએ, કુમુદિની બેન! તું મામાને ત્યાં રહે ને!' કુમુદિની કહે કે 'બા કહે તો રહેવાય ને.' આવી વાતો બેચાર દિવસથી છોકરીઓ કર્યા જ કરે છે.'

"મામાની વાત સાંભળીને બા ખુશ થયાં. મને કહે 'કનુ! ત્યારે તું મામાને ત્યાં રહે ને. ત્યાં તારા સરખી છોકરીઓ છે, વાંચવામાં ઠીક પડશે. મામા તો તને પોતાની છોકરીથી યે વધુ રાખે છે. તને ગમે છે ને?

"'હોવે, બા! તમે કહો તો હું રહું. મને તો મામાને ત્યાં કેટલું સરસ ગમે છે! બા! તું તો કાંઇ આપતી નથી! મામાએ

તો જે ગોર્યો આવવાની છે તે આગમચ જરદાળુ, કાજુ, કોપરું, દ્રાક્ષ લાવી મૂક્યાં છે અને મને આપે પણ છે.'

"'વારુ ત્યારે કાલથી તું ત્યાં રહેજે. અહીં રોજ બપોરના આવજે.' બાએ મને કહીને મામાને સૂચવ્યું : 'ભાઈ! એ લેસન બરાબર કરે તેનો ખ્યાલ રાખવો. રમતિયાળ ઘણી છે. છોકરીઓને ભેગી કરીને રમત જ માત્ર ન કરે, લેસન પણ કરે, અને જો વહેલી ઊઠજે. અને જોઉં. કેવું કામ કરે છે!'

"મામાનું ઘર નવું નવું મને બહુ ગમતું. રોજ કચરોપુંજો પણ હું કાઢતી. મારી ઉંમર પ્રમાણે હું ઘણું કામ કરતી એમ મામા કહેતા. સાંજે નિશાળેથી આવીને ઘરનું કામ આટોપતી. મુખ્ય રસોઈ મામા બનાવતા મને તો શાક–ઓસામણ જેવું આવડતું તે કરી આપતી. કપડાં ને પાણી–વાસણ કામવાળી રાખી હતી તે કરી જતી.

"પોળની છોકરીઓ વાંચવા આવતી. અમે ખૂબ આનંદ કરતાં. મામા જરીયે ચિડાતા નહોતા, લડતા નહોતા. બાપુજી તો જરાક કકળાટ થાય ને ઘાંટા કાઢે. અહીં તો મને ખૂબ જ આનંદ પડતો.

"અંદરના ખંડમાં બારીએથી હવા સારી આવતી, મામાની પથારી જોડે મારી પથારી કરતા. પ્રથમ મેં છેટી કરેલી. મામા કહે: 'ના બહેન! મારી જોડે સૂઈ રહે.' અને હવે મારા આ દુઃખના મૂળ રૂપ કહાણી કહો કે દુર્દશા કહો તે શરૂ થાય છે.

"ઊંઘ આવતા પહેલાં વાતો કરી મામા મને હસાવતા. ક્યારેક મને ગલી કરતા અને તોફાને પણ ચઢાવતા. હું ઊંઘમાં પડતી. મામા મને બરડામાં પંપાળતા અને મને તે સારું લાગતું. મામાનું કેવું હેત! બાએ આવી રીતે કદાપિ પંપાળ્યું નથી પણ ભરઊંઘમાંથી એક રાત્રે હું જાગી ગઈ. મામા પંપાળતા હતા, પણ જાણે હું બ્હીતી હોઉં એવું મને લાગ્યું—મને સમજ ન પડી કે મારે શું કરવું? ત્યાં મને મામા શા માટે પંપાળે છે?'

"માસિક ધર્મની માંદગી સઘળી સ્ત્રીઓને આવે છે અને જાય છે, પણ મારે માટે તો એ સમયે દોઝખનું મહા દુઃખ પેદા થાય છે. ચાર દિવસ ગુજારું છું. સાત આઠ દિવસ આગમચથી મારું માથું ફરી જાય છે, રાત્રે ઊંઘ નથી આવતી, બેબાકળી ગાંડી-બેભાન દશા હું અનુભવું છું અને અસહ્ય વેદના, ભયંકર ચૂંક, કમર અને પેઢાને વલોવી નાંખતો, કાળો અને અંદરથી માંસ ટુકડા રૂપમાં છૂટતો દુર્ગંધયુક્ત અટકાવ શરુ થાય છે અને હું પથારીમાં પડું છું, બરાડા પાડી રાત અને દિવસ ગુજારું છું. સાત આઠ દિવસે તે બંધ થાય છે અને સફેદ, મળગુગળું, દુર્ગંધની બદબો મારતું પ્રવાહી વહેવા લાગે છે. કમર તો જાણે કોઈએ અંદર લોઢાના ખીલા ઠોકી અક્કડ બનાવી હોય તેવી મારી દશા છે. હું ખોડું ક જમું છું અને બેચેની વધે છે પેટમાં પત્થર ભર્યો હોય તેવો. પાચનશક્તિમંદ ખરી, તો યે મને તીખું, ખાટું, મસાલેદાર ખાવાનું મન થયા કરે છે. હું એ ખાઉં છું પણ ખરી—સમજવા છતાં યે મારા મનને હું રોકી શકતી નથી. મને મારા શરીરનું-સંસારનું ભાન નથી, તો યે હું સંસારી છું, પતિવાળી છું. મારા પતિ...

"વૈદ્યરાજ! એ મારો દેવ-મારો આરાધ્ય દેવ: તેની વાત હું શું કરું? આ પુરુષ મને ન મળ્યો હોત તો મારી શી વલે થાત? એ વિચાર કરું છું અને વધુ પાગલપણું આવી જાય છે. મને વાત કરવાનું, બોલવાનું, વિવેક રાખવાનું લાજમર્યાદાનું અને ગૃહસ્થ જીવનને યોગ્ય સમભાવ જાળવવાનુ ભાન જ નથી. હું ભણી છું-મેં અનેક પુસ્તકો વાંચ્યાં છે પણ મારી જાત તો કોઈ વળગાડ-કોઈ ભૂત-પ્રેતના વળગાડના આવેશ જેવી છે. મને બચાવો, આ દોઝખના દુઃખમાંથી! મારે મૃત્યુ જોઈએ છે. દુનિયામાં સેંકડો ફૂલ ગુલાબ જેવાં માનવીઓ ચાલ્યાં જાય છે; જ્યારે મને અભાગિનીને મોત મીઠું લાગતું હોવા છતાં ને તે સમીપે નથી આવતું અને આત્મહત્યા કરવાની મારી હિંમત નથી ચાલતી, મારું હૃદય ધ્રૂજી ઊઠે છે.

"આ બધી આફતનું મૂળ આપ જાણો છો ને, પેલા મારા બાલ્યકાળના પ્રસંગો અને મામા (કંસ)નો સહવાસ. મારી કાચી ઉમરને કારણે બલાત્કાર તો એ પિશાચ નહોતો કરી શક્યો. પરંતુ એના જ પ્રતાપે હું ગુહ્યભાગ પંપાળતી, ખંજવાળતી અને પછી અંગુલી વડે હસ્તમૈથુન કરતાં શીખી ગઈ હતી ! અણસમજણમાંથે અને એ ક્રિયા કોઈ ઊંડે ઊંડેથી સારી લાગતી, અને હું તે રવાડે ચઢી ગઈ. જેમ જેમ ઉમર વધતી ગઈ તેમ મારી એ કુટેવ વધતી રહી. એકાંતનો જ્યારે જ્યારે મને લાભ મળતો ત્યારે ત્યારે હું ઉશ્કેરાટ અનુભવતી, અને મારા મનથી આનંદ માનેલી વસ્તુ આચરતી રહેતી.

"સોળ વરસની ઉમરે મારાં લગ્ન થયાં. પિતાએ ખૂબ જ જાંચ કરીને સુશિક્ષિત, ઉમરલાયક, કુશળ અને કમાગરો ૨૫ વર્ષનો પતિ શોધી આપ્યો. મને સાસરે વળાવી. હું પુરુષસહવાસમાં આવી અને એ સહવાસથી મને સંતોષ થવો જોઈતો હતો.

"પણ ના, નહિ જ. એ ઉમરે પણ સંતોષપૂર્વક પતિસહવાસ મળવા છતાં મને પડેલી કુટેવ હું ન છોડી શકી. મારા ઉપર થયેલી ભૂતની સવારીએ મને તેની પકડમાંથી વેગળી ન જવા દીધી.

"એક તરફથી પતિસહવાસ, બીજી તરફથી હવસખોરી અને કુટેવ—એ મારા શરીર, મન અને જ્ઞાનતંતુના ભુક્કા બોલાવતી ચાલી. બે વરસમાં મારી કાયા લથડી પડી. ઝીણો તાવ, ખોરાકનું અપચન અને ચહેરા ઉપર કાળી ઝાંય, લથડતું શરીર અને અટકાવની ભયંકર બીમારી. મારા પતિએ તેમની નોકરીની કમાઈનાં નાણાં મારી તંદુરસ્તી પાછી લાવવા વહેવડાવવા માંડ્યાં : અનેક ડાક્ટરનાં પગથીયાં ગણ્યાં અને અનેક પેટંટ બાટલીઓ વાપરી, પણ મારું દુઃખ હળવું ન થયું, ન રોગ મટ્યો, તેમ ન મારા સ્વભાવમાં મક્કમતા પેદા થઈ, ન હું મારી કાચી કુટેવથી રંચ પણ દૂર હટી.

"જમી પરવારી મારા પતિ ઑફીસે જતા. સાંજે પાંચ વાગે તે પાછા આવતા. બનતાં સુધી હમેશનો એ નિયમ જ હતો. પાછળ ઘરમાં હું એકલી પડતી અને મેડા ઉપર ચઢી જતી. ગરમીના દિવસ હતા અને પ્રવેશદ્વાર અટકાવી હું ઉપર ગઈ. એકાંત મળ્યું અને હવસમાં તલ્લીન થઈ ગયેલી હું રોજની આદત આદરી બેઠી હતી. ખાલી અડકાવેલું દ્વાર ક્યારે ઉઘડ્યું, એ ક્યારે આવ્યા, તેનું મને કામાન્ધ દુર્દશામાં ભાન ન રહ્યું. પણ ઊંચી આંખ કરી જોઉં છું તો દાદરા ઉપર મારી ક્રિયાને એ અનિમિષ નજરે જોઈ રહ્યા છે!

"હું ભય પામી. બેબાકળી બની ગઈ. મારા પતિ ઉપર આવ્યા અને બોલ્યા સિવાય જ નીચે બેઠા. હું એમના ખોળામાં માથું મૂકી ઢગલો થઈ પડી. હું ધ્રૂસકે રડતી હતી. મારા દેવ સરખા પતિ મારા માથાના વાળ એક હાથથી સંવારતા, પીઠ થાબડી રહ્યા હતા. મારું હૈયું કાંઈક શાન્ત થયું. હું બેઠી થઈ અને પિંજરામાં પુરાએલી હરણી માફક તેમની આંખો તરફ તાકી રહી.

એ આંખોમાં ઠપકાની લાલિમા નહોતી, અણગમાનો ઉકળાટ નહોતો, કુકૃત્ય તરફ નફરત નહોતી. એ આંખોમાં હતી સંવેદના, દયાર્દ્રતા, પ્યાર અને મમત્વની મૂંગી ઝલકઃ ફરી હું એમની કમરે બાઝી પડી અને એમણે મને એ જ ઉમળકાથી જવાબ વાળ્યો. મને શાન્તિથી એમણે પૂછ્યું: 'આ શું? શા માટે? ક્યારથી?'

"આજ સુધી જે વસ્તુ મારા સિવાય અને અખિલ જગતના એક સાક્ષી ઈશ્વર સિવાય કોઈ જાણતું નહોતું એ બિના આકસ્મિક રીતે પતિ જાણી ગયા હતા અને જેમને હું મારા આરાધ્ય દેવ ગણું છું તેમની પાસે છુપાવવાનો કાંઈ અર્થ નથી એમ માની મેં મારી બાલ્યકાળથી માંડી આજસુધીની કથની કહી. હમણાનું જીવન હું એકાંતમાં જે રીતે જીવી રહી છું તે પણ જણાવ્યું. મારો સઘળો વૃત્તાંત હેઠે હૈયે સાંભળીને એમણે જવાબ વાળ્યો:

"દેવી ! તારી હકીકત સાંભળી અને તારું છૂપું આચરણ જોઈને મને દુઃખ તો નથી થતું, પરંતુ તારી હાલત ઉપર ખૂબ જ દયા ઉપજે છે. તું મારી અર્ધાંગિની છે. તું બીમાર રહે છે, તારી મનની સ્થિતિ બેબાકળી છે અને તારા જીવનનો રસ જ જાણે સુકાઈ ગયેલો હોય એવું મને લાગતું હતું. તેને દૂર કરવા મેં ઘણાયે ચિકિત્સકોનો આશરો લીધો, છતાં તને સારી ન બનાવી શક્યો તેનું મુખ્ય કારણ હવે સમજાય છે. તું પરવશ, મનસ્વી અને વિચારોને કાબુમાં નહિ રાખી શકતી એક અબળા છે.

'તું દોષિત છે એમ હું માનતો નથી. તારા પ્રત્યે હવે પછી પણ મને અણગમો કે અપ્રિયતા નથી. તું શું કરે ! તને આ ભયંકર લતે ચઢાવનાર જ ખરી રીતે ગુન્હેગાર છે. પણ તે તો મનુષ્યસ્વભાવ, પુરુષ સ્વભાવની વિકૃતિનો પ્રશ્ન છે. તેની સાથે લડવા જવાથી કાંઈ આ વસ્તુસ્થિતિનો અંત આવી શકે તેમ નથી.

"તારી કુટેવના પરિણામે તારું ગુપ્તાંગ ખૂબ જ નબળું બની ગયું છે. ગર્ભાશયમાં સોજો અને પાક શરુ થયાં છે, તારા જ્ઞાનતંતુઓએ જેહાદ પોકારી તને મીઠા જીવનની ખુશબો નજીક જવા દીધી નથી. તારા વાચન ઉપરથી તું આ વસ્તુ ખરાબ છે એમ સમજતી હોવી જોઈએ. છતાં તુ છોડી શકતી નથી એમ જણાય છે.

" હવે મને એક જ રસ્તો સૂઝે છે. મારી પાસે આવેલાં આ બે ત્રણ પુસ્તકો તું વાંચ અને એના ઉપર વિચાર કર. એના લેખકનું જો આ શિરનામું છે. બિલકુલ ખુલ્લી હકીકત સાથે મન મૂકીને બધી જ તારી હકીકત એમને જણાવજે. એ તને તારું શરીર સુધારવા માટે તથા મનોબળ વધારવા માટે સરલ માર્ગ બતાવશે. હું એમને ઓળખું છું. અને મને સંપૂર્ણ વિશ્વાસ છે.'

"વૈદ્યરાજશ્રી ! મારા પતિની આજ્ઞાથી આ પત્ર આપને લખ્યો છે. મને આપ ઔષધ આપો અને રસ્તો બતાવો. હું ખૂબ જ પરેશાન છું, મરી રહેલી છું, આપને શરણે છું."

વાચક! મહિનાઓ પહેલાના પત્રની હકીકતને નજર સામે રાખી, સંપૂર્ણ સત્ય બીના અહીં આલેખી છે. આ બ્હેન તો સારાં પણ થઈ ગયાં છે અને સગર્ભા પણ છે. પોતાનો રસ્તો સરલ બનાવી હવે તે આનંદમય જીવન જીવી રહ્યાં છે.

પરંતુ આજે કિશોરોની માફક કિશોરીઓ—કન્યાઓ પણ આવા અધઃપાતને માર્ગે વળતી જાય છે, એમ હું મારા વૈદક વ્યવસાયના અંગે હજારો સ્ત્રીઓના સંપર્કમાં આવીને ભુતકાળના જીવનની એમના જ સ્વમુખે સાંભળેલી—નક્કર હકીકતોને આધારે કહું છું.

સ્ત્રીની સ્વતંત્રા, કેળવણી અને તેને ઊંચા દરજ્જા ઉપર લઈ જવા બાબતમાં હું તેમના પ્રત્યે પૂરું માન ધરાવું છું. કુમારી કન્યાઓ પુખ્ત ઉમરની થાય, કેળવણી લે અને સંસારની સર્વ જવાબદારી સમજતી થાય ત્યાર પછી તેણે લગ્ન કરવાં અથવા તેનાં લગ્ન કરાવવાં આ જાતની માન્યતા સાથે મારો સહમત છે. બાળલગ્નની પ્રથા ઉવેખવા લાયક જરૂર છે. પણ...

પણ કહ્યા વગર નથી ચાલતું કે ૨૨—૨૫—૨૮ વર્ષ સુધી ભરયૌવના—યુવતી કુંવારી રહે, એના પાછળ કોઇ પણ જાતની રોકટોક દેખભાળ ન હોય, અને મર્યાદાને પર કરી એ સંપૂર્ણ છૂટથી દોટ મૂકી શકે, સ્વેચ્છા પ્રમાણે વિચરી શકે, છતાં તેને માટે કોઈ ભયસ્થાન નથી, એમ કહી નાંખવું તે વાજબી નથી.

અને એટલું જ વાજબી નથી કિશોરી કન્યાને માટે પણ ગમે તેમ ફરવું હરવું, જવું આવવું અને છૂટ લેવી! સહવાસ, સંગ, એકાન્ત—એ દરેક માનવમાં કોઈપણ વિષયાકર્ષણ નિપજાવી જાય છે. પરિણામે આવો બિગાડો, અનેક કુટેવો અને અધઃપતન હોય છે. પછી એ અંધકારની નીચે દટાયેલાં ભલે રહે. પણ આપણા સમાજનું સ્થાન ઊંચું તો ન જ આવે.

[ ૭ ]

## કિશોર–કિશોરી : ક્રમવિકાસ

સૃષ્ટિનાં હરેક જીવજંતુ ક્રમવિકાસ પામતાં હોય છે. એ તો અનાદિ કાળની ઘટમાળ–ગોઠવણી છે. બીજ જમીનમાં રોપાય છે, અંકુર ફૂટે છે અને ક્રમવૃદ્ધિ થયે જ જાય છે, ગર્ભમાં બીજ રોપાય છે, પીંડ બંધાય છે, ગર્ભરૂપે ઘડાય છે, બાળક જન્મે છે અને મોટું થતું જાય છે; એનાં અંગોપાંગો ખીલતાં જાય છે, દેહ–દેહાંગ ક્રમબદ્ધ વધ્યે જાય છે. હવા, પ્રકાશ, ખોરાકને ગ્રહણ કરતો, તેમાંથી જોઈતાં તત્ત્વો મેળવતો દેહ શિશુમાંથી બાળક, બાળકમાંથી કુમાર, કુમારમાંથી યૌવન, યૌવનમાંથી પ્રૌઢ અને પ્રૌઢમાંથી વૃદ્ધત્વ–જરાના કિનારે જઈ પહોંચે છે.

એ પ્રકારના ક્રમવિકાસને જોતા રહો કે નજર બહાર રાખો, પણ તે વધ્યે જ જવાનો. મર્યાદાની રેખા સુધી વધવું એ શરીરધારીનો સ્વભાવ છે–ઘટમાળ છે. ગરીબ–શ્રીમંત, જાણુ-અજાણ, ભણેલ અભણ, નગરવાસી–ગ્રામ્યજન સઘળા માનવીઓ આ અનુક્રમના આધારે અચૂક રીતે વધતાં જ રહે છે.

દેહ વધે છે, બુદ્ધિ વધે છે, ઈંદ્રિયો વધે છે, જ્ઞાન વધે છે–વધવા યત્ન કરે છે અને અવસ્થાના ભેદસ્થાન ઉપર જીંદગી વધવાની સાથે માનવી વધતો જાય છે. પરંતુ આ વિકાસમાં–આ કુદરતની કલામાં જો માનવી હસ્તાક્ષેપ કરે નહિ તો જ.

હસ્તાક્ષેપ ત્રણ પ્રકારે હોય છે : (૧) માતાપિતાના વારસા તરીકે ઊણપ રૂપે મળેલી ખામી. (૨) અજ્ઞાનતાથી વિપથગામી થઈ ઊભી કરેલી ખામી. (૩) મૂળભૂત શરીર બંધાતાની સાથે રહેવા પામેલી ખામી.

ઉપર બતાવેલી ત્રણ પ્રકારની ખામીના પરિણામે કૌમાર્ય અને યૌવન, યોગ્ય સમય આવવા છતાં યે સંપૂર્ણપણે પ્રાપ્ત નથી થઈ શકતું.

માતાપિતાના દોષની ખામીથી બાળકોના જન્મની સાથે જ અમુક દોષો આવે છે. દાખલા તરીકે માતા ઘણા ટૂંકા કદની ઠીંગણી હોય છે તો ઘણાખરા કેસોમાં તેની છોકરીઓ ઉમર વધવા છતાં ઊંચાઇમાં વધતી નથી. એ ઊણપ સમજણી થયેલી છોકરીને ગમતી નથી હોતી અને તે પોતાની ટુંકી કાયાના ઘડતરથી શરમાય છે. એને ઊંચાઈ ગમતી હોવા છતાં તે યોગ્ય ઊંચાઇ મેળવી શકતી નથી. તેવી જ રીતે જો બાપ ઠીંગણો હોય તો કેટલાક દાખલામાં છોકરાઓ ઊંચાઈમાં તેટલા જ રહી જાય છે. એમને એ ગમતું હોતું નથી. એથી તેઓ ઊંચા વધવાના ઇલાજો શોધવા નીકળે છે, છતાં એ મેળવી શકતાં નથી. તેમનું શરીર ક્રમવિકાસ સાધતું હોય છે, પણ ઊંચાઇ ચોક્કસ પ્રમાણમાં વધીને પછી અટકી જાય છે. (કોઈ વાર અપવાદ રૂપે યોગ્ય ઊંચાઇવાળાં માતા–પિતાનાં સંતાનો અતિ ટુંકા કદનાં હોઈ શકે છે.)

એવી જ રીતે શરીરનાં બીજાં ઘડતરમાં માતા–પિતાના આવા અંશો અથવા દોષો પરિવારમાં ઉતરી આવે છે અને એમને સુધારવા માટે ઇલાજો કામ કરતા નથી. સ્વભાવના દોષો પણ બાળકોમાં ઉતરે છે, અને માતાપિતાના રોગનો વારસો પણ કેટલાક વ્યાધિના વારસામાં ઉતરવાના સ્વભાવને લઈને બાળકોમાં આવતો હોવાથી સમયસર એ પ્રગટ થઇને ક્રમવિકાસને થંભાવી દે છે. આ રીતે બાળકો કિશોર અથવા કિશોરમાંથી યૌવનના ઓવારે પહોંચવા છતાં યુવાનીની ઝલક અને તેનો થનગનાટ મેળવી શકતાં નથી. આ છે માતા પિતાના દોષ સંચયનું પરિણામ.

આ જ રીતે ગર્ભ સંસ્થાપન થતાંની સાથે ચોક્કસ પ્રકારનાં અવયવોમાં ખામી રહી જાય છે. એ ખામીના પરિણામ રૂપે શરીર અવતરવાની સાથે વધતું જાય છે, પરંતુ તેમાંનાં અમુક અંગો તદ્દન અવિકસિત રહી જાય છે અને યૌવન આવવા છતાં તે તે અંગો તદ્દન

નિર્માલ્ય—નિશ્ચેતન હાલતમાં રહી જાય છે; આ બીજો પ્રકાર છે. જેને માટે કોઈ થીઅરી ચોક્કસ ઇલાજ આપી શકતી દેખાતી નથી.

આવો એક દાખલો હમણાં જ મને જોવા મળ્યો, ઝીંઝુવાડાથી રાધનપુર પ્રદેશનો વિભાગ જેને વઢીયાર નામનો પ્રદેશ કહેવામાં આવે છે, ત્યાં ખાસ કરીને ગાય, ભેંસ, બળદ અને બીજાં જાનવરોને ઉછેરવાનો મુખ્ય ધંધો ભરવાડ કોમનો છે. તે ભરવાડ કોમનો એક જુવાન આદમી મારા અમદાવાદના દવાખાને આવ્યો. ચોવીસ વરસની એ જુવાનની ઉમર હતી. તેની સાથે તેનો પિતા જેની ઉમર પંચાવન વર્ષની હતી. અને ત્રીજો પુરુષ એ પિતાનો પિતા હતો, જે લગભગ અઠ્ઠાસી—નેવાસીની ઉમરનો હતો.

વગડાની હવા, ભેંસોનાં દૂધ, પૂરા પાંચ હાથ ઊંચાં શરીર, ખડછંદ કાયા: એવા એ માનવીઓની સાથે, શહેરમાં રહીને દવા, વૈદ્ય અને દવાખાનાથી માહિતગાર બનેલા, એમની જ નાતના અને ગામના પણ કેટલોક વખત કલોલમાં રહી મૂળ ધંધો છોડી, મીલનાં ભૂંગળાંની લગનીએ ચડેલા એક બે ભાઈઓ હતા. ભરવાડો મીલોમાં કામ કરે છે. ભરવાડો અત્યારે તો સિનેમામાં પણ કામ કરે છે.

આવીને તેઓ નિરાંતે બેઠા. શહેરી દરદીઓની ગીરદી ઓછી થયા પછી દરદી તરીકે પેલા ચોવીસ વરસના જુવાનને મારી બાજુની ખુરસી ઉપર બેસારવામાં આવ્યો. જીંદગીમાં ખુરશી સાથે એની પ્રથમ જ મુલાકાત થઈ હોય, તેમ પગ ઉપર લઈને ઉભા પગે એ જુવાન ખુરશી પર બેઠો.

મેં તેની સામે જોયું—પ્રશ્ન પૂછયો કેટલા વરસની ઉમર છે, ભાઈ?

એ પૂરૂં સમજ્યો નહિ. એણે એના આદા સામે જોયું: 'આદા તમે જ કયોને, શું કે સે આ દાક્તર!"

આદા બોલ્યા: "ભાઈ! થીયાં જ હસે ને, છપનીયા દકાળ પછે બે દહકાં વરહ ગીયાં અને ઈનો જનમ થયેલો."

"હાં, ઠીક, ચાલો આવો અંદર." મારા ખાનગી તપાસણી રૂમમાં તેને મેં લીધો.

તપાસવાનો ખાટલો માણસના માપ જેટલો જ છે. પણ આ જુવાનના પગ બન્ને વેંત બહાર નીકળ્યા અને હાથની ભુજાઓ તો ભેંસનાં પૂછડાં આંબળીને પહેલવાનની માંસપીંડીઓ કરતાં યે મજબુત જણાઈ.

એનું સુથણું ખોલી નાંખ્યું. મોટું આશ્ચર્ય ! એ ચોવીસ વર્ષના પડછંદકાય માનવીનું ગુપ્તાંગ આશ્ચર્ય પેદા કરતું હતું. એક જ દિવસના બાળક જેટલું જ એ હતું. અને વૃષણ બિલકુલ હતા નહિ, મેં મૂળ ભાગની અંદર તલાસ કરી. ક્યાંય ન મળે. એ રચાયેલા જ નહિ. માત્ર કુદરતે લઘુશંકા કરવા માટે એક અત્યંત નાજુક નળી જોડી કાઢેલી.

વળી એની સાથે પુરુષોચિત ગુપ્તાંગ ઉપર એક પણ બાલ નહિ છાતી ઉપર, મૂછ ઉપર, દાઢી ઉપર ક્યાંય બાલ ન મળે. નેણ અને શિરના બાલ સિવાય શરીર પર રોમ રૂંવાટી કશું જ નહિ. શાસ્ત્રકારોએ જેને જન્મનો ષંઢ વર્ણવ્યો છે, તેવો જ તાદૃશ નમૂનો મેં આ જીવનમાં જોયો.

ઘણુંયે કથાનકોમાં વાંચવા મળેલું કે સૈકાઓ પહેલાં જ્યારે બાદશાહત હિન્દ ઉપર ચાલતી હતી તે વખતે જનાનાની અંદર બેગમોની સેવા માટે આવા ષંઢ પુરુષોને રાખવામાં આવતા. બસ આબેહૂબ એવો—હીજડો !

હીજડાનો અર્થ નપુંસક નથી થતો. આજે તો પાવૈયા અને હીજડા થઈ નાત–જમાત રૂપે આપણી નજર સામે ટોળામાં ફરે છે. એ તો સમાજના દૂષણ રૂપ છે. જાત ભાતના દુરાચાર ફેલાવતા, જુવાન અને કિશોરોને સૃષ્ટિ–વિરુદ્ધ કર્મ શીખવતા અને નિર્લજ્જતા

નફ્ફટાઈ તથા બીનઈજ્જતના નમૂનારૂપ “ માતાના પાવૈયા ” પોતાની જાતને માનતા, અને ભોળી પ્રજાને માતાજીના નામે બીવરાવતા “ પાવૈયા ” નહિ આ તો સાચો પંઢ.

આ અપૂર્વ કેસને જોવા માટે મેં અમદાવાદની મારી શાખામાં મારી સાથે કામ કરતા મારા સહવૈદ્યને બોલાવ્યા—આ કેસ બતાવ્યો અમારી ઇચ્છા થઈ કે ફોટો લીધો હોય તો સારૂં, પણ કેમેરા ન મળે.

તપાસ પૂરી થઈ. આ લોકો મારી પાસે એ મર્દના પુરુષત્વ-ની ખામીના ઈલાજ માટે તેને લઈ આવેલા.

વાત એમ બનેલી કે આ છોકરાનાં લગ્ન તો એ ચાર વરસનો હતો તે વખતે તેટલી જ ઉમરની એક છોકરી સાથે કરી નાખવામાં આવેલાં. એ વખતે તો એ છોકરાની જુવાનીની કશી ચિંતા ન હતી. પછી તો તે ઢોર ચારતો, દૂધ પીતો અને કાયા એની આભને વાંભવા વધી રહી હતી, એના બાવડાની તાકાતથી ભેંસો એક જ રણકાથી પાછી વળી જતી. એટલે એના પિતા અને વડવાને આ બાબતનો ખ્યાલજ ન હતો. આજના શહેરી જીવન જીવતાં અને કોલેજમાં ઉછરતાં નાનપણથી જ અડપલાં શીખી ગયેલાં બાળક જેવો આ બાળક નહોતો, એ તો જંગલનો રાજા ! એને પોતાનાં કે પારકાં ગુપ્તાંગ અને તેનો વિકાસ, જાતીયતા અને એની ઊણપના સંબંધમાં દિશા શૂન્ય જ હતી.

તેવીસ વરસની ઉમર અને એની પડછંદ કાયા થઈ. લગ્નની ગાંઠથી બંધાઈ ગયેલી ગોવાલણનું જોબન ફાટફાટ બની વહેવા લાગ્યું અને રૂઢીથી બંધાએલા એ સમાજના રિવાજ મુજબ બાઇને સાસરે વોળાવી. પ્રથમ રાત્રિએ તો કશું ન બન્યું પણ એ ડાવકી ગોવા-લણથી એ વાત છાની ન રહી કે જેની સાથે છેડાછેડી બંધાઈ ગઈ છે અને જેને પોતાનો ધરવાળો નક્કી કરવામાં આવ્યો છે તે તો પીટયો હીજડો છે !

વળતા દિવસે એ પીયર ગઈ અને વાત વહેતી થઈ. આ જુવાનના બાપ અને દાદાના કાને એ વાત આવી. તપાસ કરાવીને વાત પામી લીધી. છોકરાને સાથે લઈ સો રૂપીઆ રોકડાની વાસળી (જાડા કપડાની થેલી રૂપીયા ભરવાની કેડની ઉપર બાંધી લેવાય તેવી અગાઉ પૈસા રાખવાનાં પાકીટ ન હોતાં થયાં ત્યારે પણ આવી વાંસળી લોકો રાખતા) કેડે બાંધી; એમણે કલોલની વાટ લીધી. એમના ગામના કેટલાક માનવીઓ શહેરના ભોમિયા હતા તેમની પાસેથી સાંભળેલું કે શહેરમાં મોટા મોટા વૈદો રહે છે અને દાક્તર રહે છે, તે આવા માણસને સારા કરી નાંખે છે!

કલોલના જાણીતા બિરાદરો તેમને મારી પાસે લાવ્યા અને મેં તપાસ કરી, ત્યાંસુધી એમને વિશ્વાસ હતો કે હું એમના દીકરાને સારો કરી આપીશ. અને એમની નાતમાં જતી આબરૂને બચાવીશ.

મેં કહ્યું: "ડોસા! છોકરો પરણેતરને લાયક નથી, તે માટેજ તેને લાવ્યા છો ને?"

"હા, બાપજી! તમારે ખોળે માથું છે. મારો કે જીવાડો અને આ કમાઈના રૂપીઆ બધા લાવ્યો છું તે લઇ લ્યો. સો રૂપીઆ ભેગા કર્યા છે, ભલે બધાય ખરચાઈ જાય, પણ જો અમારી આબરૂ રહેતી હોય તો.

'ડોસા! રૂપીયા રહેવા દો તમારી પાસે. તમારો આ દીકરો તો લખમણ જતિ અને હનુમાન જેવો બાળબ્રહ્મચારી છે. એના માટે ઓરત કામની નથી અને ઓરત માટે એ નકામો છે. મારૂં માનો તો હું તમને સલાહ આપી દઉં કે તમે આ છોકરાની વહુને લખણું (છૂટાછેડા) કરી આપો. એમાં જ તમે અને છોકરો સુખી થશો. શરીરના બળથી બળવાન આ જુવાન તમારી અને મહીષીઓની સેવા કરશે અને સો વરસ જીવશે. પણ એને તમે સંસારી બનાવશો નહિ. એના શરીરનો ઘાટ ઘડતી વખતે જ વિધાતાએ તેનામાં આ ઊણપ મૂકી છે. ને તમે, હું કે દુનિયાને કોઈ ડોક્ટર સારી કરી

શકવાનો નથી. એના શરીરનું થોડીક પણ આ દિશામાં ખીલવણી થઈને અટકી ગઈ હોત તો આપણે ઇલાજો કરીને એના તે અંગને વિકસાવી શકત. (ગ્લેન્ડઝ ચિકિત્સાથી આવા દરદીઓ તો નહિ પણ થોડા વિકાસ થયા પછી અટકી ગયેલા સારા થઈ શકે છે એ વિષે આગળ વિવેચન કરીશું.)

"તમે હવે ઠેકાણે ભેગા થઈ જાઓ અને મારું કહ્યું માનો. આ તો અમદાવાદ શહેર છે. તમારી કમાઈના સો રૂપિયા કાચી કલાકમાં છૂ કરી જશે. અને છોકરો જેવો ને તેવો ધોયેલા મૂળા જેવો રહી જશે. માટે તમે પાછા જાઓ. અહીં કે ક્યાંય એનો ઇલાજ નથી."

બીજી એક હકીકત જણાવું: એક જ માત-પિતાની ત્રણ પુત્રીઓ તેમને હું ઓળખું છું. તેમના વિષે મેં અભ્યાસ કર્યો હતો તથા એ કેસની ઝીણવટભરી તલાશ કરી હતી. બે પુત્રીઓને પરણાવ્યા પછી તેઓ સાસરેથી પાછી ફરેલી અને પછી ત્રીજીને જાણીને જ નહિ પરણાવેલી. એ ત્રણે છોકરીઓની ઉમર અને દેહ વધવા સાથે એમનાં સ્ત્રી યોગ્ય શરીર નહિ વિકસેલાં. એમને જનનના અવયવનું સ્થાન જ ન મળે. માત્ર મૂત્ર વહેવા પુરતી જગ્યા ખરી. બાકી વારંગિપથ જ નહિ. વળી અંદર ગર્ભાશય પણ નહિ. છતાં ઘાટ સ્ત્રીનો, અવાજ સ્ત્રીનો સ્તનપ્રદેશ અને ગુપ્તાંગ સ્ત્રીયોગ્ય નહિ.

પરંતુ કુદરતી રચનામાં ઉપસ્થિત થયેલા ખોટના આ કેસો છે અને મનુષ્ય પોતાની બુદ્ધિ, વિજ્ઞાન અને સાયન્સના મદદથી, હું માનું છું ત્યાં સુધી આવા કેસમાં વિજય મેળવી શકતો નથી.

યંત્રની બનાવટમાં ખોટવાયેલો કે અધૂરો રહી ગયેલો દાગીનો (પાર્ટ) સુધારી શકાય-પૂરો કરી શકાય. પણ તેની રચનામાં એકાદ વિભાગ-બનાવીને મૂકેલો જ ન હોય તો સુધારો કરનાર શું કરી શકે? કહેવાય છે કે વિદેશીઓ આ વિષયમાં ઘણા પાવરધા છે. એ તેમની બુદ્ધિથી નવા માણસો તો ઘડીને તૈયાર નથી કરી શકયા, પણ આવી ઊણપવાળાને ચીરફાડ કરીને નવો દાગીનો બનાવી, અંદર

ગોઠવીને સંસારને લાયક બનાવી શકતા હોય તો એ જાણે અને એમનો દેશ જાણે! હમણાં તો મરવા-મારવાની, ઝેરી ગેસ અને અણું-પરમાણું બોમ્બની શોધખોળમાં એ પડયા છે એટલે આપણા-થી આવી બાબતો જાણી શકાય તેમ નથી.

એટલે તો આવા જન્મના વિકાસરહિત અને કુરૂપવાળાને બાદ કરતાં હવે રહે છે અજ્ઞાનતાથી વિપથગામી થઈને ઊભી કરેલી ખામીની બાબત.

આ બાબત આપણે જરી વધુ સ્પષ્ટતાથી, વધુ ઝીણવટથી તપાસવી પડશે, એ સમજવાનો પ્રયત્ન કરવો પડશે અને તેને માટે ઉપાય અને ઈલાજોનાં પણ જરૂર પડશે.

શરીરમાં જુદાં જુદાં કારણોથી બાલ્યકાળથી જ છોકરા-છોકરી-ઓનો વિકાસ અટકે છે. ઘણાય છોકરા બાંધા નથી લેતા. ઘણાય શરીર હૃષ્ટપુષ્ટ નથી બનતા-ઘણા જનન અવયવમાં નબળા રહી જાય છે, તો ઘણી છોકરીઓ જુવાની આવવા છતાં એટલે કે જુવાની જેટલી ઉંમરે વધવા છતાં તેના તનબદનનાં ઠેકાણાં નથી હોતાં. તેમજ નથી હોતાં તેનામાં ગૃહીણીના ધર્મ બજાવવા જેવાં અંગોપાંગો. તેની ખિલવટ થંભી ગઈ હોય છે, વિકાસ અટકી પડયો હોય છે. જુવાની આવતી જ નથી. દેખાતું નથી કે જુવાની કયાં છે!

આ માટે આપણે કેટલીક ચિકિત્સાનો અને ઔષધ ઉપચારનો આશ્રય લેવો પડશે. મારા અનુભવથી આવાં માનવી ઉપર સફળ પ્રયોગો નીવડયા છે તે હવે પછી એકેક બાબતને હાથ ઉપર લઈ, કયાં ખોડ પડી અને શી ખામી છે તે બતાવતા જઈને, ઉપાય-પ્રયોગો ઔષધો આપીશ. જે સો ટકા સફળ હશે.

## શરીરવિકાસ

હું આગળ જણાવી ગયો છું કે શરીર ઉમર વધવાની સાથે વિકાસ સાધતું રહે છે. શરીરને આપણે કોઈ યંત્ર સાથે નહી સરખાવતાં તેના વિકાસ માટે એક ઇમારત સાથે સરખાવીએ તો એ વધુ બંધબેસતું ગણાશે.

ઇમારત ચણવા માટે સંખ્યાબંધ વસ્તુની જરૂર પડે છે. ઈંટ, પથ્થર, ચૂનો, સીમેન્ટ, લાકડું, લોખંડ વગેરે. અને એવી જ રીતે માણસના શરીરના વિકાસ માટે પણ અનેક વસ્તુની જરૂર પડે છે.

આ વસ્તુઓ માટે આપણે નવમતવાદ તરફ નજર કરીએ તો જેને **પ્રોટીન** કહેવામાં આવે છે એ શરીરના બંધારણ માટે મુખ્ય વસ્તુ ગણાય છે; કારણ કે **પ્રોટીન**માંથી જ માંસ, સ્નાયુ, કલેજુ, મૂત્રપિંડ, હૃદય વગેરે બનેલાં છે. અને આ જ **પ્રોટીન** માતાના ઉદરમાં ગર્ભને બાંધવામાં ખૂબ જ મદદ કરે છે અને બાળક અવતરે તથા તે પુખ્ત વયે પહોંચે ત્યાં સુધી તેને **પ્રોટીન** ઘણી મદદ આપે છે, તેમજ શરીરને જે ઘસારો લાગે છે, તેને **પ્રોટીન** પૂરો કરી આપે છે.

આ **પ્રોટીન** તત્ત્વ આપણે જે દૂધ વાપરીએ છીએ, પીએ છીએ, ખાઈએ છીએ કે બાળકો સ્તનપાન કરે છે તેમાંથી મળે છે. એટલે જ બાળકોને જેમ બને તેમ દૂધ વધારે આપવાની ભલામણ કરવામાં આવે છે.

ઉપરાંત **પ્રોટીન** માંસ, ઈંડા, માછલીમાંથી અને એ જાતના પ્રાણીજ આહારમાંથી પણ પુષ્કળ મળે છે. માંસાહાર જેઓ નથી કરતા તેમને મગ, મઠ, તુવેર, ચણા આદિ કઠોળમાંથી અને શીંગદાણા માંથી પણ **પ્રોટીન** મળે છે.

શરીરના બંધારણમાં પ્રોટીન ઉપરાંત કેટલાક ક્ષારો પણ જરૂરી છે અને ચરબીની પણ જરૂર હોય છે. ક્ષારો હાડકાના પોષણ માટે અને ચામડી માટે ઉપયોગી છે. ચરબી શરીરને સુડોલ તથા કોમળ, મુલાયમ બનાવવા ઉપરાંત દેહરક્ષા કરે છે.

શરીરને સંપૂર્ણ ક્રિયાત્મક, ગતિમાન અને ચૈતન્યવંત ચાલૂ રાખવા માટે જુદા જુદા પ્રકારના ખોરાકોમાંથી ઉત્પન્ન થતાં તત્ત્વ અથવા સત્ત્વની જરૂર છે. આ તત્ત્વ અથવા સત્ત્વરૂપને ઘણાં વરસો સુધી અજાણપણે આપણે મેળવતા હતા. પરંતુ તેને મૂર્ત સ્વરૂપે સમજી શકતા નહોતા. જો કે અણું-પરમાણુંરૂપે શરીર પોતે જ પદાર્થોમાંથી એ તત્ત્વોને ગ્રહણ કરી અટપટું કાર્ય પાર પાડે છે. એની શોધ સંશોધકોએ કરવા માંડી અને સને ૧૯૧૨ માં આવાં તત્ત્વોનું વર્ગીકરણ કર્યું તથા તેને 'સિન્થેટિક વિટામિન' એ નામ આપવામાં આવ્યું.

' વિટા ' એટલે જીવન, અને જીવનનિર્વાહ અર્થે તેનો ઉપયોગ થતો હોવાથી ' વિટામિન ' એ નામથી તે સંબોધાવા લાગ્યું.

' વિટામિન ' જીવનનિર્વાહ માટે જરૂરી છે. આ ' વિટામિન ' માણસજાતના વિકાસમાં મદદ કરે છે અને પ્રોટીનને વ્યવસ્થિત કરી સુધારે છે. જેમ મોટરને ચાલૂ રાખવા માટે પેટ્રોલ અને સાંચા માટે મોબાઇલ તેલ જોઈએ છીએ તેવી રીતે વિટામિન કેટલીક વખત પેટ્રોલ અને કેટલીક વખત તેલની ગરજ સારે છે. નરી આંખે આપણે એનો અંદાજ કાઢવા બેસીએ તો છેતરાઈ જઈએ. પરંતુ રાસાયણિક ક્રિયાઓ દ્વારા હવે તો તે તત્ત્વો અથવા વિટામિનને જુદાં કાઢવામાં આવે છે અથવા જોઈતા પ્રમાણમાં તેને બીજી વસ્તુમાં ભેળવી-ઉમેરીને ખવરાવી શકાય છે. શરીરવિકાસને સાધવા માટે શરીરનાં બધાં જ અંગ ઉપાંગો ખિલવટભર્યાં, પોતાની ફરજ સરસ બજાવતાં તેજસ્વી અને સશક્ત જોઈએ છે. કોઈપણ ઉમરે વધતો જતો માનવી ચોક્કસ ઊણપવાળો જણાતાં તેની ઊણપને ટાળી, તેને

સંપૂર્ણ બનાવવાની ઇચ્છા થાય છે એટલે આપણે તેની ઊણપને જુદા વિભાગથી સમજીને અપૂર્ણતા નિવારક તત્ત્વ આપીએ તો જ સંપૂર્ણ બનાવી શકીએ.

દાખલો ૧

એમ માનો કે કોઈ ઊગતી ઉંમરના છોકરાની આંખો ખરાબ છે. એની નજર બરાબર નથી. ચશ્મા લેવાની એ વાત કરે છે ઉપ-રાંત એનાં ફેફસાં નબળાં છે. વારંવાર ઋતુઓના ફેરફારોથી તેનાં ફેફસાં વ્યાધિને પકડે છે. થોડું દોડતાં, કસરત કરતાં શ્વાસ ભરાઈ જાય છે અગર બરાબર એ સાંભળતો નથી, બરાબર બોલતો નથી, જીભ એની ઝડપી કામ કરતી નથી, અથવા તો એ માનવી ઉછરતો હોવા છતાં એ એમ કહે કે ' હું રાત્રે બરાબર દેખતો નથી, આંધળો છું ! ' આ રીતનું શરીર જોવામાં આવે તો...

અગર ચામડી ખડબચડી, સૂકી. ખંજવાળવાળી જણાય તો તેને એ જાતની ઊણપ છે, તેના વિકાસમાં ખામી છે.

આ ખામી દૂર કરવા માટે આવા માનવીને લીલોતરી આપવી જોઈએ. તાંદળજો, મેથી, સુવા, પાલક–આ ભાજીનો ખોરાક વધારવો જોઈએ. ગાજર પણ આ ઊણપ ટાળવા માટે ઘણું ઉપયોગી છે. પણ ગાજર બિચારૂં સસ્તું અને એક આનાનું અઢી શેર મળતું હોવાથી આપણે તેની કદર કરી શકતા નથી.

ઉપરાંત દૂધ વધુ પ્રમાણમાં અને તેને પચે તેટલું આપવું જરૂરી છે, ખપે તેને પશુના કલેજાનુ સૂપ પણ ડૉક્ટરો આપે છે.

વળી ડૉક્ટરો એવા દરદીઓને કૉડલિવર ઑઈલ લખી આપે છે. કારણ કે શેલ નામની માછલી દરિયાની લીલોતરી ખૂબ ખાય છે. અને આ નાની મચ્છીને બીજી માછલીઓ ખાય છે અને તેને કૉડ અથવા ' શાર્ક ' નામની માછલી ખાય છે. એ 'કૉડ' અથવા શાર્કને પીલીને કાઢવામાં આવેલું તેલ–તેનું નામ 'કૉડલીવર ઑઈલ.' આ રીતે

કોડલિવર ઓઈલ તો આપણે એટલા માટે પીએ છીએ કે આપણને લીલોતરીનું તત્ત્વ ઉતારોત્તર મળી આવે! તો પછી એ તત્ત્વ મેળવવા માટે આપણે જો બરોબર સમજી વિચારી, પાતરાંવાળાં શાકભાજી, ગાજર, અને દૂધ પુષ્કળ પ્રમાણમાં વાપરીએ તો કોડલિવર જેવી પ્રાણીહિંસા કરાવવાવાળી વસ્તુની જરૂર જ રહેતી નથી અને આપણા શરીરવિકાસને પૂર્ણપણે સાધી શકીએ છીએ.

અને એટલે જ ઉપર જણાવ્યા પ્રમાણેની ઊણપ લાગે ત્યારે સમજવું જરૂરી છે કે એ જાતના માનવીમાં "એ" વિટામિનની ન્યૂનતા છે અને લીલોતરી, ગાજર તથા દૂધ, સારા પ્રમાણમાં આપવાથી તેને ઊણપ કશી પણ શંકા વગર દૂર થઈ જાય છે.

એક વખત એક નવ વરસના બાળકને મારી પાસે લાવવામાં આવ્યો. એનું શરીર તદ્દન દુબળું હતું અને તેનું હૃદય વાત કરતાં ગતિ વધારી દેતું હતું. છોકરો મારી પાસે ઊભો રહ્યો અને તેની છાતી ધડક ધડક થવા લાગેલી. એનાં માવતર કહેતાં કે નિશાળમાં માસ્તર કાંઈક પૂછે તો તે ગભરાઈ જાય, દાદરો ચઢે તો હૃદય થડકે અને ઊંચા અવાજે એને ઠપકો અપાય તોયે તેનું હૃદય જોર પકડે—તેનો થડકો વધી જાય.

મેં તેને દવા ન આપી, પણ મેં એક સૂચના આપી: અને તે આ રીતે—

એની માતા છોકરાની સાથે હતી. મેં પૂછ્યું: "બહેન! તમને ચોખા રાંધતાં આવડે છે?"

"હાં, કેમ વૈદરાજ! તમે ટીખળી સ્વભાવના, તે આવા ને આવા જ રહ્યા!"

"હા, તે ભલે, પણ કહો ને આવડે છે ને?"

"કહું તો ખરું કે હા."

"કેવી રીતે?"

"ભાતને ખૂબ ધોઈએ ત્રણચાર પાણીએ. પછી પાણી નાંખીને રાંધુ છું. ચોખા ચઢી જાય ત્યારે વધારાનું પાણી કાઢી નાંખું છું."

"બહુ સારું, તમે એક કામ કરો. તમે આ છોકરાને માટે પાશેર ભાત હાથે છડેલા ધોયા વગર રાંધજો અને તેને ચાળીને પાણી નીકળે તે પાશેર જેટલું પાણી રોજ આપજો. એની અંદર જીરુ, મીઠું, મરી નાંખીને."

"દવા તો તમે આપશોને?"

"હા, દવામાં રોજ સવારના નાસ્તામાં એને લીલું નાળયેર નવટાંક કે પાશેર ચાવીને ખાય તેમ આપો. અને લ્યો આ ગોળી."

ગોળી તો મારો ભગવાન જાણે છે કે મેં કેવી કીંમતી આપી હતી, અને શેની હતી!

ત્રણ મહિના પછી ફરી છોકરાને મારી પાસે લાવ્યા. એનું પાંચ રતલ વજન વધ્યું હતું. છોકરો બડકમદાર જેવો બની ગયો હતો. જરીય ડરતો નહોતો, એના હૃદયની ગતિ સાનુકૂળ બની ગઈ હતી.

તમે માનશો? ગોળી દવાની આપેલી તેમાં તો કશું જ બળ્યું નહોતું. એનું શરીર સ્વસ્થ અને વિકાસપૂર્ણ બનાવવા માટે કામ તો કર્યું હતું ચોખાના ઓસામણ અને લીલા કોપરાએ. પણ દુઃખ તો એ વાતનું થાય છે કે જો મેં તેને દવા ન આપી હોત તો છોકરાના માતાપિતાને શ્રદ્ધા બંધાત નહિ અને તેઓ ઓસામણ તેને પાત પણ નહિ.

આજે આપણાં ઊગતાં છોકરાંઓ દુબળાં, નબળાં, હૃદયનાં કમજોર અને સુકાયેલાં જોઈને વૈદ્ય કે ડૉકટર પાસે દોડી જઈ દવાઓ લખાવી લાવીએ છીએ, ખરૂં ને?

દેખાવમાં ફીકાં, ખોરાક નહિ લઈ શકતાં અને ખોરાક લીધા પછી તેને નહિ પચાવી શકતાં, બાંધા વગરનાં છોકરાંઓને શરીર

ખિલવવા માટે દવા લેવા આવનાર અને પૂછનારના ઘરમાં તપાસવામાં આવે છે તો તેમની ખોરાક લેવાની અથવા વાપરવાની પદ્ધતિ જરા યે વખાણવા જેવી હોતી નથી.

કેટલાય વખતથી આપણા ખોરાકો અથવા આહારવિહાર કરવા સંબંધેનું સાચું જ્ઞાન નાશ પામી ગયું છે અને દેખાદેખીથી પોષક તત્ત્વની દૃષ્ટિએ આપણા ખોરાક રહ્યા નથી પણ શોખ, દેખાવ અને સ્વાદે જ આપણા આહાર માટેની વાનીઓ તૈયાર કરવાનો આખો કબજો લઇ લીધો છે.

ભક્તરાજ વિદુરને ઘેર શ્રીકૃષ્ણ પ્રભુ પધાર્યા ત્યારે પ્રેમમાં ઘેલાં થયેલાં વિદુરપત્નીએ કેળાં જમાડતી વખતે છાલ ભગવાનને આપી, વચ્ચેનો કેળાના ગર્ભનો ભાગ ફગાવી દીધો ! એમ આપણી પ્રજાએ પરદેશીઓને પ્રભુ માની, તેમના રીતરિવાજમાં ઘેલી થઇને આપણા મુખ્ય આહારની રીત, રસમ, બનાવટ એ બધું વગર વિચાર્યે ફગાવી દીધું છે.

દાખલા તરીકે ઘઉંની ઉપરનો રાતો ભાગ કે જે શરીરના પોષણ માટે અને જીવનસત્ત્વની દૃષ્ટિએ અત્યંત જરૂરી છે તે ભાગ ઘઉંને મશીનમાં દળાવી તદ્દન કાઢી નાખી, વચલો ભાગ લોટ તરીકે વાપરે છે. કેમકે ઉપરનો છીલટાનો ભાગ તો ચાળણ તરીકે ફગાવી દે છે. ચોખાને પણ મીલમાં છડાવીને કુસકીનો ભાગ બિલકુલ નાબૂદ કરી નાખી, ચળકતા પોલીશ કરેલા ચોખા ખવાય છે અને એથીયે જેમને ખોરાકની વસ્તુનું અજ્ઞાન છે તેઓ ચોખાને બાફી, પાણી કાઢી નાખી, ચોખા ઓસાવીને ખાય છે. એટલે આ જાતની ઘઉં અને ચોખાની બનાવટ શરીરને જોઇતાં સત્ત્વો આપી શકતી નથી. મેંદાની પૂરીઓ અને મેંદાના આટામાંથી બનતી બિસ્કીટ જેવી વસ્તુઓ લાભ કરતાં હાનિ વધારે કરે છે, અને શરીરવિકાસમાં જે પદાર્થોની વધુ જરૂર પડે છે તે જ પદાર્થોને ફગાવી દેવામાં આવે છે.

નાની ઉમરમાં બાળકોનાં શરીર બંધાતાં હોય તે જ વખતમાં એમનો કબજીયાત, મંદાગ્નિ અને આંતરડાં કામ નથી કરતાં એ જાતની ફરિયાદ હોય તો કદાપિ એમનું શરીર બંધાતું નથી.

આપણે એમને માટે દવાની શોધ કરવા દોડીએ છીએ અને પેટંટ શક્તિની બાટલી માટે ફાંફાં મારીએ છીએ. પરંતુ ખરી વાતને ભૂલી જવામાં આવે છે કે દવા એ કાંઇ પોષણ કે તત્ત્વ નથી. **આહાર અને સાચો ખોરાક એ જ શરીર માટે સાચું પોષણ અને વિકાસનું સાધન છે.**

આપણું વિજ્ઞાન ગમે તેટલું આગળ વધ્યું હોય અને પરદેશીઓની કહેવાતી શોધથી આપણા દેશને ગમે તેટલો લાભ થયો હોય, તો પણ દેશનું યૌવન, ખડતલપણું, પડછંદકાય શરીર, દિલની હિમ્મત અને જુવાનીનું જોમ, આયુષ્યનું લંબાણ અને દેહની ચમક, એ દિન પ્રતિદિન ઘસાતાં–નાબૂદ થતાં જાય છે. નવા નવા કાયદા કાનૂનો અને બુદ્ધિમાં ભ્રમ પેદા થાય તેવા તર્કવિવાદોથી પાવરધા બનતા જતા આપણે આપણાં શરીરને જોઈએ, આપણા દિદાર દર્પણમાં નિરખીએ અને આપણા આંગણે વિકાસ પામી રહેલા કુમારોને ઉંચકી લઈ તપાસી જોઇએ તો જણાય કે આપણું હીર અને નૂર કેટલાં હણાઈ રહ્યાં છે!

ક્યાંથી હોય હીર ને નૂર આપણા દિદાર ઉપર? આપણાં બાળકો માયકાંગલાં ન હોય તો બીજું શું થાય? તમે તમારી સામે ધરવામાં આવતું આહારનું ભાણું જુઓ છો, પણ તમને એમાંના પદાર્થો કેટલું શારીરિક પોષણ આપશે તેનો વિચાર કદી આવ્યો છે?

હે આર્યો! સાચું, સારૂં, ચોકખું દૂધ, તાજું ચોકખું દહીં વલોવતાં ગોળીમાં તરી આવેલું માખણ, ગોળી–ઘી ઉતાર છાશ, અને પરોઢમાં ઘંટી–ઘરની ઘંટીમાં પીસાઇને તૈયાર થયેલા આટાનો બેવડા હાથે મસળીને બનાવેલો મિષ્ટ રોટલો તમે જોયો છે?

વિદેશી વાતાવરણની અસરે આપણી કેટલી અને કેવી ખાના-ખરાબી નિપજાવી છે ? જ્યાં કૃષ્ણની કામધેનુ દુઝતી અને ઘી-માખણનાં ખળાં થતાં, ગોળીઉતાર છાશ ધરાઈને પીવા માટે એક પાઈ ખરચવી નહોતી પડતી, એ જ આ હિન્દ તમારો દેશ ! ત્યાં આજે ધાન પડીકે બંધાય છે, દૂધનાં સ્વપ્નાં આવે છે, અને ઘી તો 'વનસ્પતિ' સિવાય હાથ નથી લાગતું ! પશુધન, ગૌધન દિનપ્રતિદિન ઓછું જ થતું જાય છે. આપણો ખેતીપ્રધાન દેશ પોતાને પૂરતું થાય એટલું અનાજ પણ નિપજાવી નથી શકતો એટલે પરદેશથી આવેલા ઘઉં અનેક પ્રકારની શારીરિક ઉપાધિઓને પેદા કરે છે. તેમાં વળી હમણાં જ પૂરા થયેલ વિશ્વયુદ્ધે તો આપણી કલ્પનામાં પણ ન હતી તેવી મોંઘવારી લાદી દીધી છે !

આપણે શેમાંથી તત્ત્વ–સત્ત્વ મેળવી શકીએ ? આપણું યૌવન કેવી રીતે ખીલે ? આપણો સુકુમારો વિકાસ ક્યાંથી સાધી શકે ? આપણી ભોજનની થાળી લુખ્ખી, સત્ત્વ વિનાની, કેવળ તત્ત્વ રહિત બની રહી છે—બની ગઈ છે, અને એથી યે વિશેષ આપણું જ્ઞાન આપણને નાશ તરફ લઈ જતું જણાય છે.

દહીંને વલોવેલી છાશ અને માખણ કાઢી લીધેલી ગોળીઉતાર છાશ શરીરને અજબ પોષણ આપે છે તેમજ શરીરને વિકસાવવા પૂરતી મદદ કરે છે: તથા મગજ અને જ્ઞાનતંતુને પોષણ આપે છે, આંતરડાંને-હોજરીને મદદ કરે છે. કારણ કે છાશના અંદર વિટામિન **બી** રહેલું છે. જે દિવસે આપણે વિટામિન **બી**ને નહોતા ઓળખતા, તે દિવસે પણ આપણે છાશ ધરાઈને ખાતા–પીતા હતા, અને શરીરનો બાંધો ખિલવતા હતા. વિટામિન **બી**ને સમજતા અને ઓળખતા થયા છીએ પણ સાચી છાશ આપણા ભાણામાંથી ખુંચવાઈ ગઈ છે, અને આપણી ખોરાકને પચાવવાની શક્તિ નાબૂદ થઈ છે, બાંધો ખિલતો નથી, વિકાસ સ્થંભી જાય છે, કારણ કે વિટામિન **બી** આપણને અત્યારે નથી મળતું.

ઈંડામાંથી વિટામિન બી મળે છે. લીલા નાળીયેર અને કાચા નાળીયેરનાં પાણીમાંથી પણ તે મળે છે. કોપરામાં એ ખાસ રહેલું છે.

અમે નાના હતા ત્યારે મારા પરલોકવાસી પૂજ્ય કાકા છોકરાંઓને માગશર અને પોષ મહિનામાં સવારમાં નાળીયેરનું કોપરું અને ગોળ ખાવા આપતા અને તેઓ અમને કહેતા:

"છોકરાઓ! ગોળ ને કોપરું ખાઓ. હાં દીકરા! બાંધો સરસ થશે." મારા કાકા વિટામિનને સમજતા નહોતા, માત્ર સમજતા હતા કે શિયાળામાં છોકરાંને ગોળ-કોપરાં ખવરાવવાથી શરીરનો બાંધો ખીલે છે. એ તેથી અમને ગોળ-ટોપરાં ખાવા આપતા હતા.

આજે હું જો કહું છું કોઈ સારા કુટુંબના નબીરાને કે "ભાઈ! શિયાળામાં ગોળ-કોપરાં ખાઓ, બાંધો ખીલશે" તો મારી આ સૂચનામાં તેમને શ્રદ્ધા નથી બેસતી.

હૃદયને મજબુત બનાવનાર અને સરસ ગ્લુકોઝ પૂરું પાડનાર ચોકખો ગોળ અને વિટામિન બીથી ભરપૂર નાળીયેર શિયાળામાં જુવાન થતા છોકરાઓ ખાવા આપવામાં આવે તો?

ના, ભાઈ! ના. અડદીયો, મોહનથાર, મેસુર અને તે ઉપરાંત ખારી પૂરી મેદાના આટામાંથી બનાવી, ઉપરાંત વેજીટેબલના ઘીથી તરબતર થયેલી રંગ અને એસેન્સના ભપકાવાળી, ઉપર ચાંદીનો વરખ દબાવેલો જોતાં, ઊડીને આંખે વળગે એવી મીઠાઈ રૂપાળી તૈયાર મળે છે! તે છોકરાંને ન ખવરાવીએ! છોકરાં તે ખાઈને તાજાં રાણા જેવાં તો થાય! ગોળનાં ગળીયાં અને ટોપરાના કૂચામાં શું વળે? એ કરતાં તો શેર બજારનું ભૂસું છોકરાને ન લાવી આપીએ! અહો! ચહા, ચવાણું અને ભેળ-પુરી પકોડીમાં રસબસ બની ગયેલાં માવીતરોને "ગોળ-કોપરા"ના ગુણની ક્યાં પડી છે? અને તેમને સમજુતી આપવા માટે આહારશાસ્ત્રના જાણકારોને તકલીફ લેવાની ક્યાં નવરાશ છે?

ચાળ્યા વગરનો ખાદી આટો, હાથના છડેલા ચોખા, તે ઉપર તાજી મીઠી છાશ, ટામેટાં, કઠોળ જેને ખપે તેને ઈંડાની દાળ, તેમ જ નાળીએર. આ પદાર્થો સારી હાલતમાં અને શરીરને જોઈએ તેટલા પ્રમાણમાં જો નથી મળતા તો શરીરમાં વિટામિન **બી** ઓછું થાય છે, અને એને લઈને હોજરી નબળી પડે છે. તે ખોરાક પચાવી શકતી નથી. આંતરડાં કમજોર થાય છે અને લોહી બની શકતું નથી. પાતળા ઝાડા અથવા તો સખત કબજીયાતનો રોગ થાય છે અને શરીરની ખિલવટ અટકે છે. હૃદય કમજોર બને છે અને લડથડતે પગે ચાલે છે, ચામડી ફીકી અને બરછટ જણાય છે. એનિમિયા (પાંડુરોગ) થયો હોય તેવો શરીરનો દેખાવ થાય છે, આ રોગને **બેરીબેરી** નામ આપવામાં આવ્યું છે અને આજના સંશોધકો તેમાં વિટામિન **બી** ઓછું હોવાનું આજના એ રોગનું કારણ માને છે. અને તેને પરિણામે શરીરનો વિકાસ સ્થંભી જાય છે, યૌવન બરાબર ખીલી શકતું નથી.

આગળ મેં એક બાળકનો દાખલો આપ્યો હતો અને તેને ખોરાકમાં ચોખાનું ઓસામણ અને લીલું નાળીયેર સારા પ્રમાણમાં આપવા માટે ભલામણ કરી હતી. એ બાળકમાં મને ચોક્કસ પ્રકારની ખામી જણાયેલી.

શરીરનો વિકાસ અટકી પડેલા કિશોરો જેમને યુવાની આવવાની તૈયારી થઈ રહી હોય છે, તેમના બાંધા ખિલવવા માટે, ઔષધવિક્રયની દૃષ્ટિને વેગળી કરી, ચિકિત્સકો એમને સાચા ખ્યાલ તરફ ખેંચી જાય અને માબાપો આહારનો ખોટો મોહ કે સ્વાદ છોડીને શરીરના બંધારણ તરફ લક્ષ આપે.

અને દેશની દોલત સમાન યુવાનો, બાળકો, કિશોરોને સાચું દૂધ, ઘી, માખણ, છાશ આદિ આસાનીથી, સહેજે સસ્તાં અને સરળતાથી મળી શકે તેવી દેશની હાલત બને. હવે તો આપણી જ રાષ્ટ્રીય સરકાર સત્તાપર આવી ચૂકી છે અને તે જો આ દિશામાં

સક્રિય પ્રયત્ન કરીને માનવીનું શરીરધન વધાતું જાય છે, તેને સંભાળે તો પ્રભુની મહેર થઈ સમજીએ.

ગામડાંમાં અર્ધનગ્ન-ઉઘાડાં, રેતીમાં રમતાં અને મેલાં ઘેલાં બાળકોને જોઈને આપણને એમની પ્રત્યે અણગમો આવે છે અને આપણે ગામડાંના લોકો તથા તેમની બાળકોને ઉછેરવાની રીત તરફ ઘૃણા સેવીએ છીએ.

પરંતુ તેમના જેટલી જ ઉમરનાં શહેરી જીવન જીવતાં બાળકો કિશોરો, તેમજ યુવાનોની બુદ્ધિની બાબતને બાજુ ઉપર રાખો અને શરીરની સુદઢતા, વિકાસ અને ખિલાવટની દૃષ્ટિથી જો સરખામણી કરો તો ચોક્કસ કહેવું જોઈએ કે આપણી મુલાયમ પથારી અને ચુનાગચ્ચીવાળાં કે સીમેન્ટનાં બાંધાના બંગલાઓ તથા મકાનોમાં ઉછરતાં બાળકો કરતાં ગામડામાં ભોંય પડયાં બાળકો-કિશોરો વધુ બલીષ્ટ, ખરવાન, હાડનાં મજબુત અને દઢ સ્નાયુથી બાંધો લેતાં જણાય છે. તેનું કારણ તેમનો ઊંચા પ્રકારનો ખોરાક નથી, પરંતુ ગામડાં હજી કુદરતી જીવનની કેટલેક અંશે નજીક છે. શહેરી જીવન અને શહેરી ખોરાક તથા રહેણી-કરણીથી એ ગ્રામ્યવાસીઓ જેટલા વેગળા છે, તેટલે જ અંશે તેમની શારીરિક શક્તિ અને વિકાસ કુદરતી રીતે ખિલાવટ ભરેલાં છે.

મેલાં ઘેલાં લાગતાં ધૂળમાં ઉછરતાં બાળકોને જોઈને જંતુ-શાસ્ત્રની દૃષ્ટિએ આપણે એમ કહીએ કે એમના શરીરમાં સેંકડો રોગનાં જંતુઓ લાગી જઈ, એ બાળકો હંમેશાં વિવિધ રોગોથી માંદાં પડવાં જોઈએ. પરંતુ મારા અનુભવથી હું કહું છું કે શહેરી બાળકો તથા કિશોરો જેટલાં વધુ રોગીષ્ટ, માંદલાં અને વૈદ્ય-ડૉક્ટરની સારવાર લેતાં જણાયાં છે, તેથી ઘણા ઓછાં પ્રમાણમાં ગ્રામ્યબાળકો અને કિશોરો માંદાં પડે છે-રોગનાં ભોગ બને છે; અને ભાગ્યે જ દુષ્ટ જંતુઓ તેમના શરીરને સ્પર્શ કરતા જણાય છે.

એનું કારણ શું ? એમ સહેજે પૂછવામાં આવે તો તેનો જવાબ એ છે કે ગામડામાં કુદરતી જીવન જીવી શકાય છે. શહેરમાં તો કૃત્રિમતાએ પોતાનો પગપેસારો ખૂબ જ કરી દીધો છે.

હું ગામડામાં રહું છું અને પુષ્કળ બાળકોને, વાઘરીઓના વાડાઓમાં જઈને ગાજર–મૂળા કાચા કરડતાં જોઉં છું. એને તમે જંગલીપણું કહેતા હો તો ભલે, પણ એવાં બાળકોના દાંત તમે જુઓ, દાંતના પેઢાં જુઓ, સફેદ મોતી જેવા ચમકતા દાંત અને દાડમના કલર જેવાં પેઢાં જરીકે રોગ વગરનાં હોય છે. તમે શહેરના કિશોરના દાંત તથા પેઢાં જુઓ અને નાનાં બાળકોના દાંત પણ તપાસો. તેઓ નાની ઉમરથી જ પાયોરિયા અને સ્કર્વી જેવા રોગથી પીડાતા દેખાય છે ! કેટલું શોકપ્રદ ?

આધુનિક આરોગ્યશાસ્ત્ર કહે છે કે માણસના શરીરમાંથી સી. વીટામીન ઓછું થાય છે ત્યારે તેને દાંતનાં પેઢાંના રોગ–પાયોરિયા અને સ્કર્વી જેવા–પેદા થાય છે. પરંતુ કોબીજ, ગાજર, મૂળા, ટામેટાં, નારંગી વગેરે પદાર્થો જેમને મૂળ સ્વરૂપમાં સારા પ્રમાણમાં ખાવા મળતા હોય છે તેમને આવા રોગો થતા નથી; કેમકે તેમાં સી. વિટામિન ભરપૂર હોય છે.

શહેરમાં રહેનારા પણ આવા પદાર્થો લે છે તો જરૂર, પરંતુ એમને એ પદાર્થો કાચા ખાતાં આવડતા નથી. અને જો ખાવા જાય તો તે તેમની હોજરીમાં પચતા નથી. શહેરી જીવન એવું નાજુક બની ગયું હોય છે કે સહેજ કાચું રાંધણું પણ હોજરી પચાવી શકતી નથી ! એથી તો લોજ–વીશીમાં જમનારાઓ બળેલા ખાખરા જેવી કડક રોટલીઓની માગણી કરે છે ના !

આહાર સંબંધીના જ્ઞાનનો હમણાં હમણાં ઠીકઠીક પ્રચાર થતો હોવાથી, આપણે ખોરાકને કેવા રૂપમાં લેવો જોઈએ તે તરફ હવે થોડુંક જ્ઞાન વહેતું થયું છે. એટલે ગાજર, મૂળા, મોગરી, કોબીજ

જેવા પદાર્થોનું શાક બનાવવામાં પણ તેને વધારીને તરત ઉતારી કાચા ખાતાં ધીરે ધીરે લોકો શીખ્યા છે અને ખરી વાત એ છે કે કેટલાક પદાર્થોને જો તેના કાચા રૂપમાં ખાવામાં આવે તો જ તેની સાચી મીઠાશ મળે છે, શરીરને તેમાંથી ઉપયોગી તત્ત્વ સાંપડે છે અને આવા રોગોના પંજામાંથી બચાય છે, અને તો જ શરીર ઠીક રૂપમાં વિકાસ પામે છે.

કેટલાંક વર્ષો પહેલાં વડોદરાની લોહાણા બોર્ડિંગનો હું મહેમાન બનેલો. કિશોરોને સવારે છ વાગતાં પહેલાં જાગૃત કરીને સ્નાન કરાવી સૂર્યોદય વખતે સૂર્યનાં બાળકિરણો ભૂમિ ઉપર પ્રસરતાં હોય તે વખતે એક ખૂબ વિશાળ અગાસીમાં બધા વિદ્યાર્થીઓને ક્રમબદ્ધ ઊભા કરી અર્ધો કલાક સૂર્ય નમસ્કારની કસરત એવી સરસ રીતે અપાતી અને તે કસરત વખતે માત્ર કમર ઉપર એક કૌપીન લંગોટ જેવડું જાંગીયું રાખવા સિવાય આખું બદન ઉઘાડું રખાવવામાં આવતું એ જોઈ મને ભારે આનંદ થયેલો.

આ કસરતમાં બે હેતુ સુંદર રીતે સચવાય છે. એક તો સૂર્ય સ્નાન થાય છે અને સૂર્યનાં બાળકિરણો શરીરનાં છિદ્રો મારફત શરીરમાં પ્રવેશ કરે છે અને બીજો લાભ એ છે કે શરીરના એકેએક અંગને યોગ્ય કસરત અને વળાંક મળે છે.

સૂર્ય રશ્મિચિકિત્સાની શોધ, વિદેશીઓ કહે છે કે તેમણે કરી છે! તે ભલે કહે. આપણે એમને એ માટે ગર્વ લેવાની ના નથી કહેતા. પરંતુ આપણા વેદમાં તો સૂર્યભગવાનની મહત્તા ખૂબ ગાઈ છે, તેની ઉપાસના શીખવી છે. અને દરરોજ દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) ને સંધ્યાની અંદર રહેલું સૂર્ય ઉપસ્થાન કે જે સૂર્યઉપસ્થાન હંમેશાં સૂર્ય સામે ઊભા રહીને બંને હાથ ઊંચા કરીને લગભગ અરધો કલાક ચાલે તેટલા મંત્રોથી કરવાનું હોય છે તે આવી રીતે લગભગ અર્ધનગ્ન શરીરે સૂર્ય સામે ઊભા રહી દરરોજ માનવી એ સૂર્યનાં કિરણોનું સેવન કરતો રહેતો.

અને અત્યારે તે આપણે નથી કરતા. એટલે તો પછી જરૂર પડે ત્યારે જામનગરમાં બંધાયેલા ' સોલેરિયમ 'માં આપણે સૂર્યનાં કિરણો ઝીલી લેવા માટે દોડવું પડે છે.

હકીકત એ છે કે જેના શરીરમાં સૂર્યનાં કિરણો સંપૂર્ણપણે પ્રવેશતાં નથી તેના શરીરમાંથી વિટામિન ડી ઓછું થાય છે. એની આધુનિક આરોગ્ય શાસ્ત્રીઓએ શોધ કરી છે, અને વિટામિન ડી ઓછું થાય છે એટલે માનવીનાં હાડકાં નબળાં પડે છે અથવા પોચાં પડે છે. હાડકાં એ શરીરનું અગત્યનું અંગ છે. અને તેની ઉપર શરીરવિકાસનો મુખ્ય આધાર છે. અને જો માતાના શરીરનાં હાડકાં મજબૂત હોતાં નથી તો તે બાળકને ઉદરમાં ગર્ભાશયની અંદર વિકાસ આપવાને માટે માતા લાયક રહેતી નથી. એવી માતાને અવારનવાર થતાં સંતાનો મોટા ઊંદરડા જેવાં હોય છે, તે જન્મીને મરે છે અને માતાનો પણ પોતાની સાથે જ અંત લાવી દે છે!

જન્મીને આવતાં શહેરી જીવનમાંના કેટલાક બાળકોને હું જોઉ છું ત્યારે ખૂબ જ ચિંતા ઉપજે છે. આવાં બિસકોલી જેવાં વેંત પણ વધેલાં નહિ તેવાં બાળકો સામે દૃષ્ટિ કરતાં અત્યંત ખેદ થાય છે. પણ બિચારી માતા શું કરે? કૂવામાં હોય ત્યારે હવાડામાં આવે ને! માતાનાં હાડકાંને પોષણ આપે તેવો ખોરાક ક્યાં છે? અને પિતા! હા, એ પિતાને તો વાર્ષિક કેલેન્ડર તૈયાર કરવાની કારમી લગની જ લાગી હોય છે! હતભાગી હિન્દુસ્તાન! આ તારું કેટલું દુર્દૈવ?

વાચક! હું તને પૂછું છું કે હાડકાંને પોષણ આપે એ માટે જોઈતું માખણ, તાજું શેડકઢું ગાય કે ભેંસનું ચોકખું દૂધ, ચોકખું ઘી અને તેવા જ ઉમદા ખોરાકો સાચા રૂપમાં ગર્ભ ધારણ કરતી અને બાળકને જન્મ આપતી કેટલી માતાઓને મળે છે? શહેરી જીવન જીવતી માતાઓ અને શ્રીમંત કુટુમ્બોમાં વસતી સ્ત્રીઓને આવા ખોરાકો ખાવાને મળે છે, તો પણ તેમાં બિટામિન ડી. હોતું નથી. તબેલામાં ઊભી ઊભી, ભમાણમાં જેમને ખોરાક ખવરાવવામાં આવે છે

અને રાતદિવસ એ અંધારીયા તબેલામાં જ ગોંધી રાખવામાં આવે છે તે ગાયો અને ભેંસોના અને વળી પાણી કે કોઈ બીજી ભૂકીના ભેળ-વાળાં દૂધમાં અને માખણમાં સાચું વિટામિન ડી. હોતું જ નથી. જે ગાયો અને ભેંસો આખો દિવસ સૂર્યના તાપમાં વગડામાં રખડે છે, ઘાસ–લીલોતરી ચરે છે અને સાંજે દૂધ આપે છે, તે દૂધને જમાવીને તાજું માખણ અથવા એ તાજું દૂધ જે ખાઈ શકે છે તે જ સાચું પોષણકારક તત્ત્વ મેળવી શકે છે.

આપણે વિચાર કરીએઃ આ રીતે આપણામાંથી કેટલાં માનવીઓ આ પ્રકારનો સાચો પોષક, શરીરવિકાસ આપનારો અને ગર્ભમાં બાળ-કોનાં શરીરના બંધારણને મદદ કરે તેવો ખોરાક મેળવી શકે છે ! આપણી કમનસીબી આટલેથી જ નથી અટકતી. આપણને સાચું ઘી પણ અત્યારે ક્યાં મળે છે ? જો કે માખણનું ઘી બનાવ્યા પછી વિટા-મિન ડી તેમાંથી નાબુદ થઈ જાય છે. ઘી તો માત્ર ચરબીને મદદ કરનાર છે પરંતુ એ પણ સાચા સ્વરૂપે તો મળી શકતું નથી જ. 'વેજીટબલ' ને ' ઘી ' કહેવુ એ તો ખરેખર ' ઘી 'ની બદનક્ષી જ છે.

આ ઉપરાંત ઈંડા તથા માછલીમાંથી પણ એ વિટામિન ડી. મળી શકે છે. બધી જાતની માછલીઓમાં તે નથી હોતું. પણ શાર્ક અને કોડ નામની માછલીમાં હોય છે. અને એથી જ ડૉક્ટરો નબળા દુબળા–બાંધાના તથા હાડકાની નબળાઈવાળાને કોડલીવર ઓઈલ લેવાની ભલામણ કરે છે, અને આપણા નસીબમાંથી જ્યારે શેડકઢું દૂધ તથા તાજુ માખણ નાશ પામ્યું છે, ત્યારે તો કોડલીવર પીવાનો અને એ પીને શરીર ખીલવવાનો કમનસીબ સમય આવ્યો છે ને ! દુનિયાની અનેક અજાયબીઓમાં હિન્દુસ્તાનની પણ એ એક અનોખી અજાયબી જ છે.

## શરીર વિકાસ અને રસપિંડો

શરીરનો સંપૂર્ણ વિકાસ જ્યારે થાય છે ત્યારે જ સાચી યુવાવસ્થા પ્રાપ્ત થાય છે, જેને આપણે થનગનતું યૌવન કહી શકીએ.

વિજ્ઞાનવિશારદો કહે છે કે વિટામિન ઈ જો શરીરમાં ભરપૂર હોય છે તો યૌવન યથાકાળે પૂર્ણપણે પ્રકાશી ઉઠે છે, પરંતુ વિટામિન ઈને સમજવામાં આપણે શારીરિક બાબતમાં જરા ઊંડા ઉતરવું પડશે.

માનવી શરીરમાં કામ આપતા–કરતા અનેક સાંચાઓમાં મહત્ત્વનું કાર્ય કરનાર કેટલીક રસગ્રંથીઓ છે. આવી ગ્રંથીઓ પ્રત્યક્ષ જોઈ શકાતી નથી, પરંતુ શરીરની અંદર એ રહીને એટલું બધું મહત્ત્વનું કાર્ય કરે છે કે આખા શરીરનું પોષણ-વર્ધન અને ખિલવટ એ આ ગ્રંથીઓને આભારી છે, એમ કહીએ તો પણ કહી શકાય.

આ ગ્રંથીઓને રસપિંડના નામથી ઓળખવામાં આવે છે. આ ગ્રંથીઓ નિયમિત ચોક્કસ પ્રકારનું રાસાયનિક પ્રવાહી તત્ત્વ તૈયાર કરે છે અને એ પ્રવાહી લોહીમાં મળે છે. તેનાથી દરેક અવયવો પૂર્ણપણે ગતિમાન બને છે-રહે છે. અને આ રસગ્રંથીઓના પ્રવાહથી જ શરીરનો વ્યાપાર સમાંતરે ચાલ્યા કરે છે.

આવા રસપિંડો શરીરમાં અનેક છે, પરંતુ આપણા યૌવન સાથે જેને ઘનિષ્ટ સંબંધ છે તેવાં બે કે ત્રણ રસપિંડો અથવા ગ્રંથીઓ છે.

ઘણા જ મહત્ત્વના રસપિંડ અથવા ગ્લેન્ડઝને " થાઈરોઈડ " ગ્લેન્ડઝ કહે છે. બીજી " પેરાથાઈરોઈડ " ત્રીજી " થાયમસ " આ ગ્રંથીઓ ગળામાં આવેલી છે. આ ગ્રંથી શરીરના ઘણા ભાગને મદદ કરે છે અને શરીરવિકાસમાં એનો મહત્ત્વનો ફાળો હોય છે.

કિશોર અવસ્થામાંથી યૌવનની ઉષાનુ પ્રાગટય હોય છે તે આ " થાઇરોઇડ " ગ્રંથીને આભારી છે. કોઈ યુવાનની ચંચળતા, આંખની

તેજસ્વિતા તારુણ્યની છટા, ચહેરાની ચમક, સ્નાયુની સખ્તાઈ; મસલ્સની મજબૂતાઈ, આનંદી સ્વભાવ, બુદ્ધિનો વિકાસ અને જનન અવયવોની ખિલાવટ વગેરે આપવા લાગે છે તેમાં "થાઈરોઈડ" ગ્રંથીએ તૈયાર કરેલું પ્રવાહી રસાયન તેની પાછળ કામ કરી રહ્યું હોય છે.

કિશોરીમાંથી યૌવના બનતી નારી કે જે મનોહારી મુગ્ધા અવસ્થા ધારણ કરે છે, જેનું વદન પૂર્ણેન્દુ સમાન ચમકી ઉઠે છે, જેની ઈંદ્રિયો વિકાસ પામીને પુરુષ હ્રદયને મંત્રમુગ્ધ બનાવી, આકર્ષી શકે છે, એવી પૂર્ણયૌવના બનાવનાર થાઈરોઈડ ગ્લેન્ડઝ છે.

પ્રફુલ્લિત મનવાળા, આનંદી સ્વભાવવાળા, બુદ્ધિ પ્રાધાન્ય બનાવાનરા, ચંચળ અને ચપળ, ખુશનુમા સ્વભાવના, દઢનિશ્ચયી, કોમલાલિત્ય અને દઢતા ધારણ કરી, સિંહની છાતી, હરણની ફાળ, ગીધની દષ્ટિ, મોરની કળા અને હંસની નિર્મળતા સમા, યૌવન ભરપૂર યુવાનો કે યુવતીઓ જોવામાં આવે ત્યારે સમજવાનું હોય છે કે તેનામાં "થાઈરોઈડ" ગ્લેન્ડઝ યથાવત્ યૌવન સાથે હાથ મિલાવી પૂર ઝડપે કાર્ય કરી રહેલ હોય છે.

આ રસપિંડ "હાયોડ" નામના હાડકાના મધ્ય ભાગથી જરી નીચે ડોકની આગળના મધ્ય ભાગમાં આવેલ છે. આ રસપિંડ અથવા ગ્લેન્ડઝ ઝીણા ઝીણા કોષોનો બનેલો છે અને તે દરેક કોષને અસ્તર હોય છે. આ રસપિંડને પુષ્કળ પ્રમાણમાં લોહીની જરૂર પડે છે અને તે તેને શિરાઓ પૂરું પાડે છે. ઈંડા–પીંગળા નામની નસો આ ગ્લેન્ડઝને સંજ્ઞા પૂરી પાડે છે, ગ્લેન્ડઝ જે પ્રવાહી તૈયાર કરે છે તેને સંઘરી રાખે છે, અને તેમાંથી કેટલુંક લોહી સાથે વહન થાય છે તથા તેની સાથે લાગેલી એક નળી "થાઈરોડ"માં તૈયાર થયેલા પ્રવાહીને વહન કરીને જીભની પછવાડેના ભાગમાં લઈ જાય છે. આ નળી દ્વારા રસ હોજરીમાં થઈને આંતરડાંમાં જાય છે અને ગર્ભની અંદર બાળક પોતાનો વ્યાપાર ચલાવે છે. ગર્ભમાં બાળકને પોષણ આ નળી છિદ્રદ્વારા જ મળે છે.

યોગી લોકો જીભથી નીચેની નસને કાપીને જીભને ગળાની અંદર વાળી, અંદરનાં અમૃતનું પાન કરે છે, અમૃત એ જ આ જીવનરસાયન સમજવાનું છે. એને ખેચરી મુદ્રા કહે છે.

"થાઇરોડ"ને મદદ રૂપે "પેરાથાઇરોઇડક" નામના બીજા ચાર નાના નાના ગ્લેન્ડઝ છે, ડોકની મધ્ય લાઇનની બન્ને બાજુ થાઇરોઇડની આગળ તે બબ્બે આવેલા છે. આ રસપિંડોના કોષો "થાઇરોઇડ"થી જુદા પ્રકારના છે અને આ ગ્લેન્ડઝને લોહી નીચેની "થાઇરોઇડ" રક્તવાહિની વડે પૂરું પાડવામાં આવે છે.

"પેરાથાઇડ" મગજ તથા જ્ઞાનતંતુ ઉપર કાબૂ રાખવાનું કાર્ય કરે છે. આ ગ્લેન્ડઝ એક ચોક્કસ પ્રકારનું રસાયણ તૈયાર કરે છે કે જે રસાયણની અસરથી શરીરમાં પેદા થતું ઝેર નાબૂદ થાય છે અને તેથી મગજ અને જ્ઞાનતંતુઓ સ્વસ્થ અને વ્યવસ્થિત કામ કરી શકે છે. આ 'પેરાથાઇરોઇડ" પોતાનું રસાયનિક પ્રવાહી તત્ત્વ પેદા કરતું અટકી જાય તો આંચકી, તાણ વગેરે મગજ અને જ્ઞાનતંતુને લગતાં દરદો થઇ આવે છે.

તેમજ પેરાથાઇરોઇડને કાપી નાંખવામાં આવે તો માણસની માંસપેશીઓ નબળી પડે છે, શરીર ઉપર સોજા આવે છે, શરીર ફીક્કું પડે છે, ચામડી નીચેનાં તંતુઓ ફૂલી જાય છે, બુદ્ધિ મંદ પડે છે, ચક્કર આવવાનો રોગ થાય છે અને હૃદયમાં પણ દરદ થઇ આવે છે તથા કદાચ ધનુર્વા જેવું દરદ ઉપડે છે. એટલે "પેરાથાઇરોડ" ગ્રંથીઓને મગજ સાથે ચોક્કસ સંબંધ છે. જ્ઞાનતંતુ અને સ્નાયુમંડલને વ્યવસ્થિત ચલાવવા માટે 'પેરાથાઇડ"ને કામ કરવું જોઇએ અને તે જો નથી કરતી, તો જ નાઇટ્રોજનવાળા પદાર્થો શરીર બહાર નીકળી જ જવા જોઇએ તે નથી નીકળી શકતા અને શરીરમાં વ્યાધિ ઉદ્ભવે છે.

ઉપરાંત "પેરાથાઇરોઇડ" જો કામ ન કરે તો જનનઅવયવો નબળા પડે છે અને નિસ્તેજ થાય છે, શરીરનો વિકાસ અટકે છે,

શરીર ઠીંગણું રહે છે અને ઉમર વધવા સાથે જે વિકાસ થવો જોઈએ તે થઈ શકતો નથી.

આવો જ એક અતિ મહત્ત્વભર્યો રસપિંડ છે જેને "પીચ્યુર્ઇટરી" કહેવામાં આવે છે.

આ રસપિંડ ખોપરીની અંદર તેના તળીયાના ભાગમાં આવેલો છે અને તેનું કદ ચણાના દાણા જેવડું છે.

આ રસપિંડમાં ત્રણ વિભાગો છે અને આગળનો ભાગ સહુથી મોટો છે. આ રસપિંડની અંદર "થાઇરોઈડ"ને મળતું પ્રવાહી રસાયન તૈયાર થાય છે, જે પ્રવાહી શરીરને મળવાથી શરીરની ગરમાઈ, શરીરનું વધવું, વિકાસ અને ચામડીની નીચેનાં તંતુઓને મદદ કરે છે.

પરંતુ "પીચ્યુઇટરી" પિંડ પોતાનું કામ કરતો અટકી જાય તો શરીરમાં ચરબીનો એકદમ વધારો થવા લાગે છે અને શરીરની ગરમી ઓછી થાય છે, ચામડી ઢીલી પડી જાય છે, સ્ત્રીઓને અટકાવ ઓછો થઈ જાય છે અથવા આવતો બંધ પડે છે અને પુરુષમાં નપુંસકપણું આવી જાય છે અથવા તો જનનઅવયવની ખિલવટ સ્થંભી જાય છે.

"પીચ્યુઇટરી"માં ફેરફાર થતાંની સાથે ઉપર જણાવેલ "થાઈરોઈડ" ગ્લેન્ડઝમાં પણ ફેરફાર થાય છે, વીર્ય બનતું અટકે છે અને અંડકોષ કામ કરી શકતા નથી. એથી "પીચ્યુઇટરી" અને "થાઇરોઇડ"ને ઘણો નજીકનો સંબંધ છે. અને બન્નેમાં સમતા જળવાય તો જ શરીર વિકાસ સાધી શકે છે.

"પીચ્યુઇટરી"જો વધીને સાત્મ્ય ન જાળવી શકે તો અકાળે શરીર ખૂબ જ વધી જાય છે, ચહેરો અને હાથપગનાં હાડકાં ખૂબ જ મોટાં અને બેડોળ બને છે, તેમજ આંગળીઓ જાડી તથા બેડોળ થઈ જાય છે, તથા અકાળે કિશોરોમાં કામવાસના વધી પડે છે, જેના પરિણામે અકુદરતી મૈથુન અથવા કુટેવોના ભોગ તેઓ બની જાય છે.

આ શરીરનાં યંત્રો અને સાંચાઓને નિયમમાં રાખવા અને વધે ઘટે તેને બરાબર કરવા માટે તેની ઉપર પાછા નિયામક યંત્રો પણ હોય છે.

"થાયમસ" અને "પીનલ" ગ્લેન્ડઝ બાળક શરીર ગ્રંથીઓ વધુ પડતા વચ્ચે જતા વિકાસ પામતા શરીરને સંભાળી લેવાનું એક અજબ કામ કરે છે.

"થાયમસ" નામની ગ્લેન્ડઝ બાળક શરીર માતાના ઉદરમાં ગર્ભવાસમાં હોય છે તેના ત્રીજા માસથી જ તૈયાર થાય છે અને જન્મ વખતે એ બરાબર તૈયાર થઈ જાય છે, અને તે યુવાવસ્થા અથવા યૌવન આવતાં સુધી ટકી રહી ધીરે ધીરે ઘટીને નામનો જ રહે છે. આ "થાયમસ" ગ્લેન્ડઝ બાળક અને કિશોરોમાં નીર્વિકારીપણું રાખી શકે છે.

થાયમસ ગ્રંથી શું કાર્ય કરે છે? એ ગ્રંથી ખાસ કોઈ પણ પ્રકારના પ્રવાહી કરતી નથી પરંતુ બીજી ગ્રંથીઓ જે પ્રવાહી તૈયાર કરે છે તે ગ્રંથીઓ ઉપર તેનું નિયમન રહે છે અને ખાસ કરીને તેની અસર જનનઅવયવો ઉપર વિશેષે છે.

યુવાવસ્થા આવે ત્યાંસુધી આ થાયમસ ગ્રંથી સંપૂર્ણ તકેદારી રાખે છે અને નાની ઉમરમાં કુમારો અને કિશોરો વહેલાં કામાસક્ત ના બને અથવા અકાળે તેમનામાં યુવાનીના ગુણો ન ઝબકે તે માટે આ ગ્રંથો કાર્ય કરે છે. એ ઉપરાંત હાડકાંની ખિલાવટની કુમારો અને કિશોરોને ખાસ જરૂર છે અને તે વખતે આ ગ્રંથી તે કામ પણ કરે છે. ઉપરાંત માંસપેશીઓનું બંધાવું અને પ્લીહાનું કાર્ય વ્યવસ્થિત રીતે થવું એ પણ થાયમસને આભારી છે અને થાયમસ ગ્રંથી જનન ગ્લેન્ડઝ, પીચ્યુઇટરી વગેરે મળી, યૌવન તરફ અવયવો ઝડપ કરી રહ્યાં હોય છે તેના ઉપર કાળમર્યાદા મૂકે છે. જો આ થાયમસ ગ્રંથીને કાપી કાઢવામાં આવે તો વહેલી યુવાની–યૌવન આવી જાય છે.

પરંતુ કુદરતી રીતે જ યૌવનકાળ આવતાં 'થાયમસ' ગ્રંથી સંકોચાવા માંડે છે અને સંપૂર્ણ યૌવનમાં તે માત્ર નામની જ રહે છે અને યૌવનની ખીલાવટ કરતી બીજી ગ્લેન્ડઝને તે મેદાને પડવા દે છે.

પરંતુ કોઇ પણ કારણવશાત્ 'થાયમસ' ગ્રંથી યૌવનકાળ આવવા છતાં યે સંકોચાતી નથી અથવા પોતાના કાર્યમાં ન્યૂનતા કરતી નથી તો તેનું પરિણામ વિપરીત આવે છે.

કારણ કે તે જનનઅવયવો અને તેની ગ્રંથીઓને સંપૂર્ણ ખીલવા દેતી નથી, અને તેથી સ્ત્રીઓ તથા પુરુષોમાં યુવાવસ્થા સુલભ થવા જોઇતા ફેરફારો થઈ શકતા નથી. અર્થાત્ યૌવનમાં પુરુષના વૃષણ ગ્લેન્ડઝ મોટા થઈ, ખિલાવટ પામીને જે પ્રવાહી તૈયાર કરે છે અને જેના પરિણામે પુરુષને ગુહ્ય ભાગના સ્નાયુ-મંડલનો વિકાસ, રોમાવલિ, મૂછ, દાઢી, પુરુષોચિત ચહેરો અને ભરાયેલો અવાજ, છાતીના બાલ અને કામેચ્છા, તથા સ્ત્રી માટેની લાલસા–આ બધું યૌવનકાળે જે પ્રગટ થવું જોઈએ તે થઈ શકતું નથી. એથી આપણે પછી તેને નપુંસક અથવા હીજડાની ઉપમા આપીએ છીએ.

તે જ રીતે સ્ત્રીઓનો સ્તન પ્રદેશ ખિલતો નથી. ગુહ્ય ભાગના ગ્લેન્ડઝો વિકાસ પામતા નથી અને ઉંમર વધવા છતાંય બાલિકા જેવાં જ લક્ષણો રહે છે.

પરંતુ શરીરરચનામાં કુદરતની ખૂબી જ એ હોય છે: યૌવનકાળની વાયુલહરીઓ શરૂ થાય છે અને 'થાયમસ' ઘટવા માંડે છે. અને 'થાયમસ'નું ઘટવું એ યુવાનીનું પ્રભાત છે, અથવા બીજી રીતે એમ કહેવાય કે યૌવન આવતાં જનનઅવયવો કામે લાગી તેનું પ્રવાહી એટલું પેદા કરે છે કે જે લોહી સાથે ભળી જઈ, "થાયમસ"ને ગાળી નાંખે છે.

એકંદર આ હકીકત એમ સમજવી રહી કે 'થાયમસ'નું ગળી જવું, યૌવનનું પ્રગટ થવું અને જનનઅવયવોથી સંકળાયેલા ગ્લેન્ડઝનું ઝડપી કાર્ય વધવું એ એક સાથે સંકળાયેલું છે.

"થાયમસ"ને મળતી બીજી એક પીનલ ગ્લેન્ડઝ છે. મગજના ત્રીજા ખંડના તળીઆમાં આ ગ્લેન્ડઝ આવેલી છે.

મગજ અને જરડાની કરોડના પ્રવાહીને મગજના ત્રીજા ખંડમાં થઈ જવા-આવવાનું ખાસ કામ કરીને આ રસપિંડ કરે છે.

જનનઅવયવો ઉપર અંકુશ રાખી, તેને વધવા નહિ દેવાનું કાર્ય પણ આ જ રસપિંડ કરે છે.

એટલે જનનઅવયવોને એ કાબુમાં રાખે છે, પણ તેના બદલામાં શરીરમાં ચરબી તૈયાર કરવી, શરીરનો વિકાસ (ઊંચાઈ–પહોળાઈ)-વધવું, મગજ અને મનનું પ્રફુલ્લિતપણું અથવા તંદુરસ્તપણું, ચિત્તની એકાગ્રવૃત્તિ, જનનઅવયવોનું સાત્મ્ય અને નિર્દોષતા– આ બધા ગુણો–લક્ષણો એ સ્થિત " પીનલ " ગ્લેન્ડઝને આભારી છે. પુરુષ કરતાં સ્ત્રીઓમાં એ રસગ્રંથી મોટી હોય છે અને બાળકોમાં એથી પણ મોટી હોય છે. પરંતુ યુવાન અવસ્થા આવતાં તે થાયમસની માફક ઘટી જાય છે અથવા અદૃશ્ય થાય છે.

આ ગ્લેન્ડઝ ન હોય અથવા તેને નાબૂદ કરવામાં આવે તો અકાળે શરીર વધી જાય છે અને એથી કરીને યુવાન અવસ્થા વહેલી આવે છે.

બાળકોમાં આપણે જે નિર્દોષતા, કોમળતા, તેજસ્વિતા અને ઓજસની ચમક તથા તેમની આંખોમાં યોગીનું તેજ નીરખીએ છીએ, તે આ "પીનલ" ગ્લેન્ડઝને આભારી હોય છે.

જે માનવશરીરે યોગને સાધ્યા કર્યો છે અને જે સાક્ષાત્ યોગી છે તેણે પોતાની યોગક્રિયા દ્વારા એ અમૃતપ્રવાહનું સિંચન કરીને આ " પીનલ " રસપિન્ડને જાગ્રત કર્યો હોય છે અને યૌવન આવવા

છતાં તેને નષ્ટ થવા દીધો નથી હોતો; એવા યોગી પુરુષનાં જનન-અવયવો કામનો આવેગ ભોગવતાં નથી અને તેમની તેજસ્વિતા, પ્રભાવ અન દિવ્યતા જેવી ને તેવી જોવામાં આવે છે. તેઓ સંજયદષ્ટિને પણ પ્રાપ્ત કરી શકે છે.

આ સ્થાનને બ્રહ્મરંધ્ર કહેવામાં આવે છે. આ સ્થાન એ જ યોગી પુરુષનું ત્રીજું લોચન છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ આ યોગનાં આઠ પગથિયાંને ક્રમબદ્ધ ચઢતો, એકેક પગથિયા ઉપર અડગ પગ જમાવી. ખસી ન જવાય, ત્યાંથી પતન ન થાય તેનું ધ્યાન રાખતો, દેહની ગલીકુંચીઓનો અભ્યાસ કરતો અને દરવાજા વટાવતો યોગારૂઢ થયેલો યોગી જ્યારે સમાધિના સિંહાસને ચઢી બેસે છે, અને જ્યારે એનું ત્રીજું લોચન ( પીનલ ગ્લેન્ડ ) ઉઘડી જાય છે, ત્યારે બ્રહ્મ સ્વરૂપને સાક્ષાત્ કરતો અને અમરતા આપનાર અમૃતનું પાન કરતો, દેહના ધર્મો ઉપર કાબૂ રાખીને કાળને પણ મારી હઠાવી સિદ્ધ સત્પુરુષ, ગરિમા–મહીમા લઘિમા–પ્રાપ્તિ–પ્રાકામ્ય–ઇશિત્વા. જેવી અમોઘ સિદ્ધિઓની પણ જેને પરવા રહેતી નથી, એવો એ બની જાય છે, એવા સાચા સિદ્ધ યોગીનાં દર્શન પણ દુર્લભ છે. યોગનિદ્રામાં સુનાર એવા માનવ શરીરધારી આત્માઓને ધન્ય છે.

ઉપર બતાવેલી જુદી જુદી મહત્વની ગ્રંથીઓ કે જે શરીરમાં અગત્યનું કામ કરે છે તેનું આછું જ્ઞાન આપ્યા પછી યૌવન સાથે સીધો જેનો સંબંધ છે તે મહત્વની ગ્રંથીઓ જોઈએ.

ઇશ્વરની સૃષ્ટિમાં બે પ્રકારનાં પ્રાણી છેઃ નરજાતિ અને નારી-જાતિઃ અથવા પુરુષ અને સ્ત્રી.

પુરુષમાં અંડ ( વૃષણ ) એ જનનઅવયવમાં મુખ્ય ગ્રંથી છે. એની બનાવટ એવી છે કે બન્ને ગ્રંથીઓ ઝીણી ઝીણી નલિકાઓની બનેલી છે અને આ નીલિકાઓની વચમાં “ એપીથેલીયમ ” ના જેવા તંતુઓ હોય છે.

આ કોશો બહુકોણવાળા હોય છે અને તેની અંદર દાણાદાર ચરબીવાળું પ્રવાહી તૈયાર કરે છે કે જે લોહીમાં મળીને યુવાન અવસ્થામાં તમામ ચિહ્નો પેદા કરે છે. બાળકોને વૃષણ હોય છે પરંતુ અંદર કોશો જોઈએ તેટલું કામ કરતા નથી અને જે કાર્ય થાય છે એનું પ્રવાહી પેદા થાય છે તેની ઉપર થાયમસ અને પીનલ ગ્લેન્ડઝ જેવા રસપિંડો કાર્ય કરતા હોવાથી કામેચ્છા ઉપર કાબૂ રહે છે.

પાવૈયા અથવા હીજડા જેમને બનાવવામાં આવે છે તેમનાં વૃષણને કાપી નાંખવામાં આવે છે. આ કૃત્ય ઘણું જ અમાનુષી. કંપારી વછૂટે તેવું અને ભયંકર યાતના ભોગવાવનારૂં બને છે. માતા અથવા દેવીના નામે એ ચીલે ચાલનાર પાવૈયા જાતિના માનવી પોતાની જમાતમાં નવો મેમ્બર દાખલ કરવા માટે આવાં કૃત્યો કરે છે અને એથી અનેકના પ્રાણ જાય છે.

વૃષણ કાપી નાંખવામાં આવે છે તેવા પુરુષમાં ચરબી વધી જાય છે. અને પરિણામે પેસાબમાં સાકર જવા લાગે છે. પિચ્યુઇટરી નામનો રસપિન્ડ મોટો થાય છે અને તેનાં હાડકાં બેડોળ વધેલાં દેખાય છે.

પુરુષ શરીરમાં જે હિંમત અને ઓજસ્ જણાય છે તે વૃષણમાં તૈયાર થયેલા પ્રવાહીને આધારે છે. એટલે જીવન વ્યાપાર ચલાવવા માટે તથા નકામા પદાર્થો બહાર ફેંકી દેવા માટે આ ગ્લેન્ડઝ કામ કરતા રહે તે જરૂરી છે.

ઉપર જણાવેલા થાઈરોઈડ પેરાથાઈરોઈડ, પિચ્યુઇટરી: આ બધા રસપિન્ડને વૃષણ સાથે ઘણો જ ગાઢો સંબંધ છે અને તેમાં તૈયાર થયેલું પ્રવાહી રસાયન વૃષણ અને તેના કોશોને મદદકરતા થાય છે. વૃષણના કોશો ઝડપી કાર્ય કરવા લાગે છે અને યૌવન ખીલે છે. અને બીજા રસપિંડો કામ કરતા અટકી જાય છે, જેથી યૌવન આવતું અટકી પડે છે અને પુરુષોચિત અવયવો ખીલતાં નથી.

## શરીરવિકાસ અને જનનઅવયવની રચના

વીર્ય અને ધાતુસ્થાન. આટલાં મર્યાદિત વાક્યોથી યુવાન માનવીઓની જ્ઞાનભૂખ સંતોષાતી નથી અને પોતાનાં ગુપ્ત અંગો વિષેનું અજ્ઞાન એ જ અનેક વ્યાધિઓ તથા કુટેવોનું મૂળ હોય છે, આપણા સમાજમાં એ વિષે શાસ્ત્રીય દૃષ્ટિથી સાચું જ્ઞાન અને સમજણ આપી શકે તેવા શિષ્ટ ભાષામાં લખાયેલા ગ્રંથો ક્વચિત જ દેખાય છે. ઘરનાં વડીલોને આ બાબતનો પૂરો ખ્યાલ અને જ્ઞાન નથી હોતું અને જેમને હોય છે તેઓ આ જાતના જ્ઞાનને અશ્લીલ સમજે છે. તે છોકરાંઓને—જુવાનોને સંભળાવી—સમજાવી શકતા નથી. એટલે યૌવન સાથે જેનો મહત્ત્વનો સંબંધ છે તે ગુપ્તાંગ સંબંધમાં મર્યાદાપૂર્વક પણ જરીક છૂટથી નિર્વિકારી ભાવપૂર્વક સમજાવવા—સમજવાની જરૂર છે.

પ્રથમ પુરુષઅંગના પ્રત્યક્ષ અને આચ્છાદિત અવયવો તથા તેનાં કાર્ય વિષે સ્પષ્ટતાથી ખ્યાલ આવે તે રીતે સમજાવી દઈશ.

આપણે જેને પુરુષેન્દ્રિય કહીએ છીએ અથવા શિશ્ન કે ઉપસ્થ તરીકે ઓળખીએ છીએ તે અવયવ પોલું અને મૃદુ છે. તેનાં મુખ્ય બે કામ છે, એક તો પેસાબને બહાર કાઢવાનું, બીજું વીર્યસ્રાવનું.

એના કદ—માપ માટે કોઈ ખાસ નિયમ નથી. આજકાલ જુવાનોમાં જેને વિષે શંકા સેવવામાં આવે છે અને જેની લંબાઈ અને સ્થૂલતા માટે કેટલાક જાહેર ખબર કરનારાઓ ભડકામણી જાહેર ખબર કરે છે અને જેની લંબાઈ તથા ઘટત્વ માટે યુવાનોમાં આ પ્રકારે મોહ થઈ આવે છે, જે ઘેલછાની પાછળ દવા બજારમાં કસાઈ નાણાં બરબાદ કરી, તીલ્લો, પોટલી અને માલીશ માટે સેંકડો રૂપીયાનો ધુમાડો બોલે છે, અને એ વિષયની માનસદુર્બલતા ધરાવનારની અજ્ઞાનતાનો લાભ લઈ તે વિષયના કહેવાતા સ્પેશીયાલિસ્ટો ઈંદ્રજાળ બિછાવી રહ્યા છે—તેના માપ અને કદ માટે ખાસ નિયમ અથવા પ્રમાણ ન

આપી શકાય. શક્તિ અને ઉમરના પ્રમાણમાં તેની દીર્ઘતા તથા સ્થૂળતા ઓછી વધતી હોય છે. છતાં સામાન્ય તંદુરસ્ત જુવાન પુરુષને નજર સામે રાખી, તેના પ્રમાણ વિષે "ચરક સંહિતા "માં નીચે પ્રમાણે નિર્ણય મળી આવે છે:

'शेफः षडाङ्गुल दीर्घम् पंचाङ्गुल परिघाहम्'

"ચરક સંહિતા" અ. ૮, ૧૩૨

અર્થાત્ તંદુરસ્ત પુરુષનું ઉપસ્થ ૭ આંગળ લાંબુ અને પાંચ આંગળનાં ઘેરાવાવાળું હોય છે.

આંગળ માટે ફૂટપટ્ટી ઈંચ ગણુવો યા હાથના આંગળાના છાપા સમજવા, યા ગાડી આંગળીઓ ક્રમવાર જે માપમાં મણાય છે તે રીતે ગણવું. તેના માટે જુદી જુદી રીતે સમજાય છે, સઘળાને માટે આ માપ સરખું નથી હોતું, પરંતુ અતિ દુરૂપયોગથી ગુપ્ત ભાગને નિર્બળ ન બનાવી નાંખેલ હોય તો સામાન્ય રીતે ઉપર બતાવ્યા પ્રમાણેનો વિકાસ થઇ આવે છે. યૌવનમાં પ્રવેશ્યા પછી સંસારી બની સ્રીસહવાસ સેવવા પછી વિકાસ વધે છે. આટલી સ્પષ્ટતા એટલા માટે અહીં કરવી પડે છે કે કોલેજમાં કે શાળાઓમાં ભણતા અવિવાહિત અને વિવાહિત બનવા તૈયાર થયેલા હજારો જુવાનોના પત્રો ગુપ્ત-ભાગની ખામી વિષે જાણવા અને માર્ગ મેળવવા માટે આવે છે. તેમાં ઘણા તો માત્ર નિરર્થક શંકાશીલ માનસના હોય છે, કોઇને મિત્રોએ ભડકાવ્યા હોય છે ત્યારે ઘણાં ઓઝલવાયે આધેડ ઉમરના પુરુષના ગુપ્તભાગને જોઇ જવાથી પોતાને વિષે સરખામણી કરી, પોતે ઊણપ-વાળા છે અને લગ્નજીવનને યોગ્ય નથી એમ કેવળ મનોમન માની ગભરાટ અનુભવતા–નાસીપાસ થયા હોય તેવા બની મારી પાસે આવે છે. તેમની અજ્ઞાનતા, ખોટી શંકા અને વાસ્તવિકતા સમજાવવા માટે ઘણો શ્રમ વેઠવો પડે છે. અને એથી જ માનવીનાં જનનઅવયવોની રચનાને નજર સામે રાખી આજસુધીમાં હજારો યુવાનોના દેહનું નિરીક્ષણ કર્યા પછી મારો ચોક્કસ મત છે કે લગભગ સાત આંગળ આશ-

પાસ જો લંબાઈ હોય અને ગોળાઇની પટ્ટી માપી પાંચ આંગળની આસપાસ માપ જતું હોય તો તેવા પુરુષે પોતાની કોઇ પ્રકારની ઊણપ છે તેમ માનવું નહિ જોઈએ. અને કોઇપણ સ્વાર્થપરાયણ ઊંટવૈદ રૂબરૂ કે જાહેરખબર દ્વારા શંકા પેદા કરવા ધારે તો શંકાશીલ બનવું નહિ.

આ ગુપ્તભાગ અથવા ઉપસ્થમાં ઘણું રક્તવહન થઈને નળીઓમાં ભરાય છે. અને એ ભાગ કડક બને છે. સહેજ વિકારી વિચાર આવતાં આ રક્તસ્થાનકો ઉપર અસર થાય છે. પરંતુ મનને વશ રાખવાથી તે તરત જ પોતાની અસલ સ્થિતિમાં આવી જાય છે. બાળકોમાં જ્યારથી આ રીતે ગુહ્ય ભાગ ઉત્તેજના ધારણ કરે છે ત્યારથી બાળક–કિશોરનું કુતૂહલ તેની તરફ સ્વાભાવિક થાય છે. તેવા સમયમાં સંપૂર્ણ સ્વચ્છતા અને સારી સોબત તરફ કિશોરોને વાળવામાં આવે અને તેના તરફ ઘૃણાથી નહિ પણ શાન્તિથી કિશોરોને, એમને પચે તે રીતે સમજુતી આપવામાં આવે તો કિશોરો બૂરી લતે ચઢતાં જરૂર બચી જાય છે.

આ ગુહ્ય ભાગના આગળના પ્રદેશમાં જે ખુલ્લી ચામડી હોય છે તે એના સમગ્ર ભાગને ઢાંકીને આગળના ભાગમાં એકઠી થઈ જાય છે. આપણે તેને ચામડીનો ઘુમટ કહીએ છીએ. ઈંગ્રેજીમાં એને " પ્રેપ્યુસ " કહે છે.

યહુદી તથા મુસ્લીમ કોમમાં આ આગળની ચામડીને કાપી નાંખવાની ધાર્મિક માન્યતા છે અને તેને "સુન્નત" કહેવામાં આવે છે. આ રીતે સુન્નત કર્યા પછી એ ભાગનો આગળનો પ્રદેશ ખુલ્લો રહે છે. અને ચામડી તેની ઉપર ઢંકાતી નથી.

સુન્નત કર્યા સિવાય પણ એ ચામડીને ખેંચવાથી પાછળ હઠી જાય છે અને તેનો સોપારી અથવા મણીનો ભાગ તદ્દન ખુલ્લો થાય અને કાપો અથવા તેની ગર્દન ખુલ્લી થાય છે.

આ કાપાની અંદર હરહંમેશાં સફેદ દુર્ગંધયુક્ત મળ એકઠો થયા કરે છે. નાની ઉમરથી જ ચામડીને ખેંચી ઉપર ચઢાવી રોજ સ્નાન કરતી વખતે આ એકઠા થયેલા સફેદ–મેલને ધોઈને સાફ કરી નાખવો જોઈએ અથવા સાફ કરતાં જુવાનો–કિશોરોને શીખવવું–સમજાવવું જોઈએ.

આ રીતે કાપાની અંદર એકઠા થયેલા મેલને વીર્ય અથવા ધાતુ માનનાર ઘણા જુવાનો મારી પાસે આવેલા, ઘણાના પત્રો મને મળેલા કે "આવો રોગ મને લાગુ પડયો છે, દવા બતાવો. જો રોજ આ રીતે મારી ધાતુ ચાલી જશે તો હું નિર્માલ્ય થઈ જઈશ, પરેશાન બની રહીશ."

આપણા કાનમાં, આંખમાં, નાકમાં, બગલમાંથી હરદમ રોજ બ રોજ શરીરના લોહીમાં એકઠો થયેલો કચરો જેમ બહાર શરીર ફેંકયા કરે છે તે જ રીતે આ ગુહ્ય ભાગના કાપામાં પણ અંદરથી બલગમ અથવા મેલ બહાર આવે છે. તેને રોજ સાફ કરી નાખવાની જરૂર છે. નહિ સાફ કરનારને તે સ્થળે મેલના પોપડા જામે છે. તેને લઈને ખંજવાળ આવીને એ ભાગ સૂજી જાય છે, અથવા ત્યાં બળતરા થવા લાગે છે.

કેટલાક યુવાનોને પ્રયત્ન કરવા છતાં આ ચામડી (ઘુમ્મટ) ઉપર ચઢી શકતી નથી અને કાપાનો ભાગ ખુલ્લો થઈ શકતો નથી એટલે એવી સ્થિતિમાં અંદરનો જમા થયેલો અને રોજ થતો મેલ સાફ કરી શકાતો નથી એવી જેમની સ્થિતિ હોય તેમણે કોઈ કુશળ શસ્ત્રવૈદ્ય પાસે (ઓપરેશનના કાર્યમાં ખૂબ જ હુશિયાર સર્જન ડોકટર) કપાવી નાખવી, એ જ સલાહભર્યું છે.

કહેવાનો ભાવાર્થ એ છે કે ગુહ્યભાગની ચામડી આઘી પાછી થઈ શકે તથા ફૂલની ઉપર ચઢી શકે તેવી હોવી જ જોઈએ, તેમ ન હોય તો ચોંટેલી અથવા સાંકડી બની ગયેલી ચામડીને કપાવીને પણ

તે ખુલ્લી થઇ શકે, ઉપર ચઢી શકે તેવી બનાવવી ઘણી જરૂરી છે: અને કિશોર અવસ્થામાંથી જ આ વસ્તુ લક્ષમાં રાખીને માવિતરો સાવચેત બને અને બાળકોને સ્વચ્છતા કેમ રાખવી તે શીખવે તો કિશોર વયમાંથી જે કુછંદ અને બૂરી આદતો બાળકો–કિશોરોને પડી જાય છે તેમાંથી બચાવી શકાય.

ગુહ્ય ભાગનો અંદરનો પોલો પ્રદેશ જણાય છે તેને મૂત્રનલિકા કહેવામાં આવે છે, આ નલિકામાંથી પેસાબનું વહન થાય છે અને વીર્ય પણ બહાર પડે છે. પરંતુ આ નલિકા એકી સાથે બે કાર્ય કદી કરતી નથી; કે પેશાબનું વહન કરે છે કાં તો વીર્યનું વહન કરે છે. એક કાર્ય થતું હોય ત્યારે બીજું કાર્ય બંધ હોય છે.

મૂત્રનળીનો અંદરનો ભાગ શ્લેષ્મકલાથી આચ્છાદિત થયેલો છે. જેમ આપણા મોઢાની અંદરનો ભાગ શ્લેષ્મકલાથી આચ્છાદિત હોય છે તે રીતે.

આખી મૂત્રનળીના ત્રણ ભાગ પાડી શકાય. (૧) સ્પોંજી યુરેથા (૨) કલાત્મક મૂત્રનલિકા, (૩) પૌરુષેય મૂત્રનલિકા.

પહેલો ભાગ ઉપસ્થના મુખથી છ આંગળ સુધીમાં ગણવામાં આવે છે. આ આખા ભાગ ઉપર સ્નાયુ અને તંતુનું જાળું પથરાયેલું છે અને પેશાબ વીર્ય અને બીજું કોઇ પ્રકારનું પ્રવાહી બહાર કાઢવામાં તેનો ઉપયોગ થાય છે.

બીજો ભાગ 'સ્પોંજી યુરેથા'ના છેડાથી બસ્તીમૂળ આગળની ગ્રંથી સુધી તેનો વિસ્તાર છે. આની લંબાઈ એક આંગળની છે. આ ભાગના સ્નાયુ કોઈ પણ પરમાણું, જંતુ અથવા રોગની અસરને અંદર જતા અટકાવે છે. ઘણીયે વખતે આગળના ભાગમાં ચઢી આવેલા પરમા–ચાંદીના જંતુઓથી એને લીધે આગળ વધી શકાતું નથી.

ત્રીજો અને છેવટનો ભાગ મૂત્રનલિકાનો બસ્તીમૂળ આગળ રહેલી ગ્રંથી પાસેથી પસાર થઇને મૂત્રાશયના મુખને અને વીર્ય

વહન કરનાર નળીઓને મળે છે. સવા આંગળ જેટલી એની લંબાઈ છે. અને 'પ્રોસ્ટેટ ગ્લેન્ડઝ' તેની આજુબાજુમાં આવેલા છે. આની અંદર સૂક્ષ્મ નાડીઓની રચના છે, પેશાબની હાજત અને ઉશ્કેરાટનો ક્ષોભ આ નાડીઓ ઝીલે છે.

ઉપસ્થ અથવા પુરુષના ગુહ્યભાગનો આગળનો ભાગ શંકુ આકારનો છે. તેને આપણે ફૂલ અથવા મણિના નામે ઓળખીએ છીએ. નાની નાની મેદગ્રંથીઓમાંથી આ ફૂલની રચના થયેલી છે અને એ ગ્રંથીઓમાંથી કાયમને માટે એક પ્રકારનો રસ ઝર્યા કરે છે.

આ ફૂલની ચામડીમાં જ્ઞાનતંતુનું જાળું રહેલું છે અને તે ખૂબ જ ચેતનાશીલ હોય છે. કામશક્તિના અવર્ણનીય આનંદનું કેન્દ્રસ્થાન આ જગ્યાએ આવેલું હોય છે. કરોડરજ્જુમાંથી નીકળતી જ્ઞાનવહા નાડીઓ (Spinal Nerves)નો અંત આ ભાગમાં હોય છે. એટલે એ ભાગને સ્પર્શ કરવાથી ઉશ્કેરાટ આવે છે. માટે સ્વચ્છતા કરવાની જરૂર હોય તે સિવાય આ ભાગને નિરર્થક સ્પર્શ કરવો નહિ. જેમની મોટી ઉમર થઈ જવા પછી અથવા સુન્નતને કારણે મણિનો ભાગ તદ્દન ખુલ્લો રહે છે, તેમને સ્પર્શજ્ઞાન ધીરે ધીરે જડત્વ જેવું થઈ જાય છે, અને તેટલો જ સ્ત્રીસહવાસનો આનંદ—પરાકાષ્ટા ઓછાં અનુભવાય છે. અને એ કારણ સ્ત્રીસહવાસમાં ટકાવ લંબાય પણ છે. ઉપસ્થના મૂળમાં કેટલીક મહત્ત્વની ગ્રંથીઓ આવેલી છે. "તેને કાઉપરની ગ્રંથીઓ' કહે છે.

મૂત્રનલિકાનો અંતભાગ જ્યાં છે તે ઠેકાણે વટાણા જેવડી બે ગ્રંથીઓ છે. તેને "કાઉપર ગ્લેન્ડઝ" પણ કહે છે. આ ગ્રંથીઓ બન્ને તરફ એકેક ગોઠવાયેલી હોય છે. ઉપસ્થની બન્ને બાજુ એવી રીતે જોડાયેલી હોય છે કે જ્યારે વિષયવાસનાનો જુસ્સો અથવા ઉશ્કેરાટ છેવટની હદે પહોંચે છે ત્યારે આ બે ગ્રંથીઓમાંથી સ્ફટિક જેવો નિર્મળ અમ્લપ્રતિરોગી રસ ઝરે છે અને તે ગુપ્ત માર્ગમાં આવે છે.

ઘણા યુવાન પુરુષોને ઉશ્કેરાટ પછી આ પદાર્થ ગુપ્ત માર્ગમાં થઈને એકાદ બુંદ આવી, દેખાવ આપે છે અને તેને તેઓ અજ્ઞાન-તાને કારણે વીર્ય માની બેસે છે.

પરંતુ કુદરતની રચનાની આ એક ખૂબી છે. કારણ કે જ્યાંથી વીર્ય વહન થાય છે. એટલે મૂત્રનલિકાનો માર્ગ પેસાબમાં રહેલા અમ્લ પદાર્થથી આચ્છાદિત હોય છે. આખી મૂત્રનળીમાં આવી રીતે પેસાબનો અમ્લ પદાર્થ રહેલો હોય અને તેની વચમાંથી વીર્યસ્રાવ વખતે વીર્ય પસાર થાય તો વીર્યમાંનાં જંતુ કે જે જંતુ સંતાન-ઉત્પત્તિ કરવાનાં બીજરૂપ હોય છે તે નાશ પામી જાય, અથવા તેમની શક્તિ ક્ષીણ થઈ જાય, કેમકે પેસાબ માંહેનો અમ્લ પદાર્થ આ જંતુને મારી નાખે છે.

એટલે જ દેહરચનાના કર્તાએ એવી ખૂબી ગોઠવી છે કે વીર્ય-સ્રાવ થતા પહેલાં "કાઉપરની ગ્રંથીઓ"માંથી વિશિષ્ટ પ્રકારનો રસ ઝરે છે અને તે રસ આખા મૂત્રમાર્ગના મૂળથી છેડા સુધી સર્વત્ર લેપાઇ જાય છે, તેને લઈને પેસાબનો અમ્લપદાર્થ નાબૂદ થઈ જાય છે અને એ રસ અમ્લ–ખટાશને દૂર કરી નાખે છે ત્યાર પછી જ તે રસ્તેથી વીર્ય બહાર આવે છે. અને આ રીતે તે આખા રસ્તા પર આ ગ્રંથીમાંથી ઝરેલો રસ અમ્લ પ્રતિયોગી કાર્ય કરે છે.

એટલે યુવાન પુરુષોને ખાસ સૂચના આપવાની કે ઉશ્કેરાટ આવવાથી સ્ફટિક જેવો પદાર્થ ઉપસ્થ માર્ગમાં આવીને દેખાવ દે તેને ભૂલથી ધાતુ અથવા વીર્ય માનીને વીર્યનો સ્રાવ થાય છે, એમ તમે રખે વહેમાતા, અને એ માટે કોઇ પણ દવા કરવા લાગી જતા નહિ. આ પ્રકારનો રસ હરકોઈ નિર્દોષ અને સંયમી યુવાનને પણ કામવેગ આવતાં ઝરી—બહાર કદાચ દેખાવ આપે છે. એટલે શરીર-રચનાની આ ખૂબી સમજ્યા પછી તમે ધાતુ વધારનાર વૈદ્યોના કે પેટંટ દવાઓના પંજામાં સપડાતા નહિ.

બસ્તિના મૂળ પાસે રહેલી ગ્રંથી જે છે તેને પૌરુષગ્રંથી કહેવામાં આવે છે. આ ગ્રંથી સ્નાયુથી બનેલી છે અને મૂત્રનલિકાને ઘેરીને, મૂત્રનલિકાને ત્રીજો ભાગ "પ્રોસ્ટ્રેટિક યુરેથ્રા" તેને લાગેલ છે. દરેક પુરુષ માટે આ ગ્રંથીનું કદ એકસરખું હોતું નથી. આનું કાર્ય ઉત્પાદક પ્રકૃતિ (Reproductrve Natur)નું છે. ઘડપણમાં આ ગ્રંથી કામ કરતી નબળી પડે છે એટલે જ વૃદ્ધ પુરુષની સંતાનોત્પત્તિની શક્તિ ઘટી જાય છે. પરમો અને ચાંદી જેવા રોગો વધી જઈને આ સ્થાન સુધી પહોંચી જાય છે ત્યારપછી ગમે તેવા નિષ્ણાત ચિકિત્સકોથી પણ આ ચેપી રોગ આ સ્થાને પહોંચ્યા પછી એવા પુરુષના વીર્યમાં સંતાન પેદા થઈ શકતાં નથી, એવો મારો ચિકિત્સક તરીકેનો અનુભવ છે.

વિષયભોગ વખતે આ ગ્રંથીની રસવાહક નળીઓ એક જાતનો રસ ઝરાવે છે અને તે રસ મૂત્રનલિકામાં વીર્યની સાથે મળી જઈ, વીર્યનો વધારો કરીને વીર્ય સાથે જ બહાર નીકળે છે. વીર્યપાત સિવાય કદાપિ આ રસ બહાર ઝરતો નથી.

મળાશય અને બસ્તિની વચમાં આવેલી બે કલાત્મક કોથળીઓનો વીર્યકોશ (Seminal Vesicles) કહે છે. આ કોથળીઓ મુષ્કમાંથી (Testicles) સ્રવેલા વીર્યને સંઘરવાનું કાર્ય કરે છે. ઘણી ઘુંચળાની બારીક ગૂંથણીથી તે બનેલી છે અને તેનો સાંકડો ભાગ પ્રોસ્ટ્રેટ ગ્રંથી તરફ નમેલો હોય છે. વીર્ય આ જગ્યાએ એકઠું થાય છે અને એકઠું થયેલું વીર્ય શરીરમાં શોષાઈ જાય છે. અથવા વીર્યવાહક નળી મારફત બસ્તિ મૂલસ્થ ગ્રંથીમાંથી પસાર થઈ પૌરુષેય નલિકામાં ઠલવાય છે.

આ કોશમાંથી જે શુક્રનો સ્રાવ થાય છે તેમાં આલ્બ્યુમિન અને અમ્લ પ્રતિયોગી લવણયુક્ત જલ જેવો પ્રવાહી પદાર્થ હોય છે.

સમાગમ વખતે વીર્ય જ્યારે ગર્ભાશય તરફ સ્રવે છે ત્યારે વીર્યના જંતુઓ (Male eggs) ગર્ભાશયમાં સ્ત્રીબીજ (Female eggs) ની શોધમાં દોડે છે. જો તુરતમાં જ સ્ત્રીબીજ મળી ગયું તો તેની સાથે જોડાઈ જાય છે અને ગર્ભ રહે છે. પણ ઘણી વખત જ્યારે સ્ત્રીબીજ નથી મળતું ત્યારે પુરુષજંતુ કેટલાક દિવસ સુધી સ્ત્રીની જનનેન્દ્રિયમાં પડ્યા રહે છે અને તે વખતે તેને જે પોષણની જરૂર પડે છે તે વીર્યકોશમાંથી સ્રવેલા અને વીર્ય સાથે મળેલા પદાર્થમાંથી એ મેળવી લે છે.

આ બધી ગ્રંથીઓ ઉપસ્થના મૂળ પ્રદેશમાં આવેલી હોય છે. ત્યાં જ મળાશય અને મૂત્રાશય આજુબાજુમાં આવેલા છે અને એથી જ કબજીયાત અથવા પેસાબનો જથ્થો રોકાઈ રહેવાથી જનનઅવયવો ઉપર દબાણ થાય છે, તેના પરિણામે ઉશ્કેરાટ આવે છે, અને તેથી જુવાનીમાં પ્રવેશ કરતા યુવાનોને રાત્રે સ્વપ્નસ્રાવ અથવા સ્વપ્નદોષનો વ્યાધિ લાગુ પડે છે, અને એથી જ સ્વપ્નદોષ થતા દરદીઓને કબજીયાત દૂર કરવાની અને પેસાબની હાજતનો વખતસર નિકાલ કરવાની ભલામણ કરવામાં આવે છે.

પુરુષેન્દ્રિય અથવા ઉપસ્થની નીચે બન્ને કોથળીઓ કે જેને આપણે વૃષણ (Testicles) કહીએ છીએ તે હોય છે. આ કોથળીઓની ઉપરની ચામડી દુર્ગંધયુક્ત પસીનો હમેશાં બહાર કાઢ્યા કરે છે તેને હમેશાં પાણીથી ધોઈને સ્વચ્છ રાખવાની જરૂર રહે છે. બેદરકાર રહેનારને વૃષણ ઉપર એક પ્રકારની ખંજવાળ પેદા થાય છે અને તેને "વૃષણ કચ્છુ" અથવા "વૃષણ કડુ" નામના રોગથી ઓળખવામાં આવે છે. ઘણા બેદરકાર પુરુષોને આ વૃષણ કચ્છુનો રોગ લાગુ થયો થયો હોય છે અને તેઓ બેશરમ બની અન્ય માનવીઓની હાજરીમાં વારંવાર ગુપ્તભાગ ઉપર હાથ નાંખી ખંજવાળતા હોય છે.

તંદુરસ્ત માણસની ગ્રંથીઓ ઉમર વધવાની સાથે સાથે ઠીક પ્રમાણમાં વિકાસ પામેલી હોય છે. જુવાન માણસની આ કોથળીઓ

સખત અને ટાઈટ હોય છે. ઘરડા માણસોની કોથળીઓ જો લટકતી બની ગઈ હોય તો ખ્યાલ આવે છે કે તેણે પોતાની જનનેન્દ્રિયનો અત્યંત ખરાબ રીતે ઉપયોગ કરેલો છે.

આ કોથળીઓમાં બે ગોળીઓ રજ્જુઓથી લટકતી રહે છે. ડાબી તરફની ગોળી જમણી ગોળી કરતાં સહેજ મોટી હોય છે અને તેથી જમણી કરતાં ડાબી જરા વધુ લટકતી યાને મોટી જણાય છે. ઘણી વખત અથવા કેટલાક કેસોમાં બાળકનો જન્મ થયા પછી જ આ ગોળીઓ કોથળીમાં ઉતરે છે. હાથી જેવાં પ્રાણીઓને પુરુષની જેમ ગોળી બહાર કોથળીમાં નથી આવતી, પણ અંદરના ભાગમાં જ રહે છે.

આ વૃષણગ્રંથી જન્મ પહેલાં પેટની બખોલમાં રહેતી હોય છે અને તે જન્મ થવાની સાથે અથવા થયા પછી કોથળીમાં ઉતરે છે. કેટલાક (ભાગ્યે જ) કેસમાં આ ગોળીઓ નીચે ઉતરતી જ નથી અથવા એક જ ઉતરે છે. એક જ ગોળીવાળા પણ ઘણા પુરુષ મેં ચિકિત્સાને અંગે જોયા છે. પરંતુ આવા પુરુષમાં સંતાન-ઉત્પાદન કરવાની શક્તિ હોતી નથી.

ચપટા ઈંડાના આકારની બન્ને ગોળીઓ છે અને તેનું વજન લગભગ ૧ ઔંસ (અઢી તોલા) સુધીનું હોય છે. કિશોર છોકરાઓ તથા જુવાનોને ઠંડીની મોસમમાં અથવા ઠંડા પાણીએ નહાયા પછી આ ગોળીઓ ઊંચે ચઢી જાય છે, પણ તેથી ગભરાવાનું કે શંકા કરવાનુ કોઈ કારણ નથી.

આ ગાંઠો બીજી નાની નાની ઘણી ગ્રંથીઓની બનેલી હોય છે, અને તે નાની ગ્રંથીઓ પણ બારીક નળીઓથી બનેલી હોય છે. એ સૂક્ષ્મ નળીઓને અંગ્રેજીમાં "ટયુબીલી સેમિનીફરી" કહે છે. આ બધી નળીઓમાં રક્ત ધારણ કરનાર કોશો હોય છે અને તે ઘુંચવાઈને રહે છે, અને આ નળીઓમાં જ પુરુષનાં વીર્યજંતુ

પોષાય છે અને "સ્પર્મેટોઝ" રૂપે તૈયાર થાય છે. એથી જ આ ગ્રંથીઓને 'અંડકોશ" કહેવામાં આવે છે. "અંડ" એટલે ઈંડુ અને "કોશ" એટલે ખજાનો.

યુવાન વાચક! પુરુષના જનનમાર્ગની રચનાઓ અભ્યાસભરી રીતે વાંચતો, વિચારતો જા. ભવિષ્યમાં તને તે બહુ ઉપયોગી છે. એક વખત વાંચવાથી ન સમજાય તો ફરી ફરીથી વાંચ અને વિચાર.

એ પ્રમાણે જણાવેલી વૃષણુનો ગ્રંથીની નસો બારીક એકઠી થઇને મોટી નળીના રૂપમાં બહાર પડે છે. આ નળી ઘુંચવાઈને પડી છે. નહિ તો તેની લંબાઈ દશ–અગીયાર હાથ લાંબી બને. આ નળીને અદિવૃષણિકા અથવા "ઓપીડીડીસમ" કહે છે.

અંડોષમાંથી ઉત્પન્ન થતા વીર્યકણુને લઈ જનાર વીર્યવાહક નલિકાનો આ નળી એ પ્રથમ ભાગ છે.

સમાગમ વખતે ઉશ્કેરણી થવાથી આખરને વખતે અંડકોષો હજારો બીજ છૂટાં કરે છે. એ વીર્યબીજને લઈ જનારી નળીઓ તેને ઝીલી લઈ પોતાની શક્તિથી ઉપર લઈ જાય છે.

પુરુષનાં વીર્યકણુ તે સ્ત્રીનાં સ્ત્રીબીજને મળતાં છે, પુરુષનાં વીર્યબીજને લાંબી પૂંછડી હોય છે. તેના શરીરના પ્રમાણમાં પૂંછડીને લાંબી કહી શકાય. આ જંતુને નરી આંખે જોઈ શકાય નહિ. આ જંતુ વીર્યના પ્રવાહીમાં તરતાં હોય છે સૂક્ષ્મદર્શક યંત્રથી જોઈએ તો આ જંતુ સ્પષ્ટ જણાઈ આવે છે, એમ મનાય છે કે એક વખતના સમાગમમાં બે કરોડ જેટલાં વીર્ય જંતુ બહાર પડે છે અને દરેક જંતુમાં સ્ત્રીબીજ સાથે મળી જઈ ગર્ભ રૂપે પરિણમવાની શક્તિ હોય છે! પુરુષના દરેકે દરેક કણુનો છૂટો અને સફળ ઉપયોગ થઈ શકતો હોય તો એક જ વખતના વીર્યપાતમાં એક પુરુષ બે કરોડ સ્ત્રીને સગર્ભા બનાવી શકે!

ઈશ્વરી સૃષ્ટિની રચના સુધી માણસ હાથ મિલાવી શક્યો નથી —શકતો નથી. અખતરા તો એ બાબતમાં થવા લાગ્યા છે, પણ આપણો એ વિષય સાથે સંબંધ નથી.

પુરુષબીજ નારીના ગુહ્ય ભાગમાં ઠલવાય છે અને તે બીજનો પ્રવાહ આમ તેમ આખા ગુહ્યાંગમાં દોડાદોડી કરવા લાગી જાય છે અને તેમાંથી કેટલાંક બીજજંતુઓ ગર્ભાશયમાં દાખલ થાય છે. તેમાંથી એક જ બીજ સ્ત્રીબીજ સાથે મળે છે અને એક જ સંતાનની ઉત્પત્તિ થાય છે. બાકીનાં બીજ નાશ પામે છે. કેટલાંક ધોવાઈને ગુહ્યાંગની બહાર ધકેલાઈ જાય છે અને કેટલાંક બીજ ખૂણેખાંચરે સ્ત્રીબીજની શોધમાં કેટલાક દિવસ સુધી જીવંત સ્થિતિમાં પડ્યાં પણ રહે છે. એટલે ગર્ભની સ્થાપના થયા પછીનો સમાગમ અને પુરુષબીજનું સ્ત્રીના ગુહ્યાંગમાં ઠલવાવું તદ્દન નિરર્થક બને છે. અને એથી જ સગર્ભા બન્યા પછી તેવી સ્ત્રીએ સમાગમ કરવો અહિતકર છે એવું જાતીયશાસ્ત્રના સમજાવનારે બતાવેલ છે.

કેટલીક અંધમાન્યતા-પરંપરાએ વાતો મારા જાણવામાં આવી છે કે સ્ત્રી સગર્ભા બન્યા પછી સમાગમ ચાલુ રાખવો એનો તેને તથા તેના ગર્ભને સંબંધ છે, અને એથી ગર્ભને પોષણ મળે છે. જેમ વૃક્ષને રોપ્યા પછી પાણી પાવું પડે છે! આવી અર્ધશિક્ષિત, અજ્ઞાન ઘણી સ્ત્રીઓના મોઢેથી મેં સાંભળ્યું છે. મને લાગે છે કે આ માન્યતા પ્રચલિત કરનાર કોઈક વાસનાભૂખ્યો પુરુષ જ હોવો જોઈએ. અને આવી પરંપરા વાતોથી કરીને ઘણી સગર્ભા બનેલી સ્ત્રીઓ 'અરુચિકર' સમાગમ બની જવા છતાં 'પોષણ મળે, એ ભાવથી સગર્ભા અવસ્થામાં છેક સુધી સમાગમ સહન કરતી જણાઈ છે!

પરંતુ આ માન્યતા કેવળ ભૂલભરેલી, અજ્ઞાનવશ અને દેહ તથા ગર્ભને સંપૂર્ણ નુકસાન પહોંચાડનાર બને છે. આ વિષયના વાચક સ્ત્રી તથા પુરુષે સ્ત્રી સગર્ભા થયા પછી સમાગમનો સંપૂર્ણપણે ત્યાગ કરવા તરફ વૃત્તિઓને વાળવી જોઈએ, અને અજ્ઞાનથી

અવળા પંથે વિચારનારને સીધા રસ્તે વાળવા માટે યોગ્ય જ્ઞાન આપવું જોઇએ.

પૌર્વાત્ય અને પશ્ચિમાત્ય વિદ્વાનોએ અભ્યાસ કરીને નક્કી કર્યું છે કે ૨૫ વર્ષની ઉંમર થતાં પહેલાં પુરુષવીર્યનાં બીજ પરિપક્વ થતાં નથી અને ૧૬ વર્ષની વય થતા પહેલાં સ્ત્રીબીજ પક્વ હોતાં નથી. એટલે એ ઉંમરે પહોંચ્યા પહેલાં સમાગમમાં પ્રવૃત્ત થવું અથવા અકુદરતી રીતે સમાગમનો આનંદ મેળવવો એ શરીરને ઘણું હાનિકર્તા નીવડે છે. એથી જ્ઞાનતંતુ ઉપર જબરો આઘાત પહોંચી, તેનો હ્રાસ થાય છે. એ કરતાં ઉપર લખેલી ઉંમર સુધી શરીરના વીર્યને સંગ્રહી રાખ્યું હોય તો એ પાછું શરીરમાં શોષણ પામી, શારીરિક, માનસિક, આધ્યાત્મિક શક્તિઓમાં વધારો કરે છે, અરે આવી રીતે ચોક્કસ સમય પર્યંત યત્નપૂર્વક અખંડ વીર્ય ધારણ કરનાર સ્ત્રી-પુરુષોમાં આશ્ચર્ય ઉપજાવે તેવી પ્રતિભાશક્તિ, કાન્તિ, બુદ્ધિ અને ઓજસ ઝળકતાં માલુમ પડે છે.

આટલા વિવેચન ઉપરથી સમજાયું હશે કે વીર્ય અને વીર્ય-બીજ બન્ને જુદી જુદી વસ્તુ છે, જેમ ફળમાં રહેલો રસ અને બીજ જુદી જુદી વસ્તુઓ છે તે રીતે. બીજ એ અંડકોષની બનાવટ છે જ્યારે વીર્ય એ અંડકોષબરતી, મૂત્રસ્થ ગ્રંથીઓ અને કાઉપરની ગ્રંથીઓએ તૈયાર કરેલ સ્રાવ છે.

કેલ્સ્યમ તથા ફોસ્ફરિક એસિડ જેવા શરીરના ઉત્તમ પદાર્થોના મોટા ભાગ વાળો વીર્યનો જથ્થો છે એમ રસાયનિક ક્રિયાઓથી સિદ્ધ થયું છે. આ રીતે વિના કારણ સંયમ ઓળંગીને વીર્યનો વ્યય કરનારની યાદશક્તિ ઘટે છે, સ્વભાવમાં ચીડીયાપણું, નાહિંમત અને બીકણ સ્વભાવ, તેજરહિત ચહેરો તથા ભાવશૂન્ય આંખો એમ બતાવે છે કે તેણે જનનેન્દ્રિયનો દુરુપયોગ કરીને વીર્યનો નાશ કરેલો છે.

વાચક વર્ગ! પુરુષના જનનઅવયવ સાથે સંબંધ ધરાવતા વિવિધ ગ્લેન્ડઝ—ગ્રંથીઓ, નળીઓ અને સ્નાયુ તથા તેમની ક્રિયા અને તેમાં પેદા થતા પદાર્થો અને તે પદાર્થો વિષેનું કાર્ય એ માટે

મેં છૂટથી બરાબર સમજાવવા પ્રયત્ન કર્યો છે. હું માનું છું કે કોઈપણ કિશોર અવસ્થા વટાવવા તૈયાર થયેલો અને યૌવનના ઉંબરે ઊભેલો યુવાન શાન્ત ચિતથી, સૃષ્ટિનું નિર્માણ જેના થકી થાય છે તેવાં આ જનનઅવયવની રચના અને કાર્યનો સૂક્ષ્મબુદ્ધિથી અભ્યાસ કરે અને સમજવા પ્રયત્ન કરે તો જનનઅવયવો સંબંધી તેના અજ્ઞાન રૂપી અંધકાર ઉલેચાઈ જાય.

કોઈ પણ સંસારી બનવા અથવા ત્યાગી રહેવા ઇચ્છતા માનવીને પોતાની શરીરરચના અને તેની અંદર થઈ રહેલા કાર્ય વિષે પૂરેપૂરૂં જ્ઞાન અને ભાન હોવું જરૂરી છે. એવા જ્ઞાનથી એ ઘણી વખત ભય પામતો, છેતરાતો શંકા કરતો અને અજ્ઞાનને દૂર હટાવવા ફાંફા મારતો બચી જાય છે છે. સાદી ભાષામાં સાચું જ્ઞાન એ સુખમૂલક અને દુઃખનું ઉચ્છેદક બને છે. એ તો સહુ સમજે છે.

પુરુષ જનનઅવયવના જેટલી જ મહત્ત્વભરી ક્રિયા અને સ્થાન સ્ત્રી જનનઅવયવમાં પણ સમાયેલી છે. અને એથી જ "યૌવનની અવસ્થાનો" સ્ત્રી–પુરુષ ઉભયને દૃષ્ટિ સામે રાખીને લખાતું હોવાથી તેની ઉપેક્ષા કરી શકાય નહિ.

સ્ત્રી ગુહ્યાંગ (યોનિમાર્ગ) વિષે આગળ "**પુત્રદા અને પારણું**" માં લેખમાળા રૂપે લખાયેલું, જે હાલ પુસ્તકરૂપે પાંચમી આવૃત્તિમાં વેચાય છે. તેમાં ઘણી ચીવટભરી રીતે લખાયું છે. આ તો માત્ર અંદરના ગ્લેન્ડઝ અથવા ગ્રંથીઓ અને તેની સાથેના જનનઅવયવો મહત્ત્વના સંબંધ વિષે જણાવવાનું જરૂરી છે તે જ અહીં જણાવીશ.

પુરુષ શરીરમાં અંડકોષમાંથી વીર્યબીજ જેમ છૂટાં પડે છે, તેવી જ રીતે સ્ત્રીને પણ બે અંડકોષ હોય છે. માત્ર ફરક એટલો છે કે પુરુષના અંડકોષ બહાર લટકે છે ત્યારે સ્ત્રીને બે અંડકોષ ગર્ભાશયની બે બાજુએ આવેલા હોય છે, અને ચોક્કસ પ્રકારના બંધનોથી બંધાયેલ હોવાથી તે લટકતા નથી રહેતા પણ સ્થિર હોય છે. એ બીજકોષો અથવા અંડકોષો ફલવાહિની નળીઓ (ઓવરીઝ) સાથે જોડાયેલ છે.

જ્યારે સ્ત્રીબીજ પરિપકવ થઈને બીજકોષમાંથી છૂટું પડે છે ત્યારે ફલવાહિની મારફત ગર્ભાશયમાં આવે છે અને પુરુષના વીર્યબીજ સાથે જોડાય છે.

પુરુષબીજ જેટલું સ્ત્રીબીજ ચંચળ નથી. અને ગર્ભસ્થાપના માટે એ આમતેમ દોડાદોડી કરી ભટકવાનું કાર્ય કરતું નથી, પણ એક જ જગ્યાએ પુરુષબીજની રાહ–વાટ જોતું સ્થિર પડી રહે છે. આ સ્ત્રીબીજને યોગ્ય સ્થાને પહોંચાડવાનું કામ ફળવાહિની નળી કરે છે. જેમ આપણા મોઢામાં જે ખોરાક મુકાય છે તે ખોરાક પોતે હોજરીમાં જતો નથી. પરંતુ અન્નનલિકાની ક્રિયા તેને હોજરીમાં લઈ જાય છે.

ઘણું કરીને સ્ત્રીબીજ પુરુષબીજ માફક અસંખ્ય હોતાં નથી. સાધારણપણે એમ માનવામાં આવે છે કે એક મહિને એક જ બીજ દરેક સ્ત્રીને પેદા થાય છે અને ગર્ભ અર્થે એ કોષમાંથી છૂટું પડીને પુરુષબીજ સાથે સહયોગ સાધવા ધકેલાય છે. પરંતુ તેના માર્ગમાં કેટલીક વખત એ ફળવાહિનીમાં જ ઘુંચવાઈ જાય છે અને એક ખૂણામાં ચોટી રહે છે. અને કેટલાક કેસોમાં ફળવાહિનીની અંદર જ સ્ત્રી–પુરુષ બીજનો સંયોગ થાય છે. અને ગર્ભ સ્થિર થાય છે.

ગર્ભાશય, એ એક જ સ્થળ ગર્ભ, સંયોગ અને તેને સ્થિર થઈ પરિપકવ થવાની સાચી જગ્યા છે. તેના બદલે કેટલીક વાર ફળવાહિનીમાં જ ગર્ભ રહે છે. આવી રીતે અયોગ્ય સ્થાનમાં જો ગર્ભ સ્થિર થાય છે તો સ્ત્રીને માટે એ જીવલેણ પણ બને છે.

એટલે દર મહિને પરિપકવ થયેલું સ્ત્રીબીજ છૂટું પડી ગર્ભાશય તરફ ધકેલાય છે, અને ત્યાં પુરુષબીજને મળીને ગર્ભ સ્થિર થાય છે. અને એથી જ આ વખતે પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા ધરાવનારને સહવાસ સેવવાની શાસ્ત્ર આજ્ઞા કરે છે.

સ્ત્રીબીજ થોડાક દિવસ સુધી પુરુષબીજની રાહ જોયા પછી શક્તિહીન બનતું જાય છે, અને ત્યારપછી ચેતનરહિત બનીને સ્રુદ-માર્ગમાંથી બીજા પ્રવાહની સાથે બહાર નીકળી જઈ નાશ પામે છે.

[ ૧૧ ]

# યૌવનની ખિલાવટની ઊણપ અને ઉપાયો

રાત્રિના દશ વાગ્યા હતા. દરદીઓ સલાહ પૂછનાર અને નિદાન જાણવા આવનાર સામે સતત બાર કલાકનો સમય ગાળીને હજી હમણાં જ મારી આરામ લેવાની કોટડીમાં ચારપાઈ ઉપર હું લાંબો થયો હતો, અને નીચેનું મુખ્ય દ્વાર–મારા અમદાવાદના દવાખાનાનું પ્રવેશદ્વાર કોઈએ જોરથી ધડધડાવ્યું.

મન કહેતું હતું–શરીર પોકારતું હતું કે ભલા માનવી! મનુષ્યશરીર એ કોઈ પોલાદનું યંત્ર નથી. રાત્રિએ આરામ કરી લે. સવારથી તો એની એ જ ઘટમાળ પુનઃ છે જ ને!

પરંતુ આત્મા ના કહેતો હતોઃ એમ ન થઈ શકે. બુદ્ધિદાતાએ બુદ્ધિ બક્ષી છે, જ્ઞાનદાતાએ જ્ઞાનનો ઝરો અમર રીતે પૂર્યો છે તો તું તેને તારા જીવનપર્યંત વહેવડાવ્યે રાખ, જીવન જીવવાનું બીજું સાફલ્ય પણ શું હોઈ શકે?

"જો મરણ આ જીંદગીની છે, ખરે છેલ્લી દશા!
તો પરાર્થે અર્પવામાં આ જીવનના મોહ શા?"

મેં દરવાજો ઉઘડાવ્યો. રેલ્વેની મુસાફરી કરી આવેલ એક બાવીશ વર્ષના જુવાન સાથે પાંત્રીસેક વર્ષના એક ભાઈએ મારી કોટડીમાં પ્રવેશ કર્યો.

'આવો ભાઈ!' વગેરે વાક્યોથી મેં તેમને સત્કાર્યા.

ખેડા જીલ્લાના એક ગામના વતની અને બી. એ., બી. કોમ, બી. ટી, અને એવી અંગ્રેજી ભણતરની અનેક પદવીઓ લઇ, પ્રોફેસર બનેલા એ બિરાદર પોતાના ભાણેજને સાથે લઈને આવ્યા હતા.

વૈદ્યરાજ ! આપને કવેળાએ તસ્દી આપીને ઉઠાડવા પડયા. ગાડી ઘણી લેટ થઇ ગઈ. નહિતર તો અમે અહીં વેળસર આવી પહોંચત.'

'ભાઇ ! ટાઇમસર જ છે, માનવી સમયને આધીન બનીને રહે છે. સમય માનવીનો સાથ પૂછતો નથી. શ્રમજીવીઓ પોતાની ફરજને 'તસ્દીના' રૂપમાં પિછાનતા જ નથી હોતા. હું તો મારી જાતને એક એવા 'શ્રમજીવી' તરીકે સમજું છું. કેમ આવ્યા છો, કહો.' મેં આગમનની પૂચ્છા કરી

'ખૂબ જ હુંફભર્યા હૈયે, જીવનદાનની ભિક્ષા માગે એ રીતે આપની પાસે આવ્યો છું. ઇજ્જત–આબરૂ જેવો શબ્દો ઉચ્ચારવા કરતા, એ હાલતમાં માનવી મુકાય છે ત્યારે તેનો સાચો ખ્યાલ આવે છે કે ઇજ્જત–આબરૂ એ શું છે ! એક એવો જ વિકટ પ્રસંગ મારા આપ્તજન માટે આવી પડયો છે. દિવસોની મુંઝવણ પછી પ્રકાશનું કિરણ અહીં ખેંચી લાવ્યું છે. મને ખરા દિલથી વિશ્વાસ છે. આપ અમને ઉગારી લેશો જ.'

"હું માનું છું કે વિશ્વાસ અને શ્રદ્ધા એ અચિંત્ય એવી આત્મશક્તિ જાગૃત કરે છે. છતાં માનવી એ ઇશ્વરનો નિપજાવ્યો માનવી જ છે. એની શક્તિ, બુદ્ધિ અને જ્ઞાનને પણ મર્યાદા હોય છે. આર્ત તથા જિજ્ઞાસુ માનવી પોતાને સુલભ એવા બુદ્ધિમાન પાસે દોડી જાય છે. સાચો જ્ઞાનવાન જો જીવનની સફલતા ચાહતો હોય છે તો જ્ઞાનની પરબ ઉઘાડી મૂકી, મારા–પારકાના ભેદ સિવાય અમૃતજળ પાયે જાય છે. માટે વિના સંકોચે તમે તમારી હકીકત કહો. મારા બાહુમાં બળ, ભાથામાં તીર, બટવામાં ઔષધ–એમાં રહેલી સર્વ શક્તિ ખરચી, તમારા દુ:ખની મુક્તિનું કારણ હું બનતો હોઇશ તો અટકીશ નહિ." મેં તેમને આશ્વાસન–દિલાસો, ધીરજ, હિંમત આપ્યાં–સહાનુભૂતિ દર્શાવી.

"મારો આ ભાણેજ છે. ઉમર બાવીસ વર્ષની છે. ગામડામાં પ્રાથમિક શિક્ષણ લીધા પછી તેને વડોદરામાં અંગ્રેજી કેળવણી લેવા પાંચેક વર્ષથી રાખ્યો છે. તે અભ્યાસ કરે છે. જ્ઞાતિના રીવાજ મુજબ તેનું વેવિશાળ જ્ઞાતિની કન્યા સાથે નાનપણમાં જ થઈ ગયું અને વર્ષો વીત્યા. કન્યાનાં માવીતરોને કુદરતે સાથ આપ્યો. એ શ્રીમંત બન્યાં. તેલની-ચોખાની મીલના માલિક થયા. કન્યા અઢાર વરસની થઈ છે. છોકરો પાંચ વરસથી વડોદરા રહે છે.

'જોગાનજોગ છોકરાના કુટુંબને ખબર ન પડે તે રીતે છોકરાને કન્યા પક્ષના માણસો વડોદરામાં મળ્યા. તેમણે એક અધિકારી ડોકટર સાહેબ પાસે છોકરાની શારીરિક જાતીય તપાસ કરાવીને તે લગ્ન કરવા માટે લાયક નથી એવું સર્ટીફીકેટ મેળવ્યું છે. પાછળથી અમને-છોકરાના કુટુંબને ખબર અપાય છે. અમારી નાતનો સખત બંધો છે. વેવિશાળ કર્યા પછી સબળ કારણો ન આપે તો ગમે તેવો બળવાન પક્ષ પણ વેવિશાળ રદ કરી ન શકે.

'વાત વેગે ચઢી છે. સમજુ છોકરો આપઘાત કરી પોતાની થતી બદનામીમાંથી બચવા તૈયાર થયો છે. નાત ભેગી કરી છોકરો હીજડો છે એવું પૂરવાર કરવા કન્યાપક્ષનાં ચક્રો ગતિમાન થયાં છે.

'વૈદ્યરાજ ! અમારા કુટુંબની-આપ્તજનોની આબરૂ તથા છોકરાના જીવનને તમે ન બચાવો ?

"હુ સર્ટીફીકેટ આપનાર ડોકટરને મળ્યો છું. ડોકટરે પક્ષપાત વગર જ તેમને પોતાને સાચું લાગ્યું તે જ સર્ટીફીકેટમાં લખ્યું છે. છોકરો સારો થવા માટે ઈલાજ પૂછતાં ડોકટર કહે છે કે ઈન્જેકશનો એકાદ બે વરસ આપવાં પડે, અને પેટંટ દવાઓ પણ આપવી પડે, છતાં ચોક્કસ તે ન કહી શકાય કે છોકરો સુધરી શકે જ.

"એમાં મોંઘાં ઈન્જેકશનો અને પરદેશી દવાઓની લાંબી સારવાર-ગરીબ કુટુંબનો છોકરો: અને લગ્ન કરવા માટે તત્રે-ઉપર થઈ રહેલાં તથા કજાતને ઉઘાડી કરવા માટે ઢોલ 'ટીપાવવા તત્પર બની

બેઠેલાં કન્યાપક્ષનાં માનવીઓ ! ચોધારાં આંસુએ રડતી છોકરાની વિધવા માતા-મારી બહેન અને છોકરાના ભાઈ એ લોકોને આશ્વાસન આપી, તમારા ખોળે આ છોકરાને હું લાગ્યો છું. હવે તમે મસ્તક છેદો કે ઉગારો. તમે એને તપાસીને કહો કે આશા છે કોઈ અમારી બેઈજ્જતીથી બચવાની ?' "

મેં એ જુવાનને બરાબર તપાસી જોયો. પદ્ધતિસરની તપાસ તથા નિદાન કરીને કહ્યું:

પ્રોફેસર સાહેબ ! ચાર મહિના સુધી કન્યાપક્ષવાળા ખમી ખાય -ધીરજ ધરે ખરા ?"

"બાંયધરી માગે. વચમાં નાતના શેઠીઆની કબૂલાત આપવી પડે."

"ભલ આપો ત્યારે." મેં તેનું સમર્થન કર્યું.

"તો શું આપ એમ કહો છો કે છોકરો લગ્ન લાયક બની જશે ?"

"એક સો ને એકવીસમે દિવસે આપણે સર્ટીફીકેટ લખનાર ડોકટર સાહેબના ટેબલ ઉપર-તમારા ભાણેજને મૂકીશું. એમનું સર્ટીફીકેટ એમને હસતા મુખે બદલવું પડશે."

"અરે તમે આ શું કહો છો ?" પ્રોફેસર ઉઠીને પગમાં પડવા દોડયા, પરંતુ મેં તેમના હાથ પકડીને સ્થંભાવ્યા. એમની આંખમાં આંસુ હતાં, ગળુ ગદ્ગદ્ બની ગયેલું. તે બોલી શકતા નહોતા.

બન્નેને પથારી કરાવીને સુવરાવ્યા. રાત સમ સમ કરતી વહી રહી હતી. ઘડિયાળ બાર, એક, બે, ના ટંકારા દેતી હતી અને સમય જતો હતો તેનું મને ભાન કરાવતી હતી. મારૂં શરીર શ્રમથી દુઃખતું હતું. મને નિદ્રા નહોતી આવતી.

નિદ્રા નહોતી આવતી તેનું કારણ તો એ હતું કે મેં રાજા ભોજ, દાની કર્ણ અને ઋષિરાજ દધિચી મુનિની માફક ઉદાર થઈને છોકરાને માત્ર ચાર જ મહિનામાં સારો થવાનું વચન તો આપ્યું હતું, પણ છોકરો બાવીસ વરસ વિતાવી ચૂકયો હોવા છતાં તેનો

અવાજ બિલકુલ કોમળ હતો. મૂછ કે દાઢી ઉપર, જાંઘ અને પગ ઉપર એક બાલ ન હતો. ચારેક મહિનાના બાળક જેટલી જ એના ગુહ્યભાગની સ્થિતિ હતી. અંડકોષ ચણાના દાણા જેટલા યે ખીલ્યા નહોતા. તેને મારે મર્દ બનાવવો હતો-પુરુષોચિત સઘળાં જનનઅવયવવાળો! અને તે કેસ ડોકટર પાસ કરે, ચાર મહિના પછી લગ્ન થાય, આ જુવાન આવનાર યૌવનાનો સંતોષી શકે: તેવો હું તેને બનાવી શકીશ ખરો?

આવી સજ્જ ધજ્જ, સાયન્સ અને વિજ્ઞાનનો જબરો સાથ મેળવનારી એલોપથીની થીયેરીના નિષ્ણાત ડોકટર પણ બબ્બે વરસ પછી એ સારો થાય કે કેમ તેની ખાતરી આપી શકયા નથી; અને મેં કઈ હિંમત ઉપર, કયા મદાર ઉપર આંસુ લૂછયાં? હું નિષ્ફળ જઈશ તો?

નિષ્ફળતાના વિચારે મારૂં સર્વાંગ ધમધમી ઊઠયું. વિચાર એવો પણ આવ્યો કે સવાર પડે ને પ્રોફેસરને સમજાવી દઉં કે "ભાઈ! એ તો તમને રાત્રે સાંત્વન આપવા ખાતર મેં કહેલું. બાકી દીવામાં દીવેલ નથી."

પણ આગળના દિવસે જ એક મુસ્લિમ બિરાદરે એક વાકય સંભળાવેલું: "હિમ્મતે મર્દા તો મદદે ખુદા." છાતીમાં હિંમત તો પૂરેપૂરી ભરી હતી; ત્યારે વચન આપ્યા પછી તેમને નાસીપાસ કરવા એ શા ઠીક ગણાય? "એ ગરીબ છે" તે ભલેને રહ્યો, હું દિલનો થોડો જ ગરીબ છું!

એ વિચારે દૃઢ઼ આપી, હૈયું ભરાઈ ગયું અને પરોઢની મીઠી ઉષાએ આંખ વીંચાણી. ભગવન ધન્વન્તરિ, મહાત્મા ચરક, ગુરુવર્ય અશ્વનીકુમારો અને ભેડક જેવાનાં સ્મરણે સવારે ઉઠયો એ વખતે મારૂં મન ખુશમિજાજમાં જ હતું.

પ્રોફેસરને વિદાય આપી. છોકરાને રાખી લીધો. નરી કુમાશ અને કોમળતાના કોથળા જેવો છોકરો! એને છોકરી કહીએ તો ય કહી શકાય.

એનાં અવયવોમાં માત્ર એક જ સુધરવાનું ચિહ્ન હતું. એનો ખૂબ જ બારીક અને તદ્દન નાના રૂપમાં રહેલો ગુહ્ય ભાગ ! તેની એ સ્થિતિ છતાં સ્પર્શ કરવાથી તે ભાગ જાગૃત થતો હતો. અર્થાત્ એના સ્નાયુમંડલ સજીવન હતાં, જ્યારે અંડાશય, થાઈરોડ, થાઈમસ, પીચ્યુરીટીરી ગ્લેન્ડઝોને મારે ઝડપથી કામે લગાડવાનાં હતાં. ખૂબ જ વિચાર કર્યા પછી, પૂર્વાચાર્યોનું સ્મરણ કરી, તેને માટે ઉપચારની શરૂઆત કરી. એ ઉપચાર નિઃસંકોચપણે—નિખાલપણે અહીં રજૂ થશે. નિદાન અને ચિકિત્સામાં કુશળ કોઈ પણ માનવી યોગ્ય નિદાન કર્યા પછી પ્રસ્તુતત ઉપચારનો આવા પ્રસંગમાં જરૂર ઉપયોગ કરી શકે.

વિદેશના વિજ્ઞાનીઓ અને સંશોધકો તેમને જે દેશમાંથી મળ્યું તે દેશમાંથી જ્ઞાનને ઝડપી લઈને હાથ જોડીને બેસી નહિ રહેતાં, તેની ઉપર અખતરા–પ્રયોગો અને અનુભવ મેળવવા માટે વર્ષો થયાં જહેમત ઉઠાવતા રહ્યાના સમાચારો આપણને મળે છે. અને જેને આપણે પૃથ્વી, પાણી, તેજ, વાયુ વિદ્યુત્-રૂપ પંચભૂત અને કુદરતી સૃષ્ટિ તરીકે સંબોધીએ છીએ તેની સાથે હાથ મિલાવીને એની પાસેથી કામ લેતા આપણે તેમને પ્રત્યક્ષ રીતે ભાળીએ છીએ ત્યારે એમની બુદ્ધિ અને શક્તિ માટે વાહવાહ કહેવાઈ જાય છે.

આપણા ઋષિમુનિઓ જ્ઞાનથી પારંગત હતા, સમર્થ શક્તિમાન્ હતા, સર્વ વિદ્યાનિપુણ હતા. એ વિષયનો કોઈ પણ ઇનકાર કરી શકે તેમ નથી. પણ એ સૂક્ષ્મ રૂપે–સૂત્ર રૂપે રહેલી વિદ્યાઓને વિકસાવી મૂર્તરૂપે અવની ઉપર ઉતારવાને આપણે મહેનત નથી કરી તેમ જ મહેનત કરવા જેવી સ્થિતિ આપણા દેશની વિદેશીઓએ રહેવા પણ દીધી નથી.

પરદેશી વિજ્ઞાનવિશારદો જેમ જુદા જુદા ક્ષેત્રમાં વિધવિધ શોધો કરી પ્રગટ કરતા રહ્યા છે, તેમ મનુષ્યશરીર સંપૂર્ણ બને, એ વધુ આયુષ્ય ભોગવી શકે, એને વૃદ્ધાવસ્થા આવે નહિ, તે માટે

રાત-દિવસ શારીરવિજ્ઞાન અને પદાર્થવિજ્ઞાનના સંશોધનમાં એ લોકો આગળ વધતા જ રહ્યા છે.

છેવટે વિજ્ઞાનીઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે સમગ્ર શરીરનો વ્યાપાર દેહસ્થ ગ્રંથીઓમાં પેદા થતા જીવનરસાયન ઉપર આધાર રાખે છે, અને એ જીવનરસાયન પેદા કરનાર ગ્રંથીઓ–રસપિંડો વધવું–ઘટવું, સાત્મ્ય અને વ્યાપાર, એ જ યૌવનના પ્રાગટ્ય અને સ્થિર કરવાના કારણરૂપે ગણાય છે.

એટલે શરીરનો વિકાસ, જુવાનીની સ્થિરતા અને વૃદ્ધપણાથી દૂર રહેવા માટે સંશોધન કરતા વિજ્ઞાનવિશારદોને હિંદના આયુર્વેદના પૂર્વાચાર્યે લખેલો મહાન ગ્રંથ "**સુશ્રુત સંહિતા**" નામનો હાથ લાગ્યો. અને એ કેવળ સંસ્કૃત ભાષામાં લખાયેલા ગ્રંથમાંથી એમને ગ્રંથીઓ-પિંડો અથવા રસપિન્ડો, એક મહાન્ ઔષધ તરીકે ઉપયોગી છે એમ એક નવીન જ્ઞાન પ્રાપ્ત થયું.

**पिप्पली लवणो पेतम् वस्ताणुं क्षीर सर्पिषा ॥**
**साधितं भक्षयेद्यस्तु सगच्छेत् प्रमदा शतम् ॥**

અર્થ-"જો પીપર અને સીંધાલુણ સાથે બકરાનાં અંડને ઘીમાં તળીને ખાવામાં આવે તો સો સ્ત્રી સાથે મૈથુન કરવાની શક્તિ પુરુષ ધારણ કરી શકે છે."

સૂત્રરૂપે લખાયેલા આ ગ્રંથમાંથી ગ્રંથીઓ તથા વીર્ય જેવા પદાર્થોના ઉપયોગનું જ્ઞાન વિદેશીઓને મળી ગયું અને એમણે એમાંથી તુરત જ સંશોધન આદર્યું.

"બ્રાઉન સીકવાર્ડ" નામનો સંશોધક પોતે વૃદ્ધ હતો અને અશક્તિ તથા જનનઅવયવની નિર્બળતાથી નિર્માલ્ય બનતો જતો હતો, તેણે વૃષણનો ઉપયોગ શરૂ કર્યો અને તેના સેવનથી. તેને કાંઈ ચમત્કારિક ફેરફાર શરીરમાં લાગ્યો. અને પછી બીજા વિજ્ઞાનીઓ

અને સંશોધકોએ મળી, પ્રાણીઓના દેહની જુદી જુદી રસગ્રંથીઓના અખતરાઓ માનવશરીર ઉપર કરવા માંડ્યા. પરિણામે એમણે ચોક્કસ નિર્ણય કર્યો કે જે જે રસગ્રંથી નબળી પડે, નિર્બળ બને, વિકાસ ન પામે અથવા વૃદ્ધત્વને કારણે તેનામાં કામ કરવાની શક્તિ ન રહે, ત્યારે ત્યારે તે તે રસગ્રંથીઓનાં સત્ત્વ આપવામાં આવે અને એ સત્ત્વ આપીને જો માનવશરીરની રસગ્રંથી કામ કરવા લાગી જાય તો યૌવનને ખિલવી શકાય, જુવાનીને ટકાવી શકાય, વૃદ્ધપણાને અટકાવી શકાય. અને ત્યાર પછી તો તેમણે થાયરોઇડ, પીચ્યુટિરી, સુપ્રારીન્સ, પાયોલોરસ, ડીગોડીનમ, પેન્ક્રીયાઝ, અંડાશય વગેરે રસગ્રંથીઓ ઉપર પૃથક્કરણ અને શોધન કરીને રસીઓ તૈયાર કરી અને માનવીશરીર ઉપર લગાડવા માંડી.

માત્ર જનનઅવયવ પુરતી જ નહિ, પરંતુ શરીરના એકેક અંગ પ્રત્યે મદદ પહોંચાડની હરેક રસગ્રંથીમાંથી સત્ત્વો તૈયાર કરવા માંડ્યાં અને એને માટે બકરાં, કુક્કર, વાછડાં, ગાયો, ઘેટાં, ઘોડાં, બળદ, વાંદરાં એવા અનેક પ્રાણીઓ—મૂગાં—પ્રાણીઓનાં દેહછેદન અને હિંસા માનવીશરીરને યુવાની ટકાવવા, ઘડપણને અટકાવવા માટે કરવા માંડ્યાં. વિદેશીઓની માટે પ્રાણીની હત્યા કરવી—હિંસા કરવી એ તો બહુ સામાન્ય બાબત લેખાય છે. પણ આપણા તપસ્વી, યોગી, 'अहिंसा परमो धर्म'ને માનનારા સુશ્રુત જેવા મહાપુરુષે શા માટે બકરાના વૃષણ લેવાની ભલામણ કરી હશે?

---

# શરીરવિકાસ અને ઉપાયો

માનવીનું કલ્યાણ કેવે પ્રકારે થાય એ જ કેવળ જેમનું ધ્યેય હતું અને એ ધ્યેય માટે જેમને જીંદગીની પરવા નહોતી, એશ-આરામ, સુખ-સગવડ, અમનચમન કે ભોગવિલાસ સંબંધે સ્વપ્ન પણ જેમને નહોતું આવતું, એવા હિન્દના મંત્રદ્રષ્ટા તપસ્વી યોગી અને ઋષિમુનિઓ કેવળ મનુષ્યકલ્યાણની ભાવના લઈને વન-વગડો, પહાડ, કંદરા, ઉપવન અને બગીચાઓ, અરણ્ય અને જંગલોમાં શરીર અને મનની પરવા કર્યા વગર પરાર્થે અર્પવાનાં મહામૂલાં જીવન જેઓ હોડમાં મૂકી શકતા, તેમણે પ્રથમ યજ્ઞમાં હુતદ્રવ્ય તરીકે ઉપયોગમાં આવતાં પ્રાણીઓનાં શરીર અને તેમાં રહેલાં જુદાં જુદાં અંગોનો ઉપયોગ મનુષ્યશરીરના ભલા ખાતર કરવા માંડયો. અજા (બકરા)નાં રક્ત, હરણનાં શૃંગ અને જુદાં જુદાં પ્રાણીઓના અંગ-ઉપાંગો તેમણે ઔષધ તરીકે વાપરીને, તેથી ઉપજતા લાભ, શરીર ઉપર થતી અસર, દૂર થઈ શકતા રોગો, વિકાસ પામતાં શરીરનાં અંગો માટે અનુભવ મેળવવા માંડયો, અને એ વખતે પણ ચોક્કસ ધ્યેયની ખાતર જેમણે અનામિષ વ્રત લીધું હોય તેવાં ગણ્યાંગાંઠયાં માનવીઓને બાદ કરીને ક્ષત્રિય, વૈશ્ય શુદ્ર જેઓ આમિષ આહાર કરતા, જેઓ સ્વયં ભક્ત ગણતામાં ગણવા છતાં પાંડવો સરીખા ભક્તજનો પણ સ્વયં જાતે મૃગીયા કરી આવતા, શ્રીકૃષ્ણ પણ જેમાંથી બાદ નહોતા રહી શકતા, એવા માનવીગણો ઉપર પ્રાણીજન્ય ઔષધો વાપરીને જેમણે ખાતરી મેળવી લીધી હતી કે જે જે અંગ નિર્બળ બને, વિકાસ ન પામે તે તે શરીરના અંગને માટે અન્ય પ્રાણીના તે તે અંગને ઔષધ રૂપે બનાવીને મનુષ્યને જો આપવામાં આવે તો આશાતીત, અનેરો અને ચોક્કસ લાભ થાય છે, અને એ પ્રકારની પૂર્ણ ખાતરી થયા પછી, એ આખી પ્રાણીજ ઔષધી એમણે મનુષ્યના કલ્યાણની ખાતર બહાર મૂકી હતી.

પ્રાણીજ ઔષધ ઉપર કેવળ મદાર રાખનાર અને ચિકિત્સા કરનાર વર્ગ જુદો પડયો, અને એ વર્ગમાંથી યુનાની પદ્ધતિ હયાતીમાં આવી. મૂળ આયુર્વેદના જ એક અંગ તરીકે એ યુનાની પદ્ધતિને જરૂર ગણી શકાય. વળી આજે પોતાને આયુર્વેદના પરમ ઉપાસક કહેનારા ચિચિત્સકો પણ પ્રાણીજ ઔષધથી બચી શકતા નથી.

મૃગની દુંટીમાંથી પ્રાપ્ત થતી કસ્તુરી, હરણનાં કે સાબરનાં શીંગડાં, બકરાનું લોહી (અભ્રકની ભસ્મ બનાવવા માટે સહસ્રપુટીમાં બકરાનું લોહી આપવું અનિવાર્ય બને છે અને એ રીતે પુટ આપવાથી જ અભ્રક ભસ્મ ક્ષય જેવા ફેફસાંના મહાવ્યાધિને જીતી શકે છે ) ઘોડાના નખ, ઉંદરનું માસ, ઉંદરની હગાર, ખરાતીત (અળસીયાં), બીરબહોટી, (ગોકળગાય), જુંજબેરદત (આફ્રિકા તરફ થતા એક જાતના પ્રાણીનાં વૃષણ અંડજ), તેમ જ ચોક્કસ પ્રકારની માછલી, વગેરે દ્રવ્યોનું રૂપાંતર કરીને આજે પણ તૈયાર થતાં ઔષધોમાં ખૂબ જ છૂટથી વપરાય છે. અને તેમાં કસ્તુરી તથા મૃગના શૃંગ, મધ જેવાં દ્રવ્યોની તો "**अहिंसा परमो धर्म**"માં માનનારા વર્ગનેય લેશ પણ છૂછા રહી નથી.

એલોપથીનાં ઔષધો પણ પ્રાણીજ દ્રવ્યોથી અલગ રહી શકયાં નથી. પ્રાણીઓની ગ્રંથીઓમાંથી બનાવેલાં સત્વોની બાબત બાજુ ઉપર રાખીએ, તો પણ ખાવાની અને પીવાની અનેક દવાઓમાં પ્રાણીજ તત્વો આવે છે. કોડલીવર ઑઈલ, ઍસેન્સ ઑફ ચીકન, હીનીડ્રોન અને લિવર એક્સ્ટ્રેક્ટ જેવી દવાઓ લેવા માટે તો હવે જનતાને સુગ પણ ચાલી ગઈ જણાય છે. હિન્દુસ્તાનની ધર્મિક માન્યતા જ એવા પ્રકારની છે કે રામલો ઢેઢ હરિજન હોય ત્યાં સુધી એને અડાય નહિ, એ અસ્પૃશ્ય કહેવાય, પણ એ જ રામલો ક્રિશ્ચન બનીને રામન, રેમન કે જોસેફ નામ ધારણ કરી આવે તો અડાયે ખરૂં, સાથે બેસાય પણ ખરૂં અને તેને ઘરમાં પણ દાખલ કરી શકાય !

આ રીતે પ્રાણીજ ઔષધોની શોધ થઈને અમલમાં મુકાઈ અને જુદા જુદા મતવાદીઓ-દેશવાસીએ એને ઝડપીને ચિકિત્સામાં લઈ ગયા. પરંતુ એ જ ઋષિમુનિઓએ પછીથી માનવકલ્યાણ તરફથી દૃષ્ટિ સંકેલતાં, આધ્યાત્મ તરફ નજર કરીને જોયું તો અધધધ! આ તો હિંસા!

મનુષ્યનું શરીર અમર તો બનવાનું નથી. **अद्यवा शतांतरे स्यात्** (આજ અથવા સો વરસ પછી પણ મરવાનું તો છે.) તો પછી આ પ્રાણીઓનો ભોગ શા માટે? સૃષ્ટિનિર્માતાએ શા માટે આવી ઘટમાળ ગોઠવી છે? ઝીણાં જંતુઓને કીડી, મકોડી, કરોળીયા વગેરે વીણી ખાય છે. વળી એ જ મોટાં જંતુઓનું કાગડા, ખીસકોલીઓ, માંછલાઓ, ગરોળીઓ ભક્ષણ કરે છે. એને બિલાડી નાવર, શિયાળ, વરૂ વગેરે પકડી ખાય છે. એનો શિકાર સિંહ કરે છે, મનુષ્યનું શરીર જોઇને સિંહ-વાઘના મોઢામાં પાણી છૂટે છે, અને ફુણી મચ્છી કે કુકડાં-મરઘાં, સસલાંને મારી ખાવા માણસો તલપાપડ બની જાય છે!

"**जीवो जीवस्य जीवनम्**" જીવ એ જીવનું જીવન છે. ઉપનિષદના વકતા કહે છે કે આ સૃષ્ટિમાં અન્ન અને આત્મા એ જ છે. અન્નમાં આત્મા છે અને આત્મામાં અન્ન છે. આપણું શરીર અન્ન છે. આપણે તે શરીરમાં આત્મા રૂપે છીએ.

પણ તત્ત્વદષ્ટા ઋષિમુનિને આ પ્રાણીઓની હિંસા વધતી જોઈને પોતે મનુષ્યકલ્યાણ ખાતર પણ તેનો ઉપયોગ કરાવ્યો તે માટે ખેદ થયો, અને એમણે અહિંસાનું સૂત્ર અને જ્ઞાન વહેતું કર્યું, અને વનસ્પતિમાંથી ઉદ્ભવતા અન્નનો આહાર કરી તેનાથી જીવન જીવવાનું સુલભ બનાવ્યું. અને એ જ વનસ્પતિનાં પાન, ફળ, મૂળ, છાલ, રસ અને સત્ત્વથી માનવીશરીરને વિકાસ આપી શકાય છે, જીવન ટકાવી શકાય છે, વૃદ્ધત્વ અટકાવી શકાય છે, એ સિદ્ધ કરી

બતાવ્યું. તેમાંથી આખું વનસ્પતિશાસ્ત્ર ઉદ્‌ભવ્યું, અને આયુર્વેદ શાસ્ત્રમાં એ મહત્ત્વનું સ્થાન પામ્યું.

પરંતુ વનસ્પતિસૃષ્ટિ એ પણ સજીવ તો છે જ. કારણ કે તે જન્મે છે, જીવે છે. વૃદ્ધિને પામે છે, એનો નાશ થાય છે. એટલે એને પણ બંધ કરી ફળ અને ફળાહાર તરફ નજર દોડાવી અને તેનાથી પણ જીવન જીવી શકાય એમ સિદ્ધ કરી, એ પ્રકારનું જ્ઞાન વહેતું કર્યું.

પરંતુ ફળમાં પણ બીજ હોય છે અને બીજ એ જીવન અથવા સજીવ છે. એટલે તેનો પણ ત્યાગ કરીને કેવળ પાણી ઉપર જીવી શકાય છે, નિરોગી થઈ-રહી શકાય છે, તે સિદ્ધ કર્યું. પાણીમાં પણ અનંત સૂક્ષ્મ જીવો રહ્યાં છે તેની હિંસા થાય છે! એટલે માત્ર તપોબળથી કેવળ વાયુનું ભક્ષણ કરી જીવન જીવવાનો આદેશ એમને લાગ્યો. પણ વાયુમાં સૂક્ષ્મ રૂપે વિહરતાં અનંત પ્રાણીનો નાશ ન થાય તે માટે વળી પોતે યોગશાસ્ત્ર શોધ્યું કે જેમાં કોઈ પણ પ્રાણી, પદાર્થ કે માંલક વસ્તુની જરૂર ન પડે. યોગનાં વિવિધ અંગોમાં સમાયેલાં આસનો, નિયમો, પ્રાણાયમ અને એવાં અન્ય સાધનોથી સમાધિ લગાવી, દેહને અજર-અમર બનાવવાની ચાવી એ તપસ્વીઓએ આપી. યોગમાં આસનો વગેરેની ક્રિયા છે તે શરીરનો વિકાસ સાધવાને ઘણી જ ઉપયોગી નીવડે તેવી છે, તેમ જ રોગને નિવારી શકાય તેવી છે, તેમ જ વૃદ્ધપણાને અટકાવી શકાય તેવી છે. (તેની ચર્ચા શરીરવિકાસ માટે હવે પછી આસનો વિષેના પ્રકરણ કરીશું.)

પરંતુ આપણું કમભાગ્ય એ છે કે આપણને રૂચ્યું તે પકડી રાખ્યું, જ્યારે તત્ત્વદૃષ્ટા મુનિઓનો આદેશ જે સર્વ પ્રકારની હિંસા તજાવી, યોગમાર્ગ સુધી આગળ લઈ જવાનો હતો ત્યાંસુધી આપણે જઈ શક્યા નથી.

માનવીના શરીરનું કલ્યાણ કેમ થાય તે તરફ તો આપણે કાર્ય કરવાનું છે જ. અને આવી પડેલી ફરજ અને જવાબદારી ઉચ્ચક્યા વગર પણ ચાલે તેમ નથી.

આટલું પ્રાસ્તાવિક જણાવ્યા બાદ હવે મુદ્દાની વાત પર આવીએ: મારી પાસે આવેલો અણખીલ્યો યુવાન હું જે કહું તે કરવા તૈયાર હતો. મારી નજર પ્રથમ યોગ તરફ ગઈ. પણ તે માટે મારી પાસે સમય ચાર માસનો જ હતો, અને મેં વચન આપ્યું હતું કે હું તેને એ દરમ્યાન પૂરો મર્દ બનાવી આપીશ.

વિવિધ આસનો અને શરીરમાં રહેલા પંચ પ્રાણ ઉપર નિયમન લાવી, શરીરની અંદર રહેલી રસગ્રંથીઓને જાગૃત કરી પુરુષાતન પાછું લાવી શકાય, પણ તેને માટે પૂરો સમય ક્યાં છે?

ત્યારે ઔષધોપચારનું એક સાચું હથિયાર મારે ચલાવવાનું હતું. મારી સામે "અમારો ઉપયોગ કરો" એમ કહેતાં વનસ્પતિ પદાર્થો આવીને ખડાં થયાં ધાતુઓ ખડી થઈ, શિવસ્વરૂપ પારદ અને પારદની વિવિધ બનાવટો સામે જણાઈ. મૂગાં છતાં ઉપકારી દયાને પાત્ર, નિરૂપદ્રવી જીવન જીવતાં પ્રાણી અને પ્રાણીજ ઔષધો ખડાં થયાં. એ કહેતાં હતાં: 'મનુષ્ય–શરીરનું કલ્યાણ કરનારા ધન્વતરિના વંશજ! અમારો ઉપયોગ કરો. અમે વ્યર્થ નહિ જઈએ. પ્રતિજ્ઞાનું પાલન કરો અને જીવન હારી બેઠેલાને જીવનદાન આપો.'

મારા આશ્રયે આવેલા દર્દીને મેં પૂછ્યું: "ભાઈ! તેં કોઈ દિવસ દવા ખાધી છે?"

"હા જી." તેણે કહ્યું.

"શા માટે દવા ખાધી હતી?"

"મારું શરીર સુધારવા માટે મને કૉડલીવર ઓઈલ પાયું હતું."

"વારુ, બીજું?"

લિવર એક્સટ્રેક્ટનાં ઇન્જેક્શન આપ્યાં હતાં, ઉપરાંત એક હકીમે ટીકા કરી હતી કે તમે લોકો સીધી રીતે જે ચીજનો ઉપયોગ ન કરો

તે અમારે બનાવીને તમને ખવરાવવી પડે છે, અમને પાછળથી ખબર પડી કે એ હકીમની દવામાં ઇંડાની જરદી હતી ”

બીજે દિવસે સવારે એ છોકરા માટે મેં માલીસ કરનાર ઉત્તર હિન્દુસ્તાની, મેરઠ જીલ્લાનો જુવાન રાખી લીધો. માલીસનો અર્થ માત્ર મસળવું એટલો જ થતો નથી. માલીસ કરનારને પ્રથમ એ જ્ઞાન હોવું જોઈએ કે શરીરમાં મસલ્સ કઈ જગ્યાએ છે, સાંધા ક્યાં છે, સ્નાયુમંડલનું કેન્દ્રસ્થાન હડીઓ, માંસપેશીઓ અને શરીરનાં મોટાં દોરડાઓ (રજ્જુઓ) વગેરે કયાં અંગ પર કેટલુ વજન ખમી શકાય ? કયાં ઘસાય ? ક્યાં જોર અપાય ? ઉલ્ટ સુલટ માલીસ આપવાની કઈ જગ્યા છે ?

આ માલીસ કરનારે કોઈ પુસ્તકીયા જ્ઞાન સંપાદન કર્યું નહોતું પરંતુ એનો અનુભવ બહોળો હતો અને કસરતબાજો સાથે કેટલાક દિવસ એણે ગાળેલા. પહેલવાનોના અખાડાનો એને અનુભવ હતો વળી એ ઠરેલો અને મારા ઉદ્દેશને સમજતો લાગ્યો એટલે એક કલાકના આઠ આના આપવાની શરતે એને રાખ્યો.

મેં પ્રથમ માલીશ—આખા શરીર ઉપર માલીશ કરવા માટે તેલ તેની પાસે જ બનાવરાવ્યું. ૧ રતલ તલનું તેલ, ૧ રતલ બદામનું તેલ, ૧ રતલ ઘેટીનું ઘી.

ત્રણે મેળવીને એની અંદર દશ તોલા માલકાંકણીને છુંદી, તેની લુગદી બનાવી. ઉપરના તેલ અને ઘીમાં તે લાલ થતાં સુધી સાંતળી નાખી, ત્યારબાદ અળસીની દશ તોલા ચટણી કરી તેલમાં સાંતળી અને કપડે ગાળીને તેલ તૈયાર કરાવ્યું. દશ વાગ્યાના બાળ તડકે છોકરાને નગ્ન બનાવી. સૂર્યનાં કિરણો શરીર ઉપર પડે તે રીતે બેસારી, સર્વાંગ પર ધીમે હાથે માલીસ થવા લાગ્યું. તેની સાથે ગુહ્ય ભાગ અને વૃષણ ઉપર પણ આજુબાજુના સ્નાયુને તાકાત મળે તે રીતે છતાં તેની જાતીય વૃત્તિ ઉશ્કેરાય નહિ એ રીતે માલીશ કરવા માંડ્યું.

દવાઓ એને માટે શરૂ કરવી હતી, પરંતુ એની વિચારણામાં મારા દિવસો જતા હતા. અને તેને જે દવા આપવાની હતી તેમાં કેટલીક ચીજો ખૂટતી હતી. એટલે હાલ તુરત ૧।। તોલો અડદની દાળને રાત્રે પાંચ તોલા પાણીમાં ભીંજવીને તે રાખી મૂકવામાં આવતી. સવારે હલાવ્યા વગર પાણી ઉપરથી કાઢી નાંખી, દાળને પત્થર ઉપર વાટી નાંખી, દશ તોલા દૂધમાં એ વાટેલી દાળ નાંખી, એક ચમચો ઘી તથા અરધો તોલા, કૌંચાનો અંદરનો ગરભ ખાંડેલો નાંખી તેમાં સ્વાદ આપે તેટલી સાકર એલચી નાંખી એ ખીર આપવાની શરૂ કરીને રાત્રે સાંજે છોકરાને આજ્ઞા કરેલી કે બે માઇલ એક જ રીતે ચાલવાની ગતિ રાખીને ફરવા જાય. બે માઇલ જઈને તે પાછો આવે એટલે ચાર માઈલ એના ફરવામાં થતા.

વાણીયાનો પોરીયો એટલે દાળભાત ખાવાનો ઘણો શોખીન: ચટણી અને અથાણું તો જોઈએ. પરંતુ એ મેં બંધ કરાવી દીધું. ઘી મુકી બનાવેલા ચોપડા અને ડુંગળી સાંતળી તૈયાર કરેલું શાક લેવાનું કહ્યું—વેરાવળી સફેદ જાતની ડુંગળીને પસંદગી જરૂર આપવી એમ સૂચવેલું.

કોમળ કોથળા જેવો છોકરો આઠેક દિવસના માલીસથી કાંઈક ચંચળ બનતો જણાયો. કેળના સોટા જેવા હાથ અને સાથળ ઉપર સ્નાયુ તરતા નજરે જણાયા. ચામડીની સુંવાળપ ઓછી થઈ. પરંતુ ખાસ તાત્ત્વિક રીતે મૂળ બાબતમાં ફેરફાર ન લાગ્યો એટલે રાત્રે એને જે દૂધ આપવામાં આવતું તેમાં ૧ ડુંગળીનો જેટલો રસ નીકળે તેટલો નાંખીને સાકર મેળવી એ દૂધ શરૂ કર્યું. સવારના ખોરાકમાં અશેળીઓ શે. ૦।।, ગોળ શેર ૦।।, ઘી શેર ૦।।, એની સુખડી બનાવી રાખી તેમાંથી સાતથી આઠ તોલા એ સુખડી તે ફરવા જાય ત્યારે તેને આપવી એમ નિર્ણય કર્યો. ચાર માઇલ ચાલવામાં એટલી સુખડી ચાલતાં ચાલતાં ખાઇને પૂરી કરવી—ખૂબ જ ચાવીને ખાવી.

અને એને માટે નીચે મુજબ દવા મારા કારખાનામાં તૈયાર કરવાની શરૂ કરી.

શતગુણુ ગંધકજારિત પૂર્ણચંદ્રોદય તો. ૧. સોમલ ભસ્મ તો. ૧, લોહભસ્મ તો० ૧, પ્રવાળ ભસ્મ તો० ૧. બંગ ભસ્મ તો० ૧, સાચા મોતીનાં ભસ્મ તો. ૧, કુકડાનાં ઇંડાનાં ફોતરાની ભસ્મ તો. ૧, સુવર્ણ ભસ્મ તો० ૧, અભ્રક ભસ્મ સહસ્ત્ર પુટી તો० ૧, અકીક ભસ્મ તો० ૧, ત્રિબંગ ભસ્મ તો० ૧, પારદભસ્મ (રસસિંદુર) તો०૧.

જુદી જુદી બેબે દિવસ ઘુંટાયેલી ભસ્મોને મેળવી દઈને એક એક દિવસ કેવડાજળમાં, એક દિવસ કાળી દ્રાક્ષના પાણીમાં અને એક દિવસ ઈંડાની પાળી જર્દીમાં ઘુંટાવીને તેની અંદર નીચે લખેલી વનસ્પતિઓ મેળવી

સીઘોડાનો આટો, સમુદ્રશોષ, બ્રાહ્મી, ગોખરૂ, માલકાંકણી, ભાંગનાં બીજ, સમુદ્રશોષનાં બીજ, ધતુરાનાં બીજ, (ગાયના દૂધમાં શોધેલાં) જુંજબેદસ્ત, અફીણ, કસ્તુરી, અંબર, કેસર, શિલાજીત, આંબલીના કચુકાનાં ઉપરનાં છીલટાં કાઢીને ખાંડી બનાવેલો પાઉડર, સાલમ, સફેદ મુસળી, જાયફળ, પીપળાનાં બીજ, લવીંગ અક્કલકરો, ગાજરનાં બીજ, બમન સફેદ, બમન લાલ, સફેદ ઇલાયચી, શુદ્ધ ઝેરકોચલાં, બહુફળી, કપાસીયાનો અંદરનો મગજ અને એલાયચી.

ઉપરની દરેક ચીજ એક તોલો લઇ, તેને ખાંડી, ઉપરની ભસ્મો સાથે મેળવી દઈ નાગરવેલના પાન દીઠસોનો રસ નાખીને ઘુંટવા માંડયું, રસ થોડો પડવાથી ફરી નાખવો પડયો. ઘુંટાઈ તૈયાર થયા પછી બે તોલા મધ નાંખીને એની ચણાના દાણા જેવડી ગોળી બનાવી.

અને ઉપરના કેસમાં બે ગોળી સવારે તથા બે ગોળી સાંજે ધારોષ્ણ દૂધ અથવા એ ન બને તો ઉકાળીને ઠારેલા દૂધ સાથે આપવાની શરૂઆત કરી.

આઠ દિવસ ગોળીઓ આપ્યા પછી છોકરાએ મારી પાસે ફરિયાદ કરી કે રાત્રે સૂતા પછી એનો ગુહ્યભાગ સખ્ત થાય છે અને આખી રાત્રિભર એ જ રીતે રહે છે

ફરી મેં એને સંપૂર્ણ શાન્તિથી તપાસ્યો. સુધારામાં માત્ર એની વૃષણની કોથળી સહેજ નીચે ઉતરી આવી હતી અને એની ગ્રંથીઓ કામ કરે છે એમ પણ પ્રથમ કરતાં વિશેષ સ્પષ્ટ રીતે જણાતું હતું. પરંતુ છોકરાને આ ઉશ્કેરાટ સતાવતો હતો તેનું કારણ જાણતાં ખ્યાલ આવ્યો.

એક તો અશેળીયાની સુખડી, બીજી તરફ અડદની ખીર, ત્રીજી તરફ ઔષધની ગોળી એની હોજરીમાં જતાં હતાં. તેલ, મરચાં અને વધારે પડતું મીઠું બંધ કરાવેલું એટલે એનો મળ સૂકાઇ જતો હતો.

બીજું મારા વિશ્વાસમાં એ બાળક સંપૂર્ણ આવી ગયેલો હોવાથી અને મારે વિષે પૂજ્યભાવ વધતો જતો હોવાથી પાછળથી એણે કબૂલ કરેલું કે એ વડોદરા કોલેજમાં ભણવા રહેલો તે વખતે એની પરાધીનતા અને અજ્ઞાનતાનો લાભ લઇ ને એના શરીરમાં વધુ પડતી રહેલી કોમળતા તથા સુંવાળપથી લલચાઈ એની સાથે સૃષ્ટિક્રમની વિરૂદ્ધનો વહેવાર એકાદ બે નાલાયક વિદ્યાર્થીઓએ ચલાવેલો અને એથી જ ગુદાની ઉપરનો ભાગ જ્યાં પૂરો થાય છે ત્યાં પ્રોસેસરગ્લેન્ડઝ સહેજ ઉપસી આવેલી હતી.

આ માટે એને રાત્રે સૂતી વખતે ઇસબગુલની ભુસી તો ૧ પાંચ તોલા પાણી સાથે લેવાની આજ્ઞાની શરૂ કરી કે જેથી આંતરડામાં સુકાયેલો મળ ઇસબગુલથી નરમ બને અને ઔષધની ગરમી આંતરડામાં કાયમી ન બની જાય તથા દસ્ત સાફ આવે.

બીજી તરફથી દીવેલવાળી આંગળી કરીને ગુદાની અંદર દાખલ કરી રોજ અથવા આંતરે દિવસે ફુલેલાં પ્રોસેસગ્લેન્ડઝને દબાવવા સૂચના આપી.

આ બન્ને ઉપાયો શરૂ કર્યા પછી તેનો અણુગતો ઉશ્કેરાટ શમી ગયો અને એ દરદી દવા લેતો ગયો. એક મહિના પછી મને લાગ્યું કે દરદીના બોલવાના અવાજમાં જે કોમળતા હતી તે બદલાતી જાય છે મૂછની જગ્યાએ સહેજ રૂંવાટી હોય એવો પણ ભાસ થતો હતો. એની ચાલવાની ગતિમાં ફેર પડયો હતો. છાતીમાં હિંમત દેખાતી હતી, ગૌરવર્ણને બદલે રતુંબડું મોઢું લાગતું હતું પણ જે હેતુસર આ કેસ મારી પાસે આવ્યો હતો તે ભાગ હજુ જેને તે હાલતમાં હતો. હા. માત્ર વૃષણ કાંઇક અંશે વિકસ્યા હોય તેવું લાગતું હતું, પરંતુ મુખ્ય ભાગમાં કશો ફરક પડયો નહોતો. ૧ માસ–૩૦ દિવસ વીતી ગયા હતા, સમય નજીક આવતો જતો હતો. મારા ધર્મસંકટ અને વચનનો પ્રશ્ન હતો. ત્રણસો ત્રણસો દરદી મારે ત્યાંથી ઔષધો તંદુરસ્તી મેળવવા માટે લેતા હતા. પણ મારી મનમુંઝવણનો આ એક મુખ્ય દરદી હતો.

ફરી મેં એક રાત્રિ નિદ્રા વગર ગુજારી. માનવી જેને ચિંતા કહે છે તેણે મારા મન ઉપર સવારી કરી હતી. મને વિચાર આવ્યો.

આને પ્રાણીજ ઔષધ આપું તો?

પણ હિંસા મારો ધર્મ?

હું હિંસામાં નિમિત્ત બનું?

શા માટે? મારા કયા સ્વાર્થ ખાતર? ના દરદી ગરીબ છે. ઔષધનાં પૂરાં નાણાં મળશે કે કેમ તે માટે પણ મને શંકા હતી.

તો દરદી મરશે જો તે તૈયાર નહિ થઇ શકે તો! એને નામર્દ કહેવરાવીને જીવવું જ નથી.

હું પ્રાણીજ ઔષધોનો ઉપયોગ કરું છું. જો તે સહેલાઇથી મળે તો. દાખલા તરીકે કસ્તુરી, અંબર, ધમ, જુંદબેસ્ત વગેરે.

તો સહેલાઇથી બને, હિંસાને વેગ ન મળે તો પ્રાણીજ ઔષધની એને જરૂર છે જ એમ મને લાગ્યું.

સવારમાં ઊઠી હું મારી વૈદ્યની ખુરશી ઉપર બેઠો અને મારો દરદી આવ્યો, અને એણે એની રાતની પહેરેલી ચડ્ડી બતાવીને મને ફરિયાદ કરી.

રાત્રે એને અચાનક ઉશ્કેરાટ થયેલો એ ઉશ્કેરાટમાં ન સમજાય તેવી ગલીપચી થતી હતી. એને નીવારવા માટે તેણે હસ્તાક્ષેપ જનનેન્દ્રિયને પંપાળવાનો અને દબાવવાનો પ્રયત્ન કર્યો હતો અને એથી એને સફેદ પ્રવાહી ચડ્ડીમાં નીકળી જતું જણાયું હતું.

ચડ્ડીમાં વીર્યસ્રાવ થયેલો હતો, એમ એના ડાઘ તથા વાસ ઉપરથી જણાતું હતું.

કોઈપણ યુવાન આદમીને ડીસ્ચાર્જ થવો હાનિ કરતા છે એમ હું માનું છું અને તેને નિવારવા માટે અનેક ઉપાયો ચીંધુ છું. પરંતુ જ્યારે આ કિસ્સામાં આ રીતે ધાતુસ્રાવ થયો એથી મારા મનને એક પ્રકારનો ચોક્કસ જાતનો આનંદ થયો.

એ એટલા માટે કે હવે મને ખાતરી થઈ કે છોકરાનાં વૃષણ (ટેસ્ટીકલ) પુરૂષોચિત ધાતુ (વીર્ય) બનાવવા લાગ્યાં છે. એટલે એ અંગમાં ચોક્કસ પ્રકારની ક્રિયાઓ શરૂ થઈ રહેલી છે, જે આજસુધી તદ્દન બંધ જ હતી. અને ખરેખર ધારવા પ્રમાણે એની સ્થિતિ સુધારી શકાશે. પરંતુ એને વધુ મદદ પહોંચવી જોઇએ, અને એ માટે તેને મેં સગવડ કરી આપી–કરાવી આપી.

શાની સગવડ ?

હિન્દુ ક્ષત્રિય હોસ્ટેલમાં દરરોજ અજાનાં વૃષણ બે નંગ ઘીમાં સાંતળીને સવારમાં લેવાની !

આમિષ આહાર કરનાર હિન્દુ–મુસ્લીમ જનતા માટે દરરોજ સેંકડો અજાનો વધ તો થઈ જ રહ્યો છે. એ કંઈ મારા આ દરદી માટે નહિ પણ લોકોના આહાર માટે જ છે. છતાં તેનાં વૃષણની ગંઠિને નાપાક ગણીને એને મુસ્લીમ જનતા ખાતી નથી, એ જ

સ્થિતિ હિન્દુની છે, અને હલાલ થતાં પ્રાણીઓનાં જે અંગો ઉપયોગમાં આવે છે. તેવા એક ભાગમાંથી મેં મારા દરદીના કલ્યાણ ખાતર લેવાની છૂટ આપી હતી અથવા સૂચના કરી હતી.

જે રીતે બીજા ચિકિત્સકો કોડલીવર ઓઇલ, સીરપ એગ્ઝ, એસેન્સ ઓફ ચીકન અને હીનિટ્રોન વગેરે લખી આપે છે, તેમ મેં આ સૂચના કરી હતી.

હું માનું છું કે હું ચિકિત્સક તરીકે મારી ગાદી ઉપર હોઉં ત્યારે મારી જાતિના ધર્મ, મારા સમાજના વિચારો અને મારી સંકુચિત મનોભાવનાઓ મારા જ્ઞાન અને બુદ્ધિને સ્પર્શ કરવો જોઈએ નહિ.

કારણ ?

કારણ એ છે કે વસુધા એ મારું કુટુમ્બ છે, અને માનવીનું કલ્યાણ એ મારા ધર્મનું કેન્દ્ર છે. વૈદ્ય તરીકે મારી પાસે હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદી તથા અન્ય ધર્મી સર્વે આવી શકે છે. અને આમીષનો આહાર કરનાર મુસલમાન, પારસી વગેરે મને પૂછી શકે છે: ' વૈદ્યરાજ ! અમે તમારી દવા સાથે ગોસ્ત, મચ્છી, એદાં ખાઇ શકીએ ખરા ?"

છુ...થુ...થુ...થુ...શાન્તમ્ પાપમ: ! પ્રાત:કાળે સંધ્યાંદન કરી બેઠેલા. દેવસેવી સનાતની બ્રાહ્મણને તે આવી ગોસ્ત, મચ્છી, એંદા ખાવાની પૂછપરછ હોય ! ધર્મને રસાતળમાં બોળવા જેવું નથી લાગતું ?

ના, પણ હું વૈદ્ય છું. મંત્રદાતા ગુરુએ મને પુરાતન વૈદક ગ્રંથમાંથી ધાતુ અને વનસ્પતિના ગુણ, વીર્ય વિપાક શીખવ્યા છે, એ જ રીતે પ્રાણીઓનાં અંગ ઉપાંગોના ગુણ પણ શીખવ્યા છે, હું કોઈ એક કોમ કે ધર્મનો વૈદ્ય નથી. વસુધા એ જ મારી દૃષ્ટિની મર્યાદા–સીમા છે, અને હરેક મનુષ્ય–પ્રાણી માત્ર મારા જ્ઞાનના ભક્તો બનવાને અધિકારી છે.

અહિંસાની ઉપાસના કરી, હિંસાને માનનારા અને સ્વીકારનારાના માનસનો પલટો કરાવી, તેમને અનામિષાહારી બનાવવા એ જુદી વસ્તુ છે, અને મારા દરદીઓ પોતાના દરદ અંગે આહારના ગુણધર્મ વિષે મને પૂછે અને તેનો સાચો જવાબ મારે આપવો તે જુદી વસ્તુ છે. મેં મારા દરદીને સીધી રીતે આમિષ લેવાને પ્રેર્યો ન હોત તો એ દરદીને બીજા પાસેથી એ જ ગ્લૅન્ડઝમાંથી તૈયાર કરેલાં સત્ત્વોનાં ઈન્જેક્શન–પીચકારીઓ લેવી પડત અને તેના ગુણ માત્ર એના મન ઉપર ઠસાવત ! જ્યારે મને સંતોષ એ વાતનો હતો કે ઔષધ પૂરતો એનો ઉપયોગ થઈ રહ્યા પછી એ જ દરદીને હું એ દિશા તરફ વાળી શકીશ કે એ આજીવન પર્યંત આમિષ તરફ દષ્ટિ પણ ન કરે, અને અત્યારે થતી તથા થઈ રહેલી હિંસા તરફ આંગળી ચીંધીશ કે એ અહિંસાનો પરમ ભક્ત બની રહે મારે તો મારી કપરી ભીષ્મપ્રતિજ્ઞા અને માનવકલ્યાણની ભાવનાથી પ્રેરાઈને જ આંગળી ચીંધવાની હોય છે.

આગળ કહેવામાં આવ્યાં તે ઔષધો શરૂ હતાં જ. વધારામાં એ ગ્લૅન્ડઝ આપવાના શરૂ થયા. તેની સાથે મને ચોક્કસ વિચાર આવ્યો કે એમાં અવિકસિત ગુપ્તાંગની અંદરના ભાગમાં મહત્ત્વભર્યો વિકાસ સાધવાની ક્રિયા ઝડપી થઈ રહી છે. એટલે જો ખૂબ જ કાળજીપૂર્વક બહારથી એ ક્રિયાને મદદ મળે તેવી ખાસ ઔપચારિક ક્રિયા થાય તો જલદી અને નિર્ણિત સમયે આપણું કાર્ય સાધી શકાય.

એ વિચારથી મેં મસાલા તૈયાર કરાવી, એક જાતની પોટલી તૈયાર કરી:—

બીરબહોટી તો. ૨॥

કંચુવા તો. ૨॥ — શેકેલા ચણા તો. ૧

આહન તો. ૧ — હાથીદાંતનો પાઉડર તો. ૧

આંબાહળદર તો. ૧ — કપાસીયાનાં મીંજ તો. ૧

સઘળી વસ્તુને ખાંડીને તેની આઠ પોટલી બનાવી સ્વચ્છ મલમલના કપડામાં એકક તોલો આશરે દવા મૂકી, જરીક ગરમ દોરાથી બાંધી.

ત્યારબાદ ઉંચી જાતનું ગુલાબનું અત્તર બે તોલા એક ચાંદીની નાની વાટકીમાં મૂકી, એક ઘોડી ઉપર વાટકીને ગોઠવી નીચે ઘીનો દીવો કાકડા જેવડો જલતો કર્યો, અને એ અત્તરમાં ઉપરની બે પોટલી મૂકી, તેનાથી ગુપ્તાંગનો મૂળનો ભાગ, પડખાનો ભાગ અને અગ્ર ભાગ છોડીને સમગ્ર ભાગ તથા વૃષણનાં સ્નાયુ સુધી શેક કરવાનું શીખવ્યું. દરરોજ પંદરથી વીસ મિનિટ શેક થતો અને શેક કરી રહ્યા પછી તરત જ એ બાકી રહેલું અત્તર નાગરવેલના પાન ઉપર ગરમ કરીને પાનને તપાવી, મુખનો ભાગ ખુલ્લો રાખી બાકીના ભાગ પર બાંધવામાં આવતું. શેક બનતાં સુધી રાત્રે જ કરાવતા. કોઇ દિવસ રહી જાય તો સવારે કરવામાં આવતો, સાથે એ પણ સૂચના આપી હતી કે ગુપ્તભાગ ઉપર જરા પણ ઠંડુ પાણી અડકવા દેવું નહિ.

આઠેક દિવસ આ પ્રમાણે શેક કરવાથી ગુપ્તાંગ ઉપર સોજો આવ્યો-હોય તેવી સ્થિતિ જોવામાં આવી. સ્હેજ ફોલ્લીઓ થઇ આવી હોય એમ પણ દેખાતું હતું. એટલે શેક બંધ કરાવ્યો અને ત્રણ ચાર દિવસ શેક બંધ રાખ્યા પછી જોયું તો તેની ઉપરના ભાગ પરથી બધી પાતળી ચામડી કાળી પડી ગઇ હતી અને ફોતરી વળી હોય તેમ દેખાતું હતું. એટલે તેની ઉપર ઘી લગાડવું અને ધીરે હાથે મસળવાનું શરૂ કર્યું. બે દિવસ આ પ્રમાણે કર્યાં પછી લાગ્યું કે એ ભાગ જે માત્ર એકાદ ઇંચ પુરતો પણ ન હતો તેને બદલે ત્રણેક ઇંચની વૃદ્ધિ થઈ હતી. એની જાડાઈનું માપ પણ વધ્યું હતું, ચિકિત્સાના બે માસ પુરા થવા આવ્યા હતા અને તેને માટેના તમામ યોગ્ય ઉપચારો ચાલુ હતા.

બે મહિના વીતી ગયા ત્યારબાદ મારા દરદીના મામા પ્રોફેસર

તલાસ કરવા આવેલા, એમને દરદીની સ્થિતિ સમજાવી અને દરદીનો થઈ રહેલો વિકાસ પણ સમજાવ્યો તથા નજરે પણ બતાવ્યો. તેના ગુપ્ત ભાગ ઉપરાંત તેના ચહેરામાં પણ ચોક્કસ ફેરફાર નજરે પડતો જણાતો હતો મૂછનો દોરો સ્પષ્ટ જણાતો હતો તેની ચાલ બદલાઈ હતી એના અવાજમાં-કંઠમાં પણ ફરક પડયો હતો.

દરદીને માટે સુધરવાની સ્પષ્ટ આશા બંધાઈ ગઈ હતી. અને અડધા દિવસો તો વિતી ગયા હતા. ઓગણુસાઠ દિવસો હવે તૈયાર કરીને સોંપવાના બાકી હતા. ઉતાવળ કરો! એ પણ આ જમાનાની બલિહારી છે ને!

અપાયે જતાં ઔષધોમાં ફેરફાર કરવા જેવુ ન લાગ્યું. પરંતુ ખિલતા આવતા ગુપ્ત ભાગને વધુ વેગ મળવાની જરૂર હતી. ત્રણ આંગળ ઉત્થાનના સમયમાં દેખાતો ભાગ કાંઈ લગ્નને લાયક ન ગણાય. એટલે તેના સ્નાયુ વધે, કદ બંધાય અને જુવાનને યોગ્ય જનનઅવયવ પુષ્ટિ મેળવે તો જ કેસમાં હું જીતી શકું તેમ હતો.

દરદીને માટે ચાર મહિનાનો ક્રમ ઔષધ વિષેનો મેં ગોઠવી જ રાખેલો અને તે અર્થે આગળથી જે વસ્તુ તૈયાર કરવા પ્રયત્ન શરૂ કરી દીધેલો, તે ખાસ તેલ જેને તિલ્લો કહેવામાં આવે છે, તે માલીસ કરવાનું શરૂ કર્યું. તે તિલ્લો આ પ્રમાણે બનાવ્યો હતો :

પીંપર, સફેદ કરેણના મૂળની છાલ, આકડાના મૂળની છાલ, કેચુવા સૂકાં, સફેદ ચણોઠી, માલકાંકણીનાં બીજ, લવીંગ, કેશર, એલાયચી, ઝેરકોચલાં, લોબાન.

ઉપરની ચીજો દરેક ૨ા તોલા લઈને તેને બારીક ખંડાવી ખરલમાં નાંખી એ બધાનું જેટલું વજન થયું તેટલું આંકડાનું દૂધ નાખી, સાત દિવસ સુધી ખરલ કરાવ્યું અને તેની સોપારી જેવડી મોટી ગોળીઓ બનાવી આતસ સીસીમાં ભરી તેના ઉપર ૧ શેર

સિંહની ચરબી નાખીને પાતાલયંત્રથી તેના અર્ક (ચુવો) ખેંચી લીધો અને અલગ રહેવા દીધો. ત્યારબાદ કડવા ઇંદ્રજવ, આહન, વજ, કડવું કુષ્ટ શતાવરી, આકડાની જડ, એરમોચલાં, અક્કલકરો, ભીલામા, વછનાગ, તજ.

એ દરેક ચીજ પાંચ પાંચ તોલા લઈ, ખાંડી બારકૂટ કરી, આઠ શેર પાણીમાં નાંખી, પાણીને ઉકળવા મૂક્યું. બશેર પાણી રહેતાં નીચે ઉતારી, હાથથી ખૂબ ચોળીને ગાળી લીધું અને તેની અંદર ૧ શેર માલકાંકણીનું તેલ તથા બશેર ભેંશનું દૂધ નાંખી, ફરી ચૂલે ચઢાવી, ધીમા ધીમા તાપે દૂધ અને પાણીનો ભાગ બળવા દઇ, તેલ બાકી રહેતાં, ઉતારી એ તેલને ગાળી લીધું. તે તેલમાં જીતફરમી નામની હકીમી ચીજ બારીક વાટીને મેળવી. ચાર દિવસ સુધી તાપમાં રાખી દીધું. એથી તેલ સાથે દવા મળી ગઈ. ત્યાર પછી ઉપર જણાવેલો ચુવો અને આ તેલ બન્નેનું મિશ્રણ કરી ઉપરથી સિંહની ચરબી તો. ૨૦, અંબર તો ૦ાા. કસ્તુરી તો ૦ાા. એ રીતે તેમાં મેળવીને તિલ્લો તૈયાર કર્યો.

ઘણો જ પરિશ્રમ, પુષ્કળ વસ્તુની મિલાવટ અને ધ્યાનપૂર્વક તૈયાર કરવાની કાળજી રાખીને આ તિલ્લો તૈયાર કરવામાં દોઢ મહિનો લાગ્યો. દવાખાનાના બે માણસો કામે રોકાયા રહેતા હતા. ચુવો પાડતાં એક વખત તો માલ બધો ગુમાવી દીધેલો. તેલ તૈયાર કરતાં અંદર રહેલું દૂધ ઉભરાઈ જવાથી એક કારીગર પગે થોડુંક દાઝી ગયો હતો. પરંતુ વખતસર મારી ઇચ્છા પ્રમાણે તિલ્લો તૈયાર થઈ શક્યો અને ત્રીજા મહિનાના શરૂઆતથી એ તિલ્લા વડે આઠથી દશ મિનિટ માલીસ કરવો શરૂ કર્યો. માલીસ કરતાં વારેવારે ગુહ્ય ભાગ ઉશ્કેરાટ અનુભવતો, પણ બે એક મિનિટ શાંતિ જાળવી ફરી માલીસ કરાવતો. દરદી મારી સાથેના પરિચયથી ટેવેલો અને અનુભવી બન્યો હતો. વારંવાર વાતો કરીને મેં એનામાં દઢ નિશ્ચયબળ, પ્રગટ કર્યું હતું, અને પોતાને પ્રત્યક્ષ થયેલો સુધારો એ જોઈ શકતો હતો. એટલે

એને પણ શ્રદ્ધા અને વિશ્વાસ બેઠાં હતાં કે જરૂર આશાતીત લાભ થશે—સમયસર તૈયાર થઈ જવાશે.

ગુહ્ય ભાગનો આગળનો ભાગ છોડીને માલીસ થતું. ૭ એક દિવસમાં સ્થૂળતા વધી. મને વહેમ પડયો કે સોજો આવ્યો છે. પરંતુ સોજોનાં સ્પષ્ટ ચિહ્નો ન હોતાં, છતાં ત્રણેક દિવસ માલીસ બંધ કરાવ્યું, ફરી તપાસી જોયું. આખા ભાગ ઉપરથી બારીક ચામડી ઉખડી ગઈ હતી અને નવી ચામડી દેખાતી હતી. અને વધેલી સ્થૂલતા કાયમ હતી. દુઃખાવા, તકલીફ, સોજો—જેવું કશુ ન હતું. પરંતુ અંદરના સ્નાયુમંડલની વિકાસ ક્રિયા ઝડપી રીતે આગળ વધતી હતી. આ રીતે માલીસ ચાલુ રાખ્યું હતું. શેક બંધ હતો, કૂણાએલું શરીર કૃશ દેખાતું હતું.

નપુંસકતાની સાથે રહેલી, મગજ અને હૃદયની નિર્બળતા પણ આ છોકરાની નાબૂદ થવી જોઈએ, એવો વિચાર થવાથી બીજો એક પ્રયોગ—ખાવાના ઔષધનો નીચે પ્રમાણે બનાવ્યો.

ગાજર શેર ત્રણને ધોઈ સાફ કરી, તેના મૂળનો ભાગ તથા વચલો પીત્તનો ભાગ કાઢી નાખી, બાકી રહેલા ભાગનું ખમણી વડે ખમણ કરી લીધું અને પાંચ શેર ગાયના દૂધમાં નાંખી, કલાઈ કરેલી પીત્તળની કડાઈમાં ધીમી આંચે તૈયાર કરવા માંડયું. ગાજર અને દૂધ ઉકળતાં માવા જેવું ઘટ્ટ બન્યું એટલે ૧ શેર ગાયનું ઘી તેમાં નાંખી પાક બનાવવા માટે જેમ ચીટી કાઢવામાં આવે છે તેમ ચીટી કાઢી લઈ એક તરફ રાખ્યું.

ત્યારબાદ સારી જાતની તરીનો ગોળ શેર બે લઈ, બશેર પાણીમાં પીગળાવી તેની ચાસણી બનાવી, તેની અંદર અગાઉ તૈયાર કરેલો ગાજરનો માવો નાખી દીધો, અને પછી અડદનો લોટ શે. ૨ તથા ચણાનો લોટ શે. ૨ દૂધનો ધાબો દઈ, ઘીમાં શેકીને

અંદર નાંખ્યો. બીજી નીચે પ્રમાણેની વસ્તુ તેમાં ઉમેરીઃ—

સાલમ તો ૨, બમ્મન સફેદ ૧ તોલો, ઇસબગુલનું સત્ત્વ ૧ તોલો, વાંસકપુર ૧ તોલો, સફેદ મુસળી ૧ તોલો, બદામ ૫ તોલા, પીસ્તાં ૫ તોલા, અખરોડ ૫ તોલા, છોરી ખારેક ૫ તોલા, સફેદ ખસખસ ૫ તોલા, સફેદ તલ ૪ તોલા, કાતરેલું કોપરૂં ૫ તોલા.

આટલી વસ્તુ મેળવીને એક બરણીમાં ભર્યું. ભરતી વખતે ગુલાબજળ તો. ૫ તથા કેવડા અર્ક તોલા ૫ નાખી તેનો નરમ હલવા જેવો પાક બનાવ્યો.

દિવસે દશ વાગે દશ તોલા પાક ધીમે ધીમે ચાવીને ખાવા આપ્યો અને ચાલુ ખોરાકમાંથી એટલો ખોરાક ઓછો કરી નાખ્યો.

ત્રીજા મહિનાને અંતે છોકરામાં નવું ચૈતન્ય દેખાવા લાગ્યું. જરીક રીસાળ સ્વભાવ થયો હોય એમ પણ લાગ્યું. મારા સહચારી કામદારો એને કાંઈ કહે તો પહેલાં જે પત્થર ઉપર પાણી લાગતું, તેને બદલે હવે જરીક આ ભાઈસાહેબમાં પુરુષોચિત ભ્રકુટીની રેખાઓ નજરે પડતી, છાતી ખુલ્લી કરતાં જે સ્તનદ્વય છોકરી શાં જણાતાં હતાં તે ભાગ સુકાયો હતો, છતાં સરસ દેખાતો હતો. સ્વભાવ પલટાયો હતો તે સાથે અવયવમાં ફેરફાર થયા હતા. લગભગ ઉત્થાન વખતે એનો ગુહ્ય ભાગ પાંચ આંગળ લંબાઇ પકડતો હતો. સ્થૂલતામાં પણ સુધારો નજરે જોઈ શકાતો હતો. તેની સાથ વૃષણ પણ ખીલતા જતા હતા.

ચિકિત્સાપ્રણાલિ બરાબર ગોઠવાઇ ગઈ હતી. મારા માણસો એની ઉપર ચોકી પહેરો ગખતા, છૂપી રીતે બજારનો ખોરાક ખાઈ ન લે, દવાખાનામાં કે બાહ્યોપચારમાં શિથિલતા ન રાખે, મનભંગ થાય અને એનો પ્રોત્સાહિત બનેલો સ્વભાવ ખંડિત ન બને તેવી રીતે એને અમે સારવાર આપતા હતા. બીજા પંદર દિવસ વિતી ગયા અને તેના મામાનો પત્ર આવ્યો, એમણે નજીક આવેલા સમય તરફ આંગળી ચીંધી દરદી કઈ કક્ષામાં છે તે પૂછાવ્યું.

તેમને જવાબ અપાઈ ગયો "તમે ૧૧૯ મા દિવસે આવી તમામ ભાણુને લઈ જઈ શકો છો. તે સંપૂર્ણ તૈયાર છે એમ હું કહું તે કરતાં તમે જાતે જ આવી જોઈને તેડી જાઓ!"

૭ દિવસ બાકી હતા અને તેઓ આવ્યા, એઉને ખાનગીમાં લીધા, કેવળ સ્પર્શ માત્રથી સંપૂર્ણ જાગૃતિ આવી ગઈ આંગળથી માપતાં ૭ આંગળ લંબાઈ હતી અને એ જ રૂપમાં સ્થૂલતા પણ હતી.

ચાર માસમાં ચાર દિવસ આગમચથી બધી દવા અને ચિકિત્સા છોડાવી દીધી. માત્ર સવાર સાંજ ૦ા શેર ગાયના દૂધમાં સફેદ ડુંગળીને છુંદી તેનો પાંચ તોલા રસ નાંખી, એ તેને પીવામાં આપવાનું ચાલુ કર્યું.

---

[૧૩]

વહાલા ડૉકટર સાહેબ,

આપ બહુ મોટા અધિકારી અને આંગ્લવિદ્યાથી વિભૂષિત ડૉકટર સાહેબ છો અને તેની સાથે ઊંચામાં ઊંચી ડૉકટરી વિદ્યાની પદવી આપને પ્રાપ્ત થયેલી છે. એટલે આપને એક બહુ સામાન્ય દરજ્જાના માણસે સીધો પત્ર લખતાં ખમચાવું જોઈએ અને પૂરતો વિચાર કર્યા પછી જ પત્ર લખવો જોઈએ.

પરંતુ હું મારી જાત સામે જોઉં છું અને મને વિચાર આવે છે. ઓ માનવી! તું કેવળ માનવી છે. પણ માનવી સર્જતા કુદરતે તારામાં બુદ્ધિની વિશિષ્ટતા, જ્ઞાનની સરિતા, સ્મૃતિનો ભંડાર અને વિવેકની ચાવીઓનો ખજાનો કાંઈક વધુ અંશે ગોઠવી દીધો, જેના બળે આ જગતમાં તને બુદ્ધિમાનમાં શ્રેષ્ટ ગણાતા—બેરીસ્ટર, ઈજનેર,

કલાવિશારદ, ન્યાયાધીશ, સંગીતશાસ્ત્રી, રસાયનશાસ્ત્રી કે જડજ બનાવી દીધો, એથી તું મહકાય તે કરતાં કુદરતે આપેલી બક્ષીસનો બદલો જગતમાં સર્વ જીવ–પ્રાણીઓના કલ્યાણ ખાતર તેમના ચરણે ધરવાની ફરજ સંબંધે વિચાર કરે તો એ ગુણમહત્તાને કારણે શા માટે આવી બક્ષીસ મળી છે તેનું સાચું રૂપ સમજી શકે.

બીજા ક્ષેત્રના બુદ્ધિમાનોની વાત આપણે બાજુ ઉપર રાખીએ અને માત્ર તબીબોનો ખ્યાલ જ નજર સામે રાખી લઈએ તો તેમાં કયા રંગ તરંગો ભાસે છે?

આપણે શા માટે તબીબ થયા? સુસજ્જ રીતે વસ્ત્રપરિધાન કરી, ડાઘ પડ્યા વગરનાં સૂટ પહેરી ટાઈટ દોરીના બૂટથી ચટક મટક ચાલવા?

વિદેશી દવાઓ અત્યારે બહાર પડતી હોય તેનાં નામ ગોખી રાખી કેમિસ્ટને ત્યાં કમીશન નક્કી કર્યા પછી, ટપોટપ અંગ્રેજીમાં તે જાતે ન ઉકેલી શકે પણ કેમિસ્ટ જ વાંચી શકે તેવાં નામ લખી આપવા?

કન્સલ્ટ ફી, લોહીતપાસની ફી, પેશાબ પૃથક્કરણની ફી, એક્સ રે ફોટાની ફી અને સમય લાગ્યો તેના કલાકોની ફી—બધો સરવાળો કરી, એકસો ને એક નક્કી થયા તે ગજવામાં ઘાલી, રેસકોર્સ, તાજમહાલ અથવા કોઈ કલબ તરફ હંકારી જઈ ઇતિકર્તવ્ય સમજવામાં શું આપણને કુદરતે જે કારણો બુદ્ધિમાન, જ્ઞાનવાન બનાવ્યા તે આપણી ફરજ પૂરી થાય છે ખરી? આપણે જગતનાં મનુષ્યોની પ્રાણશક્તિની રક્ષા કરી તંદુરસ્ત જીવન જીવવા લાયક બનાવી આપવું, સત્યની અસિધારા ઉપર ડગ ભરીને કેવળ મનુષ્યના ભલા ખાતર આપણી જીવન–વિદ્યા છે, ને માત્ર આજીવિકાનિર્વાહ પૂરતો ખ્યાલ રાખી આખી આપણે દુનિયાના સાચા સેવકો ન બની શકીએ? નથી લાગતું કે ચિકિત્સા–કાર્ય એ કેવળ વિશુદ્ધ સેવાનું નિર્મળ

કાર્ય છે? આપણે દેશનાં માનવીઓના સેવકો છીએ. નહિ કે અધિકારી! અમલદારી અથવા સત્તાધારી કોઈ રૂવાબ આપણે માટે યોગ્ય હોય જ નહિ.

અને એ વિચારે જ આજે આ પત્ર આપને સકારણ લખવાની મારી ઈચ્છા એ માટે થઇ છે કે મારી ઉપર કપરી ફરજ અદા કરવાનું કાર્ય આવી પડયું છે.

છએક મહિના આસપાસના ગાળામાં એક એકવીશ વરસ ઉપરની ઉમરના નવયુવાન માટે આપે તપાસી જે સર્ટીફીકેટ આપેલું તે સંબંધમાં મારે આપને લખવાનું છે.

આપના સર્ટીફિકેટે કેટલો મોટો ઉલ્કાપાત જન્માવ્યો! 'ઉલ્કપાત' શબ્દ લખીને મારી એમ કહેવાની ઈચ્છા નથી કે આપે આપેલું સર્ટીફીકેટ ખોટું હતું.

આપ તદ્દન સાચા હતા. એક નિષ્પક્ષપાત હાઈકોર્ટના જડજ ગુન્હેગાર સંબંધમાં સમગ્ર હકીકતનો ખ્યાલ કરી, તેને સજા ફરમાવે છે. પરંતુ સજા ફરમાવતી વખતે નિર્દોષ માર્યો ન જાય અને સાચો ગુન્હેગાર નિર્દોષ ન ઠરે તે માટે તેની ન્યાયબુદ્ધિ સતત્ પહેરો ભરતી રહે છે. એવી જ કાર્યક્ષમ બુદ્ધિથી આપે સર્ટીફિકેટ આપેલું. તેને પરિણામે એક આબરૂદાર કુટુમ્બ કકળી ઊઠયું. એક ભલો અને ભોળો યુવાન આત્મઘાત કરી, જગબત્રીસીની નિંદાથી બચવા તૈયાર થયો, અને એક કુલીન નિરપરાધી બાળાને પોતાના મનથી કલ્પેલો—નક્કી થયેલો પુરુષ ત્યજી, જીવનમાં બીજો પતિ થશે એવા સમયની ઝાંખી થવા લાગી: એ બધું માત્ર આપના સર્ટીફીકેટથી થયું.

ઉત્તરોત્તર કોર્ટો સ્થાપીને કાયદા ઘડનારાઓએ અપીલ કરવાનો માર્ગ એવો બતાવ્યો છે કે માનવજાત પોતાને ફરમાન થયેલી સજાથી ઉગરી શકે છે.

આપની ફરમાની પામેલો ગુનેગાર મારી પાસે આવ્યો. આપના સર્ટીફિકેટના મંતવ્યથી તદ્દન વિરોધાભાસ બતાવે તેવો માત્ર ચાર મહિનાની સારવાર પછી તે બની ગયો છે અને જેને જરી પુરાણી થિયરી માનવમાં આવે છે તે આયુર્વેદના પ્રયત્નથી જ.

નિર્દોષ દંડાય છે તેને ઉગારવો એ આપના જેવા બુદ્ધિમાન્ માનવબંધુની ફરજ છે. આપ તપાસી લેજો. અને આપને એમ લાગે કે આગળનું સર્ટીફિકેટ બદલવા જેવું છે તો તે બદલી નાખીને નવું સર્ટીફિકેટ આપ લખી આપશો.

મારી દૃષ્ટિમાં સેક્સના સિદ્ધાંત પ્રમાણે અવિવાહિત યુવાન પુરુષમાં જાતીયશક્તિની સચમુચ જે સ્થિતિ અને ભૂમિકા જોઈએ તે સઘળી આ યુવાનમાં આવી ગયેલી છે અને જો આપણે એને કેવળ કોઈ પણ જાતના પૂર્વગ્રહથી દોરાયા સિવાય તટસ્થ ચિકિત્સકની વૃત્તિથી તપાસીએ તો એને વિવાહ કરવાને અયોગ્ય કહી શકીએ નહિ, કારણ કે એનામાં પુરુષોચિત ગ્લેન્ડઝ અને એની ક્રિયા, જનનઅવયવ અને તેનો વિકાસ, સીમેન અને તેનાં જંતુઓ પૂર્ણપણે વિકસી રહ્યાં છે અને હજી ઉંમર વધવા સાથે તેમાં વિકાસ થવાનો પૂરો અવકાશ છે. પચીસ વર્ષ સુધી પુરુષ પુરુષોચિત યોગ્ય વિકાસ સાધી શકે છે, જો એના ઉછરતા છોડમાં કોઇ કુટેવ કે કુછંદરૂપી ઉધાઇ લાગી ન હોય તો.

પત્ર લખનાર હું એક આયુર્વેદનો ચિકિત્સક છું, અને આયુર્વેદ પદ્ધતિથી સારવાર કરી, મારા હાથે શૂન્યમાંથી એકના રૂપે આ યુવાન તૈયાર થયો છે. જીવનપર્યંત તેનામાં આવેલી શક્તિ અને વિકાસ સચવાઇ રહેશે. એટલું જ નહિ. પણ તેને આપેલાં ઔષધો લોહીમાં મળીને રહેલાં છે, તે ઘણો વખત સુધી વિકાસ કરવામાં કારણ રૂપ બનશે.

હું ધારૂં છું કે આપ ન્યાયની નજરે આ કેસને જોઇ, યોગ્ય

ઇન્સાફ આપશો. કેસમાં આપને કોઈ શંકા જણાય તો વિનાસંકોચે મને બોલાવી શકો છો.

આપનો
વૈદ્ય...........

સ્વસ્થાન શ્રી........મહાશુભસ્થાને. પૂજ્યારાધે, સર્વ સુભ પમા યોગ્ય વૈદ્ય......ની ચરણો ઘણી હજો. એતાનશ્રી ગામ...... થી. લી પા......ના જય શ્રી કૃષ્ણ. વિનંતી સાથે લખવાનું કે અમારે ચિ. ભાઈનાં શુભ લગ્ન તા......ના નિરધાર્યાં છે તો તે શુભ પ્રસંગ ઉપર આપ મિત્રમંડલ સહીત વેળાસર પધારશો મિતિ...

લી.........

કંકોત્રી સાથે બીજો એક પત્ર હતો :

**પરમ પૂજ્ય ગરીબના બેલી વૈદ્ય......**

આપનો લખી આપેલો ભલામણ પત્ર લઈ અમે ડોક્ટર સાહેબને મળ્યા. તેઓ ઘણા જ કામમાં હતા. છતાં પત્ર બેથી ત્રણ વખત વાંચ્યો અને ચિ. ભાઈને અંદર લીધો. સાથે હું પણ હતો. એમણે એને તપાસ્યો. પૂછવાનું કેટલુંક પૂછી, ત્રીજા દિવસે ફરી આવવાની તેમણે એમને સૂચના કરી.

અમે ત્રીજા દિવસે વખતસર હાજર થયા. પણ ત્યાં ચિ ... ના સસરા તથા એક મોટા સાળા અને કાકાજી પણ હાજર હતા.

અમારી રૂબરૂ જૂનું સર્ટીફીકેટ ફાડી નાંખી, બીજું સર્ટીફીકેટ જે આગળથી તૈયાર કરી રાખેલું તે અમારા હાથમાં મૂક્યું અને મોઢે સંદેશો આપ્યો:–તમારા વૈદ્યરાજને કહેશો કે હું પણ હિન્દની જનતાનો સાચો સેવક છું. ન્યાય અને સત્ય પ્રમાણે વર્તવું એ પૂજ્ય બાપુજી પાસેથી મેં મેળવ્યું છે. ટુંક મુદ્દતમાં તમે એક યુવાનને સાચો યુવાન બનાવી આપ્યો છે. તે માટે તમારી દીર્ઘદૃષ્ટિ અને ઋષિપ્રણિત આયુર્વેદને હું ધન્યવાદ આપું છું.

અમારા વેવાઈ સામે બેઠા હતા. તે હસ્યા: 'હવે કહો, મહુરત જોવડાવીશું ને?'

અને કૃપાનાથ, લગ્ન નક્કી થયું છે. આપનો દરદી હઠ પકડી રહ્યો છે કે મારા જીવનદાતા હાજર રહી આશીષ આપે ત્યારે જ મીંઢોળ બાંધીશ. આપ ક્યારે આવો છો ? આપના ઉપકાર માટે તો શબ્દો જ નથી.

અવિકસિત, યૌવનરહિત ષંઢ રહી ગયેલા એક યુવાનની ક્રમબદ્ધ ચિકિત્સાની–લેશ પણ ગુરુગમનો ભેદ રાખ્યા સિવાય-આખી ચિકિત્સાની રીત મેં મારા અંગત પરિચયનો દૃષ્ટાંત આપી બતાવી દીધી છે. આ જ રીતે આવા ઘણા કેસોનો મને અનુભવ થયો છે– થતો રહે છે અને આ વિગત લખાય છે તે વખતે પણ અનેક યુવાનો મારા અનુભવ, જ્ઞાન અને ચિકિત્સાનો લાભ લઈ રહ્યા છે.

વિભિન્ન મનુષ્યપ્રકૃતિનું બંધારણ હોવાથી જુદા જુદા માનવી-ઓને જુદાં જુદાં ઔષધોથી લાભ થાય છે. એક કેસમાં અનુભવેલાં અને સફળ થયેલાં ઔષધો બીજા દરદીને સંપૂર્ણ તંદુરસ્ત નથી બનાવી શકતાં, પરંતુ એને માટે અન્ય ઔષધો અને પ્રયોગો કામે લગાડવાં પડે છે; જ્યારે કેટલાંક ઔષધો એવાં છે કે અનુપાનભેદથી હરેક પ્રકૃતિવાળા માનવીને સાનુકૂળ બનાવી શકાય છે. એવાં ઔષધો યોગવાહી હોય છે, એ પ્રકારનું સર્વોત્તમ અને સંપૂર્ણ ઔષધ તે પૂર્ણ ચંદ્રોદય છે.

આયુર્વેદનું આ અમોઘ અને પ્રભાવશાળી જરા વ્યાધિનો વિનાશ કરનારૂં ઔષધ આજે બજારમાં મુકાઈ અશિક્ષિત અને ક્રિયાકુશળતા રહિત વેપારીઓના હાથે ચડીને એટલું હીનવીર્ય બન્યું છે કે જેમ ઝાંઝવાનાં દેખાતાં પાણીથી મુસાફરની તરસ છીપતી નથી, તેમ આજે બજારમાં વેચાતા ચંદ્રોદયો માનવશરીરની મરામત કરી શકતા નથી. કારણ કે જેને સાચો ચંદ્રોદય કહેવામાં આવે છે તે ચંદ્રોદય તો બનતો જ હોતો નથી, અથવા જવલ્લે જ બને છે. એના બનાવનારને વરસ દિવસ સુધી તન–મન–ધનનો મોટો ભોગ આપવાનો હોય છે,

અને જ્યારે પારદને અષ્ટ સંસ્કાર આપી બુભુક્ષિત બનાવવામાં આવે ત્યારે જ ચંદ્રોદય નીપજાવી શકાય છે. અષ્ટ સંસ્કાર આપ્યા વગરના પારદ વડે બનાવેલો પદાર્થ ચંદ્રોદય ન કહેવાય, પણ તે તો રસસિન્દૂર છે. જેમ છાશમાંથી બનાવેલી સફેદ કઢી દેખાવે દુધપાક જેવી લાગવા છતાં તેનો ખોરાક તરીકેનો ઉપયોગ દુધપાકની અવેજી પૂરી શકતો નથી.

સાચો ચંદ્રોદય કોને કહી શકાય એ જાણવા માટે અને ચંદ્રોદયના નામે થઈ રહેલી ધોકાબાજીથી બચવા તેમજ ચંદ્રોદય બનાવવાની સાચી રીત જાણવા માટે હું વાંચકોને મારૂં લખેલું નાનુ છતાં ઉપયોગી પુસ્તક **'ચંદ્રોદય એટલે શું ?'** એ પૂરૂં વાંચવાની ભલામણ કરૂં છું. તેમાં આ વિષયની પુષ્કળ માહિતિ છે.

ચંદ્રોદય વિષે આટલી સ્પષ્ટતા એટલા માટે કરી છે કે ઉપર્યુક્ત કેસની જે છણાવટ કરવામાં આવી છે તેમાં મુખ્ય ઔષધ શતગુણ ગંધકજારિત પૂર્ણ ચંદ્રોદય વપરાયો છે.

ચંદ્રોદય પારદ અને સુવર્ણ એ મુખ્ય વસ્તુ છે. તેમાં જારણ માટે ગંધક વપરાય છે ખરો, પરંતુ તે તો પારદને રૂપાંતર આપવાને માટે, કેમ કે તેમાંથી ગંધક બળી જઈને ચાલ્યો જાય છે.

ચન્દ્રોદયના પ્રણેતા ચંદ્રોદયને હૃદયપૌષ્ટિક, વાજીકર, બળ આપનાર, રક્તપ્રસાદક, જંતુઘ્ન, સેન્દ્રિય વિષનાશક અને યોગવાહી માને છે. તેના સેવનથી માનવીની સપ્ત ધાતુ બળવાન બને છે ઓજસ્ પ્રગટે છે, અવિકસિત અંગનો વિકાસ થાય છે. થાઇરોઇડ, પીચ્યુરીટરી અને વૃષણનો વિકાસ કરે છે, યુવાની ખીલવે છે બળ, બુદ્ધિ, સ્મરણશક્તિ અને જ્ઞાનતંતુને સારા પ્રમાણમાં મદદ પહોંચાડે છે, અને એથી જ રાજયક્ષ્મા (ક્ષય) કફપ્રકોપ, માનસિક નિર્બળતા, વીર્યસ્રાવ નપુંસકતા, મંદાગ્નિ અને અપસ્માર જેવા કષ્ટસાધ્ય વ્યાધિઓનો નાશ કરી, તંદુરસ્તી લાવી આપે છે. વલિ–પલિતનો વિનાશ કરવો એ આ ઔષધનો મહાન ગુણ છે. વલિ એટલે વૃદ્ધપણામાં અથવા

જુવાન છતાં ઘડપણ દેખાતા માનવીઓના બેસી ગયેલ ગાલ અને ચામડીની કરચલી, તથા અકાળે આવેલા સફેદ બાલને નાબૂદ કરી, અકાળે આવેલી વૃદ્ધાવસ્થા નાબૂદ કરી નાખે છે, કારણ કે ચંદ્રોદય આખાય શરીરનું સંમાર્જન કરીને નવસર્જન કરી નાંખનાર કાયાકલ્પ પ્રભાવશાળી ઔષધ છે, ચંદ્રોદયના ગુણવક્તા વિદ્વાન્ અને અનુભવી પૂર્વચિકિત્સો તો કહે છે કે ચંદ્રોદયનું (સાચા ચંદ્રોદયનુ–માત્ર નામધારી બજારૂ નહિ ) સેવન કરનાર એકસો મદોન્મત્ત સ્ત્રીઓનો ગર્વ હરણ કરે એટલી તેનામાં પૌરુષેય શક્તિ પ્રગટ થાય છે. એ વાતને અત્યારે ભલે આપણે અતિશયોક્તિભરી માનીએ, તો પણ સેંકડો નિર્બળ બનેલા અને નપુંસક બનેલા અથવા વૃદ્ધ ઉમરના પુરુષને ફરી યુવાની મેળવવાનો કપરો પ્રસંગ આવ્યો હોય છે ત્યારે ચંદ્રોદય શરીરના યંત્રને પુનઃ ક્રિયાશીલ બનાવીને એક સંપૂર્ણ તંદુરસ્ત યુવાન જેટલી જાતીય શક્તિ પ્રગટ કરે છે, અને એ શક્તિ તેનાં આંતરિક અવયવોને કામે લગાડીને તૈયાર કરેલી હોય છે કે જેથી એ આવેલી શક્તિ કાયમી બની રહે છે.

ચંદ્રોદય માત્ર જાતીય શક્તિવર્ધક છે એમ માનવું ન જોઈએ અને માત્ર સંસારી જ તેનું સેવન કરી શકે એમ પણ માનવાને કારણ નથી. યોગી, બ્રહ્મચારી અને તત્ત્વમસિના ઉપાસકો તત્ત્વસિદ્ધિને અર્થે ચંદ્રોદયનું સેવન કરી પીનલ ગ્લેન્ડઝને જાગૃત કરી સંપૂર્ણ મનોબળનુ કાર્ય સિદ્ધ કરવા જેવું વજ્રકાય શરીર અને મન બનાવી શકે છે.

ચંદ્રોદયમાં આવતા સુવર્ણનો ગ્રાસ પારદે કરેલો હોવાથી એ સુવર્ણ રાસાયણિક ફેરફાર પામી, એવું સૂક્ષ્માતિસૂક્ષ્મ બની ગયું હોય છે કે શરીરમાં પ્રવેશ્યા પછી લોહીના અણું અણુંમાં એ વ્યાપક બને છે. કારણ કે સુવર્ણ પણ યોગવાહી છે અને હૃદયને બળ આપવું એ તો સુવર્ણનું મુખ્ય કામ છે. અને હૃદયના બળ ઉપર તો આખા દેહની

સંચાલિત ક્રિયાનો આધાર છે. સુવર્ણના ઉપયોગથી હૃદય ઠીક પ્રમાણમાં સંચાલન વેગ ધારણ કરે છે અને લોહીમાં રહેલા અનેક પ્રકારના કિટાણુંઓનો નાશ કરે છે, એથી જ ક્ષય જેવા વ્યાધિમાં આયુર્વેદ તથા એલોપથી જેવી વિદ્યમાન થિયરીઓ સોનાનો ઉપયોગ છૂટથી કરવાની ભલામણ કરે છે. પરંતુ અન્ય રીતે ઉપયોગમાં લીધેલું સુવર્ણ સહેલાઈથી લોહી સાથે મળી શકતું નથી, જ્યારે પારદ સાથે સંમિશ્ર થઈને એ સુવર્ણ હૃદય સુધી સહેલાઈથી પહોંચી શકે છે. કારણ કે બુભૂક્ષિત બનેલો પારદ પોતે ભક્ષણ કરેલા સોનાને છોડતો નથી.

સુવર્ણ ધાતુ હોવા છતાં શારીરિક ઘટકોનો નાશ નથી કરતું, પરંતુ શરીરને હાનિ પહોંચાડનાર કિટાણુંઓનો નાશ કરે છે અને એથી જ ઉરુક્ષત જેવા વ્યાધિમાં તેનો ઉપયોગ કરવાથી ઉલટી અને ગળફામાં આવતું લોહી બંધ કરી દે છે, કારણ કે સુવર્ણ પારદ-બુભૂક્ષિત પારદનો યોગ પામીને પોતાની ક્રિયા કરવામાં ખૂબ જ પ્રભાવશાળી તથા અકસીર બની જાય છે.

પૂર્ણ ચંદ્રોદયમાં બીજો અપૂર્વ ગુણ એ છે કે કોઈ પણ કારણથી આવેલી ઇંદ્રિયશિથિલતાને દૂર કરે છે, ઇંદ્રિયનો અર્થ માત્ર ગુહ્ય ભાગ સમજવ નો નથી, પણ જ્ઞાનગ્રહણનું સામર્થ્ય જેનાથી થાય છે તે દેહસ્થ સઘળી ઈંદ્રિયો ( દશે ઇંદ્રિયો )ને તૈયાર કરી આપે છે. એ નિર્બળ બનવાથી આપણે જોવાની, ગતિની સ્પર્શની કે સંભોગની શક્તિ ગુમાવી દઈએ છીએ તે સઘળી શક્તિ પુનઃ સ્થાપિત થાય છે અને ઇંદ્રિયોની જાજ્વલ્યમાન સાચી શક્તિ પ્રગટ થાય છે અને એથી જ ચંદ્રોદયની અસર બુદ્ધિ, મન, મનોદેશ અને જ્ઞાનેન્દ્રિય ઉપર થાય છે. કારણ કે ચંદ્રોદય ત્રિધાતુની સામ્યાવસ્થા સ્થાપિત કરી દે છે અને શરીર વ્યવસ્થિત રીતે કામ કરતું થઈ જવાથી નિયમબદ્ધ સપ્તધાતુ ઝડપભેર ઉત્પન્ન થાય છે. અને શરીર પોષણ પામી નવપલ્લવિત બને છે.

કેવળ જનનઅવયવના વિકાસ અર્થે અથવા જાતીય શક્તિ વધારવા માટે ચંદ્રોદયની સાથે કસ્તુરી, અંબર, બરાસકપુર, જાયફળ, સમુદ્રશોષનાં બીજ અને એવાં ઔષધોનું અનુપાન મેળવવાથી તેમજ ચંદ્રોદય યોગવાહી હોવાથી તેનામાં સયોગજન્ય વૃષ્યત્વ ગુણ અત્યંત વૃદ્ધિ પામે છે અને આ રીતે તૈયાર કરેલા વિવિધ અનુપાન મિશ્રિત ચંદ્રોદયની શક્તિ જાતીયતાના રૂપમાં પરિણમે છે.

એટલે જ મેં ઉપર સ્પષ્ટ રૂપે રજૂ કરેલા કેસમાં ચંદ્રોદયને મુખ્ય સ્થાન આપીને તેના સાથે યોગમાં બીજાં ઔષધો મેળવ્યાં હતાં

કેટલાંક દ્રવ્યો પુરુષજાતિ ઉપર સીધી અસર કરનારાં છે; જ્યારે બીજાં કેટલાંક ઔષધો સ્ત્રીજાતિ ઉપર સીધી અસર કરનારાં હોય છે.

આ રીતે પદાર્થવિજ્ઞાનનું તલસ્પર્શી જ્ઞાન મેળવ્યા સિવાય દરદીને માત્ર દવા આપનાર સફળ થઈ શકતા નથી.

કસ્તુરી, અંબર. જાુંદબેદસ્ત, કૃષ્ણ સત્વ કેશર, અભ્રક, આહાન, એખરો, સાલમ, મુસળી, ગોખરૂ, કૌચાં, બહુફળી ખારેક, પીસ્તાં, ખસખસ, હીંગળોક, પારદ, સુવર્ણ, તામ્ર લોહ નાગ.

આ બધા પદાર્થો પુરુષજાતિના વિકાસ માટે, મરામત માટે, શક્તિસંચય માટે અને વૃદ્ધત્વના નિવારણ અર્થે જુદા જુદા સ્વરૂપમાં આપી શકાય છે. હા, યોજના કરવી એ યોગ્ય બુદ્ધિ, જ્ઞાન અને અનુભવનું કાર્ય છે. સારાં ઔષધો પણ સાચી યોજના સિવાય નિષ્ફળ જાય છે; જ્યારે સામાન્ય જણાતાં ઔષધો સાચા યોજનાશક્તિથી સફળતા આપે છે. જેનામાં પદાર્થવિજ્ઞાન અને શારીરવિજ્ઞાનનું સાચું જ્ઞાન છે એ જ સફળ યોજક બની શકે છે.

એથી જ પૂર્ણ ચંદ્રોદયના વિષયમાં અહીં મેં આટલી સ્પષ્ટતાથી લખ્યું છે. શિયાળામાં આ ઔષધ વિશેષ લાભદાયી બને છે. માત્ર મેં જણાવ્યું તે મુજબ પૂરી રીતે સંસ્કાર પામી બુભૂક્ષિત બનેલા પારદમાંથી જ પૂર્ણ ચંદ્રોદય બનેલો હોવો જોઈએ.

બુભૂક્ષિત પારદનો અર્થ એ થાય છે કે તેની સાથે સોનું મેળવીને ચંદ્રોદય તૈયાર કરતી વખતે પારદ સુવર્ણને છોડતો નથી. કેટલાક એમ કહે છે કે જો પારદ બુભૂક્ષિત બન્યો હોય તો તેની સાથે એક તોલો, બે તોલા, પાંચ તોલા, એમ ગમે તેટલા તોલા સુવર્ણ મેળવો તોપણ સુવર્ણ એ પારદની સાથે મળી જવા છતાં પારદનું વજન તો પ્રથમ હતું તેનું તે જ રહે, છે. સુવર્ણના વજનનો તેમાં ઉમેરો ન થાય. આ પ્રકારનો અનુભવ મને થયેલો ન હોઈ હું તો ઉપર જણાવ્યો તેવો બુભૂક્ષિત પારદનો અર્થ કરું છું.

આ પ્રકારનો ચંદ્રોદય તમે જાતે પણ ક્રિયાકુશળ વૈદ્ય કે રસાયનશાસ્ત્રીની સહાયથી બનાવી શકો છો; નહિતર તમોને જેની ઉપર પૂર્ણ વિશ્વાસ હોય તેવા કોઈ વૈદ્ય પાસેથી મેળવી શકો છો.

તેને " શતગુણ ગંધકજારિત " બનાવવાથી ગંધક તો તમામ બળીને ઊડી જાય છે, પરંતુ એથી પારદને વિશેષ બળ મળે છે. એ પ્રકારનો પૂર્ણ ચંદ્રોદય નિર્બળમાં નિર્બળ માનવીને પણ બળવાન બનાવી શકે. એલોપથીના "ઈન્ટ્રવેઈન્સ" અને "ઇન્ટ્રામસ્ક્યુલર" બળપ્રદાયક ગનાતાં ઇન્જેકશનો લઈને બાવડાં દુઃખવવાં કે પકવવાં કરતાં શતગુણ ગંધકજારિત પૂર્ણ ચંદ્રોદયની યોગ્ય અનુપાનમિશ્રિત ગોળીઓ તેની સાથે દૂધ, મલાઈ, માખણ આદિ લેવાથી સદૈવ ટકી શકે તેવું શારીરિક-માનસિક સાચું બળ આપે છે, એ નિઃસંશય છે.

આ વિષય એવો છે કે તે દરેકની જિજ્ઞાસાને તીવ્રતર બનાવે છે; અને એથી જ આ વિષયનો 'બહુરૂપીમાં'ગાં મેં પ્રારંભ કર્યો ત્યારથી મુખ્યત્વે યૌવન અને તેનાં ભયસ્થાનો સંબંધમાં જુદા જુદા દૃષ્ટિબિન્દુથી પૃચ્છા કરતા અનેક પત્રો વાચકો તરફથી મને મળતા રહ્યા છે. તે પત્રોની અવગણના કરી ન શકાય. અને ખરી રીતે કહું તો આ વિષયના વિકાસમાં એ પ્રકારના વાચકબંધુઓના વિચારો, પ્રશ્નો, આદિ મને પુષ્કળ ઉપયોગી પણ બને છે.

## રૂંધાતો યૌવન વિકાસ

અગાઉ પણ "પુત્રદા અને પારણું" એ વિષય લેખમાળારૂપે 'બહુરૂપી'માં શરૂ થયેલો ત્યારે મને પુષ્કળ પત્રો મળતા. ઉપરાંત મારી પાસે આવનાર અનેક બહેનોએ વિષયની ખિલાવટ સંબંધમાં, તેની અપૂર્ણતાને દૂર કરવા મારી સમક્ષ અવનવા મુદ્દા રજૂ કરતી તેના એ વિષયમાં થયેલો યથોચિત ઉપયોગ મને યશ અપાવનારો તથા વાચકોને પણ લાભપ્રદ બન્યો છે.

વારુ હવે આપણે મુખ્ય મુદ્દા પર આવીએ. વાચકોના પત્રો અહીં આપવાનું સ્થળ સંકોચને કારણે બની શકે તેમ નથી. એટલે તેમના વિચારો પ્રશ્નો વગેરેનો સમન્વય કરીને સહુને સંતોષ થાય એ રીતે અહીં તેની છણાવટ કરવાનું યોગ્ય લાગે છે.

"યૌવન" અને તેનાં "ભયસ્થાનો!" એટલે શું બાળક કે કિશોરવસ્થાને માટે ભયસ્થાનો નથી? અથવા પ્રૌઢાવસ્થા કે વૃદ્ધવસ્થા પ્રાપ્ત થયા પછી ભયમુક્ત બની જવાય છે?

ના, એવું કશું નથી. માનવનો જગતમાં જન્મ થાય છે-માતાના ઉદરમાંથી બહાર આવીને નાનકડું અર્ભક માંચીમાં પડે છે ત્યારથી તે અતિ વૃદ્ધ થઇને મૃત્યુ પામે છે તે દરમ્યાન ડગલે ને પગલે ભયસ્થાનો તો રહેલાં જ છે. પરંતુ અર્ભક-બાળકને એનો કશો ખ્યાલ હોતો નથી, કેમકે તેના મગજનો વિકાસ ન થયેલો હોવાને કારણે તેની જ્ઞાનશક્તિ સંકુચિત હોય છે. એટલે તેને ભયમુક્ત રાખવાની જવાબદારી તેનાં માતા-પિતા તથા વાલીઓને હોય છે.

અર્ભક અને બાળક અવસ્થા પસાર કરીને તે કિશોરાવસ્થામાં પ્રવેશ કરે છે. તે દરમ્યાન તેની સમજશક્તિ વિકાસ પામી હોય છે. વધુ ને વધુ વિકસતી જતી હોય છે. તે સમયે પણ તેની અલ્લડ અવસ્થાને કારણે દેખીતી રીતે કશો દાબ કે અંકુશ રાખ્યા વગર પણ પણ તેનાં માતા-પિતા, વાલી કિંવા જો તે કોઈ છાત્રાલયમાં રહેતો હોય તો છાત્રાલયના ગૃહપતિએ તે કિશોરની જીવનચર્યા ઉપર સતત લક્ષ આપવાનું હોય છે.

મને લાગે છે કે બાળક તથા કિશોરના જીવનના વિકાસને માટે મેડમ મોન્ટેસોરીની શિક્ષણ પદ્ધતિ ઉપયોગી થઇ શકે તેવી છે ખરી. પરંતુ દુઃખ એ વાતનું છે કે એ પદ્ધતિ આપણા ગરીબ દેશને માટે બહુ મોંઘી પડી જાય તેવી હોઇ, જનતાનો મોટો ભાગ પોતાનાં બાળકોને માટે તેનો લાભ લઇ શકતો નથી.

જૂના કાળમાં આપણે ત્યાં ગુરુકુળ અથવા ઋષિકુળની પદ્ધતિ હતી. અતિ પ્રાચીન ગ્રંથો ઉપરથી સમજાય છે કે તે કાળે કશા યે ભેદભાવ કે સંકોચ વગર બાલકો તથા બાલિકાઓ એક જ ગુરુના કુળમાં–આશ્રમમાં સાથે રહીને અભ્યાસ કરતાં, તેમાં શ્રીમંત–ગરીબોનો પણ ભેદભાવ ન હતો. મને તો લાગે છે કે એ વખતે દ્વિજ અને શુદ્ર-એવો પણ ભેદભાવ નહિ હોય. દરેકની યોગ્યતાના પ્રમાણમાં શિક્ષણ અપાતું હોવું જોઇએ. બાકી ગુરુની તથા ગુરુના આશ્રમની સેવા કરવાની જવાબદારી એ આશ્રમમાં રહેતા દરેક વિદ્યાર્થીની હતી.

ભગવાન કૃષ્ણ યાદવવંશીય ક્ષત્રિય હતા. સુદામા ગરીબ બ્રાહ્મણ-પુત્ર હતા. બેઉ જણાં સાંદિપની ગુરુના આશ્રમ માટે જંગલમાં લાકડાં કાપવા જતા–કઠિયારાનું (શુદ્રનું–સેવાનું) કાર્ય કરતા,અર્થાત્ તે વખતની શિક્ષણ–પદ્ધતિમાં ચારે વર્ણ સમાન હતા.

એ રીતે ગુરુકોળોમાં–છાત્રાલયોમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ –વિદ્યાર્થિનીઓ તથા તેમનાં ગુરુ અને ગુરુ–પત્નીના નિર્વાહના જવાબ-દારી ગૃહસ્થાશ્રમીઓ ઉપર હતી. વ્યકિતગત ફીનું ધોરણ ન હતું. અથવા અમુક વ્યકિત તેને માટેના ફાળામાં અમુક રકમ ભરે એવું પણ ન હતું. શિક્ષાગુરુ અને શિષ્ય અકિંચનાવસ્થામાં જ રહેવા જોઇએ; એવી સર્વત્ર ભાવના હતી.

એ સ્થિતિમાં આઠ વર્ષનો બાળક ગુરુકુળમાં પ્રવેશી, કિશોરા-વસ્થાને વટાવી, યુવાવસ્થામાં પ્રવેશ કરે–તેની ઉમર વીશ વર્ષની થાય ત્યારે તે પરમ પ્રતાપી, પ્રભાવશાળી બનીને ગુરુકુળમાંથી સ્વગૃહે આવતો.

આ પ્રણાલિને કારણે વાતાવરણ ખૂબ વિશુદ્ધ રહેતું. બાલક-બાલિકા સાથે એક જ આશ્રમમાં રહેવા છતાં તેમની વચ્ચે કશો દોષ પેદા ન થતો, બંધુ-ભગિનીનો પ્રેમ રહેતો, પછી ભલે તે જુદાં જુદાં ગામનાં, જુદા કુળનાં, જુદા વર્ણ કે જ્ઞાતિનાં હોય: એ કારણને લઇને જ સગોત્રમાં લગ્ન ન થાય, એ પ્રકારનો પ્રબંધ થયેલો. અત્યારે 'સગોત્ર' એટલે એક જ 'કુળ' અથવા એક જ 'વંશ' માનવામાં આવે છે, ખરી વાત એમ નથી. 'ગોત્ર' એટલે વંશ નહિ પણ 'કુળ' અર્થાત્ 'શાળા' એવો અર્થ કરવો જોઇએ. દાખલા તરીકે બ્રાહ્મણમાં અનેક ગોત્ર છે. તેમાં 'ગૌતમ' ગોત્રમાં અમુક ગામના વ્યાસ, આચાર્ય, ઠાકર વગેરેનો સમાવેશ થાય છે, તેમનાં ગામ જુદાં છે, વંશ જુદા છે. સાત તો શું પણ સત્તર, સત્યાવીશ, સાડત્રીસ કે સુડતાલીશ પેઢીએ પણ તેમના વંશનો મૂળ પુરુષ એક હોતો નથી. પરંતુ તેઓ 'ગૌતમ'ની શાખામાં-ગુરુકુળમાં-શાળામાં એક સાથે અભ્યાસ કરતા હોઇ તેમનામાં અભૂતપૂર્વ ભ્રાતૃભાવ જન્મેલો. એથી તેમનાં બાળક-બાળકી વચ્ચે લગ્ન કરવું ઇષ્ટ નથી એ પ્રકારની ભાવના નક્કી થયેલી.

જેમ જેમ વસતિસંખ્યાની વિશાળતા વધતી ગઇ અને જીવનમાં પરિવર્તન થતું ગયું તેમ તેમ ગુરુકુળોનો અન્ત થતો ગયો, ગોત્ર-ભૂસાતાં-ભૂલાતાં ગયાં. અત્યારે માત્ર બ્રાહ્મણોમાં અને અમુક અંશે ક્ષત્રિયોમાં ગોત્રનું કાંઇક સ્મરણ રહ્યું છે. એથી જ અત્યારે સગોત્રી લગ્નમાં બાધ ન હોવો જણાવો જોઇએ એ પ્રકારનો સરકારે કાયદો કરવો એવી માગણી કેટલાકો તરફથી થાય છે.

એ કાયદો પસાર થાય કે ન થાય એ બહુ મહત્ત્વની વાત નથી. પરંતુ અત્યારની સ્થિતિમાં એક વિષમતા પેદા થઇ છે એ આપણા સંસારનો-સમાજજીવનનો હ્રાસ પેદા કરનારી છે. લગભગ નાનાં મોટાં તમામ શહેરોમાં હાઇસ્કૂલો તથા શાળાઓમાં કિશોરો તથા કિશોરીઓ, કુમારો તથા કુમારીઓ એકી સાથે બેસીને અભ્યાસ

કરે છે, કૉલેજમાં પણ યુવક અને યુવતીઓ–પરણેલાં હોય કે ન હોય –સાથે અભ્યાસ કરે છે. એ પ્રકારના સહશિક્ષણના લાભો અખબારોને પાને ચડે છે! એથી જે લાભ થતા હોય તે ખરા; પરંતુ ગેરલાભ તો ગણ્યા ગણાવી ના શકાય એટલા થાય છે. અત્યારની કૉલેજો, હાઇસ્કૂલો. શાળાઓ, હૉસ્ટેલો અને અન્ય છાત્રાલયો અગાઉની ગુરુકુળ પદ્ધતિપર રચાયેલાં નથી, તેમનું આયોજન, નિયમન અને નિયંત્રણ જુદી જ દષ્ટિથી થાય છે.

ખાસ કન્યાઓ માટેની કોઈ કોઈ સંસ્થાઓ પોતાના નિર્વાહને માટે કન્યાઓ કસરતો, નૃત્યો અને નાટકોનાં પ્રદર્શનો કરે છે. કન્યાઓ માટેનાં વિશિષ્ટ પ્રકારનાં શાળા–છાત્રાલયોને આર્થિક વ્યવસ્થાઓ માટે શ્રીમંતો ઉપર જ આધાર રાખવાનો હોઇ, તેવી સંસ્થાઓના સંચાલકો ઇચ્છાથી કે અનિચ્છાથી પણ એ સંસ્થામાં અભ્યાસ કરતી અમુક કન્યાઓને કુટિલ અને કામી શ્રીમંતોના હવસનો ભોગ બનાવનારી પ્રવૃત્તિ આદરે છે.

આ પ્રકારની પ્રવૃત્તિઓ 'યૌવન"કાળને માટે ભયસ્થાનો સમી છે. તે માટેની જવાબદારી, બાળકો, કિશોરો, કુમારો અને યુવકોનાં માતા–પિતાની છે. અર્થાત્ "યૌવનનાં ભયસ્થાનો" યુવાની પછીથી જ શરૂ થાય છે એવું કશું નથી. તેનાં મૂળ ઘણાં ઊંડા છે. ઉપર આપેલા દષ્ટાન્તોથી જ એવાં ભયસ્થાનો પૂરાં થાય છે એમ કાંઈ નથી.

અગાઉનાં પ્રકરણોમાં એક યુવાનનું દષ્ટાન્ત વિસ્તારથી આપ્યું છે. તેનું જનન અવયવ તદ્દન સંકુચિત હોઈ તે લગ્ન કરવાને લાયક ન હતો એવું અનુભવી તબીબે પ્રમાણપત્ર આપેલું. તેને મારી પાસે લાવવામાં આવ્યો અને પરમ દયાઘન પરમાત્માની મદદ કૃપાથી તે સાચો યુવાન બન્યો., ડૉક્ટર સાહેબે પણ જૂનું પ્રમાણપત્ર રદ કરી તેને લગ્નને લાયક ઠરાવ્યો.

એ જેમ તેના યૌવનનું એક વિશિષ્ડ ભયસ્થાન હતું; તેવી જ રીતે તેનાં માતા–પિતાના યૌવનમાં રહેલા ભયસ્થાનનું જ એ પરિણામ

હતું. તેના જન્મકાળે તેનાં માતા-પિતા યુવાન જ હોવાં જોઈએ. તેમનાં રજ-વીર્યના સંયોગનું પરિણામ તે આ યુવાન બનેલા બાળકની પ્રસ્તુત સ્થિતિ.

એટલે યૌવનનાં ભયસ્થાનો માત્ર યુવાન-યુવતીએ જ નહિ પરંતુ તેમનાં માતા-પિતાઓએ પણ વિચારવાં જોઈએ છે

અત્યારે દુનિયામાં દિનપ્રતિદિન વસતિ અગાઉ કરતાં વધતી જાય છે; તેની સાથે જાતજાતનાં નવાં નવાં પેદા થતાં વૈજ્ઞાનિક યંત્રો દ્વારા દુનિયા નાની અને નાની બનતી જાય છે. વાયુ, જળ અને વરાળના સહાય પછી ગેસ તથા વિદ્યુત્ અને તે ઉપરાંત આકાશમાં સર્વત્ર પ્રસરી રહેલા 'ઇથર' નામના તત્ત્વની સહાય વિજ્ઞાનને સાંપડી છે. હજારો ગાઉ દૂરનો અવાજ એ ઇશ્વર દ્વારા આપણે એક સેકન્ડના પણ અતિ સૂક્ષ્મ ભાગમાં સાંભળી શકીએ છીએ. કચકડાની પટ્ટી પર નોંધાતા અવાજ અને હાલતાં ચાલતાં ચિત્રો આપણને જોવા માટે મળે છે. એથી અનેક લાભ થતા હશે-થાય છે; પરંતુ તેનું એક વિપરીત પરીણામ આવે છે. અને તે ક્ષણે ક્ષણે યૌવનનાં ભયસ્થાનો સમું આપણી સમક્ષ હાજર રહે છે.

હકીકત એ છે કે યુરોપ-અમેરિકા તરફ દૃષ્ટિ પહોંચવાને કારણે આપણી ગરીબાઈ, સાદાઈ આપણને સતત સાલ્યા કરે છે. ત્યાંના વાતાવરણનાં આકર્ષણો આપણા દીલમાં મહત્ત્વાકાંક્ષા, અવનવી અભિલાષાઓ જગાડે છે અને તેથી આપણે બીજાની દૃષ્ટિએ પ્રભાવશાળી દેખાવાના મોહમાં ખરી રીતે તો પતનના માર્ગે જઈ રહ્યા છીએ.

એક સાદો દાખલો આપું. ઘણાં વર્ષો થયા આપણે બરૂની કલમ લખવા માટે વાપરતા, એ પછી લોખંડ અને પીતળની ટાંકીવાળાં હોલ્ડર આવ્યાં, ત્યારબાદ ભાતભાતની ફાઉન્ટન પેનો દાખલ થઈ. અત્યારે ઘણા લેખકો ફાઉન્ટન પેન વગર જાણે લખી જ ન શકતા હોય એવા અપંગ થઈ ગયા છે.

પરંતુ આપણું કંઈક સદ્ભાગ્ય હશે કે જેથી પૂજ્ય મહાત્મા

ગાંધીજીની ફાઉન્ટન પેન થોડા સમય પહેલાં ગુમ થઈ ગઈ, તેનો પત્તો ન લાગ્યો. એ ઉપરથી કેટલાકોએ મહાત્માજીને નવી ફાઉન્ટનપેન આપવા માંડી, પરંતુ તેમણે દઢ નિશ્ચય પ્રકટ કર્યો કે "ના, હવેથી હું ટાંક અને હોલ્ડર જ લખવાના ઉપયોગમાં લઈશ."

એથી મને લાગે છે કે ઘણા માનવીઓ ફાઉન્ટન પેનના મોહથી મુક્ત બનશે–મુક્ત બનવાનો પ્રયત્ન તો જરૂર કરશે.

એવી જ રીતે આપણુને અનેક પરદેશી ચીજો વગર ચાલતું નથી. અને ખાસ કરીને યુવાવસ્થામાં તો જાતભાતનાં આકર્ષણોની ફસામણમાંથી બચવાનું મુશ્કેલ બને છે.

આ રીતે અનેક પ્રકારનાં ભયસ્થાનોને આ લેખમાળામાં સ્થાન મળે એવી ઘણા વાચકોની ઇચ્છા છે. મારે પણ એ વિષયમાં પુષ્કળ કહેવાનું છે, તે યોગ્ય રીતે વાચકવૃન્દ સમક્ષ જરૂર રજૂ થશે. હવે આપણે મુખ્ય વિષય તરફ આગળ વધીએ.

કુમારીકા ૧૪ વરસની થાય ત્યાં સુધીમાં એના દેહ અને અવયવો ઉપર સામાન્ય રીતે યૌવનની ઉષાનું પ્રાગટ્ય થઈ જવું જોઈએ. હિન્દુસ્તાનની આબોહવા પ્રમાણે સોળ વરસની સંપૂર્ણ અંગોપાંગથી ખીલેલી, નિતંબથી ઉપસેલી, સ્તનદ્વયથી આકર્ષતી મુગ્ધાવસ્થા ધારણ કરતી, કિશોરવસ્થામાંથી યુવાનીના ઉંબરમાં પ્રવેશ કરતી યુવતીનો દેહ વિકસીને પૂર્ણ સંસારને લાયક બની જાય છે

સોળ સોળ વરસ વીતી જતાં છતાં પણ જ્યારે એનામાં યૌવનને યોગ્ય દેહનું ઘડતર તૈયાર થતું નથી, તૈયાર થયેલું જોવામાં નથી આવતું ત્યારે સહેજે એના દેહ અને અંગોપાંગમાં રહેલી ઊણપ–અપૂર્ણતા–વિકાસની ખામી વગેરે તરફ આપણી નજર દોડે છે.

આકાશમાં ઊડવાની ખાતર ચાંદો વધતો રહીને પૂર્ણિમાએ સોળ કળાનો થાય એમ નહિ સમજી લઈએ પણ એની ગતિ, રેખા અને નિયમબદ્ધતાની ખાતર પણ એણે પૂનમે પૂર્ણકળા ધારણ કરીને અવનીના અંધકાર પોતાની શુભ્ર જ્યોત્સ્નાના વડે ખસેડવો તો જોઈએ ને ?

એમ લગ્નની ખાતર, સંસારી બનવાની ખાતર પુરુષની મનોવી ભાવનાને માર્જન કરવા ખાતર નારીએ દેહકળાઓ ખીલવીને સોળે વરસે સંપૂર્ણ બનવું એવું મનાવવાની જરૂર નથી; પણ કાળની ગતિ, વધતી ઉમર અને યૌવનના પ્રકટ્યના સમયનો પરિપાક થતાં એને રોકવાનો પ્રયત્ન કરવાને કારણે અથવા કોઇ દેહવિકાસની ખામી–ઊણપને પરિણામે જો અપૂર્ણતા રહે–રહી હોય તો પૂર્ણતાએ પહોંચવા–પહોંચાડવા ઈલાજ અને ઉપચાર એ જરૂર માગી લે છે જ.

કસકસીને બોડીસ પહેરી જોરાવરીએ છાતીને બીંસી નાંખવી, ખૂબ જ જોરદાર ચણીયાના બંધનને બાંધી કમરને પાતળી રહેવા દેવી, ચડ્ડી, ફરાક અને સેન્ડલ બૂટની જોડીથી ઉમરે નાની દેખાવાનો પ્રયાસ કરવો અને એ રીતે ઢાંકપીછોડો રમી, આવતા યૌવનને અટકાવી, કેટલોક કાળ કિશોરાવસ્થા ધારણ કરી રાખવાનો પુરુષાર્થ આજની કુમારિકાઓ, કિશોરીઓ સમજપૂર્વક–ઇરાદાપૂર્વક કરે છે. એમ કરવાની પાછળ અભ્યાસ, લગ્નકાળ ઠેલવાનો હેતુ અને બીજાં અનેક કારણો પણ હોય છે ! પરંતુ આ રીતે વિકાસ પામતા–ખીલતા દેહને બાહ્યોપચારથી રોકવાથી ખરી રીતે તે રોકાતો નથી. માત્ર એથી વિકૃતિ થાય છે અને આવાં આકરાં બંધન છાતી અને કમર ઉપર જોરાવરીએ રાખનાર જુવાન થયેલી કિશોરીઓને અટકાવ વખતનાં અસહ્ય દર્દ અને છાતી–જ્ઞાનતંતુ, હૃદયનાં દર્દો, તેમજ હિસ્ટીરિયા જેવાં દર્દો થાય છે, અને એ કારણે અમે અનેક બહેનોને પ્રથમ મુલાકાતે ધ્યાન દોરીને દેખાવ ખાતર પણ આવા કૃત્રિમ ઉપચારો કામે નહિ લગાડતાં, વિકસવા યોગ્ય બનેલાં અવયવને ખિલવા દેવાનું સમજાવ્યું છે.

આ તો હકીકત છે. બાહ્યોપચારથી વિકાસને અટકાવવા આતુર બનતી આજના જમાનાની કિશોરીઓની ટેવના સંબંધમાં ધ્યાન દોર્યું પરંતુ કેટલાક કેસો જુદી જાતના હોય છે. એવા કેસોમાં સોળ વરસ વિતી જવા છતાં કુમારીમાંથી કિશોરી અને કિશોરીમાંથી યૌવનકાળનો

જે પ્રાદુર્ભાવ થવો જોઈએ એ રીતે અંગ ખિલતાં નથી. તે તરફ જ્યારે વડીલોનું ધ્યાન દોરાય છે ત્યારે સહેજે તેમને ચિંતા થાય છે કે 'જુઓને બાઈ ! આ છોકરી સોળ વરસની થઈ, પણ છે કાંઈ ઠેકાણું ?"

"ઠેકાણું નથી" એ સૂત્રરૂપ વાક્યદ્વારા એમ જણાવવામાં આવે છે કે નથી એનું શરીર વધ્યું, નથી એના નિતંબ ખીલ્યાં, નથી એના ચહેરા ઉપર યૌવનના ભાવ પ્રગટ્યા કે એના સ્તનદ્વયે વિકાસ સાધ્યો ! સૂકી, દુબળી, તેજરહિત માયકાંગલી જણાતી એની કાયા હોય છે ! ઉંમરે આગળ વધવા છતાં એ કોરીર (કેરડા)ના ક્ષુપની માફક પુષ્પ વગરની વસંતની હવા વગરની, એ નિર્માલ્ય છોકરી યૌવનમાં આવતી જ નથી !

બધા જ કેસોમાં એમ થતું નથી. પણ જેમાં થાય છે એ કેસોમાં એનાં માત-પિતાને એ ચિંતા ઉપજાવતી રહે છે ખરી. એવી અનેક કિશોરીઓ અમારી પાસે લાવવામાં આવી છે કે જેમને સોળ સત્તર અને અઢાર વરસ વિતી જવા છતાં એમના શરીરનાં ક્યાંય ઠેકાણાં જ ન મળે.

આવા કેસોમાં એના શરીરમાંની અંતઃસ્રાવી ગ્રંથીઓની ખામી જણાઈ આવી છે. અને કેટલાક કેસોમાં એની માતાના ગર્ભસ્થ દોષોને પરિણામે પણ છોકરી અવિકસિત રહેતી હોય છે.

આ વિષયમાં આપણે વર્ગીકરણ કરવામાં અને જુદા જુદા સ્થાન પરત્વેનો દોષ અને ઊણપ તથા તેનાં કારણ, લક્ષણ અને સ્વરૂપની ચર્ચામાં ઉતરી સમય નહિ બગાડીએ. માત્ર જુદા જુદા અંગવિકાસની ખામી માટે ઉપાય સૂચવીને આ વિષય પૂરો કરી, યૌવનના ભયની બીજી નહેરો તરફ સફર કરીશું.

જ્યારે છોકરી ચૌદ વરસની થાય છતાં પણ તેની છાતી ઉપર સ્તનગ્રંથીનો આકાર ન પ્રગટે, એનાં બાહુ, જાંગો અને નિતંબ ઉપર માંસપેશીઓ ન ખિલે, ઉદરની નાભિથી નીચે રોમાવલિનો દોરો ન દેખાય તો એમ સમજી લેવું કે એના શરીરની ગ્રંથીઓ બરાબર કામ કરતી નથી અને એથી યૌવન વર્ષો વીતશે તોયે આવશે નહિ.

**આહન—ખારેક ભરત :**

આહન તોલા ૭ાા અને ખારેક નંગ ૨૧; પ્રથમ આહનને ખાંડીને પાઉડર કરવો અને ૨૧ ખારેકને રાત્રે ગરમ પાણીમાં પલાળી રાખવી. સવારે ૨૧ ખારેકમાંથી ઠળિયા કાઢી નાખી, દરેક ખારેકની વચલી પોલમાં ખાંડેલું આહન ભરવું અને સાડાસાત તોલા આહન ૨૧ ખારેકમાં પૂરું ભરી દેવું. દરેક ખારેક ઉપર દોરો બાંધવો.

સવારમાં બકરીનું દૂધ શેર ૧ લઈને તેમાં ૧ ખારેક મૂકવી તથા એક તોલો ખાંડ નાખી ઉકાળવું. ત્રણ ચાર ઊભરા આવ્યા પછી નીચે ઉતારી ઠંડું થયે પ્રથમ ખારેકને ચાવીને ખાઈ જવી. ઉપર દૂધ પીવું અને તેના ઉપર અરધો કલાક સુધી બિલકુલ પાણી પીવા આપવું નહિ. ઉપરાંત પાણીનાં બેડાં ભરવા માટે જેમને દૂર કૂવા ઉપર જવું પડતું હોય તો તેમણે નિયમિત બે ત્રણ બેડાં ભરવા જવું અથવા બશેર ઘઉં ઘંટીએ દળવા બેસારવી. આ રીતે રોજ સવારમાં ખારેક આપવી. સાંજે બદામનું તેલ તથા કાજુનું તેલ બન્ને ભેગાં કરી શરીર ઉપર છૂટા હાથે માલીસ કરાવવું.

આ દવા તથા પ્રયોગ શિયાળામાં કાર્તિક સુદ પૂનમથી શરૂ કરી મહા સુદ પૂનમે બંધ કરવો. આ પ્રયોગ દરમ્યાન કાજુ, બદામ, અખરોડ, કોપરું, તલ, મગફળી જેવા તૈલી પદાર્થો ચાવીને ખાવા આપવા, અને પસીનો વળે એ રીતની શરીરની કસરત આપવી. પછી ભલે તે છાશ વલોવે, છાણાં થાપે, ઘંટી ખેંચે, કૂવા ઉપર પાણી ભરે યા કપડાં ધુવે: પણ શરીરને પૂરતું હલનચલન મળે એ રીતે કસરત મળવી જોઈએ.

એક વરસના શિયાળામાં આ રીતે ઉપરનો પ્રયોગ કરવાથી છોકરીની અંતઃસ્ત્રાવી ગ્રંથીઓ કામે લાગે છે અને તેના દેહનો વિકાસ થવા લાગે છે, શરીર ખિલે છે, માંસ વધે છે, રોમાવલિ પ્રગટે છે અને સ્તન તથા ગુહ્યાંગ ઉપર યૌવનના અંકુરો પ્રગટે છે.

**બીજો પ્રયોગ**

કુકડીનાં ઈંડાંનાં ફોતરાં કે જેને ઈંડાનું ભક્ષણ કરનારાઓ કચ-રાપટ્ટીમાં ફેંકી દે છે તે ફોતરાંને લઈને ૧ શેર ફોતરાં હોય તો બે તોલા લીંબુનો રસ અને ૧ તોલો મીઠું-એક ચીનાઈ માટીના વાસ-ણમાં નાંખીને પલાળી રાખવાં. બાર કલાક પલાળી રાખ્યા પછી ફોતરાંને હાથે મસળવાથી ઉપરના ભાગમાંથી પાતળું પડ નીકળી જશે તેને ફેંકી દઈને બાકીનાં ફોતરાંને લૂછી, સાફ કરી તેની નીચે બતાવ્યા પ્રમાણે ભસ્મ કરવી.

ધોઈ સાફ કરેલાં કુકડીનાં ઈંડાનાં ફોતરાં તો. ૪૦ હોય તો તેમાં તો. ૧ હીંગળોક નાંખી, ખાંડીને પાઉડર કરવો અને ખરલમાં નાંખી ઘીકુંવારના રસમાં ૨૪ કલાક ઘુંટી રૂપીઆ-રૂપીયાભારની ચકરીઓ બનાવી તડકે સુકવી લેવી. એ સુકાયેલી ચકરીઓ-ટીકડીઓ તૈયાર થયા પછી સરખી ધારવાળાં બે સરાવલાં સરખાં ઘસી રાખી. એકમાં ચકરીઓ મૂકી, ઉપર બીજું સરાવલું ઊંધું મૂકી સાંધાની જગ્યાએ ભીના કપડાનું ચીંથરું વીંટી, તેની ઉપર માટી ચોપડી, પાંચ શેર અડાયા છાણાંની વચમાં આંચ આપવી. બીજે દિવસે ઠંડું થયેથી કાઢી લઈને ખરલમાં નાંખી ૧ તોલો હીંગળોક નાંખી, ઘી કુંવારના રસમાં ઘુંટી, સુકવીને પાંચ શેર અડાયાં છાણાંનો અગ્નિ આપવો. આ રીતે સાત ભઠ્ઠી આપ્યા પછી બહાર કાઢી, એક દિવસ ગુલાબજળમાં તથા એક દિવસ કેવડાજળમાં ઘૂંટી સુકવી બાટલી ભરી રાખવી.

ચૌદ પંદર વરસ વિતી જવા છતાં જે છોકરીને સ્તન તથા જાંઘ ઉપર ભરાવ ન આવતા હોય, શરીર ન ખીલતું હોય, જેમને ગુહ્યસ્થાન ઉપર રોમાવલિ ન પ્રગટતી હોય, જે સ્ત્રીને સ્તન વિકાસદાર અને ભરાવદાર ન બનતાં હોય પણ તદ્દન નાનાં જ રહેતા હોય, એટલે કે સ્તનગ્રંથીઓ ઉમર વધવાની સાથે વિકાસ પામી પયો-ધરનું રૂપ ધારણ કરવું જોઈએ તે ન થતું હોય, અથવા જે સ્ત્રી-

ઓને એકાદ સુવાવડ આવી ગઇ હોય તેટલામાં જ રતન સુકાઇ લટકીને ચીંથરા જેવા બેહાલ થઈ ગયાં હોય, ગુપ્ત માર્ગ ઢીલો અશક્ત અને સ્નાયુ નબળા પડી બંધનો ઢીલાં પડી ગયા હોય, તેવી હરેક કિશોરી, યૌવના અથવા ગૃહિણી સ્ત્રીઓ માટે આ યોગ છે. તે અમારો અનુભવસિદ્ધ છે અને ગુરુગમથી મળેલો છે.

કમળકાકડી અથવા પબડીને ખાંડી નાંખવી (ઉપરનું કાળું કવર કાઢી નાંખીને પછી તેનાં મીંજને) તે ચૂર્ણ તો. ૧ દશ તોલા દૂધમાં ઉકાળી, ખીર બનાવી અંદર સાકર એલચી નાંખીને ઠંડી થવા દેવી. એ ખીરની ઉપર મલાઈની તર જામે તે ચમચામાં લઇને ઉપર બતાવેલી ઇંડાની ફોતરાંની ભસ્મ રતી બે તેમાં નાંખી, મેળવી, ચાટી, ઉપર કમળકાકડીની ખીર ખાઈ જવી. આ ખીર લીધા પછી ત્રણ કલાક સુધી કોઇ પણ પ્રકારનું ભોજન આપવું નહિ. માખણ, ઘી, દૂધ સારા પ્રમાણમાં આપવું. માત્ર સવારે આ પ્રમાણે દવા અને ખીર આપવી. સાંજે ખજૂરની ૧ અથવા બે પેશામાંથી ઠળીયો, કાઢી નાંખી તેની અંદર ઘી ભરી ચાવીને ખાઈ જવી.

અને દોરડાં કૂદવાની કસરત કરવા સૂચવવું અથવા ચાલવું. આ પ્રમાણે લાગટ ત્રણ–ચાર મહિના દવા આપવી. ખોરાકમાં ફળ, સૂકો મેવો, લીલાં શાકભાજી વધુ પ્રમાણમાં આપવાં એના મન–મગજ ઉપરથી કોઈ પણ પ્રકારનો માનસિક અથવા શારીરિક બોજો હોય તો ઓછો કરવો. ચોમાસું અને શિયાળો આ આઠ મહિના ઉપરની દવા આપવા માટે સારા છે. ઉનાળામાં દવા બંધ કરીને ભાવે એને પચે તેટલી પાકી–મીઠી–ગળી કેરી ચૂસાવવી અને ઉપર પચે તેટલું દૂધ પીવરાવવું.

અમે તો આ રીતે અનેક કુમારીકાઓનાં શરીરને આ ઔષધો આપી જોયાં છે, એકાદ વરસમાં તો શરીર મસ્ત બને છે. અંગોપાંગ વિકાસ પામી, ભરયૌવનની ભરતીના નાદે ગાજતું બની જાય છે. પેટંટ બાટલીઓ શરીર સુધારવા માટે ડોકટર પાસે લખાવી લાવી,

તે દવાઓ પીને કંટાળેલી બહેનોને ઉપરનાં ઔષધ પોતાની પુત્રી, બહેન કે પડોશીની તનયા માટે વાપરી જોવાનો ભલામણ કરૂં છું.

પરંતુ માત્ર બસ્તગહવર ઉમર વધવા છતાં સાંકડું રહી ગયું હોય, અર્થાત્ તેને લઈને નિતંબ—કમર પાછળનો ભાગ તદ્દન સુકાયેલો જણાતો હોય તો એવી કિશોરી કુમારિકાને માટે.

**ચીમેડ વાળો :**

ચીમેડ તો. ૨૦ બાવળનો ગુંદર તો. ૧૦, વાલડીંગ તો. ૨॥, વાપુંભા તો ૧॥, મુસળી તો, ૧, કમળનુ. કેશર તો. ૧, મેથી તો. ૨॥, આકન તો. ૧, ગંઠોડા તો. ૧ ઘી શેર ૨॥, ગાળ શેર ૧, ખાંડ શેર ૧ અડદનો આટો તો. ૨૦ કોપરૂં તો. ૧૦.

**પાકનો વિધિ**

પ્રથમ ચીમેડને ખાંડી જુદી રાખવી. મેથીને શેકીને ખાંડી નાખી જુદી રાખવી. ગુંદરને ઘીમાં તળીને ખાંડી નાંખવો. અડદના લોટને દૂધનો કરમો દઈ ઘીમાં શેકી દાણો પાડવો.

બાદ ચૂલા ઉપર ઘી મૂકી, ગોળ નાંખી, ગોળ ઉપર તરે એટલે નીચે ઉતારી ખાંડ નાખી, બાકીના ખાંડેલા મસાલા, ગુંદર અને કોપરૂં તથા અડદનો આટો વગેરે મેળવી અને દશ તોલાના લાડુ વાળવા. જો છોકરી લોહીમાં ફીકાશવાળી જણાતી હોય તો લાડુ વાળતાં પહેલાં આ પાકમાં ૧ તોલો મંડૂર ભસ્મ તથા ૧ તોલો સુવર્ણ માક્ષિક ભસ્મ સારી રીતે પરિપક્વ તૈયાર કરેલી મેળવીને પછી લાડુ વાળવા.

દાતણ કરી રહ્યા પછી ૧ લાડુ બરાબર ચાવીને ખાવા આપવો અને ખાઈ રહ્યા પછી બશેર ઘઉં લઈને ઘંટીએ દળવા બેસારવી.

હાજી, હા, તમારી મોંઘા પાડની હીરા વીંટી હાથે જડેલી, તડકો છાયો નહિ દીઠેલી, બાપની મોટરની સાહ્યબીમાં મહાલતી બેટડીને બશેર ઘઉં દળવા માટે બેસારો. આકરાં ઓપરેશન સહન કરવાં અને ડોકટરોની તપાસ અને " કયુરેટીંગ " કરાવવા અને આતવારે

ડૉક્ટરની વીઝીટ કરાવવી તથા અટકાવે-અટકાવે દુઃખની પળો ખાતી દીકરીનાં કલ્યાણભાવ વાંચ્છુ માતા, તમે દળવાના કાર્યને મજૂરીનું કામ માનતી ભૂલી જશો તે દિવસે વિલાયતથી લેડી ડૉક્ટર બનીને આવનારે તે માટે ખર્ચેલા પૈસા પાણીમાં જ જવાના: લેડી ડૉક્ટરને બોલાવવાની કે તેની પાસે જવાની જરૂર જ નહિ રહે.

માનશો ?-નહિ માનો તોય હું કહેવાનો છું કે તમે સાળબીના છાપરે ચઢી, વૈભવનાં હિંચકે બેસી, ફેશનની નિઃસરણી ઉપર પગ મૂક્યો છે અને આપણું પરાપૂર્વનું પોતાની સંભાળ નહિ લેવાથી બોરબોર આંસુએ રડતું સાંબેલું તથા સવાસવા શેર ધૂળ ચઢી જવાથી તથા તથા ઉંદરડાએ આળોટીને મેલી ઘેલી કરી મૂકેલી વપરાયા વગરની ઘંટી ખૂણે પડયાં છે! કૂવાનાં પાણી, ભેંસનાં વલોણાં, છાણનાં થાપણાં અદૃષ્ય બન્યાં છે ! નળ આવવાથી બહેનો વગરના નદીના આરા ઉજ્જડ બનેલા દેખાય છે !

સાળબીમાં મહાલતી બહેનો, તમે આ છોડયું છે ત્યારથી તમારી તંદુરસ્તી; તમારી પડછંદ કાયા, તમારાં દૂધે છલકાતાં પયોધરો, તમારી રાતી રાયણ જેવી ગુલેગુલઝાર સુવર્ણમયી ચામડી અને તમારાં દિવ્ય અને તેજસ્વી જન્મ લેતાં બાળકો પણ ગુમાવ્યાં છે, તમે !

તમે મારા કહેવાનો એવો અર્થ ન કરશો કે હું તમને ઘરની જંજાળની અને ઝીંઝરની ગુલામી તરફ ખેંચું છું ! ના, બહેન ના ! હું મજૂરી કે ગુલામીની નહિ પણ સ્વાશ્રયની હિમાયત કરૂં છું. તમે તમારી તન્દુરસ્તીને ખાતર, તમારા સૌન્દર્ય અને સૌષ્ટવને ખાતર, તમારે પોતાને ખાતર, તમારાં બાળકોની તેજસ્વિતાને ખાતર, મજૂરીનાં ગુલામ નહિ પણ સ્વાશ્રયી બનો.

એક ગાય તમારે ત્યાં રાખો, દૂધ મેળવો, દહીં બનાવો. તેને વલોણા વડે વલોવો-તમે તથા તમારા પતિરાજ બેઉ નેતરાં ખેંચો. એ દૂધ; દહીં માખણ, મોળી છાશ—તમારા આખાય કુટુંબ માટે અમૃત સમાન બનીને તમારૂં શરીરસૌષ્ટવ સર્વ પ્રકારે પરિપૂર્ણ બનાવશે

## શરીરવિકાસ માટે કસરત અને યોગનાં આસનો

લોહી વધારવા માટે લોહ તથા મંડુર, મગજ ખિલવવા માટે બ્રાહ્મ, પ્રવાલ, મોતી: લિવરને મદદ કરવા માટે તામ્ર, શિલાજીત, સુવર્ણ માક્ષિક: ફેફસાંને મદદ પહોંચાડવા માટે અભ્રક અને સાબરશૃંગ અને હૃદય માટે સુવર્ણ ઇત્યાદિ ધાતુની ભસ્મોથી, ચંદ્રોદય અને ચંદ્રોદય સાથે મિશ્ર થયેલા સોમલ, મનશીલ, હડતાળ, સુવર્ણ, સીસું, રસકપુર, ઇત્યાદિ ઝેરી ચીજોના યોગથી તૈયાર થતી રસક્રિયાની ઔષધિ આપીને ક્રિયાકુશળ, અનુભવી, બુદ્ધિમાન્ ચિકિત્સક વિકાસ નહિ પામેલાં, યુવાનીની અપેક્ષા ધરાવતા કેસોમાં સફળતા મેળવી શકે છે. હિંસાને અટકાવીને ધાતુ–માત્રાથી વિષ–ઉપવિષથી, રસ–રસાયનથી અને અઢાર ભાર વનસ્પતિમાં રહેલા મહાન્ દિવ્ય ગુણોથી માનવશરીરને સ્વસ્થતા: તંદુરસ્તી અને યૌવન આપી શકાય છે. પણ આ બધામાં પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ હિંસાયજ્ઞો માનવકલ્યાણને ખાતર થતાં–હિંસાકાર્યોથી વનસ્પતિછેદન ધાતુઓનું ભસ્મીકરણ, વિષોનું સંશોધન: આ બધામાં જ્યારે ઋષિવર્યો–આયુર્વેદાચાર્યોને હિંસા દેખાઈ ત્યારે "શાન્તપાપમ્" કહી પોતાની નજર ફેરવી લીધી. એમણે પોતાની નજર ઠેરવી ત્યાં કે જ્યાં જેમાં પાપ નહિ, અરૂચી નહિ, અપેક્ષા નહિ, મદદની યાચના નહિ સહાયની જરૂર નહિ, સાધનની શોધ નહિ, એવા માનવકલ્યાણના સાધનરૂપ " યોગ " તરફ. બેશક, માનવકલ્યાણ માટે "યોગ" જેવું એકે સાધન નથી. ઐહિક (આ દુનિયા) અને પારલૌકિક ( દેહ છૂટયા પછી ) સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે યોગનું આચરણ કરવાની મુનિઓએ આજ્ઞા કરી.

યોગસિદ્ધિ કરવા માટે સાધુ થવાની જરૂર સમજવી ના જોઈએ. રાજા જનક અને દ્વારિકાધીશ શ્રીકૃષ્ણ સંસારી, ઘરબારી, વહેવારી હોવા છતાં પૂર્ણ યોગી હતા એવું પુરાણો તથા પ્રાચીન ઇતિહાસો કહે છે.

યોગ એ એક મહાન્ બળવાન એવી વિદ્યા છે કે એને સિદ્ધ કરવાથી સકળ જગતની સમૃદ્ધિ અને વૈભવ પ્રાપ્ત થાય છે. યોગની શુભેચ્છા વિચારણા, તનુમાનસા, સત્ત્વાપત્તિ, અસંસક્તિ, ભરાર્થ–ભાવિની અને તુર્યગાઃ આ સાતે ભૂમિકા સિદ્ધ થયા છતાં સંસારમાં રહી ઘરબારી, બાળબ્રહ્મચારી થઈ શકાય છે. યોગથી રાજયોગી બની શકાય છે, જીવન લંબાવી, આયુષ્યને વધારી શકાય છે અને મૃત્યુની ઇચ્છા થતાં સ્વૈચ્છિક મૃત્યુ યોગી સ્વેચ્છાએ આચરી શકે છે.

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ક્ષમા, ધૃતિ, દયા, આર્જવ, મિતાહાર, શૌચ અને શાન્તિ જેવા પગથિયાં યોગના આસન ઉપર આરૂઢ થવા માટે ચઢવાં જોઈએ. પરંતુ આપણે આ સ્થળે સર્વાંગ યોગની વ્યાખ્યા અને ચર્ચામાં નથી ઉતરવું. માત્ર આપણે તો યોગના એક અંગસમાં આસન જોવાં છે, જે આસન કરવાથી માનવ-શરીરની વૃદ્ધિ, વિકાસ અને તંદુરસ્તી માટે કોઈ પણ વનસ્પતિ, ખનીજ, વિષાદિ કે પ્રાણીજ ઔષધની અપેક્ષા રાખ્યા સિવાય લાભ જ લઇ શકાય છે. ઉપરાંત આપણે અગાઉનાં પ્રકરણોમાં જે રસ-પિંડો અથવા રસગ્રંથીઓનું વર્ણન આપી ગયા છીએ, જે રસપિંડો વિકાસ અટકી જવાથી માનવશરીરની યુવાની અટકે છે, જે રસપિંડો કામ નહિ કરવાથી વૃદ્ધાવસ્થા વહેલી આવે છે અને જે ગ્રંથીઓ શિથિલ બનવાથી જુવાનીમાં ઘડપણ દેખાવા લાગે છે, તે રસપિંડ–ગ્રંથીઓને પણ આસનો વડે સરસ અને સુંદર રીતે જાગૃત કરી શકાય છે, ઝડપી બનાવી શકાય છે અને એથી માનવશરીરની જુવાની લાવી શકાય છે- ટકાવી શકાય છે.

આ યોગ અને આસનોથી માનવી દીર્ઘાયુઃ ભોગવી શકે છે. લોકોક્તિ છે કે "ઇશ્વર પ્રત્યેક માનવીની આયુષ્યમર્યાદા પહેલેથી જ નિયત કરી રાખેલ છે." પરંતુ આ લોકોક્તિ ખોટી છે, નિર્મૂલ છે. પ્રત્યેક માનવી પોતાની ઇચ્છાનુસાર લાંબું આયુષ્ય ભોગવી શકે છે. વેદ કહે છે:

मृत्योः पदं योषयन्तो
द्राघीय आयुः प्रतरंदधानः ।

મનુષ્યો પોતાનું આયુષ્ય સો વર્ષથી પણ અધિક લંબાવી શકે છે.

હા, એ વાત ચોક્કસ છે કે માનવીએ જન્મ્યા પછી તેને જીવી જાણવાની—જીવવાની કળા આવડવી જોઈએ. એ કળા તે આપણા પુરાતન ભારતનાં યોગ અને તેનાં આસનો છે.

વિક્રમ સંવત્ પહેલાં બે પાંચ વરસની વાત છે: એ સમયે પર્યટન કરવા નીકળેલો "એરીયન" નામનો એક ગ્રીક જણાવે છે કે ભારતવર્ષમાં ૧૪૦ વર્ષના વૃદ્ધ માણસો બહુ જ નજરે પડે છે. સો વરસની ઉમરવાળા તો અનંત માનવીઓ ભારતવર્ષમાં છે.

પંડિત શ્રીપાદ દામોદાર સાતવલેકર પ્રાચીન કાળમાં થઈ ગયેલા આપણા મહાપુરુષોનું આયુષ્ય બતાવતાં લખે છે :

| | | | |
|---|---|---|---|
| ભીષ્મ | ૧૭૦ વર્ષ | મહર્ષિ વ્યાસ | ૧૫૭ વર્ષ |
| ધૃતરાષ્ટ્ર | ૧૦૫ વર્ષ | વિદુર | ૧૦૫ વર્ષ |

એ રીતે તેમણે આયુષ્ય ભોગવેલાં બતાવે છે, અને આટલું આયુષ્ય ભોગવવા છતાં તેઓ વૃદ્ધ થઈ ગયા નહોતા. એકસો ને સતાવન વર્ષની ઉમરે મહર્ષિ વ્યાસે મહાભારત જેવો ગ્રંથ રચ્યો છે. ભીમ અને દુર્યોધનનું ગદાયુદ્ધ થયું ત્યારે તેમને ૬૯મું વર્ષ હતું અને ભીષ્મપિતામહે ૧૭૦ વર્ષની ઉમરે તો યુવાનને પણ થંભાવી દે તેવું યુદ્ધ ખેલ્યું હતું.

शत सतो वर्षपर्यन्त यौवनम् ।

અર્થાત્ સોળ વરસથી સો વર્ષ સુધીના સમયને યુવાની માનવી જોઈએ. સ્વર્ગારોહણ સમયે પાંડવો સો વરસથી ઉંમરે પહોંચ્યા હતા. પાંચ હજાર વર્ષ પહેલાં સામાન્ય માનવી એકસો પચીસ વરસની

ઉમર ભોગવતો અને તપસ્વીઓ એકસો સીત્તેરથી બસો પાંચ વરસ જીવી શકતા.

આવા ઇતિહાસના દાખલા આપીને એમ કહી શકાય કે માનવીનું આયુષ્ય સો વરસનું સામાન્ય ગણાય, અને જો માનવી ધારે તો એથી પણ વધુ સમય જીવી શકે. મહાત્મા ગાંધીજી ૭૬ વરસના થયા. સવાસો વર્ષ પર્યંત જીવવાનો તેમનો નિશ્ચય છે અને અત્યારે પણ એક યુવાન જેવી એમની માનસિક સ્ફૂર્તિ છે. પરંતુ આજે ભારતવર્ષના માનવીનું સરેરાશ આયુષ્ય ૨૫ થી ૩૦ વર્ષનું થઈ ગયું છે. કારણ કે આપણે જીવન જીવવાની કળાનાં જે વિવિધ અંગો છે તેનો નાશ કરી નાખી, કૃત્રિમ જીવન જીવવા લાગ્યા છીએ, આપણે ભારતવાસીઓ પરાધીન, દલીત, પરાવલંબી બની ગયા છીએ. આપણી સ્વતંત્રતા, આપણી સંસ્કૃતિ અને આપણું આર્યોનું આર્યજીવન નાશ પામી ગયું છે. આજે તો હવા, પાણી, પ્રકાશ, ખોરાક, વાણી અને વિચાર એ બધાં પરદેશીઓના બંધનમાં સજ્જડ બંધાઈ, આપણે ભારત નામના એક મહાન બંદીખાનામાં પડયા છીએ. કેમ જાણે હાથે પગે બેડીઓ પહેરાવી, જીભ ઉપર ખંભાતી તાળાં ઠોકી દેવામાં આવ્યાં હોય ! જીવનના કેટલા શ્વાસોચ્છ્વાસ લેવા દેશે એ વિષે પણ પરવશતા છે ! આ પ્રકારની દશામાં દીર્ઘજીવન, તંદુરસ્ત જીવન, સ્વૈચ્છિક જીવન જીવવાની કળા વિષે લખવામાં આવે છે. એ એટલા માટે કે એક સમય જ્યારે ભારત દેશ પૂરો સ્વાતંત્ર બનશે. ત્યારે પણ એની ઉપર વિચાર કરીને દેશ પોતાનું દીર્ઘ આયુષ્ય—દીર્ઘ જીવન, તંદુરસ્ત જીવન અને સાચી જુવાનીને મેળવવા પ્રયાસ કરી શકે.

નિર્વિવાદ વાત છે કે માનવ શરીર દીર્ઘાયુ થઇ શકે છે. આગળ અપાયેલા દાખલામાં લાંબુ આયુષ્ય ભોગવનારા માનવીઓ કોઇ ઔષધો, કોઇક બુટ્ટિ કે કોઈ મર્દાઈ નો સેટ કે કોઇક પરદેશી ચમત્કારિક દવાઓ ખાઈ ને દીર્ઘાયુ થતા નહોતા. એમને યોગ અને તેનાં આસનોની કળા સાધ્ય હતી. દરેક માનવી સમય પરત્વે પ્રકા—

ચર્યની ઉપાસના અને એની સાથે આસનની સિદ્ધિ મેળવી પોતાનાં અંગોપાંગનો સમપ્રમાણનુકૂળ વિકાસ મેળવી, પુરુષાતન, શૂરવીરતા, બહાદુરી અને યૌવન પ્રાપ્ત કરી ઠીક સમય પર સંસારી બની રહેતા.

[ ૧૪ ]

## શરીરવિકાસ માટે યોગ અને આસનો

સંસારી બનેલાં સ્ત્રી–પુરુષોને મનુષ્ય શરીરના ધર્મો વિષે ગૃહસ્થાશ્રમીના સંયમ વિષે એને ભોગ્ય એવી સ્વપત્ની સાથેની મર્યાદા વિષે અગાઉના કાળમાં પૂરો ખ્યાલ હતો અને તેથી જ તે વખતનો સ્ત્રી–પુરુષનો સમાજ બ્રહ્મચારી રહી શકતો, સંસારી બની પંચ વિષયને ભોગવી શકતો, સમય આવતાં એ જ સ્ત્રી સાથે રહી વાનપ્રસ્થ દીક્ષા મેળવીને જપતપાદિમાં ચિત્તની વૃત્તિની એકાગ્રતા કરી શકતો. અને દોલત, વૈભવ; સમાજ, કુટુંબ અને રાજકાજને છોડી, સમ્યક્ પ્રકારે સંન્યાસી થઇ શકતો. આ રીતે માનવ–શરીરના ઘડતરમાં જ એ પ્રકારનાં આર્યત્વની ગળથુથી પીવડાવવામાં આવતી.

પૌરુષેયનાં બીજારોપણુ અને સ્ત્રીત્વમાં માતૃત્વની ભાવનાઓના અમર સંજીવન વીરડામાં એક વખત જે મીઠાં જળ તરવરતાં તે ભારતવાસીઓમાંથી સુકાયાં છે, કારણ કે આર્યત્વ અને માનવઘડતરનાં બંધારણ બદલાઈ ગયાં છે. હિન્દને ભલે વિજ્ઞાનની નવી શોધખોળની, નવા ઉદ્યોગોની, હથીયારો અને સાધનોની ભેટ મળી હશે, વિગ્રહો, પ્રપંચો મુત્સદ્દીગીરી, રાજખટપટ, કાવાદાવા અને કરામતો એણે પરદેશીઓના સહવાસે સંપાદન કરેલ હશે અને એથી પણ આગળ વધીને માનવનાશને નોતરનાર અણુબોમ્બ જેવી વિજ્ઞાનની અંતિમ તો નહિ પણ અતિ મહાન શોધ પર્યન્ત હિન્દુસ્તાન આગળ વધી જશે; પરંતુ એણે અત્યાસુધીમાં ગુમાવ્યું છે ઘણું.

એ આપણી પુરાતન વિદ્યા, આપણું અધ્યાત્મજ્ઞાન, આપણાં

તપ અને આયુષ્યબળ, આપણી દીર્ઘાયુ: ભોગવવાની કળા એ ખુટી જશે તો પછી હિન્દ તે કદી પણ ભારતવર્ષ નહિ રહે.

અને એથી જ વિદ્યા તથા જ્ઞાનના વિકાસની સાથે સાથે માનવ શરીરના વિકાસઅર્થે બાલ્યકાળથી જ શિક્ષણની સાથે શરીરની સુદૃઢતા, વિકાસ, દીર્ઘજીવન અને બ્રહ્મચર્ય જેવી બાબતો ઉપર લક્ષ રાખી, શિક્ષણના એક અંગ તરીકે એને ભેળવવામાં આવે તો જ આપણે ગુમાવેલ તનબળ, મનબળ અને આયુષ્યબળને પૂર્વવત્ સ્થાપિત કરી શકીએ.

આજે દુર્બળ બનતા જતા માનવશરીરને સુદૃઢ કરવા માટે અનેક પ્રકારની કસરતને મહત્ત્વનું સ્થાન અપાતું જાય છે અને અનેક સંસ્થાઓ તરફથી અખાડાપ્રવૃત્તિ ચલાવી, યુવાનોનું ધ્યાન ઠીક પ્રમાણમાં તે તરફ દોર્યું છે. ક્રિકેટ, ફુટબોલ જેવી વિદેશી રમતો અને દંડ, બેઠક, કુસ્તી, પટ્ટા ખેલવા, લાઠી ફેરવવી વગેરે દેશી કસરત અને રમતોથી શરીર કસાય છે, શરીર પહેલવાન જેવું થાય છે, માંસપેશીઓ મજબૂત રીતે બંધાય છે એ વાત અપવાદ રહિત સત્ય હોવા છતાં આ જાતની કસરતમાં એક દુષણ અમે અનુભવે નિહાળ્યો છે.

કસરત કરનાર કોઈપણ વ્યક્તિને કસરત એ પાછળથી એક પ્રકારનું વ્યસન થઈને રહે છે. અર્થાત્ કસરત કરનારને હરહમ નિયમિત ફરજીયાત આજીવન કસરત કરવી જ પડે છે—કરવી જ રહે છે.

એ રીતે કસરત કરનાર જો કસરતને છોડી દે છે તો તેના શરીરમાં નબળાઈ વાસ કરે છે અને અનેક પ્રકારની ફરિયાદો શરૂ થાય છે. કસરત કરનાર કસરત છોડયા પછી વ્યાધિના ભોગ બની ગયેલા સેંકડો દરદી જે અમારા પરિચયમાં આવેલા, તેમના અનુભવ અને કથન ઉપરથી જાણવા મળ્યું છે કે તેઓ ફરી કસરત કરવા લાગી જાય તો જ એમની જાતભાતની ફરિયાદો જે ઊભી થઈ હોય

તે દૂર થઈ શકે છે. બીજાં ઔષધિ કે ઉપચાર કસરતી શરીરને ઝાઝાં કારગત થતાં નથી. એ પ્રકારનું કથન કેટલાક કસરત કરનારાઓ પાસેથી અમે સાંભળ્યું છે પણ ખરું!

ઉપરાંત કસરત કરવાથી દીર્ઘાયુષી બની શકાતું નથી. આ હકીકતને આપણે સત્ય તરીકે સ્વીકારીએ નહિ તો યે દીર્ઘાયુ ભોગવનાર કોઈ પણ વ્યક્તિને નિયમિત તથા ખૂબ કસરત કરનાર હતો એવું સાબિત થતું નથી અથવા એવા પુરાવાઓ મોટા પ્રમાણમાં મળતા નથી. વળી આપણા મલ્લ, પહેલવાનો અને કુસ્તીબાજો લાંબું આયુષ્ય ભોગવતા જ હોય છે એવું પણ જાણવામાં આવ્યું નથી.

એટલે એ હકીકતને ચોક્કસ સમર્થન મળે છે કે વ્યાયામ એ જરૂર સુંદર વસ્તુ હોવા છતાં ઋષિમુનિઓએ જે વ્યાયામની પદ્ધતિ અંગીકાર કરી હતી તે જ દીર્ઘાયુષી બનવાને માટે તથા બુદ્ધિ અને જ્ઞાનશક્તિ ખીલવવા માટે યોગ્ય હતી અને છે.

એ જે વ્યાયામપદ્ધતિ તેનું નામ આસનો: અને એ પ્રકારનાં આસનોની વ્યાયામશક્તિ એટલી સમર્થ છે કે તેનાથી શરીરનો વિકાસ સાધી શકાય છે, શરીરસ્થ અનેક રસગ્રંથીઓને કામે લગાડી શકાય છે, એથી જીવનીય તત્ત્વ ટકી રહે છે અને શરીરની નસોમાં ફરતા રક્તમાં એકઠાં થતાં–આવી મળતાં વિષારિ તત્ત્વોને આસનો વડે દૂર કરી શકાય છે.

એટલું જ નહિ પણ આસનની શક્તિથી મનોબળ મજબૂત થતું હોવાથી આસન કરનાર નિર્વ્યસની બની શકે છે, બ્રહ્મચર્ય પાળી શકે છે, દેહની સંચાલક્રિયાને વેગ પણ મળી શકે છે અને કાબૂમાં પણ લઈ શકે છે.

આસનોના વ્યાયામથી ચોક્કસ અંગ ઉપર બોજો પડતો નથી. બીજી કસરતો–સખત કસરતોથી શરીરને ચોક્કસ પ્રકારનો બોજો ઉપાડવો પડે છે અને તેથી તેને અંગ ભલે વધુ ખીલેલાં જણાય છે, પણ તેથી દૈહિક રક્તસંચાલન અને દૈહિક વ્યવસ્થિત ક્રિયામાં

કેટલીક વખતે વધુ વેગ મળે છે; જ્યારે આસનોથી શરીરમાં રહેલી નસો અને નાડીતંત્ર ખેંચાઈ, લોહી બરાબર ફરવામાં મદદ મળે છે અને તેથી લોહી વહન કરનારી નાડીઓના જડ થવાના પરિણામે આજે થઈ આવતા બ્લડપ્રેશર, ન્યુરેસ્થેનીયા જેવા અને કેટલાક જ્ઞાનતંતુના વ્યાધિઓ આસનો કરનારને થતા નથી.

આસનો માટે માત્ર મનની દઢતા, સતત પ્રયાસ શ્રદ્ધા અને નિયમ—આટલાં વાનાં તરફ નજર રાખી, આબાલવૃદ્ધ કોઈ પણ માનવી આસનો કરવાને ઉદ્યુક્ત થાય તો વ્યાધિઓનો નાશ કરી, શરીરને સશક્ત, સંયમી અને દીર્ઘાયુષી બનાવી શકે છે.

આગળ થઈ ગએલા મહર્ષિ પતંજલિએ માનવકલ્યાણની ખાતર યોગશાસ્ત્ર રચીને આપણી સામે મૂકેલું છે. તે અષ્ટાંગ યોગનું ત્રીજું પગથીયું: તેને આસન કહેવામાં આવે છે.

આધુનિક સમયમાં લોકકલ્યાણની ખાતર વેદાદિક શાસ્ત્રો તથા યોગ અને શ્રુતિ-સ્મૃતિઓ ઉપર પ્રકાશ પાડી, જ્ઞાનની મહાન પરબ બેસાડનાર દક્ષિણ ભારતમાં સતારા જિલ્લામાં ઔંધ શહેરમાં "સ્વાધ્યાય-મંડળ" સ્થાપી, આપણા પુરાતન વિદ્યાનો જેમણે વિકાસ કરવા માંડયો છે તે પંડિતજી સાતવલેકર અહીં યાદ આવ્યા સિવાય રહેતા નથી. હિન્દીમાં "વૈદિક ધર્મ" અને મરાઠીમાં "પુરુષાર્થ" નામનાં માસિક પ્રગટ કરી, વેદોનાં ભાષ્યો લખી, યોગ અને યોગનાં વિવિધ અંગો ઉપર જે જ્ઞાનની સરિતા વહેવડાવવા માંડી છે; તે લુપ્ત થતી પુરાતત્ત્વવિદ્યાને સજીવન કરવા સાચો પુરુષાર્થ છે એમ મારું માનવું છે.

એમના અનેકવિધ ઉપયોગી સાહિત્યમાં "સૂર્યભેદી વ્યાયામ" અને "આસનો" આ બે વિષયો મને ઘણા ઉપયોગી લાગ્યા છે અને આપણા અંગવિકાસ માટે એ બે વિષય તરફ આંગળી ચીંધી, આપણે આ વિષય પૂરો કરીશું.

નાભિની નીચે સૂર્યસ્થાન અથવા સૂર્યચક્ર છે, અને આપણે શ્વાસોચ્છ્વાસની ગતિ કરીએ છીએ તે છેક નાભિના સૂર્યચક્ર સુધી

પહોંચે છે. તેનાથી શરીરનું સંચાલન, વિકાસ અને જાગૃતિ રહે છે. આ સૂર્યચક્ર અથવા જેને કુંડલિની કહેવામાં આવે છે તેની જાગૃતિ માટે યોગમાં પ્રાણાયામની વિશિષ્ટ પ્રકારની ક્રિયા અને સિદ્ધિ મેળવવા માટે યોગમાં ખાસ માર્ગ બતાવેલો છે. પરંતુ આવા યૌગિક પ્રાણાયામ દ્વારા તો તે કાર્ય માટે તત્પર બની, ગુરુની સમક્ષ યોગસાધના કરનાર અને તેને અંગેના યમ-નિયમો પાળનાર જ તેમાં સફળ થઈ સિદ્ધિ મેળવી શકે છે.

આ પ્રકારનો પ્રાણાયામ સાધારણ માણસથી બની શકે નહિ; પણ તેનું ફળ પ્રાપ્ત કરી શકે અને અંગપ્રત્યંગોને ચેતનવંત બનાવી, શરીરને નીરોગી રાખી, શરીર સંપૂર્ણપણે વિકાસ મેળવી શકે અને અપૂર્ણ કે અવિકસિત રહેલ અંગ અથવા આંતરિક ગ્રંથિઓ વિકાસ સાધે અને પૂર્ણ યૌવન યથાકાળે ભરાય તે માટે પંડિતજી શ્રીસાતવળેકરજીએ "સૂર્યભેદન વ્યાયામ" નામની કસરત માટે એક નવો જ માર્ગ શોધીને અમલમાં મૂકયો છે. તેમાં એક નહિ પણ અનેક આસનો આવી જાય છે. એથી શ્વાસોચ્છ્વાસની ગતિને ક્રિયા મળે છે, દીર્ઘ શ્વાસ લઈ શકાય છે અને એ કસરત દ્વારા તમામ અંગને ગતિ મળવાથી રુધિરાભિસરણ સારા પ્રમાણમાં વહેતું થાય છે, શરીરને બળ અને ગતિ મળે છે. અને દીર્ઘાયુષ ભોગવી શકાય છે.

યુવાનો, બાળકો અને યુવાનીમાં પ્રવેશ કરતા કુમાર, કિશોરો માટે તંદુરસ્તી તથા શરીરવિકાસ માટે આ સૂર્યભેદન વ્યાયામ ઔંધ સ્ટેટની સઘળી પ્રાથમિક શાળાઓમાં ફરજીયાત દાખલ કરાએલ છે. અને આ જાતના વ્યાયામના પ્રત્યક્ષ લાભ નજરે પડવાથી કેટલાંક છાત્રાલયો અને બોર્ડિંગોમાં અત્યારે પણ ચાલુ જોવામાં આવે છે. એટલે જ બૃહદ ગુજરાતના કેળવણીકારોને ભલામણ કરવાનું દિલ થાય છે કે બીજા પ્રાન્તો કરતાં શારીરિક બાબતમાં પછાત રહેલા ગુજરાત પ્રાન્તમાં બાળકો, કિશોરો અને યુવાનો—અભ્યાસ કરતા વિદ્યાર્થીઓમાં આ સૂર્યભેદન વ્યાયામ જો દાખલ કરવામાં આવે તો

આજે શરીરથી ઘસાયેલા, વિવિધ જાતની બદી, વ્યસનો અને આધિમાં ફસાયેલા, ફસાઈ પડતા, દુબળા, તેજવિહીન, ચશ્માધારી વિદ્યાર્થીઓને રોગરહિત, સશક્ત, તેજસ્વી મનોબળવાળા અને અંગપ્રત્યાંગનો વિકાસ સાધતા બનાવી શકાય. અભ્યાસમાં આગળ વધતા પરંતુ શરીર અને મનની નિર્બળતા સંગ્રહી, રોગી દુર્બલ અશક્ત બનતા વિદ્યાર્થીઓ માટે આવો ઉચ્ચ માર્ગ ગ્રહણ કરી અપનાવવાની ચોક્કસ આવશ્યકતા છે.

સૂર્યભેદન વ્યાયામમાં જુદાં જુદાં દશ આસનોનો સળંગ ક્રમ સમાવી, એક કસરત તૈયાર થાય છે અને આ રીતે નિયમિત કસરત કરનારના શરીરના સ્નાયુ. મજ્જાતંતુ, આંતરડાં, લિવર, બરોલ, કરોડ, સાંધાઓ, હૃદય–આ બધાં. અવયવોને વિશેષ પ્રકારે ક્રિયાથી ગતિ મળે છે અને તે વિશુદ્ધ બની, ઝડપભેર કામ કરતાં થવાથી શરીર નિરોગી બને છે, આગંતુક રોગોથી રક્ષણ મેળવી શકે છે અને શરીર વિકાસ પામે છે.

આ વ્યાયામ કરવાનો ઠીક સમય પ્રાતઃકાળ એટલે સૂર્ય ઉગતો હોય અને બાળકિરણો પ્રસરતાં હોય તે સમયે તે બાળ સૂર્યકિરણો શરીર ઉપર પડે તે રીતે કરવાનો છે છતાં ગરમીની મોસમમાં સામાન્ય રીતે સૂર્યોદય પહેલાં વ્યાયામ કરવો જોઈએ.

વ્યાયામ શરૂ કરતાં પહેલાં શૌચ ( જાજરૂ–સંડાસ ) તથા દંતધાવન થઈ જવું જોઈએ. તેની સાથે કબજીયાત રહેતી હોય હોય તેમણે ખોરાકમાં દીવેલના મોણવાળી રોટલી–રોટલો ખાવાં અથવા સૂતી વખતે દૂધ ગરમ કરી, તેની સાથે ઘી મેળવી પીવાથી સવારે મળશુદ્ધિ થઈ જશે અને પછી તો સૂર્યભેદન વ્યાયામ નિયમિત કરવાથી આપોઆપ કબજીઆત નાબૂદ થશે. કારણ કે આંતરડાંને પણ આ કસરતથી શક્તિ પ્રાપ્ત થાય છે અને જેમનાં આંતરડાં શક્તિવાળાં હોય છે તેમને કબજીઆત રહેતી નથી.

શરૂઆતમાં પાંચથી દશ વખત આ સૂર્યભેદન વ્યાયામ કરવો અને પછી ધીમે ધીમે વધતા જઈ ૨૫–૫૦ અને ૧૦૦ સુધી લઈ

જઈ શકાય. પોતાની શારીરિક શક્તિનો ખ્યાલ કરી, વ્યાયામના વિશેષ અભ્યાસીની સલાહ લેવી ઘટે.

**સૂર્યભેદન વ્યાયામ**

(૧) શરીર ઉપરથી સઘળાં કપડાં કાઢી નાખી, માત્ર લંગોટ કે જાંગીયો પહેરીને વ્યાયામની શરૂઆત કરવાની છે. તેમાં પહેલો પ્રકાર નમસ્કાર અથવા જેને નમસ્કારાસન કહે તે છે. શરીરથી સંપૂર્ણપણે ટટ્ટાર ઉભા રહી બે હાથ જોડી નમસ્કાર કરવાનો હોય છે. શરીરના સ્નાયુ ખેંચાઈ કરોડનો ભાગ સરખો રહે એ મુદ્દો આ આસનમાં રહેલો છે.

(૨) બીજું હસ્તપાદાસનઃ ટટ્ટાર ઉભા રહ્યા હોય તેમાંથી પગને ઢીંચણમાંથી વળવા દીધા સિવાય કમરના ભાગમાંથી નીચા વળતા જઈ છેક જમીન ઉપર હાથની હથેળી મૂકી શકાય અને નાક ઢીંચણને અડે એ રીતે આસન કરવાનું હોય છે. શરૂઆતમાં કષ્ટ જરૂર પડે છે. કરોડના અને પગની પાછળની પીંડીઓના તથા સાથળના સ્નાયુ ખેંચાય છે. પણ થોડા દિવસના પ્રયત્નથી આ આસન બરાબર સિદ્ધ થાય છે. અને નસો—નાડીઓ—સ્નાયુનું ખેંચાણ થવાથી ત્યાંનું લોહી ઝડપભેર આઘુંપાછું થાય છે અને ગતિ મેળવે છે, પેટને સંકોચાવું પડે છે. અને તેથી પેટનાં અવયવો પણ કામે લાગે છે.

(૩) ત્રીજું એકપાદ પ્રસરણાસનઃ બીજા આસનમાં બે પગ અને બે હાથ જમીન ઉપર ટેકવી કમરથી ટટાર રહેલા હોય છે. તેમાંથી એક પગ પાછો ખેંચી શકાય તેટલો ખેંચીને લઈ જવાનો હોય છે. આને એકપાદ પ્રસરણાસન કહે છે અને આ ક્રિયાથી લિવર અને બરોલ તથા આંતરડાં ઉપર કસરતની સરસ અસર થાય છે.

(૪) ચોથું દ્વિપાદ પ્રસરણાસનઃ જે રીતે પ્રથમ એક પગ ખેંચી લઈને પાછળ લંબાવી લીધો તે જ રીતે બીજો પગ પાછળ ખેંચી લઈને પ્રથમના પગ જેટલો લંબાવવો તથા હાથની હથેળીઓ પ્રથમથી જમીન ઉપર ટેકવી રાખેલી હોય તે યથાસ્થિત રહેવા દેવી. તેને

દ્વિપાદપ્રસરણાસન કહે છે. એથી પેટને અને પેટનાં અવયવોને કસરત મળે છે, અને બે સ્થિર કરેલા હાથ તથા બે પાછળ લંબાવેલા પગ ઉપર આખું શરીર અદ્ધર તોળાઈ રહે છે.

(૫) પાચમું–અષ્ટાંગ પ્રણિપાતાસનઃ અદ્ધર તોળાઈ રહેલા શરીરને પૃથ્વી ઉપર નીચે અડકાડી, શરીરનાં આઠે અંગ જમીનને અડે તે રીતે પૃથ્વીનો સ્પર્શ કરવો એને અષ્ટાંગ પ્રણિપાતાસન કહે છે. બે પગ, બે ઢીંચણ, બે હાથ, છાતી તથા નાક—આ આઠે અંગ પૃથ્વીનો સ્પર્શ કરે તે રીતે નમન કરવાનું હોય છે. આ આસનમાં છાતી ફુલાવવાની જરૂર પડે છે અને પેટ સંકોચાવાથી એનાથી ફેફસાં મજબુત થાય છે અને પેટ ઉપર વધેલી ચરબી ઘટે છે અને એથી છાતીનો ઘેરાવો પણ વધે છે.

(૬) છઠ્ઠું સર્પાસનઃ પૃથ્વી ઉપર સૂતેલા શરીરને અદ્ધર ઉચકી હાથ અને પગ જમીન ઉપર ટેકવી રાખી છાતીનો ભાગ જેટલો આગળ ખેંચી શકાય તેટલો ખેંચીને મોઢાને આકાશની તરફ રાખીને માથું પાછળ લઈ શકાય તેટલુ લેવાથી સર્પાસન સિદ્ધ થાય છે—અને ફેણ ચઢાવી ઉભેલા—નાગદેવતા જેવો દેખાવ થાય છે. આ આસનથી કંઠને, કમરને, પાછળની કરોડને અને કરોડ મારફત જ્ઞાનતંતુને કસરત મળે છે અને સૂર્યભેદન વ્યાયામમાં આ સર્પાસન એ બહુ મહત્ત્વનું આસન ગણાય છે.

અને આ રીતે સર્પાસન થઈ ગયા પછી, આગળ જે ચાર આસનો બતાવ્યાં છે તે ઉલટા ક્રમે કરવાનાં હોય છે. દાખલા તરીકે (૭) દ્વિપાદપ્રસરણાસન (૮) એક પાદપ્રસરણાસન (૯) હસ્તપાદાસન (૧૦) નમસ્કારાસન ઉપર બતાવેલી પદ્ધતિથી એકથી દશ આસન ઝડપથી કરી લેવાથી એક વખત સૂર્યભેદન વ્યાયામ થયો ગણાય.

શરૂઆતમાં એક સેકન્ડમાં એક આસન થાય અને દશ સેકન્ડમાં દશે આસનો થાય પણ ત્યાર પછી એની ઝડપ વધારીને છ સેકન્ડમાં દશ આસનો થઈ જવાં જોઈએ. એક મિનિટમાં દશ અને પંદર મિનિ-

ટમાં દોઢસો સૂર્યભેદન વ્યાયામ કરી શકાય. આ વ્યાયામના વિધાયકનું કહેવું છે કે આટલી ઝડપે—આટલી ઉતાવળે આ સૂર્યભેદન વ્યાયામ કરવામાં આવે તો જ સૂર્યચક્ર ઉપર તેની અસર નીપજાવી શકાય છે.

લગભગ પંદર વરસ પહેલાંની વાત છે. હું વડોદરા લોહાણા બોર્ડીંગમાં મહેમાન થએલો હતો. ત્યાં લગભગ દોઢસો ઉપરાંત વિદ્યાર્થીઓને સવારમાં સૂર્યોદય સમયે એ છાત્રાલયના મોટા મકાનની અગાસીમાં—બધા જ વિદ્યાર્થીઓને ખુલ્લા શરીરે લંગોટભેર લાઈનસર ઉભા રાખી. સૂર્યભેદન વ્યાયામ કરાવવામાં આવતો. તેના ક્રમ તથા સમયની એક સરખી મર્યાદા જાળવી શકાય તે માટે એક શિક્ષક ઉભા રહી સીસોટી રાખતા. અને એક સેકન્ડથી ઓછા ટાઈમે સીસોટીમાંથી અવાજ થતો જતો હતો, અને વિદ્યાર્થીઓ સૂર્યભેદન વ્યાયામનાં એક એક આસનો બદલતા જતા.

ઉગતા સૂર્યનાં બાળ કીરણો ઝીલીને વ્યાયામ કરતા વિદ્યાર્થીઓનું આ દૃષ્ય આટલાં વરસો વીતી જવા છતાં પણ મારાથી ભૂલી શકાતું નથી.

આગળ ઉપર હું કહી ગયો છું કે દશ વરસની ઉમરનાં બાળકો કે જેઓ પ્રાથમિક શિક્ષણ લઈ રહ્યાં હોય છે તે સઘળાં બાળકો અને બાલિકાઓને આ સૂર્યભેદન વ્યાયામ ફરજીઆત સ્કુલોમાં પ્રાતઃકાલમાં આપવામાં આવે અને દરેક બોર્ડિંગ, છાત્રાલય, ગુરુકુળો, આશ્રમોમાં પ્રાતઃકાલમાં નિત્યકર્મ તરીકે આ વ્યાયામને અપનાવાય તો શરીર ઉપર ઘણી સારી અસર થાય. બાળકો અને કિશોરોનાં શરીરો ક્રમવૃદ્ધિ સારી રીતે સાધી શકે. આ વ્યાયામ માત્ર સગર્ભા સ્ત્રીને બાદ કરીને કોઈપણ કિશોર, યુવાન, આધેડ ઉમરનાં સ્ત્રી—પુરુષ કરી શકે છે અને સારો ફાયદો મેળવી શકે છે; અને એથી વગર ઔષધે શરીરનાં તમામ અંગોને પોતાના કામમાં તત્પર બનાવી શકાય છે. આ ઉપરાંત આસનની પદ્ધતિ પ્રમાણે આસનો સિદ્ધ કરવાના પ્રકાર જુદા જુદા

છે અને આસન–ચિકિત્સાથી શરીરના ઘણાખરા રોગો નાબૂદ થઈને શરીર તદ્દન નીરોગી બનાવી શકાય છે, શરીરની અંતસ્રાવી ગ્રંથીઓને કામે લગાડી શકાય છે.

પાદાંગુષ્ઠાસન, આરામાસન, હસ્તપાદાંગુષ્ટાસન, મયૂરાસન, ચક્રાસન, તાડાસન, ત્રિકોણાસન, પાદહસ્તાસન, ગરુડાસન, પદ્માસન, ઉષ્ટ્રાસન, ઉત્થિત પદ્માસન, બદ્ધ પદ્માસન, ગોમુખાસન, કુક્કડાસન, સિદ્ધાસન, મત્સ્યેન્દ્રાસન, વૃશ્ચિકાસન, જાનુશિરાસન, બકાસન, લોલાસન, વજ્રાસન, ષષ્ટાંગાસન, શૈલાવાસન, ચતુષ્કોણાસન, ધનુષ્યાસન, પ્રાણાસન, એકપાદાસન, દ્વિપાદભુજાસન, એક બદ્ધપાદાસન, ધીરાસન, ઋષિઆસન, યોગીઆસન, ભુજંગાસન, સલભાસન, મત્સ્યાસન, હલાસન, શયનાસન, પશ્ચિમોત્તાનાસન, ઉત્તાનપાદાસન, તુલાસન, ઉર્ધ્વસર્વાંગાસન, જાનુકર્ણાસન, શિર્ષાસન, શીર્ષ પદ્માસન.

ઉપર પ્રમાણેનાં જુદાં જુદાં આસનો–એક અથવા અનેક સિદ્ધ કરવાથી શરીરનાં જુદા જુદાં અવયવોને થતા વ્યાધિ મટી જાય છે. મટી ગયાના અનેક દાખલા નોંધાયેલા છે. ઉપરાંત શરીરશુદ્ધિ, મનઃશુદ્ધિ અને યોગાભ્યાસને કાજે આ જાતનાં આસનોનું પ્રત્યક્ષ જ્ઞાન પણ ઘણી સંસ્થાઓમાં અપાય છે. ખાસ આ વિષયનાં સ્વતંત્ર પુસ્તકો હિન્દી, મરાઠી, ગુજરાતી, અંગ્રેજી ભાષામાં લખાયેલાં છે. એટલે જેમને આ આસનો કરીને શરીરની ખિલવણી કરવી હોય, વ્યાધિ મટાડવો હોય અથવા યોગાભ્યાસ કરવો હોય તેમણે તે તે વિષયના નિષ્ણાતોનો સંપર્ક સાધી, પદ્ધતિસર સક્રિય જ્ઞાન મેળવવાની હું ભલામણ કરું છું. અને "સ્વાધ્યાય મંડળ, મુ. ઔંધ ( જી. સતારા )" આ સ્થળેથી આસનોનાં ચિત્રો, તેને લગતું સાહિત્ય અને પુસ્તકો, જે હિન્દી ભાષામાં મળી શકે છે તે મંગાવીને પણ એ વિષયનો શાસ્ત્રીય અભ્યાસ કરી શકાય છે.

ગુજરાતી ભાષામાં ભાઈ શ્રી બાપુભાઈ કુબેરદાસ પટેલ, બેરીયા ( વાયા–આણંદ ) એમની તરફથી સૂર્યભેદન વ્યાયામનું સરસ પુસ્તક

ચિત્ર સાથે પંડિત શ્રી સાતવલેકરજીના હિન્દી ભાષાના ગ્રંથ ઉપરથી શ્રી હરિશંકર વિદ્યાર્થી પાસે ભાષાંતર કરાવી પ્રગટ કરાવેલ છે, તે પુસ્તક મંગાવી લેવું તે ઘણી સમજુતી આપતું ઉપયોગી પુસ્તક છે.

આટલી સૂચના કર્યા પછી આ વિષય સમેટતાં પહેલાં શરીરની રહી ગયેલી ઊણપ અને વિકાસની ખામી ધરાવતાં ભાઈઓ તથા બહેનોને અનુલક્ષીને કહેવું જોઈએ કે આવી કસરતો, આસનો અને વ્યાયામથી શરીરને સંપૂર્ણ બનાવી શકાય તો તેના જેવો ઉત્તમ અને સુંદર તથા બિનખર્ચાળ અને નિરૂપદ્રવી માર્ગ એકે નથી. એટલે પ્રથમ પંક્તિમાં આ માર્ગ આવી શકે. બીજી પંક્તિમાં વનસ્પતિ, ખનીજ દ્રવ્ય અને એવા ઔષધોપચારથી શરીરને વિકાસ આપી પૂર્ણ બનાવવાનો માર્ગ છે, ત્રીજી પંક્તિમાં પ્રાણીજ ઔષધો, પ્રાણીજ ગ્રંથીઓના સત્ત્વથી સિદ્ધ તૈયાર થયેલાં ઇંજેક્શન વગેરે અને સૂચીવેધન દ્વારા અપાતાં ઔષધો છે.

પ્રથમ પંક્તિમાં મૂકેલો માર્ગ યોગ અને આસનો એ સંપૂર્ણ-સિદ્ધ હોવા છતાં એ જ્ઞાન માત્ર વાચનદ્વારા સંપૂર્ણ આપી શકાતું નથી. પરંતુ એ પ્રત્યક્ષ જ્ઞાન આપવા લાયક હોઈ, જેમણે પ્રાણાયામ, યોગ, આસનની ઉપાસના કરી સિદ્ધિ મેળવી હોય તેવી વ્યક્તિઓ જ જિજ્ઞાસુને સંતોષ આપી શકે.

વ્યાયામનો વિષય આખો જ સ્વતંત્ર આલેખવા જેવો છે. વ્યાયામ એ માનવીને નિતાંત લાભદાયી છે, એટલું જ નહિ પરંતુ જરૂરી છે. વ્યાયામ વગરનાં શરીર માખણના પીંડા જેવાં કે રૂના ધોકળા જેવાં ભલે ગોળમટોળ, દેખાવડાં અને મેદલ દેખાતાં હશે, પણ એવાં શરીરમાં વિવિધ વ્યાધિઓ જલદી પ્રવેશે છે, એમનું આયુષ્ય ટૂંકું બને છે અને શક્તિ, તરવરાટ કે સ્નાયુ સબળતા હોતી નથી.

વ્યાયામ માનવી જ કરે છે તેમ નથી. પ્રાણીઓ—જનાવરો પણ વ્યાયામ નિત્ય કરે છે, એક જ ઠેકાણે બાંધી મૂકવામાં આવે તો

જનાવરો પણ શક્તિ, ચૈતન્યરહિત બોદાં બની જાય.

ગુરુ ચેલાના આમ્રસંવાદની બે પંક્તિ આ બાબતનું સમર્થન કરે છે:

"પાન સડે, ઘોડા હડે, વિદ્યા બિસર જાય;
અંગારે રોટી જલે, કહો ચેલા ક્યૂં થાય?"

ઉત્તર : ફેરવ્યા વગર

એ જ રીતે મનુષ્યશરીર જેમ આહાર માગે છે તેમ તેને ફેરવવુ પણ જોઈએ.

શરીરને ફરતું રાખવા માટે તો સામાન્ય પ્રકારની કસરત શરીરને મળ્યા કરે છે. આપણા નિત્યના વ્યવહાર–ધંધારોજગાર, નોકરી કે પ્રવૃત્તિની અંદર આપણું શરીર ફરતું રહે છે, એને લઈને શરીરને થોડા પ્રમાણમાં કસરત મળે છે. સ્ત્રી–વર્ગને ઘરકામમાં કેટલીક કસરત મળે છે. પરંતુ એ સામાન્ય ગણાય છે. વિશિષ્ટ પ્રકારની કસરત વિશેષ લાભ મેળવવા માટે, નિર્બળતાને નિવારવા માટે કે શરીરની અપૂર્ણતાને પૂરી કરવા માટે પદ્ધતિસરની કસરત આપવા વ્યાયામની જરૂર પડે છે. એ કસરતમાં બે ભેદ છે. એક કસરત તે સૌમ્ય, અને બીજી કસરત તે ઉગ્ર. સૌમ્ય કસરતમાં આસનોની કસરત કે જે ઉભા રહીને, બેસીને અથવા સુતા સુતા કરવાની હોય છે. આ સૌમ્ય કસરત અથવા વ્યાયામથી શરીરને વધુ ઘસારો વેઠવો પડતો નથી, પરંતુ તેને જોઈતી મદદ શરીરસંચાલનમાં શાન્તિથી પ્રેરી શકાય છે.

ઉગ્ર કસરતમાં બેઠક, દંડ, દોડવું, મગદળ, ડંબેલ્સ અને વિવિધ જાતની કસરતોથી ચોક્કસ અંગો ઉપર ગતિ મળતી હોવાથી તે તે અંગો વધુ પડતાં વિકાસ પામી, ત્યાં વધુ પડતો રક્તસંચય થાય છે અને આપણે જોઈએ છીએ કે પહેલવાનોના મસલ્સ પત્થર જેવા સખત અને ખૂબ જ ભરાવદાર જણાય છે. પરંતુ આવી જાતની કસરતથી એ શરીરને પછી નિયમિત એ કસરત કરવાની ટેવ અથવા વ્યસન પાડવું પડે છે.

ચાલવું અને તરવું આ બે કસરતો ન તો સૌમ્ય, ન ઉગ્ર તેમજ મધ્યમ સેવવા જેવી છે, અને આધેડ ઉમરના તથા વૃદ્ધ પુરુષો પણ નિયમિત આ બંને કસરતો કરીને જોઇતો વ્યાયામ મેળવી શકે છે. આ બેઉ જાતની કસરતોમાં વિશેષતા એ છે કે તેનાથી પ્રથમ શરીર અને શરીરનાં તમામ સ્નાયુમંડલને પ્રોત્સાહન અને હલન-ચલન મળે છે તથા શરીરના યંત્રસંચાલનને ઠીક પ્રમાણમાં ગતિ મળી શકે છે. એથી જ વ્યવસાયી અને ઉમરે પહોંચેલા પુરુષો બીજી કોઈ કસરત કે વ્યાયામ નથી કરી શકતા, તેઓ નિયમિત સૂર્યોદય પહેલાં કે સૂર્યાસ્ત પછી બે-ત્રણ માઇલ પગે ચાલીને ફરવા જાય છે અને એ રીતે નિયમિત સમયે પગથી ચાલી વ્યાયામ મેળવતા હોય છે તેમની ઠીક પ્રમાણમાં તંદુરસ્તી જળવાઇ રહે છે.

આપણા ઘરકામમાંથી અને બાળઉછેરમાંથી નવરી નહિ પડતી બહેનોના શરીર ઉપર મેદ ખડકાયે જતો હોય છે તોયે તેઓ વ્યાયામ તરફ નજર નથી કરતી. ફરવા જવામાં કેટલીક બહેનો શરમ અથવા સમાજની ટીકા થવાની બીતિ આડે ધરે છે. વ્યાયામની ખાતર પગથી ચાલીને ફરવા જવા ઇચ્છતી બહેનોને સમાજ વક્ર નજરે જોતો હોય એ સમાજની દૃષ્ટિને તો હવે દફનાવવી રહી અને આજની બહેનોએ તે સમાજ સામે આટલી તો નૈતિક હિંમત બતાવવી જોઇએ જ.

વ્યાયામ સંબંધમાં ઘણું કહી-લખી શકાય. પરંતુ એ એક સ્વતંત્ર વિષય બને તેમ છે, અને વળી તેનો હું ખાસ અભ્યાસી નથી. મારે તો આ મારા વિષયમાં વ્યાયામ તરફ માત્ર અંગુલિનિર્દેશ જ કરવાનો હતો, તેમ જ અવિકસિત શરીરને માટે ઔષધની સાથે વ્યાયામ, આસન, કસરતની આવશ્યકતા અને ઉપયોગિતા છે એ પૂરતું મેં જણાવ્યું છે. આ વિષયમાં જેમને વધુ જાણવાની જિજ્ઞાસા હોય તે વાચકો એ વિષયનાં પુસ્તકો વાંચે અને તે વિષયના જ્ઞાતાઓનો સાથ શોધે.

[ ૧૫ ]

## યૌવનનો આવિર્ભાવ

કામદેવની પ્રિય સખી—ઋતુઓમાં મહારાણી સંવત્સરની પ્રેયસી, જગતની મદ ભરતી—રૂપવતી પ્રેરણાદાયિની વસંત આવે છે અને દુનિયા નાચે છે. જીવન—માનવજીવનના યૌવનનો આવિર્ભાવ એ વસંતઃ એને જીવનની વસંત સમજો તોય ખોટું નથી. એનાં પૂર, એની ભરતી, એનો ઉઘાડ, એની ઉષા કિશોરોમાં અનેરા ફેરફાર સર્જે છે. એના મદથી મદઘેલા માનવીઓ સ્વત્વ ભૂલી જાય છે. હીલોળે ચડીને, યૌવનના ફંટાતા વિવિધ માર્ગોએ ચઢીને, અવસ્થાનોને માર્ગે પ્રયાણ કરે છે. એ માર્ગો કંટકમય અને ભયભરેલા હોવા છતાં એ પ્રલોભનોની મદિરાની સુવાસ એ માર્ગમાં એવી છંટાયેલી છે કે એક વખત એ પંથે ચઢેલા માનવીને ત્યાંથી પાછો વાળી શકાતો નથી, અને તે વળે છે તેટલા વખતમાં તો એની યૌવનરૂપી દોલત લુંટાઈ ગઈ હોય છે.

એ યૌવનનો આવિર્ભાવ શરૂ થાય છે અને તનમનમાં ફેરફારો થવા લાગે છે. અસ્થિ સમુદાય સંવૃદ્ધ થાય છે અને શરીર અરાવદાર—ઉચું, પહોળું, પહોંચતું થવા લાગે છે.

અસ્થિઓનાં સંધાન મજબૂત બને છે. એની આસપાસ માંસપેશીઓ બંધાય છે અને સ્થિર થાય છે તથા ચરબીનાં ચણતર સુડોળ રીતે થવા લાગે છે.

વજન વધવા લાગે છે. સુડોળ માંસપેશીઓ ઉઠાવદાર બનીને જાંઘ, સ્તન, બાહુ, ગાલ, ગરદન ઉપર તે પ્રગટ રીતે જણાવા લાગે છે. હૃદય અને ફેફસાંનો વિકાસ થાય છે, રુધિરાભિસરણ સુંદર રીતે થવા લાગે છે. શરીર જાણે વસંતના રાગે હેલે ચઢયું હોય અને ગુલાબના રંગે રંગાતું જતું હોય એવો નવપ્રભાતનો ઉઘાડ થાય છે. ઉષ્ણતાની અભિવૃદ્ધિ થાય છે. મન કોઈ અદૃશ્ય અને અકલ્પિત આનંદની લહેરીએ નાચતું હોય એમ જણાય છે.

પાચનશક્તિ ખીલે છે, પચનેન્દ્રિયનાં અવયવો ઝડપી બને છે અને તે પ્રદીપ્ત થાય છે. ક્ષુધા અને પિપાસા વધેલી માલૂમ પડે છે. અને તેમાંથી થયેલી રસવૃદ્ધિ દેહને નીખારવામાં અને યૌવનનાં ચણતરમાં રસબસ બની, ઉતાવળિયા મૂર્તિકારની ઝડપે દેહમંદિરને ઘડે છે.

વીર્યાશય, વીર્યસહાયક નલિકાઓ, કામસલિલોત્પાદક પિણ્ડો, વીર્યોત્પાદક ગ્રંથીઓ, વૃષણુ અને ગુહ્યભાગ આદિ જનનેન્દ્રિયનાં અવયવોમાં સમગ્ર સમુદાયની ક્રમશઃ સંવૃદ્ધિ, પુષ્ટતા અને પ્રદીપ્તતાયુક્ત ગતિસંચાર તેની અંદર શરૂ થાય છે.

ગળાના કાકડાની સંવૃદ્ધિ થવાથી સ્વરસંવાહક નલિકા અને સ્વરતંતુઓમાં ફેરફાર થવાથી બાળક અને કિશોર અવસ્થાના કુમાર કુમારિકાઓના અવાજમાં જે બાલ્યાભાવ હોય છે તે વિસર્જન થાય છે અને યૌવનનો મદભર અવાજ જણાવા લાગે છે.

ગ્રીવા-કંઠ, દાઢી ગાલ, હોઠ અને આંખ તથા આંખની પલકમાં રક્તવાહિની શીરાઓ ઝડપી બને છે અને એથી યુવાનીનાં એ અવયવો ઉઘડતા મોગરા જેવાં ખિલેલાં ગુલાબ જેવાં અથવા પાકેલી હાફુસ જેવાં જણાય છે—જણાવા લાગે છે.

ચક્ષુ—આંખોનું તેજ વધે છે, પુતળીઓ નાચતી થાય છે. આંખમાં ચોક્કસ પ્રકારની ચેલછા—યૌવનચેલછાની—આંખમીચોલી જણાવા લાગે છે.

હાથ પગ, કોણી, ગોઠણ, પગની પિંડીઓ, સાથળની માંસપેશીઓ, દુંટીનો અધઃભાગ, નિતંબનો ઉપડતો ભાગ અને કટિપ્રદેશ, એ તમામ અવયવોમાં ચોક્કસ માંસપેશીઓ ગોઠવાતી જાય છે અને અભૂતપુર્વ એનો ઉપાડ નજર સામે તરતો જણાય છે.

સમગ્ર શરીરનો આકાર નવું ઘડતર લેતો હોય, કદનું ચણતર ઝડપી બનતુ હોય, વજન વધતું અને રંગ નીખરાતો જતો હોય તથા કામની રૂપ ધારણ થતું જતું હોય, ઉંચાઈ, પહોળાઈ અને માંસબદ્ધ—સ્નાયુબદ્ધ શરીર જાણે હેલારે ચઢ્યું હોય તેવા ફેરફારો યુવાના આરંભમાં દષ્ટિગોચર થાય છે.

અવલોકનશક્તિ, વક્તૃત્વશક્તિ, તેમજ કલાકૌશલ્ય અને સૌન્દર્યપ્રેમ તથા સૌન્દર્યભાવ; અનુકરણશક્તિ, તેમજ વિવિધ હાસ્ય આદિક-પ્રાવિણ્યપ્રદાયક-શક્તિઓ બહાર ડોકિયાં કરવા લાગે છે. મસ્તકની અંદર ખીલતાં જતાં સ્થાનો અને અવયવો ધીરે ધીરે, ચૂપકે-ચૂપકે બહાર પડે છે. જાણે સમી સાંજે બીડાયેલાં કમળ નવપ્રભાત થતાં અને રશ્મિરાજનાં સહસ્ર કિરણો ઝીલતાં ખીલી રહ્યાં ન હોય! સુપ્ત દશામાં રહેલાં અને બુદ્ધિએ તથા મગજે સંગ્રહી રાખેલા અનેક ભાવો અને ગુણો-વિનય, પ્રેમ અને સૌજન્ય; તેજ, છાયા અને અભિનય; મુગ્ધતા, પ્રેમોર્મિ, પ્રેમછળ, રૂપલાવણ્ય અને છટા, આદિ પૂર્ણિમાની રાત્રિએ નભમંડળમાં પ્રગટતા તેજસ્વી તારલીઓની માફક ચમકવા લાગે છે.

યકૃત અને પિત્તાશયની અંદરની પિત્તવાહિનીઓ, તેમજ વીર્યાશય અને તેની અંદરની વીર્યવાહિનીઓ તેમજ કામસલિલોત્પાદક પિણ્ડો અને તેની અંદરની રસગ્રંથીઓમા પણ અનેક પ્રકારની અવિદિત અપૂર્વ સ્ફુરણાઓ જાગી ઉઠે છે. હૃદયવીણાના તાર કોઈ મોહક સૂરના નાદે ઝંકાર કરી ઉઠે છે અને નિર્દોષ કિશોરભાવની કે કુમારિભાવની નિદ્રામાં સુતેલું યુવક-યુવતીનું મન સૂર્યના પ્રેરણાઓ અને નાદના તાલે નાચવા લાગે છે. કોઇ અકલ્પિત, અપ્રગટ આનંદની મહેકમાં !

અને એ નાદ, એ તાલ, એ પ્રેરણા અને સ્ફુરણા એ આંતર્ અવયવો અને બહિર્અવયવો ગયેલા યૌવનના આવિર્ભાવના પરિણામે યુવાન કન્યાઓ સુંદર સ્રીજનના પ્રસંગમાં કે સહવાસમાં આવવાની, સાથે રહેવાની, હળવામળવાની અને તેઓના પ્રત્યે માન, પ્રેમ, વિનય અને કંઈ અદ્‌ભુત પ્રકારના મોહક ભાવો ભરેલી રીતે વર્તવાના સ્વાભાવિક, મનોરથોમાં રસઘેલી, મનઘેલી, સ્વાભાવઘેલી બની ઉઠે છે, બનતી જતી નજરે પડે છે.

સુંદર મોહક, ગદભરી યુવતિઓનાં અવલોકનમાં રસભર્યાં આનંદ આવવા લાગે છે અને પરિણામે અવિદિત રસભર્યાં ગૂઢભાવોની

મોહક પ્રેરણાઓદ્વારા અનેક મનોરથોરૂપી મનોવિકારનો, અજ્ઞાત યૌવન દશામાં યુવાનો તેમજ યુવતિઓનાં બન્નેનાં આંતરમનોમાં ત્વરાથી પ્રાદુર્ભાવ થવા લાગે છે.

લજ્જા એ અના ઉરનું ઢાંકણ બને છે તોયે તેને હડસેલીને તીરછી નજરે, કટાક્ષભરી નિગાહે, લોહચુંબકના ખેંચાણ કરતા કોઈ ઊંડા અને અનંત ભાવે યુવતી બનેલી કન્યાની, કોઇ મનમોહન કોઈ બાંકી સુરત, કોઈ અજાનબાહુ, કોઈ પ્રજ્ઞા, મેધા, ઓજસધારી નવયુવક તરફ ના, ના કરતાં પણ અધઃક્ષણમાં નજર જઈ ચોટે છે ! અધ.ક્ષણમાં મધુમક્ષિકા માફક કોઇ અવર્ણનીય રસાસ્વાદ માણી લઈ એ તીરછી નજર પાછી ફરે છે અને એના ઉપર લજ્જાનો સાળુ ઢાંકણુ બની રહે છે.

લાખ લાખ સજ્જનતા અને સદ્‌ભાવનામયતાના પાઠ પઢાવ્યા હોય, સંયમ, નિયમ, બ્રહ્મચર્ય, દીક્ષા અને તિતિક્ષા–તપ અને વિદ્યાર્થીધર્મનાં નીતિશાસ્ત્રો ગોખ્યા ટાંચીને કલાકારની પીંછીની અદાથી મનમાં એ રંગો પૂર્યા હોય, તોયે એ નવયુવક—ઊઘડતી યુવાનીની ઉષાની કેડીએ ચઢેલો કિશોર બદલાઇ યુવાન બનેલો યુવક નથી નિવારી શકતો નજરનાં જાદૂને ! ભૂલી જાય છે એ વિદ્યા, જ્ઞાન અને સંયમના ભાવોને ! અને પીવાઈ જાય છે ચક્ષુના સંપુટથી યૌવના બનેલી કોઈ બાળાનું રૂપલાવણ્યે પ્રગટ પમરતા યૌવનનુ મધુરં અમૃત !

આ જાતના માનાસિક અને શારીરિક ફેરફારને અંગે યુવાનો તેમજ યુવતીઓની હલનચલન આદિ ક્રિયાઓ, ગાયન, વાદન, નૃત્ય, અનુકરણ સંભાષણ, આદિ ભાવો અને વાત્સલ્ય, દાંપત્ય સ્નેહ, સૌજન્ય, કરૂણા, ભક્તિ, આશા, વિનય, શ્રદ્ધા આદિ ભાવોમાં તેમજ લાગણીઓમાં અનેક પ્રકારના ફેરફારો થાય છે.

એટલે જ ઋતુઓમાં મહારાણી વસંતના આવિર્ભાવોથી અને અપૂર્વ શોભાભર્યા આગમનથી જેવી રીતે સૃષ્ટિ પદાર્થ માત્રમાં અને તેના સૌંદર્યમાં અનેક પ્રકારની વિવિધતા, રસિકતા, રંગરાગ અને અવનવી

પ્રફુલ્લતા તથા સુગંધ સર્વત્ર અનેક રૂપે છવાઈ રહે છે, એવી જ રીતે યુવાનો યુવતીઓમાં જ્યારે સાચા યૌવનનો અવિર્ભાવ થવા લાગે છે ત્યારે નવયૌવન-વસન્તોદ્યાનમાં મધુ-મધુરતા, અને સુગંધ-સુગંધિતા બની રહી, સ્વયં તે ચમકે છે, મ્હેકે છે, પ્રકાશે છે અને જગતને અદ્‌ભુત પ્રકાશમાન ભાસે છે.

[૧૬]

## યૌવનનો અવિર્ભાવ અને તેનો નશો

વસંતની વાયુલહેરીએ જેમ ઉપવનનાં વૃક્ષ-વેલીઓ અને પુષ્પકલિઓ એક પછી એક ઉઘડતાં આવે છે એમ યુવાન બનેલાં-બનતાં જતાં યુવક યુવતીમાં યૌવનની વસંતવાયુલહેરીઓ ચઢતી જાય છે. અને તનમાં તથા મનમાં નવા નવા ભાવ પ્રગટતા જાય છે.

શરીર તથા ચહેરા ઉપર એક એવા પ્રકારનું ઓજસ—પ્રકાશ ચળકાટ ઝળકી ઉઠે છે કે જેને યૌવનનું તેજ કહી શકાય. જેમણે કૌમાર્ય અવસ્થા તથા કિશોર અવસ્થા નિર્વિકારી અને નિર્દોષભાવે પૂરી કરી છે અને યૌવનના ઉઘડતા પ્રભાતમાં જેમનો પ્રવેશ થાય છે તેમના વદન ઉપર જે સૂર્યનાં રક્તવર્ણીય રશ્મિની મનોરમ્ય આભા દૃષ્ટિગોચર થાય છે, ચહેરા ઉપર જ નહિ આંખમાં પણ કોઈ અનેરો પ્રકાશ અને દિવ્ય તેજોરાશી તથા નિર્મળ અને રસિકતા ઉભરાતી જણાય છે.

કારણ કે દેહના ઘડનારા શિલ્પી કારીગરે શરીરની એવી રચના કરી છે કે જ્યારે યૌવનનો ઉઘાડ શરૂ થાય છે ત્યારે તેની પાછળ મગજ-મસ્તકમાં રહેલી ચોક્કસ સ્થાનની મહત્ત્વભરી ક્રિયા શરૂ થઈ જાય છે અને એ સ્થાન મસ્તકના પાછલા ભાગમાં મૂકવામાં આવ્યું છે.

યૌવનનાં ઉંમરે આવી પુગેલાં યુવક-યુવતીનાં મસ્તકના પાછળના પ્રદેશમાં છેક તળીઆના ભાગે જુદા કાર્યપ્રદેશ અથવા ચોક્કસ સમયે એ જગ્યાએ રહેલી જ્ઞાનતંતુથી આચ્છાદિત બનેલી મનની સાથે સંકલના સાધનારી વૃત્તિઓ ઝણઝણી ઉઠે છે.

કારણ કે કામેચ્છા અથવા સંભોગ અભિલાષા એ મનુષ્યના મનની એક એવી મહત્ત્વની અને અગત્યની વૃત્તિ છે કે અન્ય પ્રાણી-વર્ગના જીવન અને અસ્તિત્વની માફક જ સમગ્ર માનવસમાજના જીવન અને અસ્તિત્વનો મુખ્ય આધાર એ વૃત્તિ ઉપર અવલંબી રહેલો છે. સાંસારિક સર્વભાવરૂપ અતિ ગંભીર, ભવ્ય અને સુંદર ઇમારતનો આ સંભોગાભિલાષની વૃત્તિ જ મૂળ આધાર છે. એ વૃત્તિની ઉપર જ આધાર ગણી વાત્સલ્યસ્નેહ, દામ્પત્યસ્નેહ, ગૃહનિવાસેચ્છા મૈત્રીભાવ અને તત્પરાયણતા આદિ વૃત્તિઓ ટકી રહે છે.

અને એથી જ પરસ્પરને મદદ કરનારાં સ્થાનોની એવી સરસ રીતે ગોઠવણ કરેલી છે કે યૌવનનો યોગ્ય કાળ આવતાં અનુમસ્તક સાથે સંબંધ કરનાર કરોડરજ્જુ દ્વારા થઈને આખા દેહ અને ગુપ્તાંગો સાથે સંદેશો સાધતાં તંતુઓ [જ્ઞાનતંતુઓ] લાગી જાય છે. આ તંતુઓ કામ તો કર્યે જ જતાં હોય છે, પરંતુ જે સુપ્ત અવસ્થામાં વૃત્તિઓ હતી તે યૌવનકાળ આવતાં આળસ મરડીને બેઠી થાય છે. અને બધી ઓફીસો (સ્થાનો)ને જાગૃત કરે છે કે:

" અલબેલું યૌવન આવે છે ! "

સામાન્ય રીતે શરીરની અંદરના સર્વ અવયવોને ગતિ આપનારાં અને સંચાલન કરનારાં મૂળ તંતુઓનું મધ્યસ્થાન તે અનુ-મસ્તક છે. કારણ કે બધાં અવયવોનાં તન્તુઓ શરીરના પ્રથક્ પ્રથક્ ભાગોમાંથી એ સ્થાનમાં જાય છે એ સ્પષ્ટ છે. અંગ્રેજીમાં જેને (Cerebrum) કહેવામાં આવે છે તેને આપણે શિરબ્રહ્મ કહીએ તો ખોટું નથી અને અનુમસ્તકને મન્મથતરુ કહીએ તો ખોટું નથી. આ જગ્યાએ આખા શરીરમાં ફેલાનાર તંતુઓનું મૂળ રહેલું છે અને ત્યાંથી તંતુપ્રવાહનો સમૂહ બરડાની કરોડની પોલને માર્ગે છેક કરોરજ્જુના શિર સુધી પહોંચે છે. ધડની અંદરના છેક પુચ્છના ભાગ પાસેથી શરૂ થઈ, ઉપર જતાં ક્રમશઃ સ્થૂલતાને પ્રાપ્ત થતો જતો આ કરોડરજ્જુનો ભાગ જ છેક ઉપરના ભાગમાં અનેક રજ્જુ-

ઓની ગ્રંથી રૂપે પરિણીત થાય છે.

આ કરોડરજ્જુની ગ્રંથીની ઉપરના પાછળના ભાગમાંથી તન્તુઓના પ્રવાહો અનુમસ્તકમાં પુષ્કળ સંખ્યામાં પ્રસરેલ છે, જ્યાં તેઓ કામવૃત્તિનાં અવયવનાં તન્તુઓની સાથે અતિ નિકટના સબંધમાં સ્થિત થઈ પ્રસરી રહેલાં છે. આથી શરીરની અંદરના દરેક અવયવ અને તેની અંદરના ફેરફાર અથવા ગતિ વગેરેને બહુ જ અનુકૂળતા પ્રાપ્ત થાય છે.

વળી શબ્દ, સ્પર્શ, રૂપ. રસ અને ગંધ આદિ પાંચ જ્ઞાનેન્દ્રિયોના તન્તુનાં મૂળ પણ આ જ સ્થાન પાસે આવી રહેલાં છે. અર્થાત્ અનુમસ્તક અને કરોડરજ્જુની ગ્રંથીના ઉપલા ભાગ વચ્ચેની ચતુર્થ જવનિકાની દીવાલોમાં ઉપર્યુક્ત પાંચે જ્ઞાનેન્દ્રિયોનાં તંતુઓને પણ ગતિસંચાર આપવામાં અને પ્રદીપ્ત કરવામાં પણ આ કામેચ્છા-અવયવને ઘણી સુગમતા મળે છે.

ટુંકામાં પંચ જ્ઞાનેન્દ્રિયોના તન્તુયુગ્મો, સહાનુભૂતિ પ્રદર્શક તન્તુઓની સમુદાયમાળા અને કરોડરજ્જુ તથા કરોડરજ્જુનું મૂળ તેમ જ અનુમસ્તક અને મસ્તકના તળીયાના સમગ્ર આગળ, પાછળ તેમ જ બાજુના પ્રદેશનાં અવયવોનો સમુદાય, અને તે બધા સાથે અત્યંત ઘનિષ્ટ સંબંધ ધરાવનાર ત્રીજી તથા ચોથી જવનિકાના સમગ્ર પ્રદેશો સાથે સંયોગાભિલાષા અથવા કામવૃત્તિનાં મગજની અંદરના અવયવોને; એટલો બધો ઘનિષ્ટ સંબંધ છે કે જ્યારે મનુષ્ય એ વૃત્તિને આધિન થઈ સંયોગ માટે પ્રવૃત્તિ કરે કે કરવા પ્રેરાય છે ત્યારે આ પ્રેમવૃત્તિદ્વારા તેની નિકટમાં આસપાસ જ આવી રહેલાં સર્વ અવયવોમાં ગતિ–પ્રદિપ્તિ–સંસાર અને ક્ષોભ તથા રક્તાભિસરણની અધિકતા અને ઉષ્ણતા ( કામજ ઉષ્ણતા ) પ્રવર્તી રહે છે. અને તેને પરિણામે શરીરના સમગ્ર પ્રદેશામાં મદન–પ્રવૃત્તિનો સંચાર થતાં એક જાતનો મદનજન્ય ઉન્માદ, જેને વિદ્વાનોએ " કામોન્માદ " કહેલ છે તે પેદા થાય છે. અને આવી જાતના ઉન્માદથી સર્વ જ્ઞાનેન્દ્રિય

ક્ષોભ પામે છે ત્યારે જાગૃત અવસ્થામાં રહેલ સ્ત્રી કે પુરુષ કામવ્યાધિની એવી ભૂમિકા ઉપર આરૂઢ થઈ જાય છે કે તે સારાસારનો વિવેક ભૂલી જાય છે અને છતા કાને સાંભળી શકતો નથી, છતી આંખે જોઈ શકતો નથી. છતી બુદ્ધિએ વિવેક ભૂલી જાય છે અને એને અનુલક્ષીને કવિઓએ ગાયું છે:

**नैव पश्यन्ति जन्मान्धो कामान्धो नैव पश्यति।**

અને આ હલન-ચલાયમાન વૃત્તિનો ઉદ્‌ભવ યૌવન-ઉગતા યૌવને થવા લાગે છે અને તેને પરિણામે દરેકે દરેક અવયવ પોતપોતાના પ્રતિનિધીરૂપ અંશને એકત્ર કરી સર્વ અંગોનાં રસરૂપ અંગિરસવીર્ય પ્રજાનનેન્દ્રિયનાં અવયવોમાં યથાવિધિ એકત્ર કરી, જનનેન્દ્રિયદ્વારા અને વીર્ય સંવાહિનીઓદ્વારા પોતાની અભિષ્ટ યોગ્ય ભૂમિમાં યોગ્ય કાળે યથાયોગ્ય મંથન અને પ્રદીપ્તિને અંતે ગર્ભાધાનક્રિયાદ્વારા ભાવી પ્રજાના ગર્ભરૂપ બીજનો સ્ત્રી-યોનિરૂપ માર્ગદ્વારા પ્રજનન અવયવરૂપ કુદરતી અતિ કોમળ સાધન વડે સ્ત્રી ગર્ભાશય રૂપ અતિ કોમળ અને ગુપ્ત પ્રદેશમાં માનવબીજનું સમાગમ ક્રિયાદ્વારા યથાવિધ આરોપણ કરે છે.

ઉપર્યુક્ત સર્વ ભાવો, ક્રિયાઓ અને સ્થિતિઓને મનની અંદરથી પ્રવર્તાવનાર સંયોગાભિલાષાની વૃત્તિ જ મુખ્યપણે કાર્ય કરી રહેલ છે અને એટલા માટે એ વૃત્તિનાં મન્મથ, મદન; પ્રદ્યુમ્ન, માર, પુષ્પધન્વા; મનોજ, આત્મભૂ આદિ નામો આપવામાં આવ્યાં છે.

આ કામવૃત્તિ અથવા સંયોગાભિલાષાની વૃત્તિ જુદી જુદી વ્યક્તિમાં ન્યૂનાધિક પ્રમાણમાં હોય છે. કોઈમાં અતિ પ્રબળ અને કોઈમાં છેક મંદ પ્રમાણમાં હોય છે અને આ વૃત્તિ પોતાના સમગ્ર બળ સાથે યૌવનની શરૂઆત થતાંની સાથે વિદ્યુતના ચમકારાની જેમ આકાશમાં ચમકે છે અને સ્ફુરણ થવા લાગે છે ત્યારે મનમાં અનેક-

વિધ તથા વિવિધ પ્રકારે અનેક ઉદ્દીપક પોષક ભાવોની શરૂઆત થાય છે.

યૌવનનું ઉદ્દ્ઘાટન અને મદનવૃત્તિની આ બધી અનેકવિધ પ્રવૃત્તિઓના ઉદ્દેશો કે પ્રયોજનો તરફ જો વિશેષ વિચારપૂર્વક ધ્યાન આપવામાં આવે તો આપણને સહેજે માલૂમ પડશે કે યુવાનો તેમજ યુવતિઓનાં શરીરમંદિરોમાં આવી રીતે થતા જતા યુવાવસ્થાના ભાવોનાં સર્વ સ્ફુરણો પાછળ કુદરતનો કોઇ ભવ્ય અને ગૂઢ ઉદ્દેશ અવિદિતપણે કાર્ય કરી રહેલો છે.

એ જ સમયે યૌવન અથવા જુવાન અવસ્થાની શરૂઆતે જ યુવાનોને માટે અસિધરા વ્રત જેવી ભૂમિકા શરૂ થાય છે અને યુવાનોને માનસિક વૃત્તિઓ ઉપર કાબુ રાખી, વીર્યની રક્ષા કરવા માટે બ્રહ્મચર્ય જેવા કપરી કસોટીસમા વ્રત તરફ સંપૂર્ણ સભાન જાગૃત કરી લેવા જોઈએ, નહિતર એ એક જ અવસ્થા એવી છે કે યૌવન બેફામપણે ભટકતું અને પતન તરફ માર્ગ મેળવતું બની જાય છે.

વર્ષાનાં વારિ ઝીલીને અષાઢી સરિતા વેગભરી ચાલે, નવનીર ઉછાળતી દોડતી નજરે પડે એવો જ વેગ યૌવનનો છે, યૌવનનો નશો યુવાન–યુવતિને ચંચલ–ચલિત બનાવી મૂકે છે. યુવાન અવસ્થાની રક્ષા માતા–પિતા, ગુરુજન, મિત્ર કે આપ્તજન કોઈ કરી શકતું નથી. યુવાન સ્વયં પોતે જ પોતાની રક્ષા કરવા ધારે તો કરી શકે છે, પરંતુ યૌવનનાં—નવયૌવનનાં નૃત્ય શરૂ થાય છે અને દેહમાં તાંડવ આરંભાય છે. મનમંદિરમાં મધુરી બંસરીને બદલે દીપકસમા તેજસ્વી રાગનો આલાપ શરૂ થઈ જાય છે. યૌવનની ચપળતા જીરવવી જરાયે સરળ નથી, યૌવનની મસ્તીનો રંગ ગુલાબી હોવા છતાં એ ઘેરો છે. એની પ્રથમાવસ્થાથી જ અંતસ્ત્રાવી ગ્રંથીઓ કામ કરતી થઈ જાય છે અને વીર્યનું આગમન શરીરનાં રોમેરોમમાં ઉભરાય છે અને યૌવનનો નશો દિલ દિમાગને રોકે છે, ચોક્કસ પ્રકારના ઉત્તેજનના-

ભર્યા સ્ફુરણનો જન્મ થાય છે. ચાબૂક લગાવેલા અશ્વની જે હાલત હોય છે એ જ હાલત નવયૌવન પામેલાં યુવક-યુવતિનાં મન અને ઇન્દ્રિયોની હોય છે. એટલે જ માનવીની બીજી બધી અવસ્થા કરતાં નવયુવાની એ સાવધાન બની રહેવાની-સંભાળવાની અવસ્થા છે.

યૌવન એ સમગ્ર જીવનની વસંત ઋતુ છે. એ પ્રગટેલી વસંતને સમયસર ઓળખી, એને પચાવી, જીરવી, પીવા મથતો યુવાન સમજપૂર્વક મન-ઇંદ્રિયો ઉપર ચોકી ભરતો અને ધરતી સામે જોઇ ડગ ભરતો. યુવાનીને ભોગવતો આગળ વધે છે. એ યુવાન એ યૌવન-વસંત સાચવી જાણે છે તો જીવનમાં વર્ષો તક એને એ વસંતની વાયુલહેરી અને મસ્તીનો આસ્વાદ માણવાનો અને એમાંથી પ્રગટતા ઓજસના ઐશ્વર્યની જ્યોતને ચમકાવવાનો લ્હાવો મળે છે.

કલ્પનાની પાંખે ઉડ્ડયન કરતાં. માનસિક સજાગ બનેલી વૃત્તિઓને નચવતાં, મન અને પ્રાણ ઉત્સાહનાં વાયુથી વહન પામી ગગને વિહાર કરતાં હોય છે—એવાં નવયુવાન અને નવયુવતીઓ નૂતન ભાવે ભાવિત બની, કલ્પના-સ્વપ્નમાં રાચતાં બને છે. એ જ વખતે એમના યૌવનની સાથે સાથે જન્મેલું વામમાર્ગી અથવા પતન-પતનનો માર્ગ કે જે **યૌવનનાં ભયસ્થાનોનો** માર્ગ કહી શકાય, એ એ વામમાર્ગ ! અનેક પ્રકારનાં આકર્ષણો, પ્રલોભનો, સમસ્યાઓને સંઘરી, મુખ વિકાસી, એ માર્ગ તરફ વધવા-વાળવા, તે સંકેત આપ્યા જ કરે છે.

સ્વાસ્થ્યરક્ષાની જવાબદારી જે અવસ્થામાં અત્યંત જરૂરી હોય છે એ યુવાવસ્થામાં યૌવનના નશાએ રંગયેલાં જુવાન-જુવતી કેવળ બેજવાબદાર બનતાં અને અનાદર કરતાં આગળ વધે છે બીજી બધી અવસ્થા કરતાં જુવાનીમાં જેટલાં બેફામ બની જવાય છે તેટલાં કોઈ અવસ્થામાં નથી બની જવાતું. કારણ કે જુવાનીના નશાએ દરેક માનવીનાં દિલ અને દિમાગને પૂરેપૂરાં રોકી લીધેલાં હોય છે.

જુવાનીમાં વિવિધ પ્રકારનાં વ્યસનો વળગી પડે છે, અનેક-

વિષ દોષો જુવાનીમાં શરૂ થાય છે, ખાનપાનમાં બેદરકારી, ભોગ-વિલાસની અધિકતા, રાગરંગ તરફ વલણ અને ઝોક સમજ્યા વગરનો સંગ અને પ્રસંગ, સિનેમા અને મેળાવડા, મહેફિલો, ક્લબો અને રાત્રિમેલાવડાઓ, નાટકો અને જલસાઓ, મિત્રો અને ખાનગી ગુફતેગો માટે એકાંતપ્રિયતા, વિવિધ ઉપન્યાસો અને સામાજિક પ્રેમ અને દોસ્તીના દાવા આપનારી નવલકથાઓ, નવી વિચારસરણીઓ અને આચારવિચાર ભ્રષ્ટ બનાવનારા તેમજ શિસ્ત, સ્વજન, ધર્મ-બંધન, ગૌરવ અને ચારિત્ર્યપુષ્ટિ તથા સંસ્કૃતિને બંધબેસતા વિચારોને તિલાંજલિ આપીને સ્વૈરવિહાર તથા મુક્તવિહાર તરફ જ મીટ માંડીને કેવળ સ્વચ્છંદી મનોદશા બનાવનાર વિચારો ઉપર જેનો મદાર છે અને સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતાને પોષનાર નવવિચાર-મતવાદીઓ, શુદ્ધ બુદ્ધિ અને વિશુદ્ધ ચારિત્ર્યનો નાશ કરી નાંખી, વિનાશના રવાડે ચડાવી દે તેવો સમય જુવાનીમાં શરૂ થાય છે અને સંગ બળવાન બની જઈ અનેક નવયુવાનો તથા નવયુવતિઓને વિપથગામી બનાવી દે છે તથા યુવાની બેફામપણે રઝળુ બની બેસે છે.

જે અવસ્થામાં પૌરુષેયની રક્ષા કરવાની હોય છે. જ્યારે વીરત્વ અને બુદ્ધિનો પ્રકાશ ઝળહળી ઊઠ્યો હોય છે, ધનસંચય, સદાચાર ઈશ્વર પ્રત્યેનો વિશ્વાસ, ઈમાનદારી, પરાક્રમ, શત્રુઘ્નતા, સાહસ અને હિંમત કેળવાતાં જઈ ઊંચે ચઢવા મથી રહ્યાં હોય છે, એ જ અવસ્થામાં આળસ, પ્રમાદ, બેદરકારી. બેજવાબદારી, કુપથ્ય અને કુરાગતા તરફ યુવાન વળી જઈ, ચણાતી જતી યૌવનની ઈમારતને, નશામાં ચકચૂર બનેલો એ યુવાન મૂળમાંથી પાયો ખોદવા લાગે છે. અને પછી યૌવનનાં મૂળ ખળભળી ઉઠે છે ઓજસ રહિત જીવન તરફ તે વળતો જાય છે. સ્વાસ્થ્ય અને દુર્બલતા તથા બુદ્ધિની તીવ્રતા એનું નામ યૌવન છે. યૌવનનાં ભયસ્થાનોનો સમય ૧૮થી તે ૪૦ વર્ષ સુધીનો ગણવામાં આવે છે અને ચાલીશ વર્ષ સુધી તો યૌવન ઝંકાર આપતું, પ્રતિભાવંત બની રહે છે. પરંતુ આજે તમે યુવાનો સામે જુઓ.

જુવાનોની નિર્બળ મનોદશાને માત્ર એકલો જુવાન જ જવાબદાર નથી. તેનાં માતા, પિતા, શિક્ષક, ધર્મ, રૂઢિ, સંગ અને શિક્ષણ એ એના જવાબદાર સાથીઓ હોય છે. યૌવનને આંધળું, અવિચારી, તોફાની કે નશાયુક્ત માની, તેની ઉપેક્ષા કરવાથી જ પતનના માર્ગ તરફ આગળ વધી જવાય છે, યૌવન એવું ન ગણાવું જોઈએ. યૌવન એ તો આપણા દેશની નક્કર હાલત છે. જે પ્રજામાં યૌવનની તાકાત ભરી નથી તે પ્રજા અને સમાજ એ દેશ અને રાષ્ટ્ર પરાધીન, પરતંત્ર અને પદદલિત રહેવાનાં છે. મુક્તિના સફળ સ્વપ્નસમા યૌવનને આંધળું માનવા કરતાં ચપળ અને થનગનાટભરી આશાલહેરીથી લહેરાતું, પ્રાણોર્મિ અને ભાવનાથી ચેતનવંતું વીર્યવાન યૌવન છે. તેને તિરસ્કારો નહિ, એના પ્રવાહને સાચી દિશા આપો. એ દિગંતમાં વિજયી કરાવનારૂં બનશે

એની ચર્યાને રોકો નહિ, એના–યૌવનના ઉલ્લાસને રૂંધો નહિ, સાંકડા વિચારોથી એને બંધનમાં બાંધો નહિ, કુત્સિત વિચાર અને મલિન ભાવોથી એને અભડાવો નહિ. માત્ર એને યૌવનની સાચી કીંમત સમજાવો. યૌવન બિચારૂં નથી, બાપડું નથી. એમાં સમાજની પ્રગતિનું પ્રતીક છે. એનાથી રાષ્ટ્રમુક્તિનો મિનારો ચણી શકાશે. વિદાય લઈ રહેલા યૌવનને સુચેતન બનાવવાની ખાતર સુયોગ્ય માર્ગનું અમૃત પાઇને એને સજીવ બનાવવાની જરૂર છે. યૌવન ચામડીના ચળકાટમાં સમાઈ જતું નથી. યૌવન એ તો જીવનની સ્વાભાવિક તંદુરસ્તી છે. એ તંદુરસ્તીને જાળવવા માટે યૌવનના આરે ઉભેલાં યુવક–યુવતીની ફરજ છે કે યૌવન જીરવવા–યૌવન માણવા અને યૌવનનું વહન કરવા માટે સચેત, સજાગ્રત અને સભાન બની રહેવું પડશે.

યૌવનની ઝંખના કરતાં યુવાન–યુવતીઓ, તમારૂં યૌવન તમોને પ્યારૂં તો છે ને? તમે હરદમ ચાહો છો ને કે આ થનગનતું યૌવન તમને છોડી ન જાય?

પણ ચામડીનો ચળકાટ, દેહલાલસા અને ઉડું ઉડું થઈ રહેલ મનસ્વી સ્વભાવ તમને ક્યાં લઈ જશે? મધમાખીને જેમ મીઠું મધુરું મધ લલચાવી પોતાની પાસે ખેંચે છે અને એ જ મધમાં પાંખો ચોંટી જતાં ઉડવાની શક્તિ નાશ પામી, તે પ્રાણ ખોઈ બેસે છે, તેવી વિવિધ દેહલાલસાઓ, મીઠા મધ જેવા લાગતા ભોગવિલાસ અને મોહયુક્ત આકર્ષણો તમારા દિલની પાંખોએ ચોંટી જશે તો ઉડ્ડયન આળસી જશે અને એ યુવાનીનો વિલય થશે, તેનો તમને ખ્યાલ છે? હોવો જ જોઈએ!

યુવાનો–યુવતીઓ, પિડિત ભારતનો મુક્તિનો મહાન પ્રશ્ન ખડો છે. તમે આવતી કાલનાં યુગમાનવી થવાનાં છો. ક્રાન્તિની ધગતી મશાલો, એ રાષ્ટ્રઝંડાને ધારણ કરવા જેટલી તાકાત, એ હૃદયમાં રાષ્ટ્રગીતનું જોર, એ દિમાગમાં બળ, એ પગમાં અખંડતા અને ચિત્તમાં સંપૂર્ણ સાવધાનીપૂર્વક સત્ય અને અહિંસાના મંત્રને વળગી રહી. અડગ ટકી રહેવા જેવી તાકાત છે ખરી?

સમાલો, તલાસો, ખાતરી કરો: તમારો જુસ્સો, તાકાત, બળ, અડગ મનોવૃત્તિ અને સંપૂર્ણ સ્વસ્થતા જાળવી શકવા જેવી તમારા દેહમાં ક્રાન્તિ છે? ઉતાવળા ન થાઓ. તમારા મનોબળને પૂછો: તમારા શરીરને પ્રકાશના આયનામાં જુઓ, ઉશ્કેરાટ, તલસાટ, ક્રોધી, મનોભાવ અને ચીડીયાપણાને સાચી જુવાની, અને સાચો જુવાનીનો જુસ્સો ન માનો. એ તો છે જુવાનીનો નશો. સાચો યૌવનધારી, વીર્યવાન મહાપુરુષ ઉતાવળીયો નથી હોતો. એને ઉશ્કેરાટ નથી સતાવતો. એને કોઈ પ્રસંગ બળું બળું નથી બનાવી શકતો, એ તો ધીર, ગંભીર, તેજસ્વી, પ્રતિભાથી ડારતો, તાલબદ્ધ નૃત્ય–યૌવન-નૃત્યથી નાચતો અને બાહુના બળથી અજાનબાહુ અર્જુન માફક, ધીરવીર પ્રતાપ અને સમર્થ શિવાજી માફક, દેશની રક્ષાનું બિરદ ઝડપવા મથતો, આભને વાંભવા આગળ વધતો, સાચો યુવાન, ખમીર અને યૌવન–યૌવનની ક્રાન્તિ અને સભરભર્યા વીર્યના રક્ષણ તરફ

મીટ માંડતો અને બ્રહ્મચર્યના મહામૂલા મંત્રની ઉપાસના કરતો રહી, દેશનો યુગસ્રષ્ટા બનવા, મહત્ત્વાકાંક્ષાઓ સેવે છે. સાચાં યુવાન –યુવતીની એ શક્તિ, છે, બાકી તો બીજો યુવાનીનો નશો છે.

[૧૭]

## રઝળતું યૌવન

યૌવનનું ચિત્ર દોરતાં પહેલાં આપણે સાંપ્રત સમયનાં યુવાનો અને યૌવનાઓ સામે જોવું જોઈએ. વીશમી સદીની જુવાની અને એ જુવાનીનું ચિત્ર આળખામણું નહિ તો આપણી સંસ્કૃતિ અને ભાવ-નાથી તદ્દન જુદું તૈયાર થયેલુ લાગે છે. કારણ કે આજે જે જુવા-નીનું ઘડતર કરવામાં આવે છે એમાં પશ્ચિમની વિચારસરણી અને પશ્ચિમનું માનસ ખૂબ જ ઓતપ્રોત થયું છે.

મૂળથી જ પૂર્વ અને પશ્ચિમના વિચારોનો સુમેળ નથી, સંસ્કૃ-તિનો મેળ નથી. ભાવનાઓ જુદી છે, પશ્ચિમની સંસ્કૃતિનું ધ્યેય શરીરના સુખને ખાતર, વિલાસને ખાતર અને આનંદ–કામુક આનં-દને ખાતર રચાયેલું માનવામાં આવે છે. પશ્ચિમની સંસ્કૃતિ પોતાના વિલાસ, રાગરંગ અને અમનચમનને ખાતર અન્યનો સર્વનાશ કર-વામાં બીજાનો સંહાર કરવામાં અને બીજાનું ઝુંટવી લઈને પોતે સુખ માણવાની ખાતર મુખ્યત્વે સરજાયેલ હોય તેમ જણાય છે. અને એ માટે એ લોકોનો માનસિક વ્યાપાર પૂરેપૂરી પાશવતા વાપર-વામાં જરીયે કંપ અનુભવતો નથી. એ જ રીતે દૈહિક સુખ એ જ ધ્યેય રાખીને કામવિજ્ઞાનની અધમઘતા જ વિશ્વને અર્પણ કરી છે. શરીરને ચમકતુ રાખવાના વિવિધ કૃત્રિમ ઉપાયો, વિલાસને પોષવાની કુટેવો, વિલાસને વેગ મળે તેવા વિવિધ આહારોની કૃત્રિમતાઓ, ઉપરાંત કૃત્રિમ હાવભાવ, છૂટછાટ અને સ્વતંત્રતાને નામે સ્વચ્છં-દતાને પોષે તેવા વિચારોનો પ્રવાહ પશ્ચિમાંથી આ દેશમાં ખૂબ વેગ-

ભર્યો આવી આર્યાવર્ત અને પૂર્વમાં રહેલાઓને—આપણને અને આપણા દેશને આપણી સંસ્કૃતિ અને આપણા ધ્યેયથી ઘણું દૂર ઘસડી ગયેલ છે—આપણે ઘસડાઈ રહ્યા છીએ!

આપણી સંસ્કૃતિમાં વિલાસ અને રાગરંગને સ્થાન નથી, આપણું ધ્યેય વિશ્વકલ્યાણની ભાવના ઉપર જ રચયેલું છે, કે જેમાં વ્યક્તિના હિત કરતાં સમષ્ટિના હિતની ઘણી ઉચ્ચતર ભાવનાએ ભરી છે, પરંતુ એ ભાવનાઓ, એ ધ્યેયનો વિનાશ તો કેટલાંય વર્ષોથી સર્જાઇ ચૂકયો છે. કેવળ આંધળું અનુકરણ શીખીને આપણે આપણા પૂર્વજો અને ઋષિમુનિઓ આપણા મંત્રદાતાતાઓ અને મંત્રદષ્ટા મહાપુરુષોની આજ્ઞાઓ તથા વચનોને ફગાવી દીધાં છે. તેણે આપણને વિલાસ, લાલસા, ઈન્દ્રિયસુખ અને વિષયોપભોગના એવા રવાડે ચડાવી દીધા છે કે આપણે આપણું સર્વસ્વ ગુમાવી બેઠા છીએ. આપણે આપણા તેજસ્વી સૂર્યસમા મહામંત્રોને ભૂલીને કૃત્રિમ–મોહક દીવડાઓને સાચો સૂર્ય માની તેના પ્રકાશમાં રાચવા લાગ્યા છીએ.

યૌવનની નીતિ અને ધર્મ યૌવનની રક્ષા અને શિક્ષણમાં; પશ્ચિમના વિદ્વાનોના અભિપ્રાય અને માર્ગદર્શન ઉપર આજે આર્યાવર્તનો યુવાન મરી ફીટવા તૈયાર થઈ રહ્યો છે અથવા તેઓ કહે છે તે સાચું છે એમ માનવા મથી રહ્યો દેખાય છે.

એમના આદર્શ ગમે તેવા ચમકતા લાગે તો પણ તેને સ્વીકરતાં પહેલાં પોતાના દેશ અને પોતાની સંસ્કૃતિ તરફ દષ્ટિપાત કરીને એમાં કેવા ઉદાત્ત અને ભવ્ય આદર્શ પડયા છે અને તે આપણા જીવન સાથે આપણા સમાજજીવન સાથે કેટલા સુસંગત છે તેનો આપણે વિચાર કરવો જોઇએ.

કેવળ આંધળું અનુકરણ કરવાથી આપણે પશ્ચિમ પાસેથી શું મેળવ્યું છે? આજના જુવાનોના દેહ, એ દેહમાં રહેલા પ્રાણ અને એમની ભાવના તથા ચારિત્ર્ય, ધગશ અને એ ધગશ વ્યક્ત કરતાં શરીર અને શરીરમાં રહેલાં બળ, વીર્ય અને પ્રતિભાનુ અભ્યાસપૂર્વક

નિરીક્ષણ કરો તો જણાઈ આવશે કે પાશ્ચિમાત્ય સંસ્કૃતિ, વિચારો તથા ચારિત્ર્યે આપણને આપણા મહામંત્રો અને ભાવનાઓથી પતિત બનાવી દીધા છે? આપણું યૌવન તે આપણા દિલની તાકાત અને વીર્યવાન બળ માટે નથી રહ્યું, તે રહ્યું છે માત્ર દેહલાલસા માટે–વિષયોપભોગ માટે!

કુમાર–કુમારિકામાંથી યુવાન અને યુવતીને સરજાવતાં શરીરો તરફ અભ્યાસભરી દૃષ્ટિ ફેંકો, એમનાં નિસ્તેજ નયનો જુઓ. લાલ ચણોઠી જેવા ચહેરાને બદલે ફીક્કા તથા બેસી ગયેલા કપોલવાળા ચહેરા: લાલ, સુરેખ રેખાઓને બદલે અકાળે કરમાયેલી કેરીની ચીમડાયેલી છાલ જેવી વદનપરની કરચલીઓ: વીર્યપતનથી પાન્ડુવરણી કાયા ધારણ કરી, વૈદ્યો અને ડૉક્ટરોનાં ઔષધો અને દવાઓ ઉપર જીવતો આજનો યુવાનવર્ગ શાથી આ દશાએ પહોંચ્યો? શું એમ નથી લાગતું કે રાષ્ટ્રના પ્રાણસમો આ યુવાનવર્ગ એની આસપાસ રહેલા કેટલાયે ફૂટ પ્રશ્નો જે ખડકાયેલા પડ્યા છે તેની ચોખવટ કરવા અને એમને સાચી દિશા તરફ લઈ આવવાને માટે એમને સાચા યૌવનધર્મનું યથાર્થ સ્વરૂપમાં યોગ્ય રીતે ભાન કરાવવાની જરૂર છે!

સ્વતંત્ર ભારતની ભાવના સેવનાર મહારથીઓ! જરી ખામોશ ધારીને આ દિશા તરફ નજર કરો. તમારા સ્વતંત્ર ભારતને જીરવી શકે એવી યૌવનને પચાવનારી પ્રજા ક્યાં છે કે જે રાષ્ટ્રનો કાયાકલ્પ કરી શકે? સાચું યૌવન અને યૌવનનું ખમીર વજ્રમય કાયા અને એ કાયામાં રહેલો સંયમી અને વીર્યવાન દેહ ક્યાં છે?

આજનું 'યૌવન' રઝળતું બન્યું છે. એની પાછળ અનેક વેદનાઓ છે. પરદેશીઓએ બસો વર્ષ પૂર્વ અહીં આવીને પ્રજાના

મૂળભૂત સિદ્ધાંતો, ભાવનાઓ અને ધ્યેયને ફેરવીને એ જગ્યાએ વિકૃત માનસની ભેટ આપી છે, અને સમાજના પાયામાં નિર્બળતા, બીરુતા, ડરપોક મનોવૃત્તિ, વિલાસપ્રિયતા, કર્તવ્યશૂન્યતા અને વિકારી મનોદશાને ધરોબીને ભરી દીધી છે. એ પહેલાંનો ભારત દેશ સંપૂર્ણ બલિષ્ઠ, કર્તવ્યપરાયણ સંયમી, સમષ્ટિના હિતનો ચિંતક અને રોગ વ્યાધિ રહિત, શતંજીવી હતો એની પ્રજાની આજે શી સ્થિતિ છે?

આજે સેંકડે પંચોતર ટકા માતાપિતા જ તંદુરસ્ત નથી, રોગરહિત નથી કે જે તંદુરસ્ત બાળકને જન્મ આપી શકે. અને એમનાં આપેલાં ફરજંદો ભારતના સુપુત્ર બળવાન, વીર્યવાન, તેજસ્વી તારલા બની શકે? એ માતપિતાઓનો હેતુ પણ પ્રજોત્પત્તિ માટે ઉંચો નથી. વિષયોપભોગથી અકસ્માત, પેદા થયેલી એ માત્ર કામુક અને રોગગ્રસ્ત, હીનવીર્ય પ્રજા છે.

હેતુપૂર્વક ઉત્તમ રત્નો આપવાની ખાતર બ્રહ્મચર્ય અને સંયમી જીવન જીવી, વીર્યરક્ષા કરી ફરજ અને ધ્યેયને સમજી સંતતિની ખાતર સમજ અને વિચારપૂર્વક વિશુદ્ધ ભાવનાથી પેદા કરેલી આજે તંદુરસ્ત પ્રજા ક્યાં અને કેટલી?

આપણાં બાળકોને બાલ્યકાળમાં પાડેલા સસ્કારો કેવા? એની પાછળ કોઈ ઉદાત્ત ભાવનાઓ અને ગાનસનો ધ્યેયલક્ષી ભીદ્દશ ખરો?

નિશાળની કુટેવો અને કુસંસ્કારો, કુસંગતો અને વ્યાસનો તરફ આપણો પહેરો સમાન છે? તેની દેખભાળ ખરી? આપણાં ઉછરતાં બાળકો, એ બાળકોમાંથી કિશોરો અને કિશોરોમાંથી યુવાનીના આંગણે આવી રહેલા યુવાન–યુવતિનાં શરીર, મન અને આત્માના ઘડતર માટે આપણા, આપણાં કુટુંબો, અને વડીલોનો કયો ફાળો કેવા પ્રકારનો? આપણે આપણા સ્વતંત્ર ભારતની સંસ્કૃતિ ઉદ્દેશ,

ભાવના અને ઘડતર તરફ આપણા કિશોરો અને યુવાનોનું લક્ષ દોરવા કદી યોગ્ય—આવશ્યક પ્રયત્ન કર્યો છે ખરો ?

બજારૂ ચીજોનો નાસ્તો કરતા જુવાનને ધર્મની ખાતર નહિ, આભડછેટની ખાતર નહિ, પણ તંદુરસ્તીની ખાતર સમજાવ્યો છે ? રોગી પરમાણુઓનો શંભુમેળો બની તેનો દેહ અનેક વ્યાધિને ખજાનો બની જશે–બની રહેશે, તે માટે સમજાવટભરી રોકટોક કરી છે ?

કામુક, બિભત્સ, પ્રેમનાં ટાયલાં બતાવતાં સિનેમાગૃહો અને નાટકઘરોમાં આંટા મારતા, સુકુમારમાંથી યૌવનનાં ઓવારે ઉભેલાં યુવાન યુવતિને, એમના મનોરાજ્યમાં અકાળે કામુકતા પ્રવેશી જઈ, જુવાનીનું ધ્યેય નાબુદ કરી વિષયી પામર અને માયકાંગલાં બનાવી દેશે, એ તરફ કદાપિ વિચાર કર્યો છે ? એમને સમજાવવા માટે એવા વિચારો આપ્યા છે ખરા ?

વાસના અને લાલસાને ઉત્તેજન મળે, જીન્સી ઉશ્કેરાય અને પ્રેમના ટાયલાં તરફ વાળી નાખે. તેવી સમાજની જ ધારણાને ખાતર લખાતી અને વેચાતી નવલકથાઓ તરફ વધારે પડતા ઝુકી પડેલા યુવાનોને કેવા વાચનની જરૂર છે તે સમજાવવા, તે તરફ વાળવા અને ઉમદા વિચારો ઠસાવવા પ્રયત્ન કર્યો છે ખરો ?

સહશિક્ષણ પદ્ધતિની પાછળ ભલે પવિત્ર આદર્શ ભર્યો હશે; પણ એના વલોણામાં રહેલું વિષ નિહાળીને એમાંથી પ્રગટતી વિષયી મનોદશા તરફ વિચાર કરવાની તક લીધી છે ખરી ?

યુવાનને માયગાલ કરતાં તેના સપ્ત ધાતુને પીગળાવી, જર્જરિત બનાવતાં, છાતી ઉપર ગોઠવેલી નિસરણી જેવાં–હોટલો, ઉપાહારગૃહ, ડ્રિંકિંગ હાઉસો, રેસ્ટોરાં અને કહેવાતી કલબો યૌવનની કાયાના પાયા કેવી રીતે ખોદી રહેલ છે તેનો કાંઈ વિચાર આવે છે ?

આપણે તો પ્રજાજીવનમાં સાચું યૌવન પાથરવું છે અને તેને સાચા યૌવનની ઝાંખી કરાવવી છે. એટલે જો સમગ્ર દિશાઓ તરફથી વિચાર કરીને મૂળમાંથી જ ફેરફાર કરવામાં આવે, તો જ સાચા યૌવનને નિહાળી, રક્ષી અને માણી શકીએ. સાચા યૌવન સિવાય વિદ્યા નથી દીપતી. સાચા યૌવન વગર ગૃહસ્થાશ્રમ નથી દીપતો. શરીર, સંસાર અને રાષ્ટ્રના મહાપ્રશ્નોનો ઉકેલ સાચું યૌવન જ કરી શકે છે; જ્યારે આજે તો યુવાનો કેવી યુવાની ભોગવી રહ્યા છે, તેનું એક આબેહૂબ ચિત્ર કવિતાના રૂપમાં અહીં ઉતારું છું:

જુવાનો ફક્કડ થઈને ફરે.........(ટેક)
યૌવન રૂપ ધરે, અભિનવ યૌવન રૂપ ધરે...

જુવાનો ફક્કડ થઈને ફરે,
નિહાળો નૌતમ રૂપ ધરે.

'ક્લીન શેવ' પર 'ક્રીમ' લગાડે, 'ટાયલેટ' આદરે,
ઘસી-ઘસી મુખ લાલ કરીને 'સ્નો'ની માલીસ કરે— જુવાનો૦

કાળા લીસા વાળ ચમકતા, 'સેન્ટ' બોટલથી ભરે,
નવવિધ ફેશન પટીયાં માટે કલાક પાકો કરે— જુવાનો૦

'ફેન્સી' બારીક ઝભ્ભા નીચે ખુલતો લેંઘો ધરે,
'સેન્ડલ'-દર્પણ મોં દેખાયે, ચટક ચટક વિહરે— જુવાનો૦

રૂપગૃહે એ અભિનેત્રીની છબીનું ચિંતવન કરે,
ગીત મધુરાં 'ફીલ્મી' ગાતો કોમળ કંઠે ધરે— જુવાનો૦

વાણી મૃદુ સ્મિત નિત્ય ફરકતું, નયન કંઈક લજ્જામય,
બોલે એ મલકંત પુકારે "ભારતમૈયા કી જય."

પ્રસંગ સાંપડે ત્યારે-જુવાનો૦

[કબીશ]

યૌવનનો માર્ગ અનેક પ્રલોભનોથી ભરેલો છે. એ પંથે જનારા અવિચારીપણે, અજ્ઞાનપણે, મેળવવા જોઈતા જ્ઞાન અને સમજણને

મેળવ્યા સિવાય. આંખળીમાં કરીને દોટ લગાવે છે તે યૌવનની સારભને પામી શકતા નથી.

કારણ કે યૌવનકાળ એ તો જીવનનો–જીવનને સમજવાનો પ્રથમ પ્રહર અથવા ઉષ:કાળ છે. જીવનના અંતકાળ પહેલાં તે દીર્ઘ જીવન ભોગવીને કેટલાય અટપટા પ્રશ્નો ઉકેલવા છે. એટલે જ યૌવન આવ્યું તો ભલે આવ્યું, પણ વિવેકની તુલામાં તોળીને યૌવન માણુ-નાર સાચો બ્રહ્મચારી બની, વિદ્યાર્થી રહી, વિદ્યા ગ્રહણ કરી, ગૃહ-સ્થાશ્રમી થઈ ને દાંપત્યજીવનનું માધુર્ય માણી શકે છે. યૌવનસમી દોલત પ્રાપ્ત થતાં બેફામ બની ઉડાઉગીરી આચરનાર, સંસારી બનતાં પહેલાં તો નિર્ધન–યૌવનધનરહિત બની જાય છે અને યૌવન માણવાનો સાચો સમય આવી લાગે છે ત્યારે તેમનું દાંપત્યજીવન કંટાળાભર્યું, નીરસ અને રોગમય બની ગયું હોય છે.

એટલે જ આપણા પૂર્વાચાર્યોએ જીવનની શરૂઆતમાં બ્રહ્મ-ચર્યાવસ્થા મૂકી છે. સામાન્ય રીતે મનુષ્યનું જીવન સો વરસનું ગણાય છે. તેને ચાર ભાગે વહેંચી નાખવામાં આવ્યું છે અને શરૂઆતની અવસ્થામાં જે વખતે શરીરનો પાયો નંખાતો હોય છે તે વખતે કેવળ વિદ્યાભ્યાસમાં સમગ્ર આચારવિચાર અને વર્તનની એકધ્યાનતા થઈ જવાથી પ્રાથમિક અવસ્થા: (૧) વૃદ્ધિ (૨) યૌવન (૩) સંપૂર્ણતા (૪) પરિહાણી.

તે પૈકીની વૃદ્ધિ એટલે એકથી સોળ વરસની ઉમર, જેને આપણે કિશોર અવસ્થા તરીકે આગળ વર્ણવી ગયા છીએ. સોળ પછી યૌવનના માર્ગે શરીર વળે છે અને ૨૫ વર્ષે સંપૂર્ણ યૌવન આવી રહે છે. એટલે આ સોળથી પચીસનો સમય ખાસ કરીને યૌવનની ભયસ્થાનો તરફ લસડી જાય છે.— એ અવસ્થામાં એક એવો ધક્કો લાગી જાય છે કે પછી ત્યાંથી પાછા ફરીને મૂળ સ્થાન ઉપર આરૂઢ થઈ શકાતું નથી.

કારણ કે ૧૬ થી ૨૫ની અવસ્થામાં જ શરીરમાં જે વીર્ય પેદા થાય છે તેનો ઉર્ધ્વસંચાર શરૂ થાય છે, દેહમાં વિદ્યુત પ્રગટે છે અને તે શરીરનો મહાપ્રાણ છે. એ પ્રાણમાં ચેતના જન્મે છે અને શરીરમાં સૂતેલા મદનદેવને પાંખો આવે છે. એ વિદ્યુતસંચારથી જે યુવાનો ચલાયનમાન થઈ જાગવા લાગે છે તે અથડાઈને ચૂરા બની, જુવાનીને નાબુદ કરી નાખે છે, આવેલી ચેતના અને વિદ્યુતના પ્રકાશને સમજી—વિચારી પચાવવાની જેમની શક્તિ છે અને જે સંરક્ષણ કરી શકે છે તેના દેહમાં કાંતિ અને આત્મામાં અલૌકિક બળને નિહાળતા અને પોતાના યૌવનના તેજથી પ્રકાશતા, સાચા યૌવન મધ્યાહ્ને પહોંચી, સંસારી બની, દાંપત્યજીવનનો પરમાનંદ લૂટી શકે છે.

વિદ્વાન ડૉ. કાર્પેન્ટર ભારપૂર્વક અભિપ્રાય આપે છે કે બેસતી જુવાનીની શરૂઆતમાં સ્ત્રીસહવાસ, સમાગમ અને સહચાર સાધવાની ઇચ્છા અને ઊર્મિ પ્રગટે છે ખરી; પરંતુ તે વખતે એને અમલમાં મૂકવી નહિ જોઇએ. કારણકે એ વખતની ઇચ્છા અને શક્તિ એ માત્ર શરીરમાં સંચાર થતા યૌવનની પ્રાથમિક નિશાનીરૂપ છે.

છતાંય. યૌવનનો પ્રારંભ તો તલસાટ ભરેલો હોય છે. એ સમયે તરૂણ-તરૂણીનાં અંતર લોલુપતા અનુભવતાં હોય છે, પણ આત્મસંયમ અને ભયસ્થાનોને સમજી-વિચારી, માનસિક અને શારીરિક પવિત્રતા તરફ હમેશાં જાગૃત રહે છે તેઓ શરીર અને મનની સ્થિતિને સંભાળી શકે છે; નહિ તો યૌવનના પ્રારંભકાળમાં પ્રાકૃત સંભોગની અશક્યતા હોતાં અપ્રાકૃતિક મૈથુનનો આશ્રય લેવાય છે, અને તેથી કેટલીક વાર હસ્તમૈથુન, શય્યામૈથુન, તથા એવી જ કેટલીક અધમ કુટેવો વળગી પડે છે. એ અપ્રાકૃતિક મૈથુનશીલા ઉપર પછડાયેલા યૌવનના કાચના વાસણની જેમ ચૂરેચૂરા ઉડી જાય છે.

"પ્રસ્થાન"માંથી થોડા ફકરા યુવાવસ્થાને સંબોધીને તેમાંથી બચવા માટે મળ્યા છે તે યુવાનોને ઉપયોગી માની, તેના સંપાદકની ક્ષમા સાથે અહીં ઉતારૂં છું:—

યુવાવસ્થા એટલે જીવનનો વસંતકાળ: તે વખતે આપણી નસોમાં જીવન ઉછાળા મારતું હોય છે. આપણામાં રહેલી ક્રિયાશક્તિ આ દિશામાં કાર્ય કરું કે પેલી દિશામાં એમ બહાર પડવાને તલપી રહી હોય છે. ભાવો શુદ્ધ હોય કે વિકારી—એટલા જોરથી ઊડે છે કે એને હાથમાં રાખવા આપણે માટે કઠણ થાય છે. કેટલાક ભાવો અશુદ્ધ છે, ત્યાજ્ય છે એવા આપણી ઉપર જબરા સંસ્કારો હોય, આપણી વિવેકબુદ્ધિને પણ એમ લાગતું હોય છતાં એને (એ ભાવોને) વશ ન થવું (તે) આપણે માટે કઠણ થાય છે.

જુવાનીમાં હજારે નવસો નવાણું માણસોને વિકારો જોર કરીને ઊઠવાના, પણ જો આપણી ઉપર બાળપણથી માતાપિતા કે કોઈ પૂજ્ય વ્યક્તિ કે બાલસખાની લાગણીઓને ઇચ્છાપૂર્વક આદર-આપવાનો, કોઈ ઉદાત્ત આદર્શને પહોંચવાનો કોઈ પ્રતિજ્ઞા કે મહાન કાર્યને પાર પાડવાનો, દેશ, કુળ, કુટુંબ કે એવો કોઈ બીજો ઉદાત્ત સંસ્કાર બળવાનપણે પડયો હોય છે તો તે આપણા વેગોને યોગ્ય વલણ આપવામાં બહુ કિંમતી થાય છે. વિવેકબુદ્ધિ જે સહાય નથી આપી શકતી તે સહાય આવા જાતના બળવાન સંસ્કારમાંથી મળે છે. કોઈક વ્યક્તિ આદર્શ વ્રત, પ્રતિજ્ઞા, ઉદ્દેશ, દેશ, કુળ અને નામ જેને માટે દિવ્યભાવ હોય તે પણ વહેલો મોડો યુવાવસ્થાનો ત્રાતા બની શકે છે.

જેમાં એવો કશોજ દિવ્ય સંકલ્પભાવ, પ્રતિજ્ઞા કે અવલંબન નથી, એવો પુરુષ અથવા સ્ત્રી યૌવનકાળમાં જ્યારે આવેગનો ઝંઝાવાત થાય છે, ત્યારે અવલંબન કે ભાવવિહોણા યૌવનજીવનને ખરાબે ચઢાવી દે છે.

આજે તો યૌવનનો ઉગ્ર ઉષ:કાળ પ્રગટયા પહેલાં-યુવાનીમાં પ્રવેશતાં પહેલાં યુવાન-યુવતીનાં શરીર અને મન વિવિધ જાતના વિકારો શરીર અને મનના વિકારોથી વલોવાઇ ગયાં છે-હોય છે. આજે આપણા સમાજજીવનમાં, આપણા કૌટુમ્બિક જીવનમાં અને આપણા

સંયુક્ત કૌટુમ્બિક જીવન-આદર્શથીઓમાં કિશોરો માટે અવિહિત યુવાનો વિદ્યાર્થીઓ માટે, વિકારો વાસનાઓ અને વિષયેચ્છાઓથી તેમનું સંરક્ષણ થાય, એ જાતના ભાવો અકાળે-અસમયે પ્રવેશી ન જાય તે માટે કોઈપણ જાતની તકેદારી, દૂરંદેશી કે જવાબદારી રાખવામાં આવતી નથી, બલ્કે દાંપત્યજીવન જીવી રહેલાં સંપૂર્ણ સંસારીની સાથોસાથ બ્રહ્મચર્યમાં સમય નિર્ગમન કરતાં તરૂણ—તરૂણીઓ જરી યે સંકોચ સિવાય સહધર્મીની માફક વિચરતાં હોય છે, અને એ રીતે યૌવન-રક્ષાના સમયે સહજ સ્વભાવે વિવિધ વિકારો અને લાલસાઓ જન્મ પામી, મૂર્ત સ્વરૂપ ધારણ કરી લે છે.

પ્રાચીનકાળમાં દરેક બાળકને ઉપનયનસંસ્કાર થયા પછી તે ગરીબ કે પૈસાદાર હોય તોપણ બ્રહ્મચારીવ્રત ધારણ કરાવી તેને ગુરુને ત્યાં વિદ્યાભ્યાસ માટે મોકલી આપવામાં આવતો, અને ત્યાં ગયા પછી દરેક બાળકને એક સરખી પવિત્ર જીંદગી ગુજારવી પડતી હતી, ગુરુની આજ્ઞા પાળવી પડતી હતી, આહાર વિહાર અને ખાનપાન ગુરુની દેખરેખ નીચે ચાલતાં. આ પ્રમાણે સખત નિયમન હોવાથી બાળકોને અયોગ્ય છૂટ મળતી નહોતી. તેઓ દુર્ગુણ અને વ્યસન શું તે સમજતા નહોતા, ગુરુને ત્યાં વિદ્યાભ્યાસ ઉપરાંત ધાર્મિક નૈતિક, વ્યાવહારિક અને શારીરિક શિક્ષણ મળતું. એથી ધર્મ અને નીતિના સંસ્કાર પડતા હતા અને શરીર તથા મન મજબૂત થતુ હતું. બ્રહ્મચર્યાવસ્થામાં એવું સાદું અને નિર્દોષ જીવન ગાળવામા આવતું કે પ્રારબ્ધવશાત્ ભવિષ્યમાં જે સ્થિતિ પ્રાપ્ત થાય તે સુખ્યી અને સંતોષમાં ભોગવી શકાય તેવું સામર્થ્ય દરેક બ્રહ્મચારીને પ્રાપ્ત થતું હતું, ગુરુને ત્યાં પોતાની જાત માટે દરેક સગવડ પોતાને હાથે જ વિદ્યાર્થીઓને કરી લેવી પડતી હતી અને સંસારથી દૂર જંગલમાં રહેવાથી બ્રહ્મચર્ય યથાવિધિ પળાતું હતું. આવાં બાળકો દરેક રીતે દૃઢ, મજબૂત વીર્યવાન ધીર અને પરાક્રમી થવા પામતાં. ૨૫ વર્ષની ઉંમર થયા પછી એ વિદ્યાર્થીને ઘરે જવા દેવામાં આવતો અને ત્યાં યોગ્ય કન્યા

સાથે તેનાં લગ્ન થતાં હતાં અને તેનો ગૃહસ્થાશ્રમ–દાંપત્યજીવન સુખી નિવડતાં હતાં.

પ્રાચીનકાળનું આ વર્ણનચિત્ર કેટલું રળિયામણું જણાય છે ? આજે હવે આપણે ત્યાં ઉછરતાં બાળક અને બાળકમાંથી કિશોર અને યુવાનીના આરે આવતાં તરુણ-તરુણીઓના સંબંધમાં નજર કરો, અને આપણે આંગણે યુવાન થતાં યુવક—યુવતીઓનાં સદાચાર ઇંદ્રિયનિગ્રહ, બ્રહ્મચર્ય અવિચ્છિન્ન વિદ્યાભ્યાસ માટે સમય નિર્ગમન કરનારના જીવનમાં ઉંડી ડુબકી મારો અને તપાસો.

સદાચાર, બ્રહ્મચર્ય, ઇન્દ્રિનિગ્રહ જેવી બાબતો સાંભળી તેની તરફ મોઢું મચકોડી, થૂ . થૂ...થૂ... કહી એ જૂનવાણી વિચારોને હસી કાઢતા નવ વિચારમતવાદીઓને વિનમ્રભાવે આપણે પૂછી શકીએ કે એ સંસ્કૃતિના પાયાસમા સદાચાર, સંયમ, ઇંદ્રિનિગ્રહ અને બ્રહ્મચર્યની વાત અને વર્તનને ઉવેખીને આજે ભારતનું યૌવન કઇ દિશાએ ઘસડી ગયા છો એ કહેશો ?

પ્રાચીનકાળની શારીરિક સંપત્તિ, નૈતિક બળ, તંદુરસ્તી અને દીર્ઘજીવન, દેશની સ્વતંત્રતા, અને ગૃહસ્થાશ્રમ, એ સમયની સંતતિ અને તે યુગના મહા યોદ્ધાઓ કે જે સમયે બ્રહ્મચર્યાદિ દિક્ષાઓ, નિયમ અને સંયમ સદાચાર અને સદ્‌વ્રત ઉદ્દેશ અને ધ્યેય—એ સઘળું ચરકાદિ અને મનુઆદિ મહર્ષિઓના ઘડેલા નીતિ–નિયમો પ્રમાણે ચાલતું એને ફગાવી દઇને આપણે જ્યારથી એને બંધન માન્યું; આપણાં ગુરુકુળો નાશ પામ્યાં, આપણું આર્યત્વનુ શિક્ષણ નાબૂદ થયું અને એ જગ્યાએ નવું એ સોનું સમજી પશ્ચિમના રંગે રંગાતા આવ્યા ત્યારપછીની આપણી હીનવીર્યદશા, નાહિંમત, આપણાં મન, પરાવલંબી જીવન અને પરતંત્ર આપણો દેશઃ એ શાને આભારી છે ? આપણામાં આપણી રગેરગમાં રહેલી યુવાનીનું ખમીર ?

[૧૮]

## અવિવાહિત યૌવન અને બ્રહ્મચર્ય

યૌવને મસ્ત સ્વરૂપ ધારણ કરેલું હોવા છતાં અભ્યાસને કારણે અથવા બીજા અચોક્કસ સમય સુધી કારણવશાત્ સ્ત્રી અથવા પુરુષને સંયમપૂર્વક બ્રહ્મચર્ય પાળવું પડે છે.

બ્રહ્મચર્યને બીજા સ્વરૂપમાં શીયળ અથવા શીયળરક્ષા કહી શકાય. સ્ત્રી અને પુરુષ બંનેની વૃત્તિઓનો ઊંડો અભ્યાસ કરીએ તો પુરુષ કરતાં સ્ત્રીઓમાં શીયળરક્ષાની વૃત્તિ વધુ જોવામાં આવે છે અને શીલભંગની શિક્ષા કુદરતે વધુ આકરી ફરમાવેલી છે. ઉપરાંત પુરુષ કરતાં સ્ત્રીને શીયળ નષ્ટ થતાં ઘણું ગુમાવવાનું હોવાને કારણે સ્ત્રીઓ શીલભંગની કેડીએ ચડતાં ધ્રુજી ઉઠે છે, અને એનામાં રહેલી વૃત્તિઓ જો સભાન અને સજાગ હોય તો એ પંથમાં પગ ભરતાં જેહાદ પોકારી, એનાં મન, દેહ અને ઇન્દ્રિયો એક વખત તો ભારે ભયંકર ધરતીકંપ જેવો આંચકો અનુભવે છે.

પુરુષ માટે આથી ઉલટી બાબત છે. પુરુષ સ્ત્રીથી દૂર રહીને પણ પોતાની જાતને અનેક રીતે ભ્રષ્ટ થવાનાં અને નષ્ટ કરવાનાં એને માટે અનેક કારણો અને અનેક ભયસ્થાનો પણ છે.

આ બધાં કારણોમાં સંગ અથવા સહવાસ એ ઘણું જ બળવાન કારણ છે. સંગદોષને લઈને અનેક અવિવાહિત યુવાનો પતનના માર્ગે વળી ગયાના સેંકડો દાખલા મારી પાસે પડયા છે, ખરા યૌવનકાળે યૌવનનું ખમીર ગુમાવી બેઠેલા અને વિવિધ વ્યાધિગ્રસ્ત શરીરવાળા તથા વીર્ય અને જાતીયશક્તિ રહિત બનેલા, જ્યારે પોતાને સાચું ભાન થયું ત્યારે માર્ગ શોધવા આવેલા. તેમાંથી લગભગ ઘણા મોટા ભાગના પુરુષો–યુવાનોનો એકરાર છે કે તેમને તેમના મિત્રોએ–નાલાયક, દોષિત અને અધમ મિત્રોએ-શિક્ષકોએ, પડોશીઓએ અથવા ઘરમાં જ સાથે રહેતા મોટી ઉમરના હવસભૂખ્યા પુરુષો અથવા ધર્મ-

ગુરુઓએ એમને આ ખોટા માર્ગે ચઢાવી દીધેલા હતા !

અને એના પરિણામે તેઓએ હસ્તમૈથુન, ગુદામૈથુન, શય્યામૈથુન અને અયોનીમૈથુન જેવા અતિ ભયંકર તથા અપરાધી માર્ગે વળી જઈને તેમનો વિનાશ નોતરેલો હતો !

સ્ત્રીઓના વિષે પણ ફરિયાદો તો હોય જ છે, પરંતુ પુરુષના પ્રકારથી એ જુદા પ્રકારની છે. સંગદોષ તો તેને પણ લાગે છે. પરંતુ ગઈ કાલ સુધીના સ્ત્રીઓ અને કન્યાઓ અથવા યૌવનાઓને આપણા સમાજ અને સંયુકત કૌટુમ્બિક વસવાટ, અથવા છૂટછાટ સહચાર અને સ્વતંત્ર રીતે બહાર જવા–આવવા ઉપર મર્યાદા હોવાથી અને યૌવનના પ્રગટ્ય સુધી પિતાગૃહે માતાપિતાની અને સાસરે સાસુ–સસરા અથવા તે કુટુંબના સભ્યોની જાગતી આંખો તેનો વ્યવહાર અને વિહાર જોતાં હોવાથી, કેટલાક વિષયી સંગદોષોથી એનો બચાવ થયો હોય છે અને તે દોષો અમુક અપવાદને બાદ કરતાં તેને સ્પર્શી શકતા નથી.

આ તો ગઈ કાલની વાત છે. આજે આવી મર્યાદા અને સાથ સહચાર માટે દેખતી આંખોનો ચોકી પહેરો ઓછો થયો છે અને પોતાની સ્વતંત્રતાની–સ્વતંત્રતા જેવા જન્મસિદ્ધ કહેવાતા હકમાં તેને શૃંખલાઓ માનવા–મનાવવામાં આવે છે અને આ જાતનાં શૃંખલાબંધનને બાદ કરી યૌવનાઓ–અવિવાહિત કે વિવાહિત જુવાન સ્ત્રીઓ સ્વતંત્ર વિહાર અને સહચાર અત્યારે સાધી શકે છે તથા ગઈ કાલની સહેજે રક્ષાયલી યૌવના આજે સ્વતંત્ર બની, સહેજે ભયસ્થાનના માર્ગે આવી ઉભી રહે છે એથી ઉતાવળે સંપાદિત કરેલો સંગ એને સંગદોષના રૂપે પરિણમી નષ્ટપ્રાયઃ બનાવી મૂકે છે. પછી તે જાગે ત્યારે એણે ઘણું ગુમાવી દીધું હોય છે.

યૌવનરક્ષા અને પવિત્ર જીવનનો આદર્શ રાખવા ઇચ્છનાર તથા તેને માટે પ્રયત્નશીલ હોય તેમના માટે જ આ ઉદ્દેશ અને ઉપદેશ છે. જેમને શીયળ જેવી કોઇ વસ્તુ જ નથી, જેમણે ધર્મ, મર્યાદા નીતિમય જીવન, લગ્નસંસ્થા અને તેમાં રહેલા માનવ જાતિના

કલ્યાણકારી હેતુને ફગાવી દઈને મુક્ત સહચાર એ જ એક નજર કેળવી લઈને પોતાની જાતને બેફાટ વહેતી મૂકી દીધી છે. તેમને જ ઉડાઉ માનવીઓના નાશ પામેલા ધનની માફક, યૌવન જ્યારે અકાળે ભાંગી ભુક્કા થઈ જાય છે ત્યારે પસ્તાવાનું તો હોય છે. પણ પછી એમને માટે પશ્ચાત્તાપ સિવાય બીજું કશું બાકી રહ્યું હોતું નથી.

એટલે આપણા હિન્દમાં આધ્યાત્મિક જીવનની, આર્થિક સ્થિતિની, શારીરિક દશાની, રાજકારણની, સ્રીકેળવણીની, તત્ત્વજ્ઞાનની કે ધર્મ-ભાવનાની કોઈ પણ દૃષ્ટિ દ્વારા આપણે નજર કરીશું અને વિચારીશું તો આપણને એ માન્ય કરવાની ફરજ પડશે કે આપણું બ્રહ્મચર્ય, સંયમ અને સ્રી–પુરુષોનો મર્યાદાશીલ માર્ગ એ જ આપણી ઉન્નતિના, સુખી થવાના, તંદુરસ્ત અને દીર્ઘ જીવન ભોગવવાના આદર્શનો સાચો અને સરલ ધોરી માર્ગ છે.

યુવાવસ્થાની ભરતીમાં ઇચ્છેલા અનેક ભોગોની લાલસાઓને પોષવા અને મર્યાદાથી મુક્ત બની જઈ બહેલાવવા કે બહેકાવવા કરતાં નિષ્ઠુરપણે તેની ઉપર સંયમ અને મર્યાદા, બ્રહ્મચર્ય અને સંકલ્પનિષ્ઠાનાં બુદ્ધિપૂર્વકના સબળ બંધનો નાખી–રાખીને, નિશ્ચય-પૂર્વકનું, સમજપૂર્વકનું એકનિષ્ઠ જીવન ઘડી તે તરફ વહેતું કરવામાં આવે તો જ સાચું યૌવન સ્થાપી શકાય. આજનાં યૌવનો–યુવાનો ગમે તેવા ઐહિક સુખ, સ્વદેશપ્રેમ, સ્વતંત્રતા સ્વરાજ્ય કે પાર-માર્થિકતાના સંકલ્પોમાં ઉડ્ડયન કરે, પણ જ્યાંસુધી મૂળમાંથી યૌવન-રક્ષાના, યૌવન જીરવવાના ઉપાય ન લેવાય અને એ જીરવેલા યૌવનમાં પ્રગટીને શરીરમાં ઓતપ્રોત થયેલા વીર્યથી, તન અને મન લોખંડી અને કૃતિનિશ્ચયી ન કરી શકાય ત્યાંસુધી ઊંચા વિચારો અને ભાવનાઓની સિદ્ધિ થઈ શકવાની નથી. એટલું સમજી લ્યો કે બ્રહ્મચર્ય એ જ માત્ર સંસિદ્ધિ પ્રાપ્ત કરવાનો મુખ્ય માર્ગ છે. તો હવે બ્રહ્મચર્ય વિષે આપણે વિચારવું જોઇએ.

બ્રહ્મચર્ય વિષે તો ઘણું લખી શકાય. એની ઉપર અનેક

વિદ્વાનોનાં મંતવ્યની મહોર મારી શકાય તેમ છે. નવમતવાદી વર્ગ જે વીર્યવ્યયને સામાન્ય શરીરનો સહજ ધર્મ માનનાર છે. તેમને બાદ કરીએ તો એવા પ્રાચીન અને આધુનિક હજારો વિદ્વાનો છે કે જેઓ બ્રહ્મચર્ય પાળવું એ જરૂરનું છે એમ માને છે. યાજ્ઞવલ્કય સ્મૃતિમાં બ્રહ્મચર્ય વિષે નીચે મુજબ વ્યાખ્યા છે:

**कर्मणा मानसा वाचा सर्वावस्थासुसर्वदा ।**
**सर्वत्र मैथुनंत्यागो ब्रह्मचर्यं प्रयज्ञते ॥**

મન, વાણી અને શરીરથી સર્વ અવસ્થાઓમાં, સર્વદા, સર્વત્ર મૈથુનનો ત્યાગ કરવો તેને બ્રહ્મચર્ય કહેવાય.

બ્રહ્મચર્યના પાલન વિષે વધુ સ્પષ્ટતાર્થે સ્વામી યોગાનંદ જણાવે છે:

મૈથુન આઠ પ્રકારનાં, તજવાં કરી વિચાર;
એકએકથી બહુ વધી, ડૂબાવે સંસાર.
વિષય સંબંધી મન થવું, પ્રથમ મૈથુન જાણ;
તેવી વાતો સૂણવી, બીજું તેને માન.
સ્ત્રી સંગે ભાષણ થવું, એ ત્રીજું મૈથુન;
સ્ત્રીના રજના સ્થાનનું, ચોથું જે દર્શન.
હાસ્ય થવું સ્ત્રી સંગમાં, પંચમ એહ પ્રકાર;
વાત થવી એકાંતમાં, છઠ્ઠું તેને ધાર.
સ્પર્શ થવો તે સાતમું, અષ્ટ એ સંભોગ;
એ આઠેને રોકવા, બ્રહ્મચર્યનો યોગ. ”

(૧) સ્ત્રીનું મનમાં રાગપૂર્વક સ્મરણ કરવું. (૨) રાગપૂર્વક સ્ત્રીના સંબંધી મોઢેથી વાતો કરવી. (૩) સ્ત્રીની સાથે ક્રીડા કરવી. (૪) સ્ત્રીનું રાગપૂર્વક દર્શન કરવું (૫) તેની સાથે એકાંતમાં વાતો કરવી. (૬) તેના ઉપભોગનો નિશ્ચય કરવો. (૭) સ્ત્રીના અંગનો સ્પર્શ કરવો. (૮) તેની સાથે સંભોગ કરવો.

આ રીતે બ્રહ્મચર્ય માટે અષ્ટ પ્રકારે મૈથુનનો ત્યાગ વર્ણવે છે અને આ પ્રકાર નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાલનના છે.

બ્રહ્મચર્યને બે વિભાગમાં વહેંચી શકાય: (૧. નૈષ્ઠિક બ્રહ્મચર્ય (૨) સામાન્ય બ્રહ્મચર્ય અથવા લગ્નજીવનનું બ્રહ્મચર્ય.

અવિવાહિત યૌવનમાં કે જે વખતે યુવાન અને યુવતી અવિવાહિત અવસ્થામાં છે તે વખતે તેમને નૈષ્ઠિક બ્રહ્મચર્યપાલન કરવું-કરાવવું એ જ વિશુદ્ધ રાખવાનો માર્ગ છે. આજના સમયમાં આ આઠ પ્રકાર અને તેનું અણીશુદ્ધ પાલન કરવાનું યુવાનો અને યુવતીઓને કહેવું એ કદાચ હાસ્યાસ્પદ બનવા જેવું જણાશે. પરંતુ બહુ સૂક્ષ્મ દષ્ટિથી જોવામાં આવે તો આ આઠ પ્રકારમાં જેટલો દીર્ઘદર્શિતાભર્યો આદેશ પડયો છે અને એની ઉપેક્ષા કરનાર જે લથડીને પડે છે તેને જ સાચી સ્થિતિ સમજાય છે, એટલે જ યુવાનીના આરે આવી ઊભેલાં અથવા યૌવનમાં પ્રવેશ થયેલાં એવાં યુવક-યુવતી માટે મોટામાં મોટાં ભયસ્થાનો વિષે જ્યારે લખવાનું છે ત્યારે આ આઠે પ્રકાર બાબત આપણે વધુ સ્પષ્ટતાપૂર્વક વિચારવું પડશે.

બ્રહ્મચર્યસ્ખલન પાછળનાં કારણોની શોધ અને ભયસ્થાનોનો નિર્દેશ કરતાં પહેલાં એ વિષે પ્રૌઢ અને દઢ નિશ્ચયી વિચારોને આપણે જોવા જોઈએ.

બ્રહ્મચર્ય વિષેની વ્યાખ્યા કરતાં પૂજ્ય મહાત્મા ગાંધીજી "નીતિનાશના માર્ગે" એ નામના પોતાના પુસ્તકમાં નીચે મુજબ સ્પષ્ટ વકતવ્ય આપી સર્વને સરસ માર્ગદર્શન કરાવે છે :

"બ્રહ્મચર્ય એટલે આત્માને ( બ્રહ્મને ) ઓળખવાવાનો માર્ગ: એટલે સર્વ ઇંદ્રિયોનો નિગ્રહ, એટલે મુખ્યત્વે સ્ત્રી અથવા પુરુષે વિષયભોગનો મનથી, વાચાથી, કાયાથી ત્યાગ કરવો તે.

"આદર્શ" બ્રહ્મચારીને વીર્યનો ઉપયોગ કરવાપણું એટલે પ્રજોત્પત્તિ કરવાપણું રહેતું જ નથી. આદર્શ બ્રહ્મચારી તો પ્રજાનું દુ:ખ જોઈ તેના દુ:ખમાં જ લીન થઈ જાય છે અને તેના દુ:ખનિવારણમાંથી તેને પ્રજોત્પત્તિ પ્રપંચમાં પડવું ઝેર સમાન લાગે છે. જેણે

સંસારદુઃખનું સંપૂર્ણતાએ દર્શન કર્યું છે. તેને વિકાર થશે નહિ. તે તો વીર્યનો સંગ્રહ કરી શકશે. જે પદાર્થથી પ્રજાની ઉત્પત્તિ થઈ શકે છે તે એવો વીર્યવાન બને છે કે તેને જગત વદે છે. તે ચક્રવર્તીના કરતાં પણ વધારે સત્તા ભોગવે છે. જે પુરુષ કેવળ ભોગ ભોગવવા ક્ષણિક વિષયસુખને જ ખાતર વીર્યનો ક્ષય થવા દે છે તે શક્તિહીન બને છે, તેના શરીર કરતાં તેનું મન વધારે શક્તિહીન બને છે. તે દયાને પાત્ર છે. પોતાની મૂર્ચ્છામાં તે ભલે સુખ માને, ભલે અનીતિને નીતિ માની પોતાને અને સમાજને છેતરે, પણ તેની સ્થિતિ તો એટલી જ દયાજનક છે જેટલી એક જ્ઞાનહીન ખેડૂત પોતાની પાસે પડેલાં બીજ પોતાની રમતને ખાતર પાણીમાં કે પત્થરમાં ફેંકી દઈને પોતાની સ્થિતિ કરી મૂકે છે.

વિષય ભોગવવાને ખાતર થતું આકર્ષણ એટલું બધું અસ્વાભાવિક છે કે જો પ્રત્યેક પુરુષ પ્રત્યે આકર્ષાય તો જગતનો આજે પ્રલય થાય. સ્ત્રી–પુરુષ વચ્ચે સ્વભાવિક આકર્ષણ તો જેવું ભાઈ–બહેન, મા દીકરો–કે બાપ–દીકરી વચ્ચે હોય તે છે. એવી મર્યાદાથી જ જગતની હસ્તી સંભવી શકે છે. હું જગત માત્રની સ્ત્રીને મા, બહેન કે દીકરી સમજી મારો વ્યવહાર ચલાવી શકું છું. જો બધી સ્ત્રીઓના પ્રત્યે વિકારી બનું તો? તેઓ મારા શા હાલ કરે? તેમના દરશ પ્રયત્ન વિના મારા શા હાલ થાય? પ્રજોત્પત્તિ એ સ્વભાવિક ક્રિયા છે ખરી, પણ તેની મર્યાદાઓ સ્પષ્ટ છે. તે મર્યાદાનું પાલન નથી થતું તેથી સ્ત્રીજાતિ ભયભીત રહે છે, તેથી પ્રજા નામર્દ બને છે, તેથી વ્યાધિઓ વધે છે, તેથી પાખંડ પ્રવર્તે છે અને જગત નિરીશ્વર જેવું બની રહે છે. મનુષ્ય વિષયભોગમાં લપટાઈ જાય છે ત્યારે તે પોતાનું ભાન ભૂલી જાય છે. બેભાન સ્થિતિમાં રહેલો મનુષ્ય કંઈક લખી નાંખે ને છપાવે તેથી આપણે મોઢાઈ અનુકરણ કરીએ તો? પણ અત્યારે વાંચનારી સમાજમાં વ્યવહાર તો આવો જ ચાલી રહ્યો છે. કૂદું દીવાના આશ-

પાસ ઘુમરી ખાધા કરે છે તે વેળા તેના ક્ષણિક સુખનો વિચાર તે નોંધે ને આપણે તેની ગ્રાની આની તેની નોંધ વાંચી તેનું અનુકરણ કરવા બેસીએ તો ? ચારે દંપતિ વચ્ચે નિર્વિકાર પ્રેમ અસંભવિત નથી. ઘણા પશુજન્મોને અંતે તે મનુષ્ય બન્યો છે. તે જ ટટ્ટાર રહેવા જન્મેલો છે. પશુતા અને પુરુષાર્થમાં એટલો ભેદ છે જેટલો જડ અને ચેતન વચ્ચે છે.

" જે પોતાના વિકારોને વશ રાખી શકે છે તેને બાહ્યત્યાગની ઓછી જરૂર છે. જે પોતાના વિકારને રોકવા અસમર્થ છે તે જેમ મનુષ્ય અગ્નિથી દૂર ભાગે છે તેમ જ્યાં જ્યાં વિકાર પેદા થતા જુવે ત્યાંથી સો જોજન દૂર જાય.

" બ્રહ્મચર્યનું પ્રથમ પગથિયું તેની આવશ્યકતાનું ભાન થયું તે છે. એટલા સારૂ તે વિષયના પુસ્તકોનું વાચન-મનન છે. બીજું ધીમે ધીમે ઇન્દ્રિયનિગ્રહ આદરવો ઘટે. બ્રહ્મચારી સ્વાદને રોકે, જે ખાય તે પોષણ અર્થે, આંખથી મલીન વસ્તુ ન જુવે, આંખને હંમેશાં શુદ્ધ વસ્તુ જોવામાંજ રોકે. અથવા તેને બંધ કરે. તેથી જ સભ્ય પુરુષ હાલતાં ચાલતાં ધરતી ભણી જોતા રહે અને શરીરની તુચ્છતાનું દર્શન કરે. કાનેથી કાંઈ બિભત્સ વસ્તું સાંભળે જ નહિ. નાકેથી અનેક પ્રકારની વિકાર ઉત્પન્ન કરનારી વસ્તુઓ નહિ સુંઘે, સ્વચ્છ માટીમાં જે સુગંધ છે તે અત્તર ગુલાબોમાં નથી. જેને ટેવ નથી એ તો એ કૃત્રિમ સુગંધોથી અકળાય છે. હાથ પગને પણ એકે બૂરા કામને સારૂ નહિ વાપરે પ્રસંગોપાત ઉપવાસાદિ કરે.

' ચોથું સત્સંગ સેવે સારાં પુસ્તકો વાંચે ને આત્મદર્શન વિના વિકારોનો સર્વથા નાશ નથી જ એમ જાણી રામનામાદિ હમેશાં રટી ઇશ્વરપ્રસાદની યાચના કરે.

" આમાં એકે વસ્તુ એવી નથી કે જે સામાન્યમાં સામાન્ય

સ્ત્રી પુરૂષ પણ ન કરી શકે, પણ એ જ મોટો પહાડ છે. બ્રહ્મચર્યની આવશ્યકતા વિષે પૂરી શ્રદ્ધા નથી હોતી, એટલે મનુષ્ય અનેક પ્રકારનાં ફાંફાં મારે છે. જેને તેની ઇચ્છા થઈ છે તેને એ વસ્તુ સાધ્ય છે, એ વિષે કોઈએ શંકા કરવાનું કારણ નથી. જગત્ બ્રહ્મચર્યના ઓછાવત્તા પાલનથી જ નભે છે. બ્રહ્મચર્યનું પાલન કઠણ લાગે છે, કારણ બીજી ઇન્દ્રિયોનો સંયમ આપણે કરતા નથી. એ બીજી ઇન્દ્રિયોમાં મુખ્ય રસેન્દ્રિય (જીભ) જે જીતને કાબૂમાં રાખશે. તેને બ્રહ્મચર્ય સાહજમાં સહજ વસ્તુ થઈ પડશે. પ્રાણીશાસ્ત્રના અભ્યાસીઓએ કહ્યું છે કે પશુઓ જેટલે અંશે બ્રહ્મચર્ય પાળે છે તેટલે અંશે મનુષ્ય નથી પાળતો. આ સાચું છે. એનું કારણ તપાસીશું તો જણાશે કે પશુઓ જીહ્વાન્દ્રિય ઉપર પૂરેપૂરો અંકુશ ભોગવે છે. ઇચ્છાપૂર્વક નહિ પણ સ્વભાવે જ. કેવળ ઘાસચારા ઉપર તેમનો નિભાવ છે. તે પણ તે પેટ પૂરતું જ ખાય છે ને જીવવાને અર્થે ખાય છે. ખાવાને અર્થે જીવતા નથી, જ્યારે આપણે એથી ઉલટું કરીએ છીએ.

"માતા બાળકને અનેક સ્વાદો કરાવે છે. તે એમ માને છે કે વધારેમાં વધારે વસ્તુ ખવડાવીને જ બાળક પર પ્રેમ કરી શકાય. એમ કરવામાં આપણે વસ્તુઓમાં સ્વાદ નથી પૂરતા. પણ વસ્તુઓનો સ્વાદ લઈ લઈએ છીએ. સ્વાદ ભૂખમાં રહેલો છે, સૂકો રોટલો ભૂખ્યાને જેટલો સ્વાદિષ્ટ લાગશે તેટલો ભૂખ વિનાના માણસને લાડુ સ્વાદિષ્ટ નહિ લાગે. આપણે તો પેટને ઠાંસી ઠાંસીને ભરવા માટે અનેક મસાલાઓ વાપરી અનેક વાનીઓ તૈયાર કરીએ છીએ અને પછી કહીએ છીએ કે બ્રહ્મચર્ય પળાતું નથી.

"આંખ જે પ્રભુએ જોવાને સારૂ આપી છે તેને મલીન કરીએ છીએ અને જે જોવાનું છે તે જોતાં નથી, શીખતા નથી. બાળકને માતા ગાયત્રી શા સારૂ ન શીખવે ! એના ઊંડા અર્થમાં ન જતાં એમાં સૂર્યની ઉપાસના રહેલી છે એટલું જ સમજી

સૂર્યની ઉપાસના કરાવે તોયે બસ છે. સૂર્યની ઉપાસના તો સનાતની શું આર્યસમાજી શું સૌ કોઈ કરી શકે. સૂર્યની ઉપાસના એ તો મેં સ્થૂળમાં સ્થૂળ અર્થ તમારી આગળ મૂક્યો. એ ઉપાસના એટલે શું ? આપણે આપણી ડોક ઉંચી રાખી, સૂર્યનારાયણનાં દર્શન કરી આંખનું શૌચ કરીએ. એ ગાયત્રી રચનાર ઋષિ હતા, દૃષ્ટા હતા. તેમણે કહ્યું કે સૂર્યોદયમાં જે નાટક રહેલું છે, જે સૌંદર્ય રહેલું છે, જે લીલા રહેલી છે તે બીજે જોવા નહિ મળે, ઈશ્વરના જેવો સુંદર સૂત્રધાર, બીજે નહિ મળે અને આકાશના કરતાં વધારે ભવ્ય રંગભૂમિ બીજે નહિ મળે.

"પણ કઈ માતા બાળકની આંખ ધોઈને તેને આકાશ બતાવે છે ? માતાના ભાવોમાં તો અનેક પ્રપંચો રહેલા હોય છે. મોટા મકાનમાં જે કેળવણી મળે છે તેને પરિણામે તો કદાચ છોકરો સારો અમલદાર થશે. પણ ઘરમાં જાણ્યે અજાણ્યે જે કેળવણી બાળકને મળે છે તેમાંથી તે કેટલું લઈ લે છે તેનો કોણ વિચાર કરે છે ?

"આપણાં શરીરને માબાપ ઢાંકે છે, ગુંગળાવે છે, શોભા આપવાનો પ્રયત્ન કરે છે, તેથી શું શોભા વધે છે ? કપડાં અંગને ઢાંકવા માટે છે, શરીરનું ટાઢ તડકાથી રક્ષણ કરવા માટે છે. તેને શોભાવવા માટે નથી. ટાઢથી થરથરતાં બાળકને સગડી સામે ધકેલીએ અથવા શેરીમાં દોડવા મોકલીએ અથવા તો ખેતરમાં હાંસેલીએ તો જ તેનું શરીર વજ્ર જેવું થવાનું છે. જેણે બ્રહ્મચર્યનું પાલન કર્યું છે તેનું શરીર તો વજ્ર જેવું હોવું જોઈએ. આપણે તો બાળકના શરીરનો નાશ કરીએ છીએ. આપણે તેને ઘરમાં રાખીને જે હુંફ આપવા ઇચ્છીએ છીએ તેનાથી તો તેની ચામડીમાં એવી ગરમી આવે છે કે જેને આપણે ખરજવાની જ ઉપમા આપી શકીએ. આપણે શરીરને પંપાળીને બગાડ્યું છે, આપણે ઉધાડીયું કર્યાં કીધું છે.

"આ તો કપડાની વાત થઈ. પછી ઘરમાં થતી વાતચીતોથી આપણે તેના મન ઉપર ખરાબ અસર કરીએ છીએ. તેને પરણાવવાની વાતો કરીએ છીએ. તેને જોવાનું પણ બધું એવું ને એવું જ મળે છે; મને તો આશ્ચર્ય એ થાય છે કે આપણે કેવળ જંગલીમાં-જંગલી કેમ નથી થઈ ગયા? મર્યાદા મેલાવનારાં અનેક સાધનો છતાં મર્યાદા જળવાઈ રહી છે. ઇશ્વરે મનુષ્યને એવો બનાવ્યો છે કે બગડવાના અનેક પ્રસંગો આવતા છતાં તે ઉગરી જાય છે, એવી ઇશ્વરની અલૌકિક કળા છે. બ્રહ્મચર્યને નડતાં આવાં અનેક વિઘ્નો દૂર કરીએ તો તેનું પાલન શક્ય થઈ પડે, સહેલું થઈ પડે."

આરોગ્યની ઘણી ચાવીઓ છે અને તે બધી ચાવીઓ અગત્યની છે, પણ તેની મુખ્ય ચાવી બ્રહ્મચર્ય છે; સારી હવા, સારો ખોરાક, સારૂં પાણી વગેરેથી આપણે આરોગ્ય મેળવી શકીએ. પણ જેટલો પૈસો કમાઇએ તેટલો ઉડાવીએ તો કંઈ બચતું નથી; તેમજ જેટલું આરોગ્ય મેળવીએ તેટલું ઉડાવી દઈએ તો પાસે પૂંજી શી રહેવાની છે? સ્ત્રી અને પુરુષ બન્નેને આરોગ્યરૂપી ધન સાચવવાને સારૂ બ્રહ્મચર્યની સંપૂર્ણ જરૂર છે, એમાં કોઈએ શક લાવવાનો નથી. જેણે પોતાનું વીર્ય સાચવ્યું છે તે જ વીર્યવાન-બળવાન કહેવાય અને ગણાય, બ્રહ્મચર્ય તે શું તે સવાલ થશે. પુરુષે સ્ત્રીનો ભોગ ન કરવો એ બ્રહ્મચર્ય છે. "ભોગ ન કરવો" એટલે એક બીજાનો વિષયની ઇચ્છાએ સ્પર્શ ન કરવો એટલું જ નહિ પણ એ બાબત વિચાર પણ નહિ લાવવો, એ બાબતનું સ્વપ્નું પણ ન હોવું જોઈએ. પુરુષે સ્ત્રીને જોઈને ઘેલા ન થવું અને સ્ત્રીએ પુરુષને જોઈને ઘેલી ન થવું. જે ગુહ્ય શક્તિ આપણને કુદરતે આપી છે તેને દબાવી આપણાં શરીરમાં જ સંગ્રહ કરી, તેનો ઉપયોગ આપણું આરોગ્ય વધારવામાં કરવો અને એ આરોગ્ય એકલા શરીરનું નહિ પણ મનનું-બુદ્ધિનું તેમજ યાદશક્તિનું.

હવે આપણી આસપાસ જે કૌતુક વર્તી રહ્યું છે તે જોઈએ. નાનાં મોટાં આપણે બધાં માણસો અને સ્ત્રીઓ ઘણા ભાગે આ મોહમાં ડુબેલાં પડ્યાં છીએ એવે વખતે આપણે ગાંડાતૂર બની જઈએ છીએ. આપણી બુદ્ધિ ઠેકાણે નથી રહેતી. આપણી આંખને પડદા આવી જાય છે, આપણે કામાન્ધ બનીએ છીએ, કામમાં આવી ગયેલા પુરુષોને, સ્ત્રીઓને, અને છોકરા-છોકરીઓને મેં તદ્દન બહાવરાં જેવાં બની જતાં જોયાં છે. મારો પોતાનો અનુભવ તેથી જુદો નથી. જ્યારે જ્યારે તે દશામાં હું આવેલો છું ત્યારે ત્યારે મારૂં ભાન ભૂલી ગયો છું. એ વસ્તુ જ એવી છે. એક રતીભાર રતિ( સુખ )ને સારૂ આપણે એક મણથી વિશેષ બળ ગુમાવી બેસીએ છીએ, જ્યારે આપણો મદ ઉતરે છે ત્યારે આપણે રંક બની જઈએ છીએ. બીજે દહાડે સવારમાં આપણું શરીર ભારે રહે છે. આપણને ખરૂં ચેન રહેતું નથી, આપણી કાયા શિથિલ થઈ ગઈ હોય છે, આપણું મન ઠેકાણા વગરનું રહે છે. આ બધું ઠેકાણે લાવવા-રાખવા, આપણે કઢેલા દૂધ પીએ છીએ, ભજવેલ ફાકીએ છીએ, યાકુતિઓ લઈએ છીએ, વૈદો પાસે જઈએ છીએ અને પુષ્ટિની દવા માગીએ છીએ. કેવા ખોરાકોથી આપણો કામ વધે એ આપણે શોધ્યા કરીએ છીએ. આમ દિવસો જાય છે અને જેમ જેમ વરસ જાય છે તેમ તેમ અંગે, અક્કલે હીણા થઈએ છીએ અને ઘડપણમાં આપણી બુદ્ધિ ગયેલી જોવામાં આવે છે.

ખરૂં જોતાં આમ ન થવું જોઇએ. ઘડપણમાં બુદ્ધિ મંદ થવાને બદલે તેજ થવી જોઈએ. આ દેહે મેળવેલા અનુભવ આપણને તથા બીજાને ઉપયોગી થઈ શકે એવી આપણી સ્થિતિ રહેવી જોઇએ અને જે બ્રહ્મચર્ય પાળે છે તેની તેવી સ્થિતિ રહે છે. તેને મરણનો ભય રહેતો નથી, મરણ સમયે પણ તે ઇશ્વરને ભૂલતો નથી, તે ખોટાં વલખાં મારતો નથી, તેને મરણકાળના ચાળા થતા નથી, અને હસમુખે ચહેરે આ દેહને છોડી માલેકને પોતાનો હીસાબ દેવા જાય

છે. આ જ પુરુષ અને આમ મરે તે જ સ્રી. તેમણે જ ખરૂં આરોગ્ય જાળવ્યું કહેવાય.

આપણે સાધારણ રીતે વિચાર નથી કરતા કે આ જગતમાં મોજમજાહ, અદેખાઇ, આડંબર, ક્રોધ, અધીરાઈ, ઝેર વગેરેનું મૂળ આપણે બ્રહ્મચર્યનો જે ભંગ કરીએ છીએ તેમાં છે. આમ આપણું મન હાથ ન રહે અને દરરોજ આપણે એક કે વધારે વખત એક બાળક કરતાં પણ બેદ બની જઇએ તો પછી જાણે કે અજાણે ક્યા ગુના નહિ કરીએ? કયું ઘોર કર્મ કરતાં અટકીશું? પણ આવું બ્રહ્મચર્ય પાળનારને કોણ જુવે છે? એવું બ્રહ્મચર્ય જો બધા પાળે તો દુનિયાનું સત્યાનાશ વળે એવા સવાલ ઉડાવનારા પણ પડયા છે. એનો વિચાર કરવામાં ધર્મચર્ચા આવી જવાનો સંભવ છે. એટલો ભાગ છોડી દુન્યવી વિચાર જ કરીશું. મારા અભિપ્રાય પ્રમાણે આ બન્ને સવાલના મૂળમાં આપણી બીક અને કાયરતા રહેલ છે. આપણે બ્રહ્મચર્ય પાળવા માગતા નથી એટલે તેમાંથી નીકળી જવાનું બહાનું શોધીએ છીએ. બ્રહ્મચર્ય પાળનારા આ દુનિયા વિષે ઘણાય પડયા છે. પણ તેઓ ગોત્યા તુરત જડતા હોય તો તેમનું મૂલ્ય શું હોય? હીરાને મેળવતાં પૃથ્વીનાં આંતરડાંમાં હજારો મજૂરોને ગોંધાઇ રહેવું પડે છે અને ત્યાર પછી પણ પર્વત જેવડા ધૂળ–કાંકરાના ઢગ ધોયા પછી માંડ મૂઠી જેટલા હીરા હાથ આવે છે. ત્યારે બ્રહ્મચર્ય પાળનારાએ હીરાને શોધવાને સારૂ કેટલો પ્રયત્ન કરવો જોઈએ એનો જવાબ ત્રિરાશિ બાંધીને સૌએ શોધી કાઢવો. બ્રહ્મચર્ય પાળતાં સૃષ્ટિ બંધ પડી જાય તેની સાથે આપણે શો સંબંધ? આપણે કાંઈ ઇશ્વર નથી, જેણે સૃષ્ટિ બનાવી છે તે પોતાનું સંભાળી લેશે. બીજાઓ પાળે કે નહિ એ સવાલ આપણે કરવાનો જ ન હોય, આપણે વેપારમાં, વકીલાતમાં વગેરે ધંધામાં પડતાં વિચારતા નથી કે બધા લોકો વકીલ વેપારી થાય તો શું થાય? જે બ્રહ્મચર્ય પાળશે તે પુરુષ અથવા સ્રીને કાળે કરી બન્ને સવાલોનો જવાબ મળી રહેશે; એટલે કે તેના

જેવા બીજા તેને મળી રહેશે અને બધા બ્રહ્મચર્ય પાળે તો સૃષ્ટિનું શું થાય તે પણ તે ધોળા દિવસ જેવું જોઈ શકશે.

આપણે સરસમાં સરસ સ્થિતિ કઈ તે જોયું. તે આદર્શ આપણી સામે રાખીએ તો તેના તેવી જ કે તેથી ઉતરતી નકલ કરી શકીએ. બાળક પાસે અક્ષર લખાવીએ ત્યારે સારામાં સારા અક્ષરનો નમૂનો તેની પાસે મૂકીશું. બાળક તે ઉપરથી પોતાની શક્તિ પ્રમાણે પૂરી કે અધુરી નકલ કરશે. તેમજ આપણે પણ અખંડ બ્રહ્મચર્યનો આદર્શ આપણી સામે રાખી તેની નકલ કરવા મથી શકીએ, પરણ્યાં એટલે શું ? કુદરતી કાયદો એ છે કે જ્યારે સ્ત્રી—પુરુષને પ્રજાની ઇચ્છા થાય ત્યારે જ તેઓ બ્રહ્મચર્યને તોડે, આમ વિચારપૂર્વક કોઈ જો વર્ષે કે ચાર પાંચ વર્ષે એક વેળા બ્રહ્મચર્ય તોડે તે તદ્દન ગાડું નહિ બને અને તેની પાસે વીર્યરૂપી પૂંજી પણ ઠીક એકઠી થઈ રહી હશે. આવાં સ્ત્રી-પુરુષ ભાગ્યે જ આપણા જોવામાં આવે છે. જેઓ માત્ર પ્રજાની ઉત્પત્તિને ખાતર જ કામભોગ કરે છે. પણ હજારો માણસો તો કામભોગ માગે છે, ઇચ્છે છે અને કરે છે. પરિણામ એ આવે છે કે તેમની ઇચ્છા વિરુદ્ધ પ્રજા ઉત્પન્ન થાય છે. આ વિષયભોગ ભોગવતાં આપણે એટલાં આંધળાં ભીંત બની જઈએ છીએ કે સામાનો વિચાર જ નથી કરતાં, એમાં સ્ત્રી કરતાં પુરુષ વધારે ગુન્હેગાર છે. પોતાના ગાંડપણમાં સ્ત્રીની નબળાઈનો અને પ્રજાનો ભાર ઉપાડવાની ને તેને ઉછેરવાની તેનામાં તાકાત છે કે નહિ તેનો તેને ખ્યાલ પણ નથી રહેતો, પશ્ચિમના લોકોએ તો આ બાબતમાં હદ જ ઓળંગી છે. તેઓ પોતાના ભોગ ભોગવવાની ખાતર અને પ્રજા ઉત્પન્ન થાય તેનો બોજો દૂર રાખવાની ખાતર અનેક ઉપચારો કરે છે. તે ઉપચારો ઉપર પુસ્તકો લખાયાં છે, ને વિષય ભોગવવા છતાં પ્રજા ઉત્પન્ન ન થાય એવાં સાધનો બનાવનારા ધંધાર્થીઓ પણ પડ્યા છે. આપણે આવા પાપમાંથી હજુ તો મુક્ત છીએ, પણ આપણી સ્ત્રીઓ ઉપર બોજો લાદતાં આપણે ઘડીભર

વિચાર નથી કરતા અને આપણી પ્રજા નબળી, વીર્યહીન, બાયલી બુદ્ધિહીન થાય તેની દરકાર પણ નથી રાખતા. ઉલટું જ્યારે આપણને પ્રજા ઉત્પન્ન થાય છે ત્યારે ઇશ્વરનો પાડ માનીએ છીએ. આ આપણી દીન દશા ઢાંકવાનો એક રસ્તો છે. નબળી, પાંગળી, વિષયી પ્રજા આપણને થાય તેને ઇશ્વરી કોપ આપણે કેમ ન માનીએ? બાર વરસના બાળકને પ્રજા થાય તેમાં સુખ શું માનવાનું હોય?

આપણા ઋષિમુનિઓ અને વિદ્વાનો બ્રહ્મચર્યનું પાલન એ સર્વશ્રેષ્ઠ છે એમ ભારપૂર્વક જણાવે છે, અને તેમાં જીવનની અને યૌવનની પ્રાથમિક અવસ્થા કે જે સમયે ઘણું કરીને વિદ્યાર્થી અવસ્થા ભોગવાતી હોય છે. તે વખતે તો શુદ્ધ અને એકનિષ્ઠ બ્રહ્મચર્યનું પાલન કરવું તે એક મહત્ત્વની ફરજ ગણવામાં આવી હતી અને ગુરુકુલમાં વસતા યુવાન વિદ્યાર્થીઓએ સહુથી સબળ વીર્યરક્ષા તન અને મનપૂર્વક કરવી તે પોતાની આત્યંતિક ફરજ ગણાતી. આજના વિજ્ઞાનશાસ્ત્રીઓનો પણ ધીરે ધીરે મત બંધાતો જાય છે કે વિદ્યાર્થી અવસ્થામાં વિદ્યાની પ્રાપ્તિ માટે બ્રહ્મચર્ય ખાસ આવશ્યક છે અને વિષયસુખમાં જેનું ચિત્ત જામતું હોય તે વિદ્યાની ઉપાસના ભાગ્યે જ કરી શકે છે એવો અભિપ્રાય આપે છે. પૂજ્ય મહાત્માજીના બ્રહ્મચર્ય વિષેના વિચારો અને મંતવ્ય વિસ્તારથી અપાઈ ગયેલ છે, છતાં આજે કેટલાક નવમતાવાદીઓ અને પ્રાકૃત શરીરવેત્તાઓ ઉછરતી ઉમરના જુવાનોમાં--વિદ્યાર્થીઓમાં કેટલીક્વાર બ્રહ્મચર્યપાલનનાં વિરોધાભાસી વકતવ્યો રજુ કરી, બ્રહ્મચર્યની અને સંયમની શિથિલતા ઉભી કરી મૂકે છે એટલે બ્રહ્મચર્ય માટે રાખવો જોઈતો મનનો આગ્રહ ખૂબ નબળો બની ગયો છે, અને બ્રહ્મચર્યનો આદર્શ સાવ ભૂંસાઇ ગયો છે,—ભૂંસાતો જાય છે. તેનું સ્થાન વિલાસ અને સ્વચ્છંદને મળ્યું છે. અર્વાચીન સાહિત્યનો પ્રધાન સૂર જીવનના ઉલ્લાસ તરફ વહેણ કરતો હોઈ કોઇ પણ યુવાન યુવતીને આજે બ્રહ્મચર્ય સંબંધનો ઉપદેશ આપવા બેસવું તે સત્તરમી સદીના

" ઓર્થોડોક્ષ "માં ખપવા જેવું બનશે એમ ભય રહે છે.

આજના આધુનિક માનસશાસ્ત્રીઓ કેટલાક તર્ક-વિતર્કો ઉભા કરે છે, અને જુવાન-વર્ગને એમ ઠસાવવામાં આવે છે કે બ્રહ્મચર્ય પાળવાથી સ્ત્રી-પુરુષોને શારીરીક હાનિ થાય છે. કેટલાક પાશ્ચાત્ય દાક્તરો આ મતને પોતાની સંમતિ પણ આપે છે.

પ્રકૃત શરીરવેત્તાઓ પ્રતિપાદન કરવા લાગ્યા છે કે બ્રહ્મચર્યથી વીર્યોત્પાદક ગ્રંથીઓ રોગીષ્ટ થાય છે; પરિણામે માણસ નબળો, રસહીન, નપુંસક અને વહેલો વૃદ્ધ બને છે, જ્ઞાનતંતુ ઉપર ખરાબ અસર થવાથી ગાંડપણ, હિસ્ટીરીઆ જેવાં દરદો બ્રહ્મચર્યનું પાલન કરનારને લાગુ પડે છે!

બીજું તો ઠીક, પણ આવા આવા અભિપ્રાયો વાંચવાથી અને મળવાથી મૂળે ઇન્દ્રિયો ઉપર સંયમ તો હોય નહિ. સંયમ જાળવી શકાય એવા સદાચારો અને નિયમોનું પાલન હોય નહિ, અને મનના વેગને રોકી શકવાનો અભ્યાસ કર્યો ન હોય, તેવા યુવાનોને બ્રહ્મચર્ય પાળવું તે શરીરને અને મનને હાનિકર્તા છે એવું જાણવામાં આવે, એટલે તો પછી એમને માટે સીધા રાહ પરથી ખસી પડવાની રાહ જોવાની જ નહિ!

પરંતુ બ્રહ્મચર્ય પાળવાથી શરીરને નુકસાન થાય છે એવો મત આપનાર સાચા નથી. પ્રોફેસર ફ્રોનીંયર કહે છે: 'બ્રહ્મચર્યથી આરોગ્યને હાની થાય છે એમ કહેનારે શરમાવું જોઈએ. ડૉક્ટર તરીકે કહું છું કે એ વાતમાં રજ માત્ર વજૂદ નથી. વળી ૨૧ વર્ષની ઉમર પહેલાં વિષયશક્તિ આવતી જ નથી. વિષયેચ્છા પણ ન જાગૃત થવી જોઈએ. જો કૃત્રિમ ઉત્તેજન ન થતું હોય તો અકાળે વિષયેચ્છા એ તો અધૂરી અને ઊંધી તાલીમનું પરિણામ માત્ર છે.'

સને ૧૯૦૨માં જગતના પ્રખ્યાત ડૉક્ટરોનું ને રોગચિકિત્સકોનું સંમેલન બ્રસેલ્સમાં મળેલું. તે સંમેલને સર્વાનુમતે આ પ્રમાણે ઠરાવ કરેલો:

"યુવાનોએ ખાસ શીખવું જોઇએ કે બ્રહ્મચર્ય અને સંયમ હાનિકર્તા નથી, એટલું જ નહિ પણ એ વૈદક અને આરોગ્યની દૃષ્ટિએ પરમ આવશ્યક છે."

## ब्रह्मचर्य प्रतिष्ठायां वीर्यलाभः ।

બ્રહ્મચર્ય પાળવાથી વીર્ય લાભ, એટલે તેજોલાભ—ઉત્સાહલાભ થાય છે, એમ યોગસૂત્રકાર મહામુનિ પતંજલિ પણ કહે છે.

ભરજુવાનીમાં વૃદ્ધાવસ્થા આવી જાય છે તેનું કારણ બ્રહ્મચર્યનો નાશ જ — વીર્યનો નાશ જ છે, અને દેશમાં ઉભરાતાં અકાળવૃદ્ધ માનવી—કીટ પતંગ જેવા માનવી—કરોડો હોય તોય સમાજનો અને જાતિનો ઉત્કર્ષ એ લોકો શું કરવાના હતા !

જે. એલ ચંદ્ર નામના એક વિદ્વાન જણાવે છે કે બ્રહ્મચારીનું શરીર ખૂબ માંસલ અને સુદૃઢ હોય છે અને તેને અકાળે વૃદ્ધત્વ આવતું નથી તેમ વૃદ્ધાવસ્થામાં પણ બાળકના જેવા એ નિર્દોષ રહે છે. તેની પાચનક્રિયા બળવાન રહે છે. શ્વાસોચ્છ્વાસની ક્રિયા પણ સારી રહે છે. આંખ વગેરે પાંચેય જ્ઞાનેન્દ્રિયો બળવાન રહે છે. બ્રહ્મચારી પ્રતિભાસંપન્ન, શાન્ત, ગંભીર, સહનશીલ, ઉદાર, ઉદાત્ત અને ચારિત્ર્યવાન બને છે. તેનામાં અત્યંત ઉત્સાહ અને સાહસ આવે છે. તેની પ્રજ્ઞા, મેધા અને ગ્રહણશક્તિ તથા કલ્પનાશક્તિ સારી રીતે વિકાસ પામે છે. આત્મોન્નતિ અને ઉન્નત ભાવના માટે તેને તીવ્ર ઇચ્છા જાગે છે.

પ્રો. એફસન જણાવે છે કે "બ્રહ્મચારીની બુદ્ધિ કુશાગ્ર અને વિશદ, તેની વાક્છટા પ્રશંસનીય, તેની યાદદાસ્ત સારી હોય છે, તેનો સ્વભાવ આનંદી અને ઉત્સાહી હોય છે. તેનું મુખ તેજસ્વી હોય. તેના શરીરનું દરેક અવયવ પોતાનું કામ નિયમિત કર્યા કરે છે. તેને થાક ભાગ્યે જ જણાય છે. એ ચિંતાતુર નથી હોતો. તેની ઇંદ્રિયો તેના કબ્જામાં રહે છે. કારણ કે સુદૃઢ શરીરવાળા માટે સંયમ સાધ્ય છે. તેનો બધો વખત અભ્યાસ અને આનંદમાં

જાય છે. તેને પોતાને પોતાની સમગ્ર શક્તિઓ પ્રતિદિન વધતી જણાય છે અને તે આગામિ સંગ્રામ માટે પોતાની જાતને હમેશાં તૈયાર રાખે છે.'

સંસારમાં બ્રહ્મચારીઓનાં ઉજ્જવલ ઉદાહરણો મળી આવે છે, એ જ સિદ્ધ કરે છે કે બ્રહ્મચર્ય અશક્ય નથી અસાધ્ય નથી, બેશક દુઃસાધ્ય છે, અને તેને માટે સાધના સાધવી જોઇએ. એ દુઃસાધ્ય છે માટે અસાધ્ય છે. એમ માનીને કામેચ્છા ઉપરનો સંયમ જ છોડી દઇને કામલોલુપતાના ઘોડા છોડી મૂકવા–એથી તો માનવ-જાતિની અવનતિ જ થાય. એથી સંસ્કૃતિ ટળીને વિકૃતિ જ આવે.

અને દુઃસાધ્ય બ્રહ્મચર્યને સુસાધ્ય કરી લેવા માટે તો સાધના કરવી જ રહી. આત્મા, સંતાન અને જનકલ્યાણને માટે બ્રહ્મચર્ય પાળવું એવો દૃઢ સંકલ્પ કરવો એ સાધનાનું પ્રથમ અંગ છે. **मरणं बिन्दुपातेन जीवीतं बिन्दु धारणात्** । એક પણ વીર્ય-બિન્દુના પતનથી મરણ જ છે—તેને અખંડ ધારણ કરવામાં જ જીવન છે, એ ખૂબ ગંભીરપણે મનમાં ઠસાવવું જોઇએ.

આપણી ઇંદ્રિયોનો સ્વભાવ જ એવો છે કે તેની ઉપર સંયમ ન હોય તો તે પોતપોતાના વિષય તરફ દોડે છે અને એ માટે જ કહેવાય છે કે માનવી પતનશીલ છે. વળી વિષયભોગથી ઇંદ્રિયોની તૃપ્તિ તો નથી જ થતી—ઉલટી એથી તો એની લાલસાઓ વધ્યે જાય છે.

બ્રહ્મચર્ય પાળી આવતી યુવાનીમાં સંયમ રાખનાર વિદ્યાર્થી-યુવાન, અને યુવાનીને વેડફી નાખી અકાળે વીર્ય નાશ કરનાર યુવાન આ બન્ને વર્ગને ચિકિત્સાકાર્યમાં જોવાથી, એના પરિણામ-રૂપે થયેલા ફેરફારો અને શરીર–મન–ઇંદ્રિયો ઉપરની અસરની આ નીચે નોંધ કરૂં છું. સમજુ અને વિવેકી વાચક જોઈ શકશે કે બ્રહ્મ-ચર્ય અને અબ્રહ્મચર્યથી કેટલો લાભ અને કેટલી હાનિ છે:–

## સંયમી અને બ્રહ્મચારી

(૧) ગ્રહણશક્તિ સારી હોય છે. પ્રજ્ઞા અને મેધા સંપૂર્ણ જણાય છે. મગજનો પૂર્ણ વિકાસ થયેલો હોય છે.

(૨) ચપળતા, વેધક શક્તિ, પ્રતિભા અને ચહેરા ઉપર ચમક, આંખની જ્યોત તેજસ્વી, શાન્ત, ગંભીર, સુશીલ, ચારિત્ર્યસંપન્ન અને સાહસિક.

(૩ નૈતિક ભાવનાઓ, આત્મોન્નતિ માટે તીવ્ર ઇચ્છા, પ્રકાશ માટે ઝંખના, તત્ત્વચિંતક, સારગ્રાહી, સ્વદેશ પ્રેમી.

(૪) માંદગી ભારે માંદગી તે શું એ જાણતો નથી. સર્વરોગ, સર્વ જંતુ સામે શરીર ટક્કર ઝીલી શકે તેવી જીવનીય શક્તિ. ઋતુના ફેરફારોને સહી લેવાની ભારે સહનશક્તિ.

(૫) ફેફસાં મજબૂત શ્વાસોચ્છ્વાસની ક્રિયા તંદુરસ્ત, વ્યાયામ અને કસરત વિષે રૂચીવાળો અને સશક્ત, સ્નાયુબદ્ધ, કસાયેલું અને ખડતલ શરીર.

## વિષયી અને વીર્યનાશ કરનાર

(૧) યાદશક્તિનુ દેવાળું, ગ્રહણ શક્તિમાં મીંડુ, વારંવાર યાદ કરવા, વાંચવા, વિચારવા છતાં ભૂલ અને ભૂલઃ નાપાસ, પ્રજ્ઞારહિત.

(૨) બીકણ, ડરપોક, દુઃખ વખતે ગભરાઇ જનાર, અસ્થિર, વિચારોની મક્કમતા રહિત, તેજ વિનાનો, ઉતાવળીઓ, ઉછાંછળો મનસ્વી અને તરંગી તથા નાહિંમત.

(૩) નૈતિક અધોગતિ, શંકાશીલ, નાસ્તિક, અવિશ્વાસુ, સંશયી, વિષયી.

(૪) પાચનક્રિયા મંદ છતાં ખાવાનો લાલચુ, કબજીયાતની હંમેશાં ફરિયાદવાળો, માયકાંગલો અને ફીક્કો, અતિસાર ઝાડા–મરડાનો રોગી.

(૫) ચાલતાં–દોડતા શ્વાસ ચઢી જવાની ફરિયાદ, થાકી જઈ વારંવાર આરામની ઇચ્છાવાળો, ફેફસાં ઉપર ન્યુમોનિયા અને પ્લ્યુરસી જેવા દર્દોને વહોરી લેતો, ક્ષય થઈ જાય એવુ નબળું પાતળું દુબળું

| | |
|---|---|
| | બિચારૂં શરીર ધરાવતો હાડપીંજર, લથડિયું ખાતો, અને દવા તથા વૈદ્ય–ડોક્ટરની સલાહ અને ઇંજેક્શનને એક દિવસ નહિ વિસારતો. |
| (૬) પુખ્ત ઉમર સુધી જીવનશક્તિ જાળવી રાખે છે અને સમય આવતાં સંસારી બની ગૃહસ્થાશ્રમમાં પણ સરસ બળવાન સંતતિ પેદા કરે છે તથા તેને પાળવા–પોષવામાં હીમતવાન હોય છે. | (૬) અકાળે પુરુષત્વનો હ્રાસ, અવયવો: દુરૂપયોગ થવાથી લબડી–લટકી પડેલાં જનન અવયવો અથવા સત્વહીન, નપુંસક જેવી સ્થિતિ, સંસારી ફરજ અને લગ્નજીવન જીવવાનું આવતાં ફૂટેલા ઘડા જેવો નિરૂપયોગી, પરાણે સંતતિ પેદા થાય છે, તે પણ રોગી, માયકાંગલી, જન્મતાં મરતી અથવા બાળમરણમાં વધારો કરે તેવી સંતતિ. |
| (૭) જોવાની શક્તિ સતેજ, ચશ્મા નથી આવતા, સાંભળવાની, સ્મરણની, સમજવાની વગેરે શક્તિઓ સંપૂર્ણ બળવાન અને તંદુરસ્ત. | (૭) ચશ્મા અને તેના નંબર વધતા જાય, સાંભળે ઓછું અને કાન પણ વિદાય લેતા હોય તેવો, સ્વાદની સમજ ઓછી અને સઘળી શક્તિઓ ક્ષીણ. |

[ ૧૯ ]

# બ્રહ્મચર્ય માટે સ્થૂળ નિયમો

બ્રહ્મચર્ય વિષે અહીં સુધીમાં આપણે જે ચર્ચા કરી ગયા તે ઉપરથી એક વાત ચોક્કસ થાય છે કે યુવાન સ્ત્રી–પુરુષને પોતાના શરીર, મન અને આત્માની ખિલાવટ માટે, વિદ્યાભ્યાસમાં પૂર્ણતા મેળવવા માટે, તથા ભવિષ્યની સંસારી સર્વોપરિ જીંદગી જીવવા માટે સંપૂર્ણપણે બ્રહ્મચર્યનું પાલન કરવું તે ઘણું જ જરૂરનું છે. પરંતુ એક વાત ખાસ કરીને લક્ષમાં રાખવા જેવી છે કે બ્રહ્મચર્ય-પાલનની ઇચ્છા ધરાવનારે બ્રહ્મચર્ય માટેના સ્થૂળ નિયમોનું અણિ-શુદ્ધ પાલન કરવા તરફ સહેજ પણ બેદરકારીભરી વૃત્તિ સેવી, અથવા જો સદાચાર અને ઇંદ્રિયનિગ્રહ તરફ ઉપેક્ષા કરી, તો સમજો કે એમનું વર્ષોનું તપ નષ્ટ થતાં વાર નથી લાગવાની. અને આજે આપણે જોઈએ છીએ કે ઉછરતી યુવાની ધરાવતાં સેંકડો યુવક અને યુવતીઓ પવિત્ર જીવનનો આદર્શ રાખવાની ઇચ્છા ધરાવતાં હોવા છતાં સ્થૂળ નિયમોના પરિશીલનના અભાવે તેમનાં જીવનમાં નાજુક સ્થિતિમાં મુકાઇને એથી પતનશીલ બની બેસવાના હજારો દાખલા અત્યારના જમાનામાં મળી આવે છે.

બ્રહ્મચારીના ધર્મ વિષે મનુ મહારાજની આજ્ઞાઓ અથવા જેને નિયમો કહેવામાં આવે છે તે તરફ પણ આપણે ધ્યાન આપવા જેવું છે.

બ્રહ્મચારીએ (બ્રહ્મચર્યનું પાલન અથવા વીર્યરક્ષા કરવા ઇચ્છનારને બ્રહ્મચારી તરીકે સંબોધવામાં આવ્યો છે. બ્રહ્મચારી

અથવા બ્રહ્મચારી એ શબ્દો અત્રે અવિવાહીત દરેક યુવક–યુવતિને લાગુ થાય છે તેમ સમજવું.) મદ્ય, માંસ, સુગંધ, પુષ્પમાળા, રસ, આસવ સ્ત્રી અને હિંસાનો ત્યાગ કરવો. શરીરે તેલ ચોળવું નહિ, આંખમાં અંજન આંજવું નહિ, જોડા પહેરવા નહિ, છત્રી ઓઢવી નહિ, કામ, ક્રોધ, લોભનો ત્યાગ કરવો, નૃત્ય કરવું નહિ, ગીત ગાવાં નહિ, વાદ્ય (વાજીંત્ર) વગાડવાં નહિ.

આપણા આજના–અત્યારની જુવાની ભોગવતા જમાનામાં આ નિયમો હસી કાઢવા જેવા લાગે છે અને તેમાં અત્યુક્તિ લાગે છે. પરંતુ દુઃસાધ્ય જણાતું બ્રહ્મચર્ય પાળવાનું હોઈ, આવાં નજીવાં જણાતાં કારણોથી કામોદ્દીપન પામીને અબ્રહ્મચર્યમાં જઈ પડાય છે. "ટોલ્સ્ટોય" કહે છે કે શણગારેલું ઘર, સુશોભિત રાચરચીલું, ટાપ-ટીપથી ભરેલો ભભકાદાર પોશાક, સંગીત, મઘમઘતાં તેલ–અત્તર, સ્વાદીષ્ટ અને મસાલાદાર અન્નપાન અને સ્પર્શેન્દ્રિયોને આનંદમગ્ન કરે તેવાં લીસાં, સુંવાળાં, મૃદુ આસન, શયનો, પંચેન્દ્રિયોને લાડ લડાવવા નિત્ય નવી શોધાતી–યોજાતી આ સામગ્રી વિષયવાસનાને ઉત્તેજનારી વસ્તુઓ છે. વિષયવાસના તો વીજળીની રોશની, શણગાર, સામગ્રી, ભભકાદાર વસ્ત્રાલંકાર, સંગીત, ખુશબોદાર અત્તર, સ્વાદીષ્ટ વાનીઓ અને મૃદુ આસન–શયનોથી ઉત્તેજીત બને છે.

મનુ મહારાજ કહે છે:-બ્રહ્મચર્યની કામનાવાળા દ્વિજશ્રેષ્ઠે, જ્યારે કોઈ સ્ત્રી પોતાની આંખો આંજતી હોય ત્યારે, તેલ ચોળીને બેઠેલી હોય ત્યારે, વસ્ત્ર વિનાની હોય ત્યારે અને બાળકને જન્મ આપતી હોય એ વખતે તેને જોવી પણ નહિ.

ડૉ. કેલોગનું કથન છે કે નૃત્ય જોવાથી મનોભાવ ઉત્તેજીત થાય છે, દુર્વાસનાઓ જાગી ઉઠે છે અને તેથી માણસ દુષ્કર્મોમાં

પ્રવૃત્ત થઈ જાય છે, એવાં કુકર્મો સઘળા સદાચારને ધક્કો મારે છે અને માણસની શારીરિક તથા માનસિક ઉન્નતિનો નાશ કરે છે.

દર્પણમાં મોં જોવાથી અથવા વારંવાર જોયા કરવાથી પણ દુર્વાસના ઉત્તેજીત થાય છે "હેવલોક એલિસ" કહે છે કે આજકાલ જાહેર સ્થાનોમાં, શણગારેલા ઘરમાં, વેશ્યાના ઘરમાં અને મોહક સ્થાન ઉપર દર્પણનો ઉપયોગ મોટા પ્રમાણમાં થતો જોવામાં આવે છે. ભોળાં બાળકો પોતાને દર્પણમાં જોઈ પોતાના વિષયમાં તરેહ તરેહની કલ્પાનાઓ કરવા લાગે છે અને એ રીતે સૌથી પ્રથમ દર્પણ દ્વારા જ દુર્વાસનાઓનું બીજ તેમનામાં રોપાય છે. એક ગ્રામ્ય કબીરપંથી સાધુએ ગાયું છે :

"તેરે દયા ધરમ નહીં મનમેં, મુખડા ક્યા દેખો દર્પનમેં ?
તેરે કામ રાગ હૈ તનમેં, મુખડા ક્યા દેખો દર્પનમેં ?
ધરમ સહોદર સાથી ન તેરા, સંયમ-સખા નહીં સંગમેં ?
મરક મરકકર મુખ મરકાવત, અનંગ—પાવન રંગમેં,
મુખડા ક્યા દેખો દર્પનમેં ?"

હેવલોક એલીસ કહે છે કે: "એમાં કશોય સંદેહ નથી. કે ભિન્ન ભિન્ન પ્રાણીઓમાં ખાસ કરીને જંતુવર્ગમાં, પતંગીયામાં અને પક્ષીઓમાં સંગીતનો ઉદ્દેશ નર તરફ માદાનો આકર્ષવાનો જ હોય છે." ડાર્વિને" આ વિષયમાં ઘણું અવલોકન કર્યું છે અને તે પણ આ સિદ્ધાન્તને સ્વીકારે છે. આ ઉપરથી ગાવાનો અને યૌવનના માનસિક ભાવોનો ઘણો સંબંધ છે, એમ સમજવામાં જરી પણ સંદેહ રહેતો નથી.

આ નીચે વીર્યરક્ષા કરવા ઇચ્છતા યુવત યુવતીને સંબોધીને જે નિયમો લખ્યા છે તે અત્યંત ઉપયોગી છે.

## બ્રહ્મચર્યનો સંકલ્પ

પ્રથમ તો દરેક યુવાન–યુવતીએ દૃઢ સંકલ્પ કરીને મનની સાથે નિશ્ચયપૂર્વકની ગાંઠ વાળવી જોઈએ કે આપણે નિયમબદ્ધ અને અણીશુદ્ધ બ્રહ્મચર્ય પાળવાની કામનાવાળાં છીએ. આત્મોન્નતિ અને ઐહિત પરલૌકિક સુખ માટે બ્રહ્મચર્ય એ જ સર્વ સુખ પ્રાપ્ત કરવાનું મૂળ સાધન છે.

સંકલ્પબળ એ કોઈ સાધારણ બળ નથી અને પવિત્ર સંકલ્પ એ માનવીને ઉચ્ચ ભૂમિકા ઉપર લઈ જનાર મુખ્ય સાધન છે તથા સંકલ્પશક્તિના પ્રતાપે માનવી અનેક પ્રકારની અભિલાષાઓ સિદ્ધ કરી શકે છે, જે માણસના સંકલ્પો ખરાબ હોય છે, તેમણે એટલે કે બ્રહ્મચર્યપાલનની દીક્ષા લીધેલા યુવાન અને યુવતીએ પોતાના નિશ્ચયનો સંકલ્પ કર્યા કરવો અને ખાસ કરીને સૂતી વખતે અને નિદ્રામાંથી જાગૃત થતી વખતે દૃઢપણે સંકલ્પ કરવો કે–બ્રહ્મચર્ય એ જ મારું જીવન, બળ, ઓજસ્ અને તપ છે, તથા વીર્યનાશ એ મૃત્યુ છે. એટલે હું બ્રહ્મચર્યનું પ્રાણાન્તે પણ રક્ષણ કરીશ.

અને મનમાં એવો દૃઢ વિશ્વાસ કરી રાખવો જોઈએ કે મારા મન ઉપરની કોઈ પ્રકારની વિષયની વાસના મને સતાવશે નહિ. હું શુભચિંતન કરનારો પવિત્ર ઉદ્દેશધારી બળવાન અને શક્તિસંપન્ન છું મને કોઈ સ્વપ્ન યા સંકલ્પો સતાવી શકશે નહિ.

આજનાં યુવક–યુવતીમાં પ્રથમ તો મનની નિર્બળતા એ જ બ્રહ્મચર્યનો નાશ થવામાં મુખ્ય કારણરૂપ છે. મનની સ્થિરતા, દૃઢ, નિશ્ચય અને એ નિશ્ચયને વળગી રહેવા માટે જોઈતું મનોબળ–સંકલ્પબળ જોવામાં આવતું નથી અને એને કારણે જ ઇન્દ્રિયોના ઘોડા વિષય તરફ જ્યારે હંકારી મૂકે છે. ત્યારે આવાં નિર્બળ મનનાં માન-

વીઓ તેને રોકી શકતાં નથી. એટલે પ્રથમ તો પોતાના મનની નિર્બળતાની પરીક્ષા કરી લેવી જોઇએ, અને તેની ઉપર ચોકીપહેરો રાખીને જરી પણ મન લથડે તો બ્રહ્મચર્યના દૃઢ સંકલ્પથી એને બળવાન બનાવી લેવું જોઇએ.

પવિત્ર દૃષ્ટિ.

નાની મોટી હરેક સ્ત્રીઓ તરફ કોઇની દૃષ્ટિ જાય તે સ્વાભાવિક છે. પરંતુ તેમાં દિલનો સંપૂર્ણ પવિત્ર ભાવ સચવાય છે કે નહિ તે જોવું. નાની ઉમરની સ્ત્રી સામે જોતાં પુત્રીભાવ, આપણા જેટલી ઉમરની સ્ત્રી સામે જોતાં ભગિનીભાવ અને મોટી સ્ત્રી સામે જોતાં માતાભાવ સચવાય છે કે નહિ, તે વિષે જોનારે પોતાના દિલને પૂછીને ખુલાસો માગી લેવો. એમ તો માતા, પુત્રી, ભગિની–ભાવની વાતો તો આપણે સભ્ય સમાજમાં ખપવા માટે બધા જ કરીએ છીએ, પરંતુ " મન જાણે પાપ, મા જાણે બાપ. " એમ તમે દૃઢ બ્રહ્મચર્યની ભાવનાવાળા હો તો તમે તરત તમારા મનને પૂછી શકો:

' કેમ ભાઇ. આ શું ! માતા–ભગિની જેને માનવાની છે, તેનાં અંગ–પ્રત્યાંગ, કામસ્થાન, ગુપ્તસ્થાન તરફ કેમ ભાવુક–કામુક દૃષ્ટિ ગઇ? હવે તેનું શું પ્રાયશ્ચિત્ત તમે કરશો?"

પરંતુ આ રોગ એવો છે કે એનું સહેજ લક્ષણ જણાતાં એ વ્યાધિને નિર્મૂળ કરવામાં આવે તો જ એનાં ઊંડાં મૂળ જતાં અટકે છે. બાકી વાહ ! નજર તો પ્રભુએ જોવા માટે આપી છે ! જોઇ લીધું એમાં ક્યાં વળગી જવાનું છે?' એમ જો જરીકે ઉપેક્ષા કરી તો દૃષ્ટિથી પીધેલું વિષય વિષપાન મનમાં ચોટીને સંકલ્પમાં–સ્વપ્નમાં ખડું થશે. એથી જ વિદ્વાનો કહે છે:

मातृवत् परदारेषु यः पश्यति सपश्यतिः ।

ચક્ષુ એ મનની બારી છે અને દૃષ્ટિ એ દિલની પારાશીશી છે: ચંચળ સ્વભાવ અને મનસ્વી માનવીની નજર પણ ચંચળ અને વિહ્વળ હોય છે. એટલે વિવિધ વિષયેચ્છા કેટલીકવાર દેખેલાં દૃશ્યોથી દિલમાં-મનમાં પ્રવેશ પામે છે અને ત્યાં બીજરૂપે રહીને તે અંકુરને પામે છે, એટલે બ્રહ્મચર્યનું પાલન કરવા ઇચ્છતા બ્રહ્મચારીએ પોતાની દૃષ્ટિને પણ મર્યાદામાં રાખવી જોઈએ અને વિષયી દેખાવોથી બચવું રહ્યું. બુદ્ધિહીન પશુપક્ષીઓનાં કેટલાંક વિષયભોગ જેવાં આચરણો જાહેર રસ્તા ઉપર અને માનવીની હાજરીમાં થતાં હોય છે. કેટલીક વખતે જુવાન સ્ત્રી પુરુષનાં ગુહ્યાંગ ઉપર પણ માનવીની નજર જાય છે. અને બેધ્યાનપણે ખુલ્લાં અથવા અર્ધ ઢંકાયેલાં રહી ગયેલાં કામોત્પાદક અંગ ઉપર નજર જવાથી સહેજે જુવાન કુતૂહલવૃત્તિ ઉત્તેજાય છે! અને ધીમે રહીને તે કામેચ્છાના અંકુરોને જન્મ આપે છે. માટે તમારી નજર નિર્મળ હોવી જોઇએ અને તેને હંમેશાં કુદરતના સૃષ્ટિસૌન્દર્ય તરફ દિલદાર રીતે રાખવી જોઇએ. જગતમાં જોવા જેવું, જાણવા જેવું અને માણવા જેવું ઘણું ઘણું છે. ફળ, ફૂલ, વૃક્ષ, સરિતા, સરોવર, બગીચાઓ, ગિરિકંદરાઓ, તારામંડળ અને ચંદ્ર, સૂર્ય અને રાત્રિ, ઉષઃકાળ અને મધ્યાહ્ન, વર્ષા અને ઇન્દ્રધનુઃ—સૃષ્ટિના સર્જનહારે દૃષ્ટિને ભરી દે તેવું અનેકવિધ કલામય ભંડાર રચીને આપણી સામે મૂકેલ છે. તેમાં ઋતુના બદલા ટાણે એવા અદ્દભુત ફેરફારો થતા રહે છે કે તમે જોયા કરો, જાણ્યા કરો અને માણો. બુદ્ધિમાં સમાય નહિ તેવી કળા કરતી કુદરત તમારી સામે નાચી રહી છે, જો તમારે દૃષ્ટિને નિર્મળ અને તદાકાર સાત્ત્વિક ભાવથી ભરી દેવી હોય તો તમને આ વિશ્વના ભર્યાભંડારમાં જોવાનું ઘણું ય મળે.

માત્ર તમારી નજર તમારે કેળવી લેવી રહી. એના ખોરાક માટે નિશ્ચય કરેલો સાચો રસ્તો હોવો જોઈએ. તમારું દિલ તમારા હાથમાં હોય તો જ્યાં જ્યાં નજર કામભાવે ફરે ત્યાં ત્યાંથી ક્ષણાર્ધમાં તમે તેને સંકેલી લઈને સન્માર્ગે વાળી શકો છો.

સદ્‌ગુરુ શંકરાચાર્ય કહે છે:

**नारीस्तनभर जंघनवेशं दृष्ट्वा माया मोहावेशं ।**
**एतन मांस वसादि विकारम् मनसि विचारय वारंवारम् ॥**
**भज गोविंदं भज गोविंदं भज गोविंदं मूढमते ॥**

સ્ત્રીઓનાં અંગોપાંગો કામના સ્થાનરૂપ છે. તેનો સ્તનનો ભાગ અને જંઘા તથા નિતંબભાગ એ ઉપસીને ભરાવદાર બનેલ જોતાંની સાથે મનમાં કામવિકાર પેદા કરે છે. પરંતુ શંકરાચાર્ય મહારાજ કહે છે કે: "એતનમાંસવસાદિવિકારમ્" એ તો માંસ અને ચરબીથી બનેલાં પિંડો છે. એની તરફ દૃષ્ટિ ગયા પછી પણ હે માનવી! તું વિચાર કર તો જ તે તરફ તને વિકાર નહિ થાય. નહિ તો "દૃષ્ટ્વા" જોતાંની સાથે જ "મોહાવેશમ્" –મોહનો આવેશ પેદા કરનાર બનશે.

આપણી નજર–દૃષ્ટિ વિષે આપણે જાતે ખ્યાલ કરવો રહ્યો. રસ્તે ચાલતાં, જાહેર મેળાવડામાં, કોલેજમાં અને જ્યાં જ્યાં તથા જ્યારે જ્યારે નજર સામે ભરયૌવના–યુવતી–યુવાન નજરે પડે ત્યારે તમારી નજરને તમે ત્યાં માંડો છો?

અને જો નજર મંડાય છે તો તમે જુઓ છો તે વખતે તમારા દિલના ભાવોને તમે નાણી જોયા છે?

સુંદર યુવતીને જોયા પછી તમારા વિચારો એવા હોય છે કે

વાહ કેટલી સુંદરતા ! કેવું સરસ યૌવન ! એ મારી માતા હોય અથવા એના ઉદરમાંથી મારો જન્મ હોય તો હું કેટલો રૂપાળો સુંદર હોત–હોઉં !

અથવા–વાહ ! શું ઉં–ઉં–ઉં સુંદર–દિલભર ! આવી પ્રતિમા પ્રેયસી–પત્ની–માશુક હોય–હોત......

આવા વિચારો ઉઠે છે ? ઉઠતા વિચારોને તમે પકડ્યા–તરછોડ્યા છે ? તેની તરફ ગયેલી નજર અને એ નજરે ભરી દીધેલા મોહાવેશ તરફ તમને સાચા અંતઃકરણ પૂર્વક નફરત થઈ છે ? અને તમે તમારી એ નાપાક નજરને પેટ ભરીને ઠપકો આપ્યો છે ?

" શા માટે ?"

શા માટે શું ? તમે બ્રહ્મચારી છોને ? બ્રહ્મચારિણી છો ને ? અવિવાહિત હો ત્યાંસુધી તમે બ્રહ્મચર્ય પાળતા અને અને એ બ્રહ્મચર્ય પાળીને તમે તન–મનથી બલીષ્ટ અને પ્રભાવશાળી રહેવા માગો છો તે માટે.

તમને ખબર છે ? શાસ્ત્ર કહે છે કેઃ

मातृवत् परदारेषु यःपश्यति सपश्यति ।

એક સાંભળેલી હકીકત દૃષ્ટાંત રૂપે આપણા હિન્દની વિભૂતિ-સમા એક સાધુ પુરુષ વિષેની હું અહીં રજૂ કરું છું: એ સ્વામીજી વિષે વિશિષ્ટ માહિતી ધરાવનાર સજ્જનના મુખેથી આ હકીકત સાંભળી છે. એ છે સ્વામી વિવેકાનંદઃ

સર્વધર્મ પરિષદમાં તે અમેરીકા ગયા હતા. જગતના હરકોઈ ક્ષેત્રમાં સાચા પુરુષ જઈ શકે છે. તેને ભય શાનો કે કોનો હોય ?

धैर्य यस्य पिता क्षमा च जननी शांतिश्चिरं गेहिनी ।
सत्यं सूनुरयं दया च भगिनि भ्राता मनःसंयम ॥

शय्या भूमितलं दिशोऽपि वसनं ज्ञानामृतं भोजनम् ॥
एते यस्य कुटुम्बिनो वद सखे कस्मात् भयं योगिनः ॥

દેશ પરદેશના અનેક સાધુ મહંતો, પ્રોફેસરો, લીડરો અને વાક્છટા ધારણ કરીને સભાને શોભાવનારાઓ તથા પ્રેક્ષકો આ પરિષદમાં હતા. એમજ હિન્દનો આ અર્ધનગ્ન સાધુ પણ ત્યાં હાજર હતો.

મહા મહેનતે સાધુ પુરુષ વિવેકાનંદ સ્વામીને થોડીક મિનિટો આપણા અધ્યાત્મ-ધર્મ વિષે બોલવા માટે મળી અને એ મંચ ઉપર હજારો નરનારીની સન્મુખ હિન્દના સૂર્યસમા તેજસ્વી સિંહ, બ્રહ્મચર્ય અને ઓજસ્, પ્રતિભા અને અદ્વૈતભાવે ઓપતા, ચળકાટવાળા ભાલે ત્રિપુંડ્રની ત્રિવલ્લિથી અંકિત સ્વામીજી આવીને ઉભા અને અનેક નજરો એમની તરફ મંડાઈ. એમણે પોતાનું વ્યાખ્યાન શરૂં કર્યું:

" મારા આત્માનાં સ્વરૂપસમાં, સજ્જન નરનારી ભાઇઓ અને બહેનો !"

પોતાના સર્વવ્યાપી આત્માને વિષે એક ક્ષણ માત્રમાં સમાવી દીધેલા સભાજન, સભાધ્યક્ષ અને પ્રેક્ષકગણ-ભાન ભૂલ્યા અને મિનિટોની જ માત્ર ભાષણ માટે રજા આપનાર સર્વ કોઈ કલાકો વીતી જવા છતાં આત્મા અને તેના સ્વરૂપનું લક્ષવેધી મુગ્ધકર બયાન કરનાર સાધુ મહાત્મા સ્વામી વિવેકનંદની વાણી અને તેના દૈવી સ્વરૂપનું પાન કરતા રહ્યા.

અને પછી તો દરરોજ સભામાં સ્વામી વિવેકાનંદની મંત્રમુગ્ધ બનાવતી મધુરી વાણી અને તેમાં રહેલા આહલેકનો આદેશ ધરાઈને

પીવા આમંત્રણો આવતાં ગયાં, અને સ્વામીજી પણ આપ્યું ખૂટતું નથી એવા અજર અમર જ્ઞાનની સરિતા વહેવડાવતા ગયા.

અને સર્વધર્મ પરિષદના શ્વેતાંગી ગૃહસ્થો ઘેલા બન્યા, સ્વામીજીનાં જ્ઞાન, વાણી અને તેમાં રહેલા ચમત્કાર વિષે ત્યાંના ધર્મોપદેશકોને એથી ઈર્ષા જાગી સ્વામીજીની બઢતી જતી પ્રશંસાની અને એમના ગૌરવની, એમના ઉજ્જ્વલ અને ગૌરવભર્યા તેજસ્વી મુખમંડળની:

આવા સાધુની કીર્તિ અને પ્રશંસાને ઝાંખપ લગાડવા કેટલાકોએ મળીને પ્રપંચ રચ્યો અને એક કુશળ અતીવ સુંદર મુગ્ધા–ભરયૌવના સ્ત્રીને, સ્વામીજીને લલચાવવા અને લલચાવીને તેમનું પતન કરવા માટે મોટી રકમની લાલચ આપીને તૈયાર કરી. બીડું ઝડપનારી સ્ત્રીને પોતાના રૂપ, સૌંદર્ય અને છળ માટે અભિમાન હતું: "ઓહો, હિન્દના એ સાધુના શા ભાર છે ? મિનિટમાં એને હું બગલમાં લેઈ લઈશ !"

અને એવી તકને શોધતી એ રૂપજીવિકા એક વખત એકાંતમાં સ્વામીજીને મળી.

નયન પદારથ, નયન રસ, નયને નયન મિલંત,
અનજાણ્યાં સેં પ્રીતડી; પરથમ નેણાં કરંત ?

નેણાંની પ્રીત કરવા નયનો નચાવતી એ નારીનાં નયનો ઉપરથી સ્વામીજીએ ક્ષણાર્ધમાં જ તેને માપી લીધી, અને તેનો પરિચય આરંભ્યો.

જરીકે અકળાયા સિવાય દેહ, ઇન્દ્રિયો અને મનને અસ્પૃશ્ય રાખીને, પોતાની પાસે આવતી એ અમેરિકન રૂપગર્વિતા નાજનીની

સાથે ત્યાગમૂર્તિ દૃઢ સંકલ્પનિષ્ઠ બ્રહ્મચારી સ્વામી વિવેકાનંદ વાતો કરતા, હસતા, દેશવિદેશની વિવિધ ચર્ચામાં પોતાનું મંતવ્ય રજૂ કરતા. અણુગમો, તિરસ્કાર કે વક્રદૃષ્ટિ નજરમાં નહિ નિહાળતી એ નારી સમજતી થઈ કે બીજા માયિક માનવી—વિષય લોલુપ મરદની માફક સ્વામીજી પણ પોતાના રૂપ, લાવણ્ય અને અંગમરોડ તથા અભિનય ઉપર આકર્ષાતા જાય છે, અને જરૂર પોતે પોતાના કાર્યમાં સફળ બનીને મોટું ઇનામ મેળવશે તથા જે સમાજે પોતાને આ કાર્ય સોંપ્યું છે તેની પ્રીતિ સંપાદન કરશે!

સમય વહી રહ્યો હતો. એક સમી સાંજને ટાણે સ્વામીજી એકલા એકાંતમાં હતા તેવા સમયનો લાભ ઉઠાવી એ રૂપગર્વિતા નારી તે એકાંત સ્થળે જઈ ચઢી. માનવ આકર્ષણ માટે જેટલી કળા અને કૌટિલ્ય વાપરવાં જોઈએ એ સઘળા બાહ્યોપચાર સાથે કામને પ્રેરનારાં અનુપમ આભૂષણ અને વસ્ત્રો તેમજ સુગંધ અને પુષ્પો સાથે તે હાજર થઈ ગઈ.

આવા શાન્ત અને એકાંત સ્થળ અને સમયમાં તપસ્વી પુરુષો પોતાનો એકાંતનો સમય તત્ત્વચિંતન અને આત્મસ્વરૂપના નિરીક્ષણ માટે ચિત્તની નિર્વિકલ્પ સ્થિતિ લઈ બેઠા હોય છે, ત્યારે આ માયાનું માદું સ્વરૂપ અચાનક પોતાની આગળ આવેલું જોઈને જરીકે અશાંત બન્યા સિવાય સ્વામીજીએ તે યુવતીને આવકારીઃ 'આવો-બેસો.'

'જી' યુવતીએ સ્થાન લીધું.

'કેમ અત્યારે આવવું થયું?'

'સ્વામીજી! આજે આપની પાસે મારા બહુ જ અગત્યના મનોભાવને કહેવા આવી છું.'

'ભલે કહો, શો છે તમારો મનોભાવ?'

'સ્વામીજી! આવું તંદુરસ્ત મનને મુગ્ધ કરે તેવું રૂપાળું ગોરૂ તેજસ્વી આપનું સ્વરૂપ જોઈને હું ખરેખર મુગ્ધ થઈ ગઈ છું.

'સાચી વાત છે. મનુષ્યદેહ કદાચ કોઈ વખત ઉજ્જવળ અને સૌન્દર્યભર્યો હોય છે. કોઈ વખત તે કદરૂપો અને બેડોળ હોય છે. આત્માને રહેવાનું એ ઘર છે—મુસાફરોને ધર્મશાળાના ઓરડા માફક—પરંતુ શરીર ઉપરથી આત્માની તેજસ્વિતાનો તોડ કાઢી ન શકાય. ખરો પ્રકાશમાન એ તો આત્મા છે. એના પ્રકાશ અને ભવ્યતા આગળ વિનાશી દેહની સુંદરતા કીંમતી હોતી નથી' સ્વામીજીએ ઉચ્ચાર્યું.

"સ્વામીજી! આપ તો વિદ્વાન્ અને સાચા સાધુ પુરુષ છો. હજી અમે લોકો એ કોટિએ પહોંચ્યાં નથી, એટલે શરીરની સુંદરતા અને મોહકતા અમારા દિલને સ્પર્શી જાય છે. અને એ જ રીતે આજ તો તમારી પાસે એક યાચના કરવા આવી છું. તમે હિન્દુસ્તાનના સાધુઓ યાચકને પાછા વાળતા નથી એવી પરદુઃખભંજન તમારી ભાવના હોય છે એમ મે સાંભળ્યું છે. એટલે મને પણ નિરાશ નહિ જ કરો."

"નારી! માનવીની શક્તિ મર્યાદાહિત હોય છે. ઇશ્વર એક જ એવો સમર્થ છે કે જે હરકોઈના મનઃસંકલ્પને અને ઇચ્છાને તૃપ્ત કરી શકે. છતાં તમારી મારા પ્રત્યેની યાચના કહો. મારી શક્તિ મર્યાદા અને નિયમનું ઉલ્લંઘન નહિ થતું હોય તો હું તમને સંતોષીશ.'

'તો સ્વામીજી! હું તમારી સાથે પ્રેમ કરવા માગું છું. તમારો શરીરસંબંધ યાચું છું. આજે ઘણા દિવસથી તમારા સ્મરણમાં, તમારા રૂપમાં રચીપચી રહું છું. તમારા દેહસંગની લાલસા મને જલાવી રહી છે. પરંતુ તેની પાછળ મારા મનની કામના માત્ર એક જ છેઃ તમે કેવા સુંદર છો! અને તેવો જ તમારાથી થાય એ પુત્ર

તમારા સમો તેજસ્વી, બુદ્ધિમાન્, સુંદર અને દેશવિજયી નીવડે."

"ઓ મા !"

"સ્વામીજી !"

"મારા રૂપમાંથી, મારા દેહમાંથી, મારા જ્ઞાન, તપ અને વાણી-માંથી તમને આવું શોધવાનું મળી ગયું ! મારૂં રૂપ, મારો ગોરો અને લાવણ્યમય દેહ તમને બહુ ગમ્યો !. ઘણો સુંદર લાગ્યો ?'

"હા, જરૂર."

"અને એમાંથી તમને કામના જાગી મારા સરીખા પુત્રની પ્રાપ્તિ માટે ! પણ માતા ! પુત્રપ્રાપ્તિ માટે એ અનર્થ, એ અધર્મ, એ પતન, એ વ્યભિચાર, એ દુઃખ, અંધકાર અને રૌ રૌ નરક તરફ વળવાની શી જરૂર છે, માડી ?

"મળ-મૂત્ર, અશુચિથી ભરેલી ખાળકુંડી, એ હરદમ દુર્ગંધ ફેલાવતી દેહસંગની પતીત ક્રિયા અને તેમાંથી થયેલા બીજ સંપ્રવેશથી એ અંકુર ફૂટશે, બીજ રોપાશે, ફળ પ્રાપ્ત થશે. તેની શી ખાતરી ? સોએ નવાણું નિષ્ફળ બનતા; આવા કામપ્રયોગ તરફ વળીને અમે જેને પતનની ઊંડી ખીણ માનીએ છીએ ત્યાં સુધી જવાની કાંઈ જરૂર નથી.

' અને તમારી આકાંક્ષા તો માત્ર એ જ છે ને એક જ છે, એથી તમે આવું અપકર્મ કરવા એટલા માટે દોરાયાં છો કે માત્ર તમને મારા સરખો પુત્ર—રૂપાળો, તેજસ્વી, વિદ્વાન્ અને દેશવિજેતા, બુદ્ધિમાન બાળક જોઈએ છે, કેમ, એમ જ કે નહિ. ?

"જો, અમૃતનો ઘુંટડો હાથમાં ધારેલાં સુવર્ણપાત્રમાં મોજૂદ હોય, મા ! તો આપણે એ હળાહળ વિષથી ભરેલો સમુદ્ર શા માટે ઉલેચવા જઈએ અને એમાંથી અમૃત મેળવવાની આશા સેવીએ ?"

નિષ્કંચન હિન્દુસ્તાન જેવા ગરીબ અને પરાધીન દેશનો કાષામ્બર-ધારી, ભટકતો એક સાધુ અને તેના સંસ્કારો. તેનું જીવન અને ઘડતર, તેની વૃત્તિ અને આત્મા એ એક આધુનિક સંસ્કૃતિની ટોચે બિરાજતું અને સર્વોપરી પોતાને ગણાવતું; અમેરિકા જેવા દેશનું નારીજીવન બીજ લઈને પણ તેને પોષી શકશે, અને બાળક રૂપે પ્રગટાવીનેય પણ એનો ઉછેર તો આ ઉદ્દામના રાફડામાં અને તાડના વનમાં થવાનો છે ને ! એમાં આમ્રફળ કેમ કહેવાઈ નહિ જાય ? કાં નહિ સડે ? એની ખાતરી શી ? સૂર્ય અને ચંદ્ર, હીરા અને પ્રકાશ, આવરણોના આચ્છાદનથી આચ્છાદિત થઇને તેજ રહિત કોઇ વખતે બની જાય છે ના !

" આ સાત સાત સમુદ્ર ઉલેચીને, કેડી શોધી પોતાની વાંચ્છના સિદ્ધ કરવા કરતાં એક સહેલો અને સટ માર્ગ છે કે જે તમારી મનોકામના પૂર્ણ કરે. "

" કયો માર્ગ ?"

" મા ! એ માર્ગ તે હું જ તારો પુત્ર. આજથી તું મને તારો પુત્ર સમજી લે. હું અમેરિકાવાસીઓને જણાવી દઉં : મારી માતા—માતા......મા આ છે.

" તું ગર્વ લે, ઇશ્વરી સૃષ્ટિની પ્રકૃતિ ! કે વિવેકાનંદ જેવો પુત્ર આજે તને પ્રાપ્ત થાય છે. તારા દેશમાં એકઠા થયેલા વિવિધ દેશના, વિવિધ ધર્મના આચાર્યો અને મહાપુરુષો કે જેઓ નિર્ણય કરવા ઇચ્છા રાખે છે કે આ જગતમાં સર્વશ્રેષ્ટ ધર્મ કયો ? એ સમાજમાં આ તારા પુત્રે સનાતન ધર્મ, માનવપ્રેમ અને આત્મપ્રાપ્તિનો દૈવી સાચો સંદેશો આપી, દિગ્વિજય કર્યો છે, અનેકના આત્માની અંદર સ્નેહજ્યોતની દીપમાળ પ્રગટાવી છે એવો એક હિન્દનો

સાધુ વિવેકાનંદ આજે તને માતા તરીકે—મા રૂપે સ્વીકારે છે. પ્રસન્ન થા, મા ! તારી કામુક મનોભાવના, તારી તિરછી અને લોલુપ નજર, તારાં વિલાસી નયન સંકેલી લે અને પુત્ર પ્રત્યે જે અમીભરી આંખો અને આંખનું વહાલ વહેતું હોય છે એ વહેવડાવી અભિષેક કરીને પધારો મા ! તમારી માયા મને સ્પર્શ કરી નહિ શકે."

કામી આંખના જાદુઈ મારથી સહવાસ સાધવા છતાં બચી જવાના દાખલા વિરલા પુરુષોના જ નોંધાયેલા હોય છે. અને સ્વામી વિવેકાનંદ જેવા વિભૂતિસમા મહાપુરુષો જ એ નજરનો માર ઝીલીને એને અમૃત બનાવી શકે અને કામુક નેણુને માતૃભાવમાં ફેરવી શકે. એમ કવિ કહે છે—

" નારી નયનના નેહમાં કહો કેટલા ડોલ્યા નથી ?
જગ પોષતી સંહારતીમાં કેટલા ડોલ્યા નથી ?
પ્રભુતા ભર્યા કૈં નરસિંહો બ્રહ્માંડને ડોલાવતા,
એ સ્ત્રીરૂપી હરણી પૂંઠે દોડયા અને હાર્યા નથી ?
કોટિ શરોને સાંધતા જે હાથ ના થાકયા હતા.
અબળાતણા હસ્તોમહીં સબળા બન્યા સૂણ્યા નથી.

[ મુફલીસ ]

અલબત્ શ્રીમદ્ રાજચંદ્રજી જેવા તત્ત્વચિંતક મહાપુરુષ કહે છે:—

" નીરખીને નવયૌવના લેશ ન કામવિકાર,
ગણે કાષ્ટની પુતળી તે ઇશ્વર સાકર: "

પણ આપણે આપણા મનની અને મન સાથે દોડતી આંખની પરીક્ષા કરો. કાષ્ટની પુતળી—નારી—પુતળી ( સુંદર સ્ત્રીનો ફોટો ) જોઈને ય કેટલીક વખત મનની ચંચળતા અનુભવીએ છીએ, તો

પ્રત્યક્ષ સ્ત્રીદેહ અને સ્ત્રીનાં અંગોપાંગ-એની તરફ, વારંવાર નિર્દોષતા સચવાયા વગર નજર અટક્યાળાં કરતી રહેતી હોય તો તેમાંથી બચવાને નજર ઉપર નિયમન મૂકવું એ જ બ્રહ્મચર્યપાલનમાં ઉપયોગી બનતા સ્થૂળ નિયમો પૈકીનો એક અતિ જરૂરી નિયમ છે.

## નિર્મળ વાણી અને પવિત્ર શરીર

બ્રહ્મચર્યના પાલન માટે આપણે જેમ આંખ અને નજરને પવિત્ર અને નિર્મળ બનાવવાની જરૂર જોઈ ગયા એ જ રીતે તમારે તમારી વાણી–ભાષા તરફ પણ પૂરેપૂરું હરવખત લક્ષ રાખવાનું છે.

બોલવું-બોલાવવું અને આપણો વહેવાર કરવો એમાં માનવી માત્રને ભાષાની જરૂરી પડે છે. બાળકો બોલવા શીખે છે અને એમનો વાણીનો વ્યય શરૂ થાય છે. સંસારના રંગ તરંગો તેમજ પ્રપંચની ગુલાંટો શીખતાં પહેલાં અને એની અસર થતાં પહેલાં બાળકોની વાણી જુઓ–સાંભળો, અને પછી એનામાં આવતી જતી સ્વાર્થબુદ્ધિ, એને થતો જતો વિવિધ માનવીઓનો સંસર્ગ અને ચડતો જતો ભાષા ઉપર ઓપ અને બદલાતા જતા વળાંકોને જુઓ–સાંભળો.

હરેક માનવીઓમાં આ રીતે વાણી વળાંક લેતી જાય છે અને ભાષાની વિવિધતા ઉપરથી માનવીના હૃદયંગમ ભાવનું આપણને પ્રત્યક્ષ દર્શન થાય છે.

શાંત, ઉદ્વેગી, કજીયાખોર, નીતિપટુ, અભ્યાસી, આર્ત, જિજ્ઞાસુ, કામી, ક્રોધી, લંપટ, લાલચુ, પ્રમાદી અને ધર્મીષ્ટ : આવા મનુષ્યોને આપણે પ્રથમ તો એની બોલવાની કળા અને બોલાયેલા શબ્દોના વળાંક અને તેની પાછળ રહેલા ભાવથી ઓળખીએ છીએ

અને તેને અંગે તેમના વિષયમાં ખાતરી કરવાનો પ્રયત્ન કરીએ છીએ.

કેટલાક વહેવારમાં રીઢા બનેલા માનવીઓ પોતાની સ્વતંત્ર અને ટેવાયેલી ભાષામાં પણ સમય અને સંજોગોને અનુસરીને નાટકી ઢબે ભાવના અને રસના સાથિયા પૂરી શકે છે.

આંગણે આવેલા ગ્રાહકને પ્રસન્ન કરતી વેશ્યાની વાણી, અથવા રતનપોળની ચમકતી દુકાન અંદરની બત્તીના અજવાળે સાડીનું પોત બતાવી મીઠું મીઠું મરકતો હોઠ અંદરની બત્રીસી બતાવતો અને "તમારા ઘરની જ દુકાન છે ને" એમ વારંવાર કહેતો અને ઘડી ઘડીમાં, પ્રેમના ભારથી જાણે ટુક ટુક થઈ જતો એ કાપડીયાનો સેલ્સમેન ! તથા હજારો હરિજન–ભક્તજનની સભામાં ધર્મનો ઉપદેશ આપી, ભક્તિમાં લીન થઇ જવા સબોધતો કથાકાર, કે મંચ ઉપરથી બગલાંની પાંખ જેવાં કપડાં પહેરી દેશ માટે મારી ફીટવા સંબોધી રહેલો કોઈ દેશનેતા !

આ અને આવા બધાની ભાષા–વાણી સાંભળી તમે મુગ્ધ–ફીદા બનો છો–ઓવારી જાઓ છો, પણ તમે રખે માનતા કે તેઓની એ સ્વતંત્ર અને રોજની ભાષા હોય. એ તો એમની નાટકી વાણી છે. હા, એટલું કહી શકાય કે એમણે એમની સમય જોગ વાપરવાની વાણીનાં અનેક વખત પુનઃ પુનઃ 'રિહર્સલ' કરી, શબ્દોના સાથિયા પૂરવાની કળા સાધ્ય કરી છે. પરંતુ તેઓ અને તે બધા જ્યારે એ પાડનો ઉતાર અનુભવતા હોય ત્યારે તમે એમના સંસર્ગમાં આવો અને એમને સાંભળો.

કબૂલ તો તમે પણ કરશો કે માનવીની જીભ એ મૈત્રી અને વૈર કરાવે છેઃ પ્રેમ અને તિરસ્કાર જ–માવે છેઃ આદેશ અને ઉપદેશ માનવી પોતાની જીભથી આપે છે. વિનય અને વિવેકનાં વસ્ત્રો વાણીને બાલ્યકાળથી જ સજાવી દીધાં હોય, શુદ્ધતા અને

સ્પષ્ટતા રૂપી એને આભૂષણો આપ્યાં હોય અને કટુતા, તિરસ્કાર, બિભત્સતારૂપી એના દેહ ઉપર લાગેલા મેલ-આવરણને દૂર કરી દીધેલ હોય, વાણી ગંગાના નીર જેવી, વિદ્યુતના પ્રકાશ જેવી ચમત્કાર અને વળી શરદની પૂર્ણિમા જેવી આહ્લાદજનક બની શકે-તેને બનાવી શકાય.

જુવાની એ જેમ કેટલાયે ભયસ્થાનોની ભેખડો સાથે અથડાનારી અવસ્થા છે, એવી જ રીતે એક વાણીરૂપી ભયસ્થાન સાથે જુવાની અથડાઈ પડે છે.

આજનાં જુવાન-જુવતીઓને-મને ખ્યાલ છે ત્યાંસુધી-વાણી ઉપર જોઈએ તેવો ચોકીપહેરો અને સમજભરી સ્વચ્છતા હું નથી જોઈ શકતો.

વિવિધ મશ્કરીઓ ઠઠ્ઠા, બનાવટ, લહેકા અને વિના કારણ વિસંવાદ જન્માવનાર વાર્તાલાપો, બહુધા જુવાન ભાઈઓ તરફથી થતા જોવામાં આવે છે.

વાર્તાલાપોમાં નહિ સમજાય તેવા વિષયની ચર્ચામાં શંકા ઉદ્ભવે અને તેનું સ્પષ્ટીકરણ કરાવવાની ઈંતેજારી હરેક યુવાનમાં કે યુવતીમાં હોય એ પણ બનવા જોગ છે. પરંતુ જ્યારે કેવળ શંકાશીલ વૃત્તિ, કુતૂહલ, ખેલવાની આદત અને સામા પાત્રને બનાવટભરી રીતે મજાકથી ઉતારી નાખવા ખાતર જુવાનવર્ગ તરફથી થતો વાણીનો વ્યભિચાર જોવામાં આવે છે ત્યારે સહજ થઈ આવે છે કે એક તો આ પરદેશથી આવેલી કેળવણીનો મહિમા છે અને કાં જુવાનોએ માની લીધેલો વાણીસ્વાતંત્ર્યતો અધિકાર અને એ અધિકારના ઓઠે આવી ગયેલી સ્વછંદતાનું આ પરિણામ હોય.

હા, માણસ માત્રને બોલવાનો અધિકાર છે. પરંતુ ડાવકાઈ

ભરી રીતે, જેમાં વ્યંગોક્તિ, તિરસ્કાર કે અપમાનિતભાવના દોષો ન હોય એવી પ્રિય અને સત્ય તથા ઇંતેજારી પ્રગટ કરતી, વિવેક અને સંયમભરી વાણી જુવાનોના મુખમાં વસી હોય અને એની ઉપર જ્ઞાન તથા વિદ્વત્તાનું મિશ્રણ થયેલું હોય તો તે કેટલું પ્રિય લાગે? શાસ્ત્ર કહે છે:

"सत्य वद प्रियं वद, सत्यं चाप्रियमावद।"

એક કવિ કહે છે:—

"કાગા કાકો ધન હરે કોયલ કાકો દેય ?
મીઠા બચન સુનાય કે જગ આપનો કર લેય."

આ તો જાણે સામાન્ય વાણી અને ભાષા, તેથી ઉચ્ચતા અને વાસ્તવિકતા સંબંધમાં આપણે થોડોક વિચાર કર્યો. પણ એથીયે આગળ વધીને જુવાનોને કાનમાં કહેવા જેવી એક બાબતમાં કહ્યા વગર રહી શકાતું નથી. એ બાબત છે—અશ્લીલ ભાવ, બિભત્સ રસ અને બિભત્સ યા અશ્લીલ વાણી સંબંધમાં: બિભત્સરસ જો કે છે તો આદિથી–બીજા રસોની સાથે પ્રગટ થયેલો, અને તેનો એક હળવો પ્રકાર પણ છે કે જેને વૈખરી વાણી કહેવામાં આવે છે.

જુગજૂના વખતથી આ કલંકિત ભાષાને સમાજના ક્ષેત્રમાંથી નિર્મૂળ તો નથી કરાઈ શકી. અને બહુધા ક્રોધાતુર માનવીઓ ગાલીપ્રદાનમાં એનો આવેશપૂર્વક ઉપયોગ કરી લે છે, એ બિભત્સ ભાષાનો જ્યારે આપણો સંસ્કારી અને શિક્ષિત યુવાનવર્ગ વાત-વાતમાં હાસ્ય–મશ્કરીમાં કે પછી, પોતાની હકીકતને જુસ્સાપૂર્વક વ્યક્ત કરવામાં ઉપયોગ કરે છે, ત્યારે ઉતરેલો અને વાસી અન્નનો કોળિયો મોઢામાં મૂકતાં આપણને જે અણગમો પેદા થાય છે અને

આપણને તેને થૂંકી નાંખવાની ઇચ્છા થઈ આવે છે તેવી જ સ્થિતિ આ વાણીમાં–જુવાનોની વાણીમાં વસેલી વૈખરીના અતિરેકથી થાય છે.

બ્રહ્મચર્યનું પાલન કરતાં યુવાન–યુવતીને પોતાના અને પરના કલ્યાણ ખાતર આવી તિરસ્કારેલી અને સભ્ય સમાજે નિંદનીય ગણેલી વાણીથી વેગળાં રહેવું જોઈએ. કામુકભાવ અને જનનઅવયવોનાં રૂપકોનું જેમાં વર્ણન થતું હોય, જેને લોકો “ભૂંડું” અથવા “ભુંડાળુ” કહે છે અને સ્વચ્છ ભાષામાં-બિભત્સ વાણી કહેવામાં આવે છે અને અને જે વાણીનો ભોક્તા બહુધા પુરુષવર્ગ બનતો રહ્યો છે તથા જે વાણી ધીરે ધીરે જુવાન માનસને અસંયમ તરફ દોરી જનારી બને છે, તેવી વૈખરી ભાષા બોલવામાં અને સાંભળવામાં સીધું નહિ તો આડકતરું જોખમ સમાયેલું છે, તે તરફ જુવાન વર્ગનું લક્ષ ખેંચવું પડે છે.

તમે વાણી ઉપર સંયમ અને વિચાર રાખી, ધારો તો અનેક રીતે મિત્રો સાથે આનંદ કરી શકો અને કરાવી શકો; અને તે તો વાણી વ્યક્ત કરવાની તમારી કળા અને છટા ઉપર આધાર રાખે છે.

કદાચ બિભત્સ વાત કે એવા કટાક્ષથી થોડીક મિનિટો તમે તમારા વર્ગના જુવાનોમાં ઉપરછલ્લું હાસ્ય ફેલાવી શકશો, પણ ચોક્કસ માનજો કે તમારી એ ભાષા અને એ કટાક્ષથી આનંદિત થતા તમારા જ મિત્રોમાં તમારે માટે ઉચ્ચ વિચારો નહિ બંધાય. એ સાથે પણ નિશ્ચય માનજો કે વાતવાતમાં નર્મ–વાણીમાં બિભત્સભાવ રેલાવતા રહેશો અને કામુક હકીકતો રજૂ કરતા રહેશો તો એ જ મિત્રો તમારા ચારિત્ર્ય સંબંધમાં શંકા કરતા બનશે અને તમે ભાવિષ્યમાં સભ્યસમાજમાં નહિ ખપી શકો.

પરલોકવાસી કવિશ્વર દલપતરામ કહે છેઃ—

" મૂરખ મિત્રો મળી, ગાળ દઈ ગમ્મત કરશે,
મારી પરસ્પર લાત, વાતમાં મશ્કરી કરશે."

આવી સાદી છતાં સચોટ શિખામણયુક્ત કવિતાઓનો અત્યારે નાશ થઇ ગયો છે, પણ એની પાછળ રહેલો મહાન હેતુ ભૂલવા જેવો નથી.

બીજી એક બાબત એ પણ ધ્યાન ખેંચવા જેવી છે કે જો તમોને જુવાન અવસ્થાથી જ ભાષા ઉપર સંયમ રાખવાની આદત નથી અને તમે એ ધરી લીધેલા વળાંક તરફ વાણીને વહેતી કરતા જ રહ્યા છો તો પછી તમારી જીભ એ માટેની વ્યસની બની જ જવાની.

હું એવાં અનેક પુરુષોને અને સ્ત્રીઓને ઓળખું છું કે જેમની વાણીમાં ચોક્કસ પ્રકારના દોષો એમના જીવનકાળની શરૂઆતથી જ લાગી ગયેલ! એ તો કબૂલ કરવું જ રહ્યું કે એ દોષો એમના સંસ્કાર, સહવાસ અને વર્તુળના સીંચેલા હશે અને પછી તે ધીરે ગાઢ બનીને તેમના સ્વભાવમાં ઓતપ્રોત થઈને તેમણે વાણી સાથે મૈત્રી કરી દીધેલી.

પરંતુ એવા કટુભાષી, વ્યંગમાં જ વાત કરનારા અને ઇચ્છા હોવા છતાં પણ જીભને નહિ સુધારી શકનાર માનવીમાં અનેક ગુણો હોવા છતાં માત્ર વાણીના દોષ—માત્ર વાણીના દોષ માત્રથી જ એમની પ્રગતિ અને એમનું સ્થાન ઊંચું નહિ લાવી શકેલા અને કેટલેક સ્થળે તેઓને માત્ર વાણીદોષના પ્રતાપે જ અપ્રિય અને અળખામણા બની બેસતા જોયેલા છે.

આપણો સઘળો વહેવાર, ધંધો, રોજગાર અને પ્રવૃત્તિ—એ બધાનો મુખ્ય આધાર વાણી ઉપર રહેલો છે અને આંગ્લ રાજ્યના હિંદ ઉપર આધિપત્ય પછી તો હાલસુધી કેવળ વાણી, ભાષા અને વિચારોને વ્યક્ત કરવાની શક્તિ એ જ સબળ મુખ્ય સાધન ગણાતું આવ્યું છે, અને આજસુધી આપણું શસ્ત્ર વાકયયુદ્ધ રૂપે જ ચાલૂ છે.

રાજ્યપલટો થઇ રહ્યો છે અને થશે. છતાં એ—વાચા, એ તો આપણા સંસારનો—સમાજને વહેનારૂં વાહન રહેશે જ. એટલે જુવાન વર્ગને હું સંબોધું છું: "બિરાદરો ! તમારી જીવનયાત્રાની શરૂઆતમાં જ તમે તમારી ભાષા—વાણીને સંભાળો."

હું એમ કહેતો નથી કે તમે શરમાળ બનો, ઓછું બોલો અથવા સામેથી ચાર વખત તમને બોલવાને અવકાશ તો યે તમે થોડુંક જ બોલીને બંધ રહી જાઓ, અથવા જરૂર હોય અને અનિવાર્ય તમારી વાણીને વહેતી કરવાને માટે માર્ગ સ્વચ્છ પડયો હોય ત્યારે પણ તમે નવોઢાની માફક થોડું બોલીને શરમના શેરડા મોઢા ઉપર આણી મોઢું ફેરવી લ્યો ! એમ કોઇ પણ ન કહે—ન જ સૂચવે.

આવી રીતે વર્તવાથી તો તમે તમારી જાતને, તમારી વિદ્વત્તા અને તમારા વિચારો વ્યક્ત કરવાની શક્તિને, તમારા બંધાતા જતા ઊંચે જવાના માર્ગને સ્થંભાવી મૂકશો; અને તમારી જાતને એક એવા અજુગતા પિંજરામાં બાંધી લેશો કે પછી તમે કોઇ સ્થળે કશો માર્ગ નહિ જ કરી શકો.

તમે જાણો છો? જાણતા જ હશો. આપણા વકીલ અને બેરીસ્ટરો કોર્ટમાં કેસ જીતી જાય છે અને ધીખતો ધંધો કરી શકે છે. તેમની એ શક્તિ માત્ર એમની વાણી અને એ વાણી દ્વારા પોતાના મંતવ્ય છેક ન્યાયાધિકારીના દિલ સુધી સ્પર્શ કરાવવાની એમની વાણીની શક્તિ છે.

અને એવી શક્તિના પ્રતાપે આપણા દેશનેતાઓ, એમના વિચારો સાથે દેશના મોટા વર્ગને ઘસડી શકે છે, એ જ શક્તિથી વેપાર કરનારા ઉદ્યોગપતિઓ વેપારમાં સારો વકરો કરી જાય છે. એને એ જ શક્તિ રૂપાંતર પામીને પરદા ઉપર કામ કરતાં નટ નટીઓ પ્રેક્ષકોનાં મન રંજન કરી શકે છે.

જેણે વાણીને નિખારીને સ્વૈચ્છિક ભાવવાળી બનાવવાની કળા હસ્તગત કરી છે અને તેની સાથે સાથે જેઓનો આદર્શ ઉંચો હોય છે, જ્ઞાનનો ભંડાર અને વિવિધ વિદ્યાની કુશળતા મેળવી હોય, એ કુશળતા સાથે જેમની વાણી–સરસ્વતી બની, ક્ષણે ક્ષણે સહાય આપતી હોય છે એવા માનવી માત્ર પુરુષ નથી રહેતા પણ મહાપુરુષો બની જાય છે. સામાન્યમાંથી મહાન્ બને છે. એવી વાણી ધરાવનાર માનવીને ખારા સમુદ્રમાં યે મીઠી વીરડીઓ આવી મળે છે. એ પોતાના જીવનનું નવસર્જન તો કરે જ છે, પરંતુ જગતને પણ આદેશ આપી પોતાનું જીવન સફળ–ધન્ય બનાવે છે.

આપણા કવિવર ટાગોર, આપણા પૂજ્ય મહાત્મા ગાંધીજી, આપણા કાકા કાલેલકર આપણા કવીશ્વર દલપતરામ, યુગકવિ નાનાલાલ નવલકાર કનૈયાલાલ મુનશી અને સુધારક કવિ નર્મદ જેવા અનેક મહાપુરુષોએ એમનાં વાક્–વીણાના નાદે કેટલાયે ગહન માર્ગનાં અંધારાં ઉલેચીને પ્રકાશ પાથરી આપ્યો છે, અને એમણી વાણીરૂપી સુવર્ણશલાકાથી આપણાં નેત્રોને ઉન્મિલન કરીને આપણાં ચર્મચક્ષુ મિટાવીને દૈવી ભાવો આપ્યા છે.

ઓ મારા હિંદના નવજુવાનો ! તમારી વાણી એ માર્ગે જાઓ કે જે બીજાનાં દુઃખ, સંતાપ અને બંધનોનો નાશ કરી, દિવ્ય પ્રકાશ અર્પે.

(૧) વસ્ત્રપરિધાન

બ્રહ્મચર્ય સાથે સંબંધ ધરાવતી નજર–દષ્ટિ અને વાણી સંબંધમાં આપણે આગળ વિચાર કરી ગયા છીએ.

હવે સાદાઈ–સાદાં વસ્ત્રો અને પહેરવેશ વિષે હું અહીં જણાવીશ.

વસ્ત્ર પહેરવા પાછળ ત્રણ ઉદ્દેશ અથવા હેતુ રહેલા છેઃ (૧) શરીરને ઢાંકવું–શરીરનું તાપ, ટાઢ અને વરસાદથી રક્ષણ કરવું. (૨) ઢાંકવા જેવાં અંગ–ઉપાંગોને વસ્ત્રાચ્છાદિત બનાવીને મનુષ્યદેહની મર્યાદાનું રક્ષણ કરવું (૩) સભ્ય સમાજમાં સુસજ્જ વસ્ત્રપરિધાન કરીને, 'જેન્ટલમેન' માનવી તરીકે ગણના કરાવવી.

ઉત્તરોત્તર ત્રણે ઉદ્દેશ જરૂરી છે, અને સમજી–વિચારી, એનો ઉપયોગ કરવામાં આવે તો વસ્ત્રપરિધાનનો હેતુ સચવાઈ શકે છે.

અત્યારે તો હિન્દુસ્તાનમાં વસ્ત્રપરિધાનની બાબતમાં અનેક વર્ગો પડી ગયા જણાય છે. પ્રાંતવાર જુદા જુદા પ્રકારના પહેરવેશ જેમ હયાતી ધરાવે છે તેમ ઉપર પ્રમાણે પહેરવેશના જુદા જુદા પ્રકાર જોવામાં આવે છે. અંગ્રેજી ઊંચી કેળવણી પામેલો વર્ગ જેમ હેટ–સૂટ અને નેકટાઈથી જુદો પડી જઈને પરદેશીઓની ચાલે ચાલતો અને પોતાને "રીયલ જેંટલમેન" માનતો–મનાવતો નજરે પડે છે. તેમ ચોપન ઇંચનો ડગલો, કસીને કાછડી બેસી, કેલીકોની મર્સરાઇઝડ ધોતી અને બાટા કંપનીના ચમકતા સ્લીપર તથા બનાતની ટોપીથી વેપારી દેખાતો માનવી પણ જુદો તરી આવે છે. વસ્ત્રો પહેરવાં એ માનવી માટે ખરેખર શું જરૂરી છે? અને વસ્ત્ર પહેરવાની જરૂરિયાત પ્રાચીનકાળથી કેવા પ્રકારે શરૂ થઈ તે બાબત જાણવા માટે આપણે જરી પ્રાચીનકાળના ઈતિહાસમાં ડોકિયું કરવું પડશે.

બાઈબલના યાહુદી પુરાણમાંની (જૂના કરારમાંની) એક કથા જણાવે છે કે દેવે પ્રથમ પુરુષને બનાવ્યો અને પછી સ્ત્રીને બનાવી. શરૂઆતમાં નગ્ન રહેતા અને 'લજ્જા' જેવું તેમને હતું જ નહિ. કાંઈક કાળે સેતાને સર્પ બની સ્ત્રીને જ્ઞાનવૃક્ષનું સુંદર ફળ દેખાડયું. તે જોઈને સ્ત્રીએ તે ફળ તોડીને ખાધું અને તે પછી તેની સાથે તેનો વર હતો તેને પણ આપ્યું. તે તેણે ખાધું, ત્યારે તે બન્નેની આંખ ઉઘડી ગઈ અને તેમણે જાણ્યું કે આપણે નગ્ન છીએ!

અને ત્યારે બન્નેએ અંજીરનાં પાતરાં શીવીને પોતાને સારૂ આચ્છાદન બનાવી શરીર ઢાંકવાનું શરૂ કર્યું!

પ્રાચીનકાળના આદિ માનવી સ્ત્રી અને પુરુષ નગ્ન રહેતાં, વનમાં ફળફૂલ ખાતાં—એમને વસ્ત્ર પહેરવાની જરૂર નહોતી લાગતી. વસ્ત્ર જેવી વસ્તુની શોધ પણ નહોતી થઈ. પોતાની આસપાસનાં હવા, પાણી, ખોરાક અને વાતાવરણને અનુસરીને એ નગ્ન રહેવાને ટેવાયેલાં હતાં. આજે નગ્ન દશામાં જે લજ્જાનો અનુભવ થાય છે તે લજ્જાનો જન્મ પણ તે કાળે નહોતો થયો. કારણ કે તે કાળે વનવાસી પશુ-પક્ષીઓ કરતાં વધુ કામવાસનાનો વિકાસ માનવીમાં થયો નહોતો:

પણ એ પ્રકૃતિની ગોદમાં રમતાં માનવીકુળોમાં જેમ જેમ પ્રકૃતિમાંથી સંસ્કૃતિ કહો કે વિકૃતિનો આરંભ થયો, તેમ તેમ પ્રકૃતિથી એ દૂર દૂર ભાગતાં ચાલ્યાં. એમનો આહાર જે માત્ર પકવ ફળ અને કંદ—મૂળ આદિ રૂપે આહાર હતો, તેમાં વિકૃતિએ પ્રવેશ કર્યો અને માનવીએ અગ્નિની સહાય લીધી. તે આહારના પદાર્થને રાંધવા લાગ્યો. એ રાંધેલા આહારમાં એને સ્વાદ લાગ્યો અને ધીરે ધીરે કૃત્રિમ સ્વાદ ઉમેરાતો ગયો, અને એ રીતે માનવી પ્રકૃતિની ગોદ છોડી દૂર હડતો ગયો તેમ તેમ તેનું શરીર ટાઢ, તડકો અને પર્જન્યધારા સહન કરવાને અસમર્થ બનતું ચાલ્યું અને પછી એને શરીર ઢાંકવા માટે વસ્ત્રની અને નગ્નતા ઢાંકવાને આચ્છાદનની

જરૂર લાગી. એણે પશુનાં ચામડાંનો વસ્ત્ર તરીકે ઉપયોગ શરૂ કર્યો, ઝાડનાં પાન અને છાલનાં આચ્છાદાન બનાવ્યાં. આચ્છાદનને અંગે સમગ્ર દેહનાં અંગોથી અમુક અંગને જુદાં પાડી, એને આચ્છાદન દ્વારા ગુપ્ત અંગ બનાવી દીધાં અને પછી માનવીઓમાં વાસના—કામવાસનાની ચિનગારી પેટાવી દીધી.

પરંતુ અત્યારે પણ એ પ્રકૃતિની ગોદમાંથી બહુ છેટી નહિ પડેલી એવી માનવજાતિ હયાતી ધરાવે છે. જે જાતિને આપણે સંસ્કૃતિ નહિ પામેલા માનવીઓ—જંગલી, અજ્ઞાન જાતિ માનીએ છીએ. એવી વનવાસી પ્રાકૃત જાતિઓ આજે પણ આપણે શોધવા નીકળીએ તો બ્રાઝીલમાં ઓસ્ટ્રેલીઆનાં જંગલમાં કે આફ્રીકાનાં ગાઢ જંગલમાં નગ્ન દશામાં મળી આવે.

અમેરિકાની દક્ષિણ દિશામાં "તેરાહલફુવેગા" નામનો ટાપુ છે. એ ટાપુ ઉપર હરહંમેશને માટે અસહ્ય ઠંડી રહ્યા જ કરે છે, છતાં એ પ્રચંડ ઠંડી વચ્ચે માનવીઓ કેવળ નગ્ન દશામાં—નગ્ન હાલતમાં ત્યાં રહે છે.

ત્યાં સ્ત્રીઓ અને પુરુષો છે, તેઓ સ્ત્રી—પુરુષસહવાસ ધર્મને અનુસરે છે, પ્રજા પણ થાય છે. ઊંચેથી બરફ વરસતો હોય નગ્ન દેહ ઉપર, પણ માતા બાળકને ધરાવતી જાય છે અને પોતાના સ્તન ઉપર અને કોમળ ગણાતા શિશુ ઉપર વરસાતા વરસાદ તથા બરફના અગ્નેન હાથથી લૂછતી જાય છે. એ હૃદયને સ્તંભાવી દે તેવી કાતીલ બરફ વરસતી ઠંડી એ નારીનાં સ્તનમાં દૂધના પ્રવાહને નથી સ્તંભાવી શકતી. નગ્ન દેહવાળી એ નારી પ્રકૃતિની ગોદથી એટલાં વિમુખ નથી બન્યાં કે જેટલાં આપણે સંસ્કૃતિધારકો બન્યાં છીએ.

પોલીનેશીયા દ્વિપમાં હજી નગ્ન રહેવામાં ત્યાંના લોકો લજવાતા નથી. છતાં ત્યાં રહેવાનાં ઝુંપડા તો બાંધવામાં આવે છે અને ઝુંપડામાં કુટુંબના સઘળાં માણસો નગ્ન હાલતમાં વસવાટ કરે છે. ત્યાં એક જ ઝુંપડીમાં સઘળાં સ્ત્રી પુરુષો નગ્ન હાલતમાં સાથે જ

સુએ છે. ઉત્તર અમેરિકાની એસ્કીમો જાતિમાં તો ધર્મશાળા જેવા સહીયારા ઘરમાં બસો ત્રણસો સ્ત્રી—પુરુષો નગ્ન સુએ છે. એ સર્વે વનમાં રહેનારી પ્રજા અભ્યાસથી ગમે તેવાં ટાઢ—તડકો, વરસાદ સહન કરતાં શીખી ગઈ છે અને આ રીતે પ્રકૃતિની નજીક રહેવાથી એમનામાં કામવાસનાની ભૂખ ભરખ કરવાના માર્ગે વધી નથી ગઈ અને એથી એમને આંખ ઉપર વાસનાના પડળ રૂપે શરમનાં ચશ્માં હજી સુધી નથી ચડયાં.

પૂર્વ આફ્રિકામાં વિક્ટોરિયા ન્યાઝા સરોવરની ઈશાન ખૂણે ત્યાંની એક જંગલવાસી જાતિ છે, એ પ્રદેશ ઉપર કહેવાતા સુધરેલા દેશો ( ઈંગ્લાંડ અને હિન્દુસ્તાન )ના અવરજવરના કારણે તથા વસવાટના કારણે તેમના માર્ગ ઉપર આવતા પ્રદેશના માનવીઓ થોડાંક વસ્ત્રો વીંટતાં શીખ્યાં છે, પરંતુ ત્યાંથી થોડે દૂર ગાઢ જંગલમાં જઈને જુઓ તો નગ્ન અવસ્થામાં રહેવામાં જ માનવીઓ આનંદ માને છે. છતાં ત્યાંની પ્રજા લગ્ન-ધર્મને માનનારી છે અને વ્યભિચારનું નામોનિશાન જોવામાં નથી આવતું, તેમજ દેહનાં સઘળાં અંગોને સમાન નજરથી નિહાળવામાં આવે છે, એમની નજરે ગુપ્ત અંગ અને અગુપ્ત અંગ જેવું કશું છે જ નહિ. ને સાથે એમનાં કામવાસના પણ અતિ મર્યાદામાં છે.

પ્રાચીન અને અર્વાચીન કાળની હકીકતનો—વિચાર કરતાં માનવશરીરના રક્ષણ માટે શીત, આતપથી બચવા માટે શરીરને વિવિધ વસ્ત્રની જરૂર છે, અથવા મર્યાદા ગુપ્તઅંગના આચ્છાદન માટે વસ્ત્રની જરૂર છે એમ જે આજે આપણે અનિવાર્ય વિષય તરીકે માની બેઠા છીએ તે કેવળ સત્ય છે અથવા અનાદિ કાળથી તેને કોઈ સત્ય વસ્તુ તરીકે માની શકાય નહિ. ખરી રીતે માનવીએ પ્રકૃતિથી વિમુખ બનવા જેટલો પંથ કાપ્યો તેટલો જ એને અન્ય પદાર્થો, સાધનો અને બાહ્યસહાયતાની જરૂર પડવા માંડી અને માનવી પરાવલંબી, નિઃસહાય અને આધાર વગર જીવી નહિ શકનાર બન્યો અને કૃત્રિમતા વધતી ગઈ.

એને વનસ્પતિનાં છાલપાંદડાં શરીર ઢાંકવા ઓછાં પડ્યાં અને એણે પશુઓને મારીને તેનાં ચામડાંથી શરીર ઢાંકવા માંડ્યું.

સ્ત્રી જાતિને આ જુદા જુદા રંગરૂપવાળાં અને મુલાયમ ચામડીવાળાં પશુઓનાં ચામડાં ગમ્યાં અને તેને પહેરવામાં આનંદ પડતો ગયો તેમ પુરુષ સંવનનથી રીઝાવાતી રાણીની મનોકામના પૂરણ કરવાની ખ્વાહિશ જાગી અને પુરુષે મૃગીઆ કરવા માંડ્યા. મૃગીઆ શિકારનું યથેચ્છ ભોજન પકવવા માંડ્યું જંગલમાં વગડાઉ બીજોનાં સ્વાદ ચાખી ઉમેરવા માંડ્યાં, અને એથી સ્વાદની લોલુપતા વધી. વિવિધ જનાવરોના સુકોમળ દેહનાં રૂપાળાં સુંદર ચામડાના પહેરવેશની એને લગની લાગી.

"અરણ્ય કાણ્ડ" માં સીતાજી રામને કહે છે: "ઓ સ્વામી–આજાનબાહુ રામ! જુઓ, જુઓ પેલો સુવર્ણમૃગ કેવો સુંદર છે! એ મૃગને હણીને તેનું સુવર્ણમય ચર્મ મને લાવી આપો હું એ સુંવાળા મૃગચર્મને સાદડી ઉપર પાથરીને તમારી પાસે બેસીશ."

અને આ રીતે આચ્છાદનમાં સુંવાળપ રંગ અને રૂપ સાથે વિવિધ રંગ બેરંગી વનફૂલોનું અનુસંધાન નારીએ ધારણ કર્યું અને એ દીપી ઉઠી. નરને એ નારી ગમી. અને જરૂરી જણાતાં આચ્છાદનમાં રંગ, રૂપ, કુમાશ ને કલાએ પ્રવેશ કર્યો, અને માનવકુલ હતું તેથીયે દૂર પ્રકૃતિની ગોદથી દૂર દૂર હડસેલાયું.

ત્યાંથી પણ ન અટકનાર માનવીઓનાં ચામડાનાં રંગ રૂપ તથા ફૂલોનાં રંગ–રૂપને પોતાના શરીર ઉપર ધારણ કરવાની લગની લાગી. અને એણે વનસ્પતિઓની જાત જાતનાં ફૂલ, કળી પત્તી, મૂળ ઉદાવ્યાં, છૂંદ્યાં અને ભિન્ન ભિન્ન આકાર દેહ ઉપર આકાર્યાં પણ એ રંગરૂપ અને આકાર કાયમ ન રહે–રહેતા એ એને ન ગમ્યું અને એણે આકારોને કાયમ કરવા છૂંદણાં છુંદાવાની શોધ કરીને છુંદાવ્યાં. પુરુષોએ પણ આને સાથ આપ્યો અને કૃત્રિમ શોભાના રવાડે એ પણ ચડવા લાગ્યો.

એ રીતે વલ્કલ, છાલ અને ચામડાં પહેરતાં પહેરતાં, કપાસ હાથ આવ્યો અને એને વણવાની કળા લાધી.

કપાસમાંથી વસ્ત્ર બનાવવાનો અને પહેરવાનો છંદ શરૂ થયો. તેમાં પણ રંગની ઉણપ લાગી અને રોજ બ રોજ નવા રંગે રંગવાની અને એમાં આછી ભાત પાડવા તરફ માનવીની વૃત્તિ વળી ગઈ અને વસ્ત્રની વણાટકળામાં વિકાસ વધ્યો, છતાંયે શરીરને રંગ ચઢાવવાનો સ્ત્રીઓનો મોહ ઘટયો નહિ. અવનવા રંગ અને ભાતના સાળુ ચણીયો અને ચોળી હોવા છતાંયે ચાંલ્લા, કાજળ, પફ, પાઉડર, મેંદી અને છૂંદણાં ચાલતાં જ રહ્યાં-ચાલતાં આવ્યાં છે.

અને આ વિકાસ વધ્યો ખરો, પરંતુ તેમાં જરૂરિયાત કે દેહા-ચ્છાદનનો હેતુ તો બાજુ ઉપર રહી ગયો. તે જગ્યાએ શોખ, સારૂં દેખાવું, ટાપટીપ, છેલબટાઉપણું વધ્યું. માત્ર પોતાની લાજ ઢાંકવા પૂરતાં, રક્ષણ કરવા પૂરતાં જે વસ્ત્રો હતાં ત્યાં વિલાસે જગ્યા રોકી લીધી. રૂપાળું દેખાવું અને બીજા માનવીને આકર્ષક થવું એ દૃષ્ટિ પાછળથી અભિરૂચી બની ગઈ અને વસ્ત્રોમાંથી તેના જુદા જુદા ઘાટ શરીરને બંધ બેસે તે રીતે તૈયાર થવા લાગ્યા.

વેદમાં **સૂચિ મૂરિજ** જેવાં વાકયો છે, **સૂચિ**–સોય અને એ ઉપરથી સાઇ–દરજી. **મૂરિજ** કાતર, આ સાધનો ઉપલબ્ધ હતાં. વૈદક પુરાતન ગ્રંથ સુશ્રુત પાતળે દોરે સાંધણ કરવાનું બતાવે છે. એટલે આ સાંધાનો અને તેનો ઉપયોગ કરનાર દરજી–ધંધા–કાર્ય ઉપરથી જુદી જાતિ તરીકે હયાતીમાં આવ્યા.

શરૂઆતમાં તો શરીરને વીંટાળીને વસ્ત્રનો ઉપયોગ થતો હતો પણ એમાં અગવડતા જણાઈ. કટિપ્રદેશનું કપડું વીંટાળી ઉપર મુંજ અને દોરડાથી તાણી બાંધવા કરતાં પોતાની મેળે ત્યાં બંધન થઈ રહે એવી ઇચ્છા જન્મતાં દરજીએ બુદ્ધિનો ઉપયોગ કર્યો અને ધોતી માંથી સુરવાળ, સુરવાળમાંથી લેંઘો, પાટલૂન, ચડ્ડી, સુધી આવી પહોંચ્યું; અને સ્ત્રીઓને માટે ચણીયો–ઘાઘરો અને ચણીયા–ઘાઘરામાં

પણ ઘેરદાર—ખૂબજ ઘેર. પછી ફુલ અને ઝાલર, પછી ફટ અને વિવિધ ફટ, ઉપર મોર, કોયલ અને ઢેલનાં રેશમ કે સુતરાઉ દોરાથી, રંગીન ઊનથી ચિત્રો દોરાયાં કંપીલાનાં રંગબેરંગી ચિત્રો ઉડવા લાગ્યાં અને જોનારની નજર આછીપાતળી સાડી કે ઓઢણાની આરપાર કેમે કરીને એ ઘાઘરાનાં વિવિધ ચિત્રો ઉપર પડે, એવો ખ્યાલ આપે, આકર્ષણ વધે, એ જ માત્ર ભાવ સિવાય કોઈ સાચો હેતુ વસ્ત્રપરિધાન કે તેની કળામાં રહ્યાં નહિ.

આવા ભાવો શરૂઆતમાં તો નર્તકી નૃત્યપ્રસંગે ધારણ કરતી હતી. એનો તો માનવસમૂહ—નરજાતિને પોતાની તરફ આકર્ષવાનો—ખેંચવાનો હેતુ હતો, પરંતુ એની જન—મનરંજન કરવાની કળાએ ધીરે ધીરે સમાજમાં પણ પ્રવેશ કર્યો; સારા સારા ઘરની સ્ત્રીઓ પણ પતિનું મન રંજન કરવાની શરૂઆતમાં ઈચ્છા રાખીને ધીરે ધીરે અનુકરણ કરવા લાગી. પરંતુ એ પતિની પ્રસન્નતાની અભિરૂચીનું ધ્યેય વેગળું જતું રહ્યું. પછી તો એને સમાજમાં—સમૂહમાં રૂડું–રૂપાળું દેખાવાનું—આકર્ષણ કરવાનું મન થઈ આવ્યું અને એણે દોટ મૂકી પતિની અનિચ્છા કે અરૂચી પણ એની વસમી દોટને નિવારી શકી નહિ.

પુરુષવર્ગ પણ વસ્ત્રના આ પ્રકારે થતા વિવિધ ઉપયોગ માટે કંઈ પાછળ તો નથી જ રહ્યો. અથર્વ વેદમાં રેશમી ઝભ્ભાને **તાર્પ્ય** અને જૈમિની બ્રાહ્મણમાં ઊનના કુડતાને **શામૂલ** કહીને સંબોધેલ છે. કાલિદાસની શકુંતલા વનાશ્રમી હોવા છતાં યે **कंचुकी** પહેરતી હતી એમ કાવ્ય નિર્દેશ કરે છે. જામા અને પાયજામાનો છૂટથી ઉપયોગ મોગલના સામ્રાજ્ય વખતે થતો હતો. માત્ર જામાની કસ હિન્દુઓ જમણી બાજુ બાંધતા, જ્યારે મુસલમાનો ડાબી બાજુ બાંધતા; અને અકબરશાહ બાદશાહના વખતમાં વસ્ત્રપરિધાનની કળા, વસ્ત્રો ઉપર વિવિધ રંગો અને સોનેરી રૂપેરી તારોની ગૂંથણી શરૂ થઈ ગઈ હતી.

કાપડું, કબજો, ચોળી અને કંચુકીની શરૂઆત ઘણા વખતથી થઈ ગઈ હતી. સ્તનપ્રદેશ ઉઠાવદાર લાગે એ માટે કસકસાને

બાંધવા તરફ નારીસમૂહની વૃત્તિએ વેગ લીધો. આ તરફ નરભ્રમરની નજર મંડાય તે ખાતર સ્તનપ્રદેશના મધ્ય સ્થળે ફૂલ અને બુટ્ટાઓ ભરવામાં અને ફોરવામાં મણા ન રાખી. આજે પણ એ કળા બરડા અને ગિરનારના ડુંગરોની આસપાસ વસતી રાવકા, રબારી, ભરવાડ, આયર અને ચારણ જાતિમાં છે. તે જાતિની સ્ત્રીઓને તમે ભરત ભરેલાં અને આપ ચોઢેલાં, ઉદરને ઢાંકતાં, પાલવવાળાં કાપડાં પહેરેલાં જુઓ તો જણાઈ આવે.

પરંતુ પશ્ચિમની હવા અને કેળવણીથી રંગાયેલા માનવીને આ બધું જૂનું લાગવા માંડ્યું અને એથી જૂનામાંથી એમણે જે નવું સર્જન કર્યું તેમાંયે વસ્ત્રનો મૂળ હેતુ તો રહ્યો જ નથી. તેમાંયે આકર્ષણ અને વિલાસ, શોખ અને મોહ—એ મુખ્ય બની ગયાં અને જુદા જુદા રંગ (કલર)ના મિશ્રણોથી તૈયાર થતાં વસ્ત્રો પરદેશીઓએ આપવા માંડ્યાં. દેશનો વસ્ત્રનિર્માણનો ઉદ્યોગ ખીલતો ગયો, પરદેશથી યંત્રો આવ્યાં, મીલો ઊભી થઈ અને એ મીલોએ જાતજાતનાં વસ્ત્રો કાઢવા માંડ્યાં. માનવીની વિલાસપ્રિયતાએ એને અપનાવ્યાં અને માનવની રૂચીને પોષીને એ ઉદ્યોગોએ દોટ આરંભીઃ રંગ–રસાયને એને મદદ કરી, અને પ્હો ફાટતાં ગઈ કાલની ડિઝાઈન આજે જૂની બની ગઈ! નવું લેટેસ્ટ સ્ટાઇલનું કાપડ લાવો–કાઢોઃ જોઇએ તો નવાં યંત્રો, નવા કારીગરો, નવા રંગ–રસાયનશાસ્ત્રીઓ વસાવો પણ માનવીના અભિરૂચીને સંતોષો! આમ મર્યાદા વગરની પ્રગતિને હદ ન રહી, લાલસાનો અંત ન આવ્યો, રુચીનો છેડો ન દેખાયો, શોખને સીમાબંધન ન રહ્યું—ઉચ્છૃંખલતાએ માઝા મૂકી.

અને શહેરોમાં તો ગૃહિણી, અને માતા, પુત્રી, ભગિની, ભાર્યા સન્નારીઓ—લગભગ સર્વ બહેનો (અપવાદ સિવાય) વસ્ત્રપરિધાનની બાટને બેફામ અને બેલગામ બનાવી, વારાંગનાની વેશભૂષાએ ઓપતી બનવા લાગી, અને એ પહેરવેશમાં પણ જ્યારે સિનેમા જગતની અભિનર્તકીઓએ સાથ આપ્યો અને એ સાથ, એ હાવભાવ, ચાલ

અને નખરાં, વિવિધ અભિનય, દેહ શૃંગારનું નખશિખ અનુકરણ થઈ ગયું, એટલે તો નારીજગતમાં મૂગા રહી નિહાળ્યા કરવા સિવાય કહેવાનું કે કથવાનું બાકી ન રહ્યું.

પરંતુ આ વસ્ત્રો, રંગની સજાવટ અને વળી બારીક મુલાયમ આરપાર દેખાય તેવાં વિવિધ જાતનાં વસ્ત્રો તેની સીલાઈ કટ, નાજુકતા અને ઢાંકવા લાયક અંગનુ પ્રાગટ્ય— આ બધાંએ મળીને એક ભયાનકતા સર્જી દીધી, એક વિનાશકારી ધોધને વહેતો કરી દીધો. જીવનસાફલ્યમાં એક ચિનગારી ચાંપી દીધી. **વાસનાની–કામો ત્તેજનાની :** જુવાન માનવીઓની વાસનાને અને ઉત્તેજનાને બહેકાવવા માટે વસ્ત્રો–અવળે રસ્તે વહી રહેલ વસ્ત્રો અને તેના પરિધાનના મોજશોખે ઘણું નુકસાન સર્જ્યું છે અને જેને કળા અને સજાવટે સમજણ વગરનાં શરીર ઉપર પહેરવામાં આવતાં વસ્ત્રોના દબાણે "**યૌવનનાં ભયસ્થાનો**" ભયંકર રીતે અનેક દિશામાં ઉભાં કર્યાં છે.

અવિવાહીત, અભ્યાસકાળ, વિદ્યાર્થી અવસ્થા કે જે અવસ્થામાં વીર્યરક્ષા અને બ્રહ્મચર્યનો ઉદ્દેશ ભરેલો છે અને જેને નજર સામે રાખીને વિદ્યાર્થી અવસ્થામાં કટિમેખલા, કોપીન અને મૃગચર્મ, ઉપરિય વસ્ત્ર ધારણ કરીને એ યૌવનકાળ નિર્ગમન કરવાનો રહ્યો છે, તે જ અવસ્થામાં આ વસ્ત્રની સજાવટ, આ દબાણો આ મોજશોખ અને આ છેલબટાઉપણું, આ વિવિધ જાતનું, કેવળ ઓપવાની ખાતર થઈ રહેલું નિર્માણ ક્યાં જઈને અટકશે?

દેશ, કાળ, હવા પ્રકૃતિ, દૃષ્ટિબંધ પ્રદેશનોય આજે ખ્યાલ નથી, આજે અર્થશાસ્ત્રની મર્યાદાયે નથી. આજે દેશની સંસ્કૃતિ તરફ મીટ માંડવાની પડી નથી, બસ. શોખ, દેખાવ, હાવભાવ અને આકર્ષણ!

પરંતુ આ જનસમુદાયનાં વહી રહેલા—વિમાર્ગે વહી રહેલાં–ધોધમાર નીરને નિહાળ્યાં અને એ અસભ્યને જગાવતા કોઈ પ્રાચીન વેદકાળના મહર્ષિ સમા અવધૂત યોગીઓ–કોઇ મંત્રદૃષ્ટાએ, મહાપુ-

રુપે આગ ચોકારી " થંભી જાઓ ! તમારી આ ભભકતી વાસના આ મોજશોખ, આ રંગરૂપ અને તમારા આ છેલબટાઉ માનસે દેશને પરાધીન કંગાળ, દુઃખી, પરાવલંબી અને પદદલિત બનાવ્યો છે. હવે આગળ વધતા અટકો અને જુઓ : આ દેશનાં સર્વ સંકટને વિદારી સાચા તેજનો પ્રકાશ પાથરનાર, સાત્ત્વિકતાના ઓવારે તેને લઈ જઈને નિર્મળતાના નીરે નીખારતો, મહામંત્ર સમો—હ્યો, આ રેંટીયો ! સ્વચ્છ, શ્વેત ખાદી ધારણ કરો અને દેહ પર લાગેલા મલીનતાના મળને દૂર કરો. આવો, અપનાવો, નિરખો અને તમે નિર્ણય કરો—અનેક પ્રકારે વધી ગયેલા અને અસાધ્ય થઈ બેઠેલા મહા વ્યાધિનો ! અને તે માટે માત્ર આ એક મહામંત્રસમો અમોઘ ઔષધિરૂપ રેંટીયો અને ખાદી સ્વીકારો અને ફેંકી દો સઘળાં પ્રપંચો; પછી જુઓ એ તન અને મનનાં અનેકવિધ સંકટો અને યાતનાઓથી તમારૂં રક્ષણ કરશે–તમારો સર્વપ્રકારે ઉદ્ધાર કરશે. તમે માનવમાંથી દાનવ બનવાના માર્ગે જઈ રહ્યા છો તેને બદલે સાચા દેવ બનશો !"

પુરુષોત્તમ મોહનની એ પરાવાણીઃ ખાદી ધારો. રેંટીયો ફેરવો સ્વાવલંબી બનો, યંત્રવાદને જતો કરો અને એ રીતે દેશનાં કરોડોનાં નાણાંને બચાવો, શ્વેત ખાદી પહેરી, સાત્ત્વિક મનોવૃત્તિ કેળવો એથી રાજસ–તામસ ઓછાં થશે, ઇંદ્રિયો કાબૂમાં રહેશે અને મોહ –રાજસવૃત્તિ ઓછી થવાથી ઈંદ્રિયોનો આપમેળે નિગ્રહ થશે.

આ રીતનો દેશના ખૂણે ખૂણે પૂજ્ય મહાત્માજીનો અવિરત નાદ–ગરીબો અને નિરાધારોની રોટી સંપાદન કરવાનો રેંટિયો અને ખાદીનો સાદ હિન્દના એકથી બીજા છેડા સુધી પહોંચી ગયો છે, છતાં એની જેટલી સરસ અસર થવી જોઈએ તેટલી થઈ નથી. થોડાક સિદ્ધાંતવાદી માનવીઓ ખાદીધારી અને રેંટીંગના ઉપાસક બન્યા છે. અને બીજા થોડા માનવીઓએ તે ચીલે ચાલવાની ખાતર ઔપચારિક રીતે ખાદી રેંટીયો અપનાવ્યાં છે. દેશમાં એની સાચી

અસર સર્વવ્યાપી બને ત્યારે ખરી અને એ બનશે ત્યારે આ દેશ ઘણી રીતે સુખી હશે અને એમાં "યૌવનનાં ભયસ્થાનો" માંહેનું એક સ્થાન બિલકુલ નાબૂદ થયેલું હશે.

પહેરવેશના ઢંગ સંબંધમાં દેશ, રૂઢિ અને પ્રણાલિ ઘણા વખતથી ચાલી આવે છે.

કાશ્મીર તરફ ઠંડી વધુ પડતી હોવાથી શાલ અને ઊનનાં વસ્ત્રો ત્યાં વધુ વપરાય છે અને બીજા પ્રાંતોમાં શિયાળાની ઠંડીથી બચવા ઊનનાં ગરમ વસ્ત્રો પહેરે છે. મોટા લોકોમાં વિલાસની ખાતર રેશમી અને જરીભરતની સાડીઓ અને શેલાંઓ વાપરે છે. બ્રાહ્મણ જાતિએ ઊન–રેશમ જેવાં પ્રાણીના બાલ અને કોશેટા—લાળમાંથી બનતાં વસ્ત્રોને વધુ પવિત્ર માન્યાં છે, અને વનસ્પતિમાંથી પેદા થતું સુતરાઉ કાપડ અપવિત્ર ગણ્યું છે અને તે વારે વારે અપવિત્ર થઈ જાય છે, એવું માને–મનાવે છે. શરૂઆતમાં તો આ પવિત્ર કે અપવિત્ર વસ્ત્ર માનવાની પાછળ ગમે તે શુભ હેતુ–ઉદ્દેશ અથવા તત્ત્વ પડ્યું હશે, પરંતુ આજે તો માત્ર ઊન અને રેશમનાં વસ્ત્ર ધારણ કરવાથી પવિત્રતા સચવાય છે એવો દેખાવ કરનાર કેવળ દંભને પોષતા હોય એમ જ લાગે છે, સાચી પવિત્રતા અને તેની પાછળની ભાવનાનું સત્ય તો વિસ્મરણે ચઢી ગયું છે. માત્ર ચાલતો ચીલો અને એ અર્થે દેહને પોષવા સિવાય તત્ત્વ જેવું જરીયે જણાતું નથી. છતાં આ ઊન અને રેશમનાં વસ્ત્રો પ્રાચીનકાળથી હિન્દમાં શરૂ થયાં છે. "હ્યુએનસંગ" (ચીનવાસી) આ દેશનો પ્રવાસ કરી, એ વિષેનું વર્ણન લખતા સૂતરનાં, રેશમના અને ઊનનાં વસ્ત્ર હિન્દીઓ પહેરે છે એવો નિર્દેશ કરે છે.

બાણકવિ "હર્ષચરિત્ર" સુતર, ઊન, રેશમનાં વસ્ત્રો સર્પની કાંચળી જેવાં બારીક પવનથી ઊડી જાય તેવાં અનેક ઇંદ્રધનુષ્ય જેવાં વિવિધ રંગે ઓપતાં વિવિધ જાતનાં હોવાનું વર્ણન કરે છે.

આપણે ઊનનાં વસ્ત્રો આગળ પહેરતા એ વાત સાચી, પરંતુ

ઠંડા મુલકનો વધુ વપરાશ ઊનનાં વસ્ત્રોનો જોઈને એમનું આપણે અનુકરણ કરતા થયા. એ જ રીતે યુરોપદેશવાસીઓ તંગ કપડાં પહેરી, આ દેશમાં આવતા થયા. તેમની પાસેથી તંગ પાટલૂન, બ્રીજીસ આપણે ત્યાં આવ્યાં. ભીડાભીડ કેડ, સખત બૂટ અને તેની અંદર પાછાં ચપોચપ મોજાં પહેરી, તસતસીને દોરી બાંધતા થઈ ગયા. વળી એ પહેરવેશ એટલો સખત, એટલો અક્કડ, એટલો ટાઈટ, બનતો ગયો કે આપણે આપણું સ્વસ્તિક આસન કે પદ્માસન (નિરાંતની પલાંઠી) વાળવાનું પણ ભૂલ્યા, અને ખુરસી ઉપર મોભના ઘોડા જેવા અક્કડ ને અક્કડ બેસવાનું શરૂ થયું. આ ગરમ મુલક-ઉષ્ણ કટિબંધ પ્રદેશ કે જ્યાં ઘણું કરીને બદન ઉપર ખુલતાં વસ્ત્રો વધારે પહેરવાની જરૂર છે, જે દેહ અને દેશને એ ઢીલાં અને ખુલતાં વસ્ત્રો વધારે અનુકૂળ છે જે દેશના મહર્ષિઓ એક વસ્ત્ર પહેરી, એક વસ્ત્ર ઓઢી, નિરોગી અને નિર્વિકારી રીતે સો વરસનું આયુષ્ય નિરાંતે ભોગવતા, તે દેશની આબોહવામાં આ તંગ પહેરવેશે શરીર ઉપર બંધનો વધારી દીધાં, ફેફસાં ભીંસાય, પૂરતો શ્વાસે ન લઈ શકાય, પેટમાં દુંટી સુધી દમ ન તાણી શકાય એવાં પાટલૂન અને કમરપટ્ટા, જેકેટ અને ઉપર નેકટાઈનો ગળે ફાંસો, કોટનાં બટનની ભીડ અને પગમાં બૂટની દોરીની તંગ હાલત! બળદને સાંતીડે જોડયા પછી નાથ, મોયડા અને રાશથી તાણી બાંધી, પરોણાનો માર અને આરના ઘોડાથી જેમ "હો મારો બાપો...હો." કરતો ખેડૂત હાંકે છે, એમ આ યુરોપના વતનીઓએ આ સુધરેલા જગતનાં માનવીઓ એવા તો તાણી બાંધ્યા છે કે એમને પોઝીશન ખાતર આ બિચારા શરીર ઉપર અઢારભાર વસ્ત્રોની સજાવટ કરવી પડે છે. ભલેને પછી અકળામણ થાય, મૂંઝવણ થાય! ઉનાળામાં તોબાહ તોબાહ થતું હોય પણ પોઝીશનમાં ધોબો નહિ પડવા દેવાની ખાતર એમનાથી હેટ-સૂટ વગર બારણાંની બહાર ડોકિયું થઈ શકે નહિ.

પણ હવે બઈ કાલનું આ પોઝીશન આજના પ્રભાતે બળ-

આમણું બનતું જાય છે. આજે તો હંસની પાંખ જેવાં શ્વેત ખાદી ધારણ કરેલા ઝભ્ભા, મજાની ગાંધી ટોપી અને અને ખાદીનાં ધોતિયાંથી ઓપતો, ખુલતા ડ્રેસે જનમનમાં પ્રવેશ કરી, માન મેળવતો સમુદાય—ગણ આજે આગળ આવતો જાય છે. ગઇકાલની વસ્ત્રની વિવિધ પરદેશની સજાવટ જેને જેંટલમેન ગાનગામાં ખપાવતી હતી, એ ભાવના ઓસરતી જાય છે, અને અમારી પણ એ સલાહ છે કે આજનો નવજુવાન, દેશ અને દેહના કલ્યાણની ખાતર, જુવાનીમાં વીર્યરક્ષાની ખાતર, સ્વતંત્ર હિન્દની આર્થિક સુધારણાની ખાતર અને ગરીબ દેશના રોટીના પ્રશ્નને પહોંચી વળવાની ખાતર પરદેશની પહેરવેશની નીતિને તિલાંજલિ આપે, ખોટા મોહને છાંડે, દેખાવ કરવાના—વિવિધ વસ્ત્ર પરિધાનના મોહને જતો કરે અને હાથથી કાંતેલા વિશુદ્ધ સૂતરમાંથી નીપજાવેલી શુદ્ધ ખાદીનાં સુંદર અને શ્વેત વસ્ત્રો ધારણ કરીને દેશને પોતાનાં કાર્યોથી શોભાવે.

એ દિવસો પૂરા થયા છે કે તમારી ઉંચી કેળવણીનો દેખાવ તમો પેંટ–સુટ નહિ પહેરો તો નહિ દીપે!

એ સમય ચાલ્યો ગયો છે કે તમારો ડ્રેસ આંગ્લ રૂઢિ પ્રમાણે નહિ હશે તો તમે કોર્ટ, કચેરી મેળાવડા અને સભા—મંડળોમાં પ્રવેશ કરતા છોભીલા બની બેસશો, આજે સમય પલટાઈ રહ્યો છે અને આજે હિંદની આઝાદી આવી ચુકી છે. ઘણાં વર્ષો થયાં આ સંસ્કૃત દેશ ઉપર પરદેશીઓના પડછાયાએ આપણને ઘણા વિપથગામી બનાવી દીધા છે અને આપણી દૃષ્ટિમાં ભ્રમ પેદા કરી દીધો છે. તેને છાંડી મનને સાત્વિકભાવે ભરવા માંડો અને પાછા વળો.

મનને સારૂં લાગે તેનો વિચાર કરવાને અમે રોકી શકતા નથી. પણ દેશને જે સારૂં સમાજને જે સારૂં, લાગે તે આપણને પણ સારૂં લાગવું જોઈએ. સારૂં કઇ રીતે, કેમ લાગે તેનો વિચાર કરવા, ઊંડા ઉતરવા થોભવું જોઈએ.

જુવાન અને જુવતિ, અવિવાહિત અવસ્થામાં તમારા મનને

ચંચળતાના ઘોડે નહિ ચઢાવતાં. વીર્યરક્ષાની ખાતર બ્રહ્મચર્યપાલનની ખાતર પણ વસ્ત્રપરિધાનની બાબતનો વિચાર કરવા માટે અમે તમને રોકીએ છીએ.

જુવાનો ! કેટલી વખત તમે પહેરો છો એ વસ્ત્રોના ઢંગ વિષે વિચાર કર્યો છે ? જુવાન વિદ્યાર્થી ખૂબ જ ખુલતો લેંઘો પહેરી ચાલતી વખતે, કન્યાઓ. જેમ ચણીયાને એક હાથે ઉંચકી પગલાં જોતી ચાલે છે તેમ ! આવા જુવાનોનો આ વસ્ત્રાભિનય ખરેખર ખેદ ઉપજાવનારો નથી લાગતો ?

કેટલીયે વખત લેંઘો અને ટેનીસ પહેરી, માથાની સરખી સેંથી પાડી, મારગ વચ્ચે ગણીને પગલાં ભરતાં નવયુવાનને હું જોઉં છું ત્યારે મને વિચાર આવે છે કે ઉછરતા નવયુવાનની શી આ ચાલ, આ વસ્ત્ર, અને આ વસ્ત્ર સાથે અભિનય ! એ વિવેકયુક્ત છે ખરો ? તેમને ગમે છે, એટલે તેઓ એમ કરે છે, પરંતુ એમનું ગમતું એ શોભાયુક્ત છે ખરૂં ?

આપણે આગળ કહી ગયા છીએ કે વસ્ત્રપરિધાનની પાછળ જે હેતુ તરફ નજર રાખીને આપણા દેશ અને આપણી આબોહવા તરફ નજર કરીને વસ્ત્રપરિધાન માટે નિર્ણય કરવામાં આવે એ જેટલું જરૂરી છે તેટલું જ જરૂરી યુવાનો અને યુવતીઓને પોતાની યૌવન-રક્ષાની ખાતર સાદાં, સ્વચ્છ અને મનને ખાસ કરીને ઉશ્કેરે નહિ અથવા બીજાને સુંદર લાગવાં છતાં ખોટું આકર્ષણ ઉપજાવનાર ન બને તેવાં વસ્ત્રો તરફ કાળજી રાખવી એ યૌવનના ભય સામે રક્ષા મેળવવાના એક સાધન સરખું છે.

સ્ત્રીઓ માટે વસ્ત્રો એ દેહ ઢાંકવા ઉપરાંત કુલવતી સ્ત્રી તરીકેનું એનું વ્યક્તિત્વ ઠીક રીતે દીપી ઉઠે એ રીતે જ્યાં સુધી પહેરે ત્યાં સુધી એના તરફ વધુ પડતી લોકનજર ઉડીને પછડાતી નથી, પરંતુ જ્યારે એ એક સુઘડ અને કુલવતી નારી કરતાં આગળ વધે છે અને એના પહેરવેશમાં ટાપટીપ અને અક્કડાઇ સ્થાન લે છે એટલે જોના-

રની નજર વધુ પડતી એની તરફ મંડાય છે.

આજે હજારોની સંખ્યામાં જુવાન બહેનો રોજ ને રોજ જે રંગપલટો કરે છે. વસ્ત્રો અને આભરણમાં રોજ બ રોજ થતું રૂપાંતર આપણે નિહાળી રહ્યા છીએ તે શાને માટે ?

એનો જવાબ એક કારણમાં નહિ આપી શકાય. તેનાં ત્રિવિધિ જુદાં જુદાં કારણો છે.

(૧) દેખાદેખી, અનુકરણ કરવાનો મોહ અથવા એક પ્રકારની મેલછા.

(૨) બીજાની નજરે પોતાના અંગોપાંગોને આકર્ષક અને સુંદર દેખાડવાની દિલના ઉંડે ખૂણે પડેલી તાલાવેલી તથા સ્વજાતિમાં સ્પર્ધા.

(૩) પુરુષને પ્રસન્ન કરવા પુરુષને મોહ ઉપજાવવા અને પોતાની તરફ આકર્ષવા—લલચાવવાની વૃત્તિ: આ સિવાય પણ–બીજાં નાનાં નાનાં, ઘણાં છૂપાં કારણો છે, પણ મુખ્યત્વે ઉપર બતાવ્યાં તે જ કારણોને લઈને આજે અનિચ્છનીય રીતે જુવાન કન્યાઓમાં રંગપલટો અને વેશપરિવર્તન થઈ રહેલાં છે અને આ વસ્ત્રોના મોહ તથા સ્પર્ધા, આ વિવિધ રૂપાંતર પામતા જતા પહેરવેશ અને તેને ધારણ કરવા ખાતર આપવા પડતા સિલાઈના અજુગતા ખર્ચા પાછળ કેટલાયે કુટુંબોની દળી મહેનતની મજૂરી વાસ્તવિક જીવનની જરૂરીયાતો પાછળ નહિ વપરાતાં આ રીતે રોજ ને રોજ કેવળ મોહ અને દીપાવા પાછળ ખર્ચાયે જાય છે. બહેનોને આપણે એક વખત એમના આ વેગે વધતા જતા રૂપ રંગ અને આભરણ પલટાને માટે સવિનય પૂછીએ.

બહેનો આટલી બધી આ આંધળીયા દોટ શા માટે ?

મહાત્મા ગાંધીજીએ એક વાર કોલંબોમાં સ્ત્રીઓને આમ કહેલું:

" તમને એક સવાલ પૂછું. સ્ત્રી પુરુષના કરતાં વધારે વસ્ત્ર–પરિધાન; વધારે શણગાર શા માટે સજતી હશે? શું તેનામાં સૌન્દર્યનું વધારે ભાન છે ?

"ના; મને તો કેટલીક બહેનોએ કહ્યું છે કે પુરુષને ખુશ કરવા માટે જ એ આટલા ઢોંગ કરે છે. ત્યારે તો મારે તમને કહેવું જોઈએ કે જો તમારે કાંઈ લોકસેવાનું કાર્ય કરવું હોય તો તમારે ખુશ કરવાનો ધંધો છોડવો જોઈશે, જો હું સ્ત્રી હોત તો જરૂર હોત તો જરૂર સ્ત્રીને પોતાનું રમકડું માનનારા પુરુષની સામે બંડ કરત."

આજે મહાત્માજીનો ઉપદેશ જેમને ખરેખર જીવનના ઊંડાણમાં સ્પર્શ કરી ગયો છે એવી કેટલીક જુવાન બહેનોએ ખોટી ટાપટીપ છોડી દઈ પોતાની જાતે ખાદી કાંતિ, કેવળ ખાદીનાં શ્વેત વસ્ત્રો ધારણ કરવા માંડયાં છે. એવી બહેનો ખરેખર શરદની ધવલ રાત્રિમાં આભે ઓપતા ચાંદલીયા જેવી શુભ્ર અને શીતળ પ્રકાશતી ભાસે છે.

આજે વધી રહેલી ખરચાળ અને તોછડી, અજુકતી અને ચંચળ વસ્ત્રપરિધાનની હરિફાઈ અને વિચિત્રતાથી જ યૌવન દીપી ઉઠે એ એવું માનતા–મનાવતા માનસ ધરાવનારા સાચી વસ્તુ સમજવામાં છેતરાયા છે.

સૌન્દર્ય એ કુદરતે બક્ષેલી અલૌકિક દેહની સુઘટ્ટતા છે. એને વધુ પડતો ટાપટીપ કરવાથી તો સાચા સૌન્દર્ય ઉપર ઢાંક પીછોડો કરવા જેવું બને છે. કવિ કાલિદાસ વસ્ત્રોની ટાપટીપ, કટ અને સજાવટ વગરની આભૂષણોથી રહિત શકુન્તલા વિષે સાચું જ કહે છે કે: "આ કૃષાંગી વલ્કલ પહેર્યાં હોવા છતાં અતિશય સુંદર લાગે છે" અથવા સ્વભાવિક સુંદરતા જેમને મળી છે. તે સ્વાભાવિક સુંદર દેહને કઈ વસ્તુ આભૂષણરૂપ નથી થતી!

તમે કેટલીક ગ્રામ્યજીવન જીવતી અને વલોણાં વલોવી ગાયો ભેંસોના દધિમંથન કરી અને માથે ઉંચકી રસ્તે સરકતી મહીયારી જુવાન બાળાઓને જોઈ હશે. એને ઘાટીલો દેહ વગર ટાપટીપે માત્ર દેહ ઢાકવા પુરતાં ખરબચડા અને જરાયે રંગની સજાવટ વગરનાં ટુંકા અને સીલાઈની સંપૂર્ણ ઉણપવાળાં વસ્ત્ર પહેરેલાં હોવા છતાં એના દેહમાંની કુદરતે બક્ષીસ કરેલું સૌન્દર્ય નીતરતું નિહાળીને જે

આનંદ અનુભવે એવો તમને ક્વચિત શહેરમાં વસતી સજાવટ માટે ખટકો રાખતી નારીમાંથી જોવા નહિ મળે.

આ રીતે ખોટી વધુ પડતી અને ઉચ્છૃંખલતામાં ખપે એ જાતની વેશભૂષા કેવળ એમને પોતાને જ નુકસાનરૂપ છે, એટલું જ નથી. પરંતુ મારી પાસે આવતા સ્વપ્નદોષના સેંકડો યુવાન કોલેજીયન જુવાનોને પૂછતા જે રીતે એમના સ્વપ્નદોષનાં કારણોનો એકરાર કરતાં કહ્યું છે તેમાં હું એવા સુશીલ અને ક્ષમતાશક્તિ ધરાવતા અનેક યુવાનો માટે ખાતરી આપું કે તેઓ બીજી બધી રીતે પવિત્ર જીવન જીવતા હોવા છતાં માત્ર વિવિધ સજાવટ કરતી યુવાન છોકરીઓને નિરખીને વારંવાર જોવાથી તથા સિનેમાની અભિનેત્રીઓનાં પહેરવેશ ઉપર દૃષ્ટિ ખેંચાયા કરવાથી એમના મનમાં કામુકતા પ્રગટ થતી અને મન સ્વપ્નમાં સતાવતું અને એ સતામણીના પરિણામરૂપે સ્વપ્નદોષ જેવો યુવાનીનો ઘાતક અને પુરુષત્વનો પાકો દુશ્મન રોગ એમની પાછળ પડેલો.

આમાં સીધી રીતે બહેનોને દોષિત ન માનીએ તોપણ એમના મનમાં પુરુષોને આકર્ષણ કરવા ખાતર ઉપજાવેલી ટાપટીપની સજાવટ પુરુષમનને ચંચળ બનાવવાને કારણરૂપ માની શકાય ખરી !

એ જ રીતે પુરુષોની ટાપટીપ–સજાવટ સ્ત્રીમનને ચંચળ બનાવવાને કારણરૂપ બનતી હશે કે કેમ તેનો મને બહુ ખ્યાલ નથી, તેમ કોઈ જુવાન બહેનોએ એ જાતનો મારી પાસે ચોખ્ખો ધટસ્ફોટ નથી કર્યો, છતાં એક વાત જરૂર કહી શકાય કે જુવાન કન્યાઓ માટે વસ્ત્રો વિષે ઉપર મેં જે ટીકા અને આંગળી ચીંધીને રૂકાવટ કરી છે. એ જ રીતે જુવાન પુરુષોને પણ ચેતવવાની જરૂર છે.

બીજી જુવાનોને ચેતવવા જેવી વાત તેમના શરીર ઉપર તંગ વસ્ત્ર પરિધાનની છે.

જુવાન કન્યાઓને આજસુધી હજારો વખત છાતી ઉપર ધારણ કરવામાં આવતી ચોળી અને બોડીસની સખ્તાઈ માટે તથા ચણીયાની નાડી કમર પર તાણીને બાંધવા પ્રત્યેની વલણ ઉપર વારંવાર કહેવું પડ્યું છે અને મેં એવી ઘણી બહેનોના કેસમાં જોયું છે કે એમના છાતી ઉપરના સખત બંધનને પરિણામે એમના સ્તનપ્રદેશની ખિલવટ તો થઈ નહોતી, પરંતુ એમની શ્વાસોચ્છ્વાસની ગતિને પુરતો અવકાશ નહિ મળવાથી, એમને હૃદયરોગ, હૃદયનો થડકો અને એમાંથી હિસ્ટીરીયા જેવા વ્યાધિ લાગુ પડ્યા હતા.

કમરના બંધનથી ગર્ભાશયને નુકશાન થવાનું અને કમર અત્યંત નાજુક રહી જવાનુ એ માત્ર વસ્ત્રપરિધાનના પરિણામે થયેલું મેં જાણ્યું છે.

જુવાન છોકરાઓને લંગોટ તાણી બાંધવાથી અને સતત પહેરી રાખવાથી આવી જ જાતનું કેટલુંક નુકસાન થયાનું પણ હું જાણું છું અને એ માટે એમને મારે વારંવાર લખવું અને કહેવું પડ્યું છે.

## (૨) સત્સંગ–સન્મિત્રતા

સત્સંગનો અર્થ સારા માણુસની સોબત એવો થાય છે. માનવી માત્ર સંગ સિવાય રહી શકતો નથી. જુદાં જુદાં ક્ષેત્રોમાં વિહાર કરતા મનુષ્ય માત્ર ગમે તે અવસ્થામાં હોય પરંતુ એમને ઓછા વધતા પ્રમાણમાં સંગત—સોબત થાય છે, અને સંગતિ અનેક વાર અનહદ પ્રકારથી માનવીના જીવન ઉપર અસર નીપજાવી, માનવીને મહાન્ બનાવે છે અને પ્રબળ માણુસ નિર્બળ માણુસ ઉપર પોતાની ગુણદોષની અસર–છાપ સચોટ રૂપમા બેસારે છે.

સારી સંગતથી અનેક માણુસો પોતાનાં કુલક્ષણો, કુવિચારો અને કુબુદ્ધિનો ત્યાગ કરીને સુલક્ષણ, સુવિચાર અને સદ્બુદ્ધિ ધારણ કરતા થયા હોય છે અને એવા સેંકડો દાખલા મળી આવે છે;

જ્યારે સારા માણસોને દુષ્ટ, કબુદ્ધિવાળા અને કુચરિત્ માણસોના સંગત થતાં તેઓ સદ્‌ગુણી મટી, દુઃચરિત્ બન્યાના દાખલા પણ અનેક બનતા જોવામાં આવ્યા છે.

યુવાની વટાવી ઠીક ઠીક ઉમરે પહોંચ્યા પછી અને અનેક અનુભવ પછી ઘડાઈને સારાસારનો વિવેક સમજણમાં ઉતર્યો હોય તેવા આધેડ ઉમરના માણસોને તાત્કાલિક સંગદોષ અસર નથી કરતો, જ્યારે જુવાન લોહીયાળ હજી સંસારના ધૂપ-છાંયનો અપૂર્ણ અનુભવ હોય છે અને હજી તો વિચારો અને ભાવનાઓની ભરતીમાં વિવિધ ક્ષેત્રમાં ઉડ્ડયન કરનારૂં દિલ હોય છે તેવી અવસ્થા કે જે જુવાનીની પ્રાથમિક ભૂમિકા છે, તે અવસ્થામાં તો નિત્ય નવા સંસર્ગ—નવી દોસ્તી અને નવા દોસ્તોનો સંગ આવી મળે છે, મિત્રતા બંધાય છે અને પરસ્પર આચાર, વ્યવહાર અને વાણીનો સંગમ જન્મે છે. તેમાંથી ઘણું લેવાય-દેવાય છે, અને પાત્ર-કુપાત્ર યુવાનો ક્યારેક ગુણનો તો ક્યારેક દોષનો પડછાયો મિત્ર ઉપર નાખે છે અને એની અસર એકબીજાના વ્યક્તિત્વની જેવી સબળતા નિર્બળતા હોય, તે રીતે નીપજાવી આપે છે.

અને આજનો સમય કે જેમાં યુવાનોને અભ્યાસ અર્થે, સેવા અર્થે અને રાજ્યદ્વારી અથવા આજની નવયુગની આગે બઢતી પ્રવૃત્તિમાં સમૂહ અને જૂથરૂપે પરસ્પરને સાથ આપી, સાથે રહી, "ચલ ચલ રે નવજવાન"નો આહલેક પુકારવાનો છે, ત્યાં સત્સંગ —સંસર્ગ અને જુવાન--જુવતીઓ સાથે મળે છે, રહે છે સંસર્ગમાં આવે છે. પછી ધીમે ધીમે એમાંથી મિત્રતા-દોસ્તી બંધાય છે-પોષાય છે અને સ્થાયી થાય છે.

કોલેજમાં ભણતા જુવાનોથી માંડીને અભ્યાસ છોડ્યા પછી ધંધાર્થી બનતાં જુવાન અને જુવતી નિત્ય નવા સંગથી રંગાતા, એ સંગ-રંગના આછા-પાતળા અથવા ગૂઢ ભાવોને સંગ્રહ કરતાં અને બુદ્ધિ ઉપર તેના ઓપ ચઢાવતાં ક્યારેક ઉન્નતિના શિખરે ચઢી

જાય છે અને ક્યારેક અવનતિના તળિયે જઈને પડે છે તે આપણે જોઈએ છીએ.

પડવું—ઉતરી જવું સહેલું છે અને ચઢાણ ઘણું અઘરૂં છે. પહાડોની ચઢાઈ તરફ નજર કરો કે જીવનના વહનની ચઢાઈ-ઉતરાઈ તપાસો અને માનવીનાં અપલક્ષણો અને દુરાચારનો પ્રવેશ જેટલી ઝડપે સામા પાત્રને પોતાના સકંજામાં લઈ લે છે તેટલી ઝડપથી સદ્‌ગુણી માનવીના સદાચાર અને સુવિચાર આકર્ષી શકતા નથી. એથી જ જો એક વખત જાણે—અજાણે દુઃચરિત માનવીનો ઓપ લાગી ગયો, તેના પડછાયામાં સમાઈ બેઠા તો ત્યારપછી તેમાંથી મુક્ત બની ઉંચે ચઢવામાં ખૂબ સહન કરવું પડે છે, પ્રયત્ન કરવો પડે છે, તપશ્ચર્યા વેઠવી પડે છે.

એથી શાણા માણસોએ સારી સંગતિ માટે ભારપૂર્વક માનવીને ઉપદેશ આપેલો છે.

સત્પુરુષનો સંગ પાપ, તાપ અને હીનતાનો નાશ પોતાના સદ્‌ઉપદેશ વડે અને પોતાના સહવાસ વડે પોતાના નિશ્ચયબળથી સહજમાં આપી શકે છે. એટલા માટે ઉત્કર્ષની ઇચ્છા રાખનારે સર્વદા સજ્જનની સંગતમાં રહેવું જોઈએ. કહેવત છે કે મનુષ્ય જેવી સોબત કરે છે તેવો જ તે બને છે. આપણા મિત્રોની પસંદગી વખતે બહુ જ સાવચેતીથી કામ લેવું જોઈએ.

કોઈ પણ મનુષ્યનાં કુળ તથા શીલની પૂરેપૂરી પરીક્ષા કર્યા સિવાય તેને પોતાનો મિત્ર બનાવવો ન જોઈએ. દુર્જનનો સંગ કરવાના પરિણામે મોટા મોટા પુરુષોનો નાશ થયેલો છે. પરંતુ સજ્જનોનો સહવાસ કરવાથી પાપીનો પણ ઉદ્ધાર થઈ ગયો છે.

બ્રહ્મચર્યનું પાલન કરવાની ઇચ્છા ધરાવનારે તો ખાસ કરીને આ બાબતમાં લક્ષ રાખવું જોઈએ. કારણ કે બ્રહ્મચર્ય નષ્ટ થવાનું મૂળ કારણ દુરાચારી મિત્રોની કુસંગતિમાં અર્થાત્ તેમની સાથે ફરવાના પ્રસંગોમાં કરેલા કુવિચારો જ છે. આજકાલ અશ્લીલ શૃંગાર

રસથી પરિપૂર્ણ નાટકો સિનેમાઓનાં ચિત્રપટો, સભ્યતાભિમાની પશ્ચિમના દેશમાંથી વેચાવા સારૂ આવેલા છે. તે સ્ત્રી- પુરુષોનાં અર્ધનગ્ન અને નગ્ન ચિત્રો અને નીચલા થરનાં માનવીઓની મર્યાદાહીન ભાષા, શ્રીમંત વર્ગના ઘરમાં કામકાજ કરનારા નોકરવર્ગની ખરાબ ચેષ્ટાઓ મોટાં શહેરોમાં નજરે ચઢતાં વિકારોત્પાદક હીન દૃશ્યો, સુધારાના પવને ચઢેલી ઉચ્ચ કોમની ગણાતી છતાં પરદેશની ચાલે ચાલતી તથા રંગ, ઢબ અને વર્તણુંક ઓતપ્રોત થઈ ગયેલી દેશની નારીઓ, તેમનો અર્ધનગ્ન પહેરવેશ, એવાં અનેક નાનાં મોટાં કારણોથી નવયુવક અને નવયુવતિઓનાં બ્રહ્મચર્યનો પ્રશ્ન વધારે ને વધારે ગુંચવણ ભરેલો થતો જાય છે. ઉચ્ચ શિક્ષણની શાળા અને પાઠશાળાઓમાં છોકરા–છોકરીઓનું સહશિક્ષણ અને તેમાંથી ઉદ્ભવ થતો સહવાસ તથા એકત્રનિવાસ પણ સંતતિની વિકૃતિ પેદા કરે છે અને આવા સહવાસો જુવાન વર્ગને વાસના અને માયિક ભાવો તરફ ઘસડીને છેવટે પતનની કેડી તરફ વાળી જાય છે.

આજે તો કળાને નામે, સ્વતંત્રતાને બહાને, જુવાનો અને જુવતીઓ પરસ્પરનો સંબંધ કેળવી રહ્યાં હોય છે. જૂની મર્યાદાઓ અને સંકડામણ, બંધનો અને રૂઢિમાં રહેલી શરમને ફગાવી, આજના જુવાન અને યુવતિઓ મુક્તવિહાર અને મુક્ત વિચાર ધરાવતાં થઈ ગયાં છે. એમને સહવાસ કેળવવામાં, મિત્રો સાથે વિહાર કરવામાં સહનિવાસ કરવામાં કોઈ ભયસ્થાન જણાતું નથી. એ તરફ આંગળી ચિંધનાર અને જૂની, સંકોચની ડાહકી શિખામણ તરફ લક્ષ દોરનાર તરફ આજનો જુવાનવર્ગ કાં દુર્લક્ષ કરી. આંખ આડા કાન દઈ સ્વૈચ્છિક માર્ગે વહન કરે છે, કાં તો એને ઓગણીસમી સદીના બંધન અને બીકણતા કહી ઉતારી પાડે છે.

આમ છતાં એ એમના નિત્ય નવા કેળવાતા સંબંધો અને સાહસો, મિત્રતા અને દોસ્તી–ફ્રેન્ડશીપ અને સહવાસ, એટલા ઉપરછલા, એટલા અસ્થાયી અને એટલા ટુંકડા જોડાતા બનતા હોય છે

કે એની તો આજનો નવસુધારક યુવાન વર્ગ જો નોંધ રાખે તો જ તેનો તેને બરાબર ખ્યાલ આવે.

પરંતુ આ સામાન્ય સહવાસોમાંથી મિત્રતાની ગાંઠ વળે છે અને એ ગાંઠ પાછી અલ્પ સમયમાં તૂટી જાય છે. એ બંધન અને વિખૂટું પડવું—એ ગાળામાં પરસ્પરના જે સંગ–સહવાસમાં જુવાન માનવીના ઉપર અસર નીપજાવી જાય છે અને તેમાંથી દોષનો સંગ્રહ થાય છે તેથી જુવાન માનવીનું પતન થાય છે. તેના દાખલાઓનું એકીકરણ કરવામાં આવે તો આજે જુવાનોનો થઇ રહેલો વિનાશ અને અબ્રહ્મચર્યના દોષ, મિત્રતા—કુમિત્રતાનાં કારણે ઘણા ભાગે થતા જાય છે એ વાત તરત જ સમજાશે.

એક કવિ કહે છે:

સમૃદ્ધિ ચૌદ ભુવન તણી પુરુષાર્થે મળવી સહેલ છે,
સદ્‌ભાગ્ય વિણ સન્મિત્રની પ્રાપ્તિ મહા મુશ્કેલ છે.

[૨૧]

## સંગદોષે પતીત થયેલા યુવાનની આપવીતી

" ટીકીટ પ્લીઝ '

ચાર ચાર સ્ટેશન વીતાવીને તુંગભદ્રા નદીનાં જોશીલાં પાણીના વેગે સુસવાટા મારતી ને દોડતી ગાડીમાં એક જ આસને વિચાર-વહનમાં ખૂબ જ ઊંડા ઉતરી ગયેલા મનમોહનની વિચારતંદ્રાને ટીકીટ-કલેક્ટરે " ટીકીટ પ્લીઝ "થી એક જબરો આંચકો માર્યો અને સફાળો એ સ્વસ્થ થયો.

જસુમતીબાએ વિદાય વેળાએ શુકન સાચવવા આપેલું શ્રીફળ, જે એણે હજુ જમણા હાથે પકડી રાખેલું તે તેણે બાજુમાં મૂક્યું અને જયોત્સ્ના—નાનકડી અગીયાર વરસની લાડલી બહેને કપાળમાં

કરેલો કંકુનો ચાંદલો અને ઉપર ચોઢેલા હેતના—વહાલસોયા વીરાના કપાળે ચપટી ભરીને ચોડેલા ચોખલીયા જે વિચારોના વહન સાથે તાલબદ્ધ બનેલી ભાલ રેખાએ ખંખેરીને ખોળામાં વેરેલા, તેને ખંખેરતાં મનમોહને કોટના નાના ગજવામાંથી ટીકીટ કાઢીને તાજા જ સ્કુલમાંથી નીકળી સાહેબ બની ગયેલા એ રેલ્વેના પગારદાર નમૂનીયા અમલદારને બતાવી ગજવામાં મુકી. પાછો તે સ્વસ્થ બની પોતાની સીટ ઉપર બેઠો. ગાડી તો સિદ્ધપુરનું સ્ટેશન અને સરસ્વતી નદી વટાવી. વેગથી ક્યારનીયે દોડતી થઈ ગઈ હતી, પણ મનમોહનને એનો ખ્યાલ જ ન હતો.

એણે આજે જ વતન છોડયું હતું એમ નહતું: એ તો વેકેશનની રજાઓમાં અનેક વખત અમદાવાદ આવી ગયો હતો, અને જ્યારે મામા બોરીવાવીના સ્ટેશન માસ્તર થયા ત્યારે કેટલીયે વાર એણે વડતાલના દર્શનને બહાને ગાડીની મુસાફરી કરી હતી. એકાદ વખત બહેનને ત્યાં વડોદરા અને માગશર માસમાં કતારગામની પાપડી ખાવાને બહાને ફુવા–ફૈબાને મળવા એ સુરત લગી જઈ આવી પાંચ દિવસ રહી આવી, પાછો વતન આવતો. પરંતુ આજે વતન એણે છોડયું હતું લાંબા ગાળા માટે: આજે એ વતનથી દૂર જઈ રહ્યો હતો.

આજે એના દિલ ઉપર એ બોજો હતો કે એ વતનથી દૂર થઈ રહેવાનો છે પરાયા શહેરમાં, પરાયા ઘરમાં, અજાણી વસતિમાં.

પણ બીજો કોઈ ઈલાજ નહોતો કે પોતે વતન સાથે બાથ ભીડી રાખી છૂટો ન પડે. કારણ કે મનમોહન મેટ્રીક પાસ કરીને આગળ અભ્યાસ કરવા માટે પૂરો ઈંતેજાર હતો અને ઘરમાં વડીલો પણ "विद्या विहीन पशु" ના સૂત્રને સમજતા થયા હતા. પરદેશી એોની આંખ તળે ફૂલ્યાફાલ્યા હિન્દની સાચી વિદ્યા અંગ્રેજી બની બેઠી હતી, અને મનમોહન એ વિદ્યાનો ઉપાસક બની રહે તો એના જીવનની સાચી સફળતા સાંપડે એમ સહુ કોઈ આપ્તજનનો આદેશ

હતો અને એથી આજે મનમોહન આગળ અભ્યાસ કરવા માટે વડોદરા જઈ રહ્યો હતો.

માણસ જ્યારે લાંબા વખતના સહવાસ પછી સ્થાન છોડે છે ત્યારે તેના ઉપર એ સ્થાન અને તેમાંથી નિર્ગમન કરેલા કાળમાં બની ગયેલા નાના મોટા પ્રસંગો યાદ આવે છે. ત્યાંના મિત્રો અને સોબતીઓએ સાંભરે છે. સમય સાથે વહેતી કડવી-મીઠી હકીકતો યાદ આવે છે અને વિયોગનો એક પ્રકારનો ગહેરો વિષાદ મનને આવરી લે છે.

મનમોહન એકાદ વર્ષ ગુજરાતીના એક ધોરણમાં અને એક વર્ષ અંગ્રેજીમાં નાપાસ થયેલો એટલે મેટ્રિક પાસ કરવામાં એની ૨૧ વર્ષની ઉમર થઈ ગઈ હતી. તે બાવીસમા વર્ષમાં પ્રવેશ કરી ચૂકયો હતો. સમવયસ્ક અભ્યાસીઓમાં મનમોહન મોટો દેખાતો હતો, પણ એથી એને ખેદ થતો નહિ. એને અભ્યાસમાં આગળ વધવા માટે મહેનત કરવી પડતી. પરંતુ એથી એ મુંઝાતો નહિ. એનું નિશ્ચયબળ અંદર કામ કરી રહ્યું હતું કે સતત મહેનત કરીને ઓછામાં ઓછુ બી. એ. સુધી તો જરૂર પહોંચવું જ. એથી એ આજે બાપુજી અને બા, તથા સુરેન્દ્ર જેવા મોટા ભાઈ અને ઠાવકી માયાળુ સ્નેહલતા સરખી ભાભી અને કલાગરી તથા હસમુખી જ્યોત્સ્ના બહેન વગેરે સઘળા કુટુંબ પરિવારને વતનના સ્ટેશને છોડીને એ આગળ જતો હતો. સ્ટેશન ઉપર વિદાય આપવા આવેલા, પંચાવન વરસની પાકટ ઉમર વિતાવી ચૂકેલા અને અનેક તડકાછાંયા જોઈ ચૂકેલા ગંભીર અને સહનશીલ પિતાજી કદી પણ એમની મુખ-રેખાના ભાવ ન કળી શકાય; પણ આજે ગાડીની સીસોટી વાગી અને વિદાયની ઝંડી ફરકવા ટાણે પિતાજીએ છેલ્લી શિખામણ આપતી વખતે “ મનમોહન! બેટા! બહારગામનું કામ છે, સાચવજે.' પણ બાપુજી એ વખતે ગળગળા બની ગયા હતા. અને બા આંસુ છુપાવવા સાડીનો પાલવ વારંવાર આંખો પાસે લાવી રહી હતી. અને

જ્યોત્સ્ના—ભાઇને પજવી પજવીને અધર કરી નાખતી જ્યોત્સ્ના આજે કાં ધ્રુસકાં મૂકીને રડતી હતી !

હવે મનમોહનના પોતાના શબ્દોમાં :

ગાડી સ્ટાર્ટ થઈ અને મેં બૂમ મારી : " ઓ પગલી જ્યોત્સ્ના ! રડે છે કેમ ? હું તો રજાઓમાં પાછો આવીશ. ઓ ગાંડી છાની રહે જોઉં "!

પણ એ પાગલ બનેલી બહેન-સ્નેહથી દ્રવતી માજણી બહેનના જુદા પડવાના વિરહદુઃખને શમાવવા પ્રયત્ન કરનાર હું !

મારું ગળું ભરાઇ આવ્યું હતું. આંખમાંથી આંસુ ઉભરાઇ નીકળ્યાં હતાં અને દરવાજાની બારીથી, હાથથી મારા કુટુંબ પરિવાર આપ્તજનની વિદાય ઝીલતાં જ્યારે મેં બારીએથી મારી ડોક અંદર ખેંચી ત્યારે જ મારા મન અને ચહેરાની આકૃતિનો મને સાચો ખ્યાલ આવ્યો અને ગજવામાંથી રૂમાલ કાઢી પાછા ફરતાં પહેલાં જ મેં બારીમાં રહીને આંખો સાફ કરી.

રાતદિવસ ભરચક પેસેન્જરથી ભરાઈને આવતી-જતી ગાડીઓમાં રહેતી ગીરદીથી બચવા માટે મારા વિરોધ છતાં બાપુજીએ મોટાભાઈને કહીને સેકન્ડ ક્લાસની ટીકીટ કઢાવી આપી હતી. એટલું જ નહિ પણ માસ્તર સાહેબને કહીને એ સીટ રિઝર્વ કરવાનો પણ બંદોબસ્ત કર્યો હતો.

ગાડી સ્ટેશન વટાવી ગઇ અને વેગે ચડી ત્યારે હું મારી સીટ ઉપર આવીને બેઠો, સામે જ તાજું પરણીને પ્રભુતામાં પગલાં ભરતું નવપાંખોથી ઉડવાની અપેક્ષાએ ગાડીએ સવાર થઈને ઉડતી ભાવનાને ભરખતું જોડું છેટું પડી જવાય તો ઝેર ચડે એવી કોઈક ઊંડી ડંખ દેતી વૃત્તિઓને પંપાળતાં આ સારસની જોડી જેવાં ઉજળાં, પરસ્પરનાં ઢીંચણો દબાવી મોઢામાં મોઢું ઘાલી, કોઈ વાતો કરી રહેલાં સામેની સીટ ઉપર એ દંપતિ બેઠાં હતાં એમની તરફ નજર ગઇ અને વાળી લીધી. બાજુમાં બત્રીસીએ વિદાય લેવાથી બનાવટી

દાંતના ચોકઠા વચ્ચે ચાવતાં ચાવતાં બાકી રહેલી સોપારીની કરચના જોરથી દબાવી ટુકડા કરતા હાથમાં મોટુ પેપર ફેલાવી વાંચતા અને એ વાચનમાંથી વારંવાર ચસમાની ઉપરની જગ્યાથી કોઈવાર પેલા યુગલ સામે તો કોઈ વખતે મારી સામે નજર કરી લેતા. અને પાછા દાંતની બત્રીસીનાં ચોકઠાને જોરથી દબાવી બચકારો મારતા એક કાકાજી હતા !

પરંતુ એ બધા હતા તોયે મારૂં મન ભૂતકાળ ભૂલી નહોતું શકતું. પાલવથી લુછી લુછીને આંખોને લાલ હીંગળા જેવી બનાવી નાંખી. બા છેલ્લાં કાંઇ ન બોલી શક્યાં. માત્ર હાથ ઉંચો કરી, મ્હોં ફેરવી ગયાં. વ્હાલાંઓથી વિખૂટા પડવાના દર્દનું ભાન તો દિલ ઉપર થઈ આવતું જીંદગીમાં મેં પ્રથમવાર અનુભવ્યું.

ફીલ્મપટ્ટીનાં દશ્યોની માફક અથવા રેલ્વેમાં બેસીને બારીએથી નિરીક્ષણ કરતાં, દોડતાં દેખાતાં ઝાડની માફક, વડોદરા ભણવા માટે જઈ રહેલા મનમોહનના મન ઉપર, અનેક વિચારો વતનમાં આજ-સુધી રહીને ગાળેલાં વરસોની યાદ તાજી કરતા હતાં ! નહિ ભણેલાં છતાં પ્રેમની–વાત્સલ્યતાની પ્રતિમા સમાં બા અને જગતમાં દાવા-નળની માફક ફેલાઈ રહેલી ક્રાન્તિ, ધર્માન્તર, વર્ણાશ્રમનો નાશ કરી, સર્વ જાતભાત મિટાવી, સર્વેને હિન્દી બનાવવા તનતોડ પ્રયાસ કરતા સુધારકોના જુવાળ વચ્ચે, બધા જ પડછંદાઓ ઝીલીને પણ મનને દાવકું બનાવી, વાણીને સંયમ આપી, ધીરજથી વહેવારને વહન કરતા પિતાજી, અને એમણે વારંવાર શંકાને દૂર કરનારો શિક્ષાત્મક ઉપદેશ આપી, અત્યારસુધી એક પણ કુસંસ્કાર, એક પણ કુલક્ષણ, એક પણ વ્યસન કે એક પણ દુરાચાર પોતાનામાં પ્રવેશવા નહોતો દીધો–એ દેવમૂર્તિ સમા પિતાજીએ આજે મનમોહનને ઘર બહાર–પોતાની છત્રછાયા બહાર અને પોતાની મીઠી છતાં ચોકીપહેરો ભરતી નજરથી દૂર કરતાં, કદાપિ નહિ ને આજે એમને મળમળા થઇ જતા દિલની દુર્બળતા બીજા

જોઈ ન જાય તે માટે મોઢું ફેરવી બેઠા પિતાને મનમોહને જોયા હતા.

મનમોહન મોઢ વણિક જ્ઞાતિનો હતો. ઘરમાં શ્રીકૃષ્ણની ઉપાસના અને સેવા હતી. પિતા-માતા અનન્ય ભાવે એ ઉપાસના કરતાં. છતાં પણ બાળકોને બળજબરીથી ભક્તિ તરફ ખેંચવાની પરાણે ફરજ પાડવામાં નહોતી આવતી.

એક વખતનો પ્રસંગ હતો, ભોજન વખતે હાથ-પગ ધોવામાં થોડો ભાગ મનમોહનનો કોરો રહી ગયેલો. તે જોઈને પિતાએ કહ્યું: મનમોહન ! આ એક નિત્યકર્મમાં સ્ખલન ગણાય."

મનમોહનને પૂછેલું : "પિતાજી ! પેલા ભાગવતમાં કહેલા પરિક્ષીત રાજાએ પગ ધોતાં પગની પાની કોરી રહી ગયેલી અને તે રસ્તેથી કળિયુગ તેમના દેહમાં પ્રવેશી ગયેલો એ કથાને અનુલક્ષીને મને આપ શીખ આપો છો ?"

"ના, મનમોહન ! એ કથાનકને નજર સામે રાખીને નહિ, પરંતુ માનવસ્વભાવની જે નિર્બળતા એની પાછળ પડીને પજવે છે એ નિર્બળતા તારામાં વાસ ન કરે એ જ મારો માત્ર પગ ધોવાની બાબતમાં તારે માટે ટીકા કરવાનો કે તને ચેતવવાનો હેતુ છે. માણસના સમગ્ર કાર્યમાં. જે કાર્ય ઉપર તેની રૂચી હોતી નથી એથી જ સાવધાની વગરનું બને છે. મોજાં અને ઉપર બૂટ પહેરીને ટેબલ ઉપર ભાણું મંગાવી જમનારની ટીકા કરવાની ઇચ્છા ન થાય. પરંતુ જમતી વખતે હાથ, પગ, મ્હોં ધોવાં જોઈએ એવું માનનાર અને આચારમાં મૂકનાર જ્યારે એ કાર્ય અપૂર્ણ કરે ત્યારે માનવસ્વભાવની દુર્બળતા કે દુર્લક્ષતા જણાઈ આવે છે ! ભાગવતનો કથાકાર પરિક્ષીત રાજાની પગની પાની ધોતાં કોરી રહી ગઈ હતી અને પછી એ મારફતે એમનામાં કળિયુગનો પ્રવેશ થયો, એ કથા કહીને પણ એ ઠસાવા માગે છે કે, માનવીની લેશ જેટલી ભૂલ કે તેના કાર્યમાં થયેલું સ્ખલન કોઈ વખતે ભારે બાધક નીવડે છે.

એ તરફ માનવી–જાતનું ધ્યાન દોરવાને જ પરિક્ષીતનો દાખલો તેણે ટાંક્યો છે."

બીજી એક વાર જમતી વખતે બધું કુટુંબ સાથે ભોજન લઈ રહ્યું હતું ત્યારે બધાથી છેક નાની બ્હેન શ્યામલતાએ ભાણાંમાંથી જમતાં જમતાં એંઠો આહાર–કોળિયો બાજુમાં બેઠેલા નંદકિશોરના ભાણામાં નાખ્યો અને નંદકિશોરે બૂમ મારી : બાપુજી! જુઓ, શ્યામલતા એનું એઠું મારા ભાણામાં નાખે છે!"

'શ્યામલતા બહેન! આપણાથી આવું કરાય? આપણું અજીઠું બીજાને અપાય કે?"

"ના, બાપુજી...હા, બાપુજી. પણ આ–આ–તો...મનમોહનભાઈ કેમ હોટલની ચહા બીજાની એંઠી–અજીઠી પીવે છે? એ તો અમે તે જાતનાં માણસો હોય–નાતજાતનાં હોય છે! તો પછી મનમોહનભાઈથી એવું થાય કે?"

"ના. શ્યામલતા! જો મોટાભાઈ એવું કરે તો તે તારાથી વધુ ગુન્હેગાર ગણાય."

"બાપુજી!"

'બોલો, ભાઈ!"

"આપણે હવે ક્યાંસુધી આવી છૂત્છા અને વટલાવાનું–અભડાવાનું અને સ્પર્શાસ્પર્શમાં માનવાનું ચાલૂ રાખીશું? એથી તો આપણા હિન્દમાં જુદાજુદા વાડા થયા, નાતો-જાતો અને વિવિધ સંપ્રદાયો સ્થપાયા. સ્પર્શભેદને કારણે હિન્દુમાંથી સેંકડો વિધર્મી બનવા લાગ્યા. શું આપણે બીજાનું એંઠું કે અજીઠું ખાવાથી વટલાઈએ છીએ?"

"હા, ભાઈ! આપણે વટલાઈએ."

"કેવી રીતે?"

"વટલાવું એટલે આપણે આપણું છોડીને સામા સાથે ભળવું અથવા સામાને આપણામાં ભેળવવા. દરેક વ્યક્તિના શરીરમાં રહેલાં

લોહી, માંસ સપ્તધાતુ અને મળ નિરાળાં નિરાળાં છે. જેમ સપ્ત-ધાતુ–મળ નિરાળાં છે, તેમ જ વિચાર, શ્વાસોચ્છ્વાસ અને તેની હવામાં રહેલાં વિવિધ પ્રકારનાં પરમાણુ જુદાં જુદાં છે. આ સપ્ત-ધાતુ, મળ, શ્વાસોચ્છ્વાસ અને તેમાં રહેલા દોષભેદો એ માનવીના જીવનનાં વિવિધ ક્ષેત્રો, આચાર અને વિચાર, દેહ અને દેહને પ્રાપ્ત થયેલાં કારણોથી સીંચાયેલા અને પુષ્ટિ પામેલા હોય છે.

"માનવી બીજા માનવીના સંસર્ગમાં આવે છે એટલે એ પરસ્પરના દોષોની આપ–લે કરે છે. માત્ર દોષ જ નહિ, પરંતુ જંતુ, રોગ, સ્વભાવ અપવિત્રતા, ગંદકી, વ્યસન અને દુરાચાર એ એ બધા ચેપી રોગ જેવા દોષિત છે, અને સંસર્ગમાં આવેલા માન-વીમાં એ પ્રવેશ કરે છે.

"વર્ણભેદની વ્યવસ્થા સ્થાપનાર અને સંસર્ગથી વધી જતાં રોગ, દુ:ખ અને અધમતા તરફ પૂરતી નજર રાખીને, મહાન પુરુ-ષોએ આચાર, વિચાર અને વર્તનની સંપૂર્ણ તપાસ પછી આ જુદા વર્ગ પાડી, પરસ્પરના વહેવારમાં મર્યાદા મૂકી; અને તે ન પાળે તેને "અભડાયો" અથવા અપવિત્ર બન્યો એમ સંબોધાય છે.

"મરેલ પ્રાણીના માંસનો આહાર કરનાર, રાત્રિદિવસ ચામડાં ચૂંથી, અનેક દિવસ સુધી સ્નાન નહિ કરનાર, અનંત કાળના પસી નાથી–મલિનતાથી, મેલોઘેલો હરિજન, ગુદાપ્રક્ષાલન પછી હાથ ધોવાની પણ આવડત જેને આવી નથી, આવા જેમને અસ્પર્શ્ય માન્યા છે, તેમને અપનાવવાનો સાચો રસ્તો તેમનામાં સરસ સંસ્કાર રોપવા શુદ્ધ–અશુદ્ધનું સાચું જ્ઞાન આપવું, કેળવણી આપવી તે છે. એથી એ આચાર, વિચાર અને વર્તનથી વિશુદ્ધ બને, ત્યારપછી તેનો સ્પર્શ કરવામાં તેની સાથે બેસવામાં વાંધો નથી. એને સહભોજન યોગ્ય બનાવી લેવા માટે પણ એને સંપૂર્ણ —આચાર, વિચાર અને, વર્તનમાં પૂર્ણ શુદ્ધ બનાવવો જોઈએ. એટલે ધર્મવક્તાએ–આર્ષદ્રષ્ટાએ માત્ર આવા વર્ગને અસ્પૃશ્ય માન્યા

છે એવું નથી. બ્રાહ્મણ કે વૈશ્ય હોવા છતાં પણ જો તે અધર્મ-યુક્ત કર્મવાળા અને હીન આચાર-વિચારવાન હોય તો તેના સ્પર્શ અને સંસર્ગ કે સહભોજનથી પણ એટલું જ અપવિત્ર થવાય છે. એટલું જ નહિ પણ એ કરતાં પણ આ સવર્ણ મનાતા કર્મચંડાળોથી વધુ અપવિત્ર થવાય છે. આ મલિનતા, આચારવિચારના દોષો આપણને પરસ્પરથી દૂર રાખવા પ્રેરે છે. એવી જ સ્થિતિ રોગજંતુઓની છે. ક્ષય, ઉપદંશ, પ્રમેહ, કંઠમાળ, કોઢ, રક્તપિત્ત, કેન્સર, પ્લેગ અને કોલેરાનાં જંતુઓ એઠા-જૂઠા, અજીઠા પદાર્થો મારફત સ્પર્શાસ્પર્શ મારફત, વસ્ત્ર પહેરવા મારફત, પરસ્પરમાં પ્રવેશ કરે છે. એ ઉપરાંત અધમ-નીચ કર્મ કરનાર માનવીના શ્વાસોચ્છ્વાસથી નિકળતી હવા પણ સામા પાત્ર ઉપર સંસર્ગદોષ લગાડે છે, અને મલિનતા ઉપજાવે છે. આ અને આવા બીજા દોષોને નજર સામે રાખી, પ્રજા વર્ણસંકર ન થઈ જાય, રોગિષ્ઠ શરીરવાળી ન બને, એ માટે જ અભડાવાનું દાખલ થયેલું છે.

"આપણા બગીચામાં પેલા નવા નાખેલા લીંબુની કલમોના રોપમાં નવાં પાંદડાંની પાંગર ફૂટે છે અને પાછા એમાં કીડા પડીને તે પાંદડાં ખાઈ જાય છે. જાણકારને પૂછતાં અનુભવી માળી કહે છે કે ઉપરથી એવાં કેટલાંક પક્ષી ઉડીને જાય છે તે હગાર કરતાં જાય છે અને એ જ હગારમાંથી કીડા થઈને આવેલી નવી પાંગર ખાઈ જાય છે.

" પવિત્ર અને વિશુદ્ધ મનમાં ફૂટતી શુભ ભાવનાઓ અને વિશુદ્ધ જગત્ કલ્યાણના વિચારોની પાંગરને અપવિત્ર, નાપાક અને દોષિત માનવીના સંસર્ગ-એમનો સ્પર્શ, એમનાં અજીઠાં, એમનાં શ્વાસોચ્છ્વાસ અને દૂષિત અંતઃકરણમાં ઉદ્ભવતા મલિન વિચારોની હગાર ધીમે ધીમે કીડારૂપ બની, વિશુદ્ધ અંતઃકરણની નવા અંકુરની ફૂટને ખાઈ જાય છે.

" એકાદ કોઇ વિરલા, સ્થિતપ્રજ્ઞ દૃઢ નિશ્ચયાત્મક મનોવૃત્તિ-

વાળા માનવીને—માનવેતરને આવા કોઈ દોષો ભલે દોષિત નહિ બનાવતા હોય, એકાદ કોઈ ભક્ત નરસિંહ અભડાતા નહિ હોય, એકાદ કોઈ મીરાં ઝેરનો કટોરો પીવા છતાં તેની ઝેરી અસર શ્રીઠાકુર-કૃપાએ નહિ અનુભવતી હોય, પરંતુ એથી જગતના માનવી એને સામાન્ય નિયમ ન બનાવી શકે.

" કોઈ વસ્ત્રને ધારણ કરતાં પહેલાં એ કાપડનું પરમાણુ અને શરીરનું માપ લઈ તેને બંધબેસતું શીવાય અને પછી વિશુદ્ધ પાણીથી નિખારાય; તો જ તેને અંગીકાર કરી શકાય, અને એ ધારણ કરવા લાયક વસ્ત્ર બને. માત્ર કાપડના તાકા માથે લઈને ફરવાથી આપણે વસ્ત્રવાળા ગણાઈએ, પરંતુ એ કાપડના તાકા શીત અને આતપમાં અંગનું આચ્છાદન તથા રક્ષણ ન કરી શકે.

" ભાઈ મનમોહન ! સ્પર્શાસ્પર્શ અથવા છૂતઅછૂતનો પ્રશ્ન માત્ર હરિજન પૂરતો જ નહિ ઘટાવતાં આપણા ધર્મશાસ્ત્રીઓ તો એક જ ઘરમાં રહેતાં, એક જ કુટુંબીજનોમાં પણ ચોક્કસ પ્રકારની સ્પર્શાસ્પર્શની મર્યાદા બાંધી આપેલી છે. એટલું જ નહિ પરંતુ આપણા અંગમાં પણ ચોક્કસ દેહને અડક્યા પછી હાથને મૃત્તિકાથી ધોઈ નાખવા પાછળ ભવ્ય અને પવિત્ર તથા હિતપ્રદ ઉદ્દેશ સમાયેલો છે.

આ રીતે પિતાજી બહારના વિચારો અને આચારો પ્રત્યે પણ કેવળ બાલ સંપ્રદાયની જ ભાવનાથી નહિ પરંતુ માનવહિતચિંતક ભાવથી જોઈને ઉપદેશ આપતા, અને ખિલતા યૌવનકાળમાં મનમોહન જરા જેટલા પણ સ્ખલનની ભૂમિકા ઉપર ચઢી ગયો તો વિનાશનો પંથ વેગળો નહિ રહે તે ધ્યાનમાં રાખી, એનો વિચાર વિનિમયથી અમલ કરતા. તે મનમોહન અત્યારે ગતિમાન ટ્રેનના ડબ્બામાં યાદ કરે જતો હતો.

" હલ્લો મીસ્ટર મનમોહન ! આવી પહોંચ્યા ?"

" જે જે સુરેન્દ્રભાઈ ! તમે સ્ટેશન પર સામા આવ્યા છો ? બહેન મજામાં છે ને ? "

" બહેન–બાપુજી–બધાં મજામાં છે અને આ મારા મિત્ર સેવં-તીલાલ મી. સેવંતીલાલ આ મારા મામાના દીકરા મનમોહન!"

" ઓહ...આઇ સી! મનમોહન! આજે ટ્રેન લેઈટ થઈ. અમે તો પ્લેટફોર્મ ઉપર ચક્કર લગાવી લગાવીને થાક્યા. ચાલો!"

" એઈ...ગટુરાવ! ગાડીને જરા ફેરવી લઈ આવ. સુરેન્દ્ર! બેગ–બેડિંગ પાછળ મુકાવી દે."

સુરેન્દ્ર અને મનમોહન મોટરની પાછળની સીટ ઉપર બેસી ગયા. સેવંતીલાલ–ચોવીસ વરસની ઉમરનો નવજવાન મોટરનું ડ્રાઇ-વીંગ કરવાને શોફરની સીટ ઉપર બેઠો. તેણે મોટરને સ્ટાર્ટ કરી અને રાજમહેલ રોડ તરફ લીધી.

સુરેન્દ્ર લગભગ વીસ વરસની ઉમરનો, મનમોહનની ફોઇનો એકનો એક દીકરો હતો. સુરેન્દ્રના પિતા વડોદરા રાજ્યની અંદર એક સારા એવા હોદ્દાની નોકરી કરતા. એમાં તેમણે વીસ વરસ ગાળી નાંખ્યાં હતાં અને ઘરનું મકાન એકઠા કરેલા બે પૈસા અને અમલદારમાં જે ટાઢી છતાં સ્વાર્થી મીઠાશ હોય છે તેવી મીઠાશ ધરાવતા પચાસ વરસની ઉમરે પહોંચવા છતાં ખડતલ શરીર અને નિયમિત નોકરી બજાવી પૂરા સુધારક વિચારના નહિ અને પૂરા જૂનવાણી–રૂઢીચૂસ્ત પણ નહિ–એવું ' જીસકે તડમેં લડુ ઈસકે તડમેં હમ ' જેવું જીવન ગાળતા હતા.

મનમોહનને આગળ અભ્યાસ કરાવવા માટે મનમોહનના પિતા-એ પત્રવ્હેવાર કરીને જણાવેલું, અને સુરેન્દ્ર એકાદ વરસ આગળ હોવાથી મનમોહનને ઠીક લાભ પણ મળે. આ સમજણથી અને પોતાની બેનનું ઘર હોવાથી મનમોહનને વડોદરા મોકલવાનું નક્કી થયેલું અને તારીખ લખી મોકલાવેલી. એથી બી. એ. માં અભ્યાસ કરતાં ગર્ભશ્રીમંત અને રાજ્યની કૃપા વહોરી; " રાજરત્ન"નો ઇલ-કાબ પામેલા, શેઠ ચીમનલાલના લાડકા પુત્ર સેવંતીલાલને આગલે દિવસે કહેલું કે " મી. સેવંતીલાલ! જો તમે ગાડી લઇને આવો તો

આપણે ભાઈને રસ્તેઆત લેવા જઈએ:

પિતાની અઢળક મૂડીનો છૂટે હાથે ઉપયોગ કરનાર સેવંતીલાલ કેટલાક વખતથી સુરેન્દ્રનો મિત્ર બનેલો. વારંવાર મિત્રદાવાને હકે સેવંતીલાલ તેને ઘેર આવતો જતો રહેતો, ઉપરાંત અભ્યાસમાં સેવંતીલાલ આગળ હોવાથી તે સુરેન્દ્રને ઉપયોગી જણાતો. વળી સુરેન્દ્રથી બે વરસે નાની બેન સરયૂબાળા આ જ વરસે મેટ્રિકના ક્લાસમાં આવી હતી. તેને પણ કોઈ કોઈ વખત નહિ સમજાતા વિષયને સેવંતીલાલ સિફતથી સમજાવતો. એથી સુરેન્દ્રના માતા-પિતાને એમ લાગેલું કે ટ્યુશન આપનાર શિક્ષક જેટલું ન શીખવે એટલું સેવંતીલાલ સરસ રીતે બન્ને છોકરાને શીખવે છે. ઉપરાંત સેવંતીલાલના પિતા એક નામાંકિત નાગરિક છે. સારી લાગવગ ધરાવનારા અને રાજ્યની મહેરબાની હોવાથી સામ-દામ-ભેદથી બે પૈસા મેળવવામાં પણ ઉપયોગી બને એમ છે, આવા સારા કુટુંબ અને એના દીકરા સાથે સંબંધ વધે, છોકરાંઓ મિત્રો સાથે ફરેહરે એમાં બધી રીતે પોતાને લાભ દેખાતો.

હા, માત્ર ક્યારેક સુરેન્દ્રના પિતા ધીરૂભાઈ ચોંકી ઉઠતા.

સેવંતીલાલ કાંઈક વધુ પડતો સ્વતંત્ર હતો. રોજ બદલાયેલા સૂટ,-કોટ, રોજની કપડાંની ટાપટીપ, કપડામાં મહેકતાં સેન્ટની ખુશબો વિવિધ જાતની જોડી અને વારંવાર મોટરને દોડાવી ફરતા રહેતા સેવંતીલાલને ધીરૂભાઈ જોતા, અને એમને વિચાર આવતો: 'કાચી ઉમરના આ જવાનને આટલી બધી સ્વતંત્રતા સ્વચ્છંદી નહિ બનાવી દે ?

પણ એનો ઉત્તર પોતે પોતાના મનથી જ મેળવી લેતા : એ તો હોય ભાઈ ! શ્રીમંતના નબીરા જો મોજશોખ ન કરે તો પછી કોણ કરવાના હતા ? જુવાન છોકરા છે. અઢળક નાણું છે, કપડાં લત્તાં; મોટર ગાડી છે. એ નહિ પહેરે—નહિ ફેરવે તો કોણ કું ફેરવવાનો હતો ?'

પૈસામાં પ્રભુ દેખાડનાર ધીરૂભાઈ ક્યારેક તો સેવંતિના અતિઆગ્રહને લઈને સીનેમાના બે–ચાર શો પણ જોઈ આવેલા. સેવંતીલાલ કહેતો :

" કાકા ! સિનેમા થીયેટર આપણું છે, ભાડે આપ્યુ તેથી શું ? રોજની છ સીટના પાસ તો મળ્યા જ કરે છે એ નકામા જાય છે ટોકીઝનું પિક્ચર કેટલું સરસ, એટલુ બ્યુટીફુલ છે ! વડોદરાની પ્રજા એકી અવાજે વખાણે છે. મારી કાકીને લઈ આખા કુટુંબ સાથે આજે તો જરૂર આવો. આઠના શોમાં હું ગાડી મોકલીશ અને થીયેટર ઉપર હાજર રહીશ."

ધીરૂભાઈ ચાવેલા પાનનો ઘુંટડો ઉતારીને કહેતા "ના ભાઈ ! ના. હવે ઘરડે ઘડપણ સિનેમા ત્રણી ...'

"ના ના, કાકા ! મારા સમ બોલો તો જરૂર આવજો"

અને એવો આગ્રહ કરી, ચેડ–ચેડ–ચેડ બાટા કંપનીના છત્રીસ રૂપીયાના ખરીદેલા દોરી–બુટના ચમચમાટ સાથે સેવંતીલાલ દોટ દેતો. સોનેરી ફ્રેમના ચશ્માને નાકથી જરી નીચે ઉતારી, હોઠ ઉપર લાગેલી ચાવેલા પાન સોપારી ને તમાકુની ચોંટી ગયેલી પરપોટીને ચાટતા ધીરૂભાઈ ગાલમાં મીઠું મરકતા અને સુરેન્દ્રની બાને બરકતાઃ

"અલ્યા સાંભળે છે કે ? ઓ...ઓ...સરયુની બે. સર......"

"બાપુજી ! આવી."

"ના, ભાઈ ના. તારી બાને જરી વહેલી મોકલ તો. મારે ઓરીસે જવું છે. જરી ભલામણ........"

"શેના બરકા પાડો છો ?" જમીને રસોડામાંથી નીકળી. અબોટીયું બદલતાં, બૂમ પડવાથી અરધી સાડી હાથમાં પકડી, ગરમી વધી જવાથી, ખૂબ જ ફૂલી–ફાલી ગયેલાં સુરેન્દ્રની બાએ હાજર થઈ છણકાથી જવાબ આપ્યો.

'અં હ ! એ તો, આ સમજ્યાં ને ? સેવંતી બહુ આગ્રહ કરી ગયો છે કે જાણે......આ......સિનેમાનો આઠ વાગે શો છે, અને

મોટર લેવા આવશે. તે સમજ્યાં ને ? હું પાંચ વાગે આવી જઈશ. જરા કારૂં કારૂં જમવાનું બનાવી નાખજો ને. શું થાય ! આગ્રહ છે, એટલે જવું..."

"નથી જવું સિનેમા જોવા."

"કાં ?"

"અમસ્થા ! કાંવાળા ! એ માણસ વચ્ચે હા–હા–હા–હી મને ગમતું નથી. હવે કાંઈ નાની નથી. તમારી કીકલી અઢાર વરસની માથે તો ઓઢે જ નહિ, એને એ ભર્યાં માણસ વચ્ચે જુવાન છોકરાઓ સાથે બેસીને દાંતના ઠીઠીયા કાઢે. લાજ નો આવે !"

'એ ભાઈ ! બધી વાત ખરી, પણ આજનો જમાનો જુદી જાતનો છે, જુવાન છોકરાઓ બે ઘડી હસે–ખેલે, આનંદ કરે એમાં આપણે કાંઈ રોકી શકીએ ?,

'કર્યો કર્યો આનંદ ! એવા આનંદવાળા નો જોયા હોય તો !'

'ભઈ ! એ તો એમ જ ચાલે. ખબર છે ને ! તે દી હું તમને તેડવા આવેલો. ચોવીસ વરસ પહેલાંની વાત. ગામના ચોકમાં રામલીલા રમતી'તી અને અમે બાંકડે બેઠેલા. તે દી તમે જરી ઓરું ઓઢેલું તેમાંથી તરાંસી આંખે મારી સામે આંખ..'

'એ ! લાજો–લાજો, હવે તો દાઢીમાં યે ધોળા...'

'ચાલો, ત્યારે હું જાઉં છું, અને તૈયાર થઈ રહેશો ને ? આપણે ક્યાં ટીકીટ ખરચવાની છે ? મોટર તેડવા–મેલવા આવશે. જરા તમે સરયુને કહેજો, ઠાવકાઈ રાખે. હાં સમજ્યો ને ! ઠીક ત્યારે,'

અને એ પછી તો સેવંતીલાલ, સુરેન્દ્ર અને સરયુબાળાને સિનેમા જોવા વારવાર લઈ જતો. કદી રાતના દશે, તો કદી રાતના બારે મોટરમાં મૂકી જતો. પારકી મોટર, પારકા પૈસા, વાપરનાર મારા સુરેન્દ્રભાઈ ! આ રીતે સેવંતીલાલની દોસ્તી ઘર સાથે, સુરેન્દ્ર સાથે અને એથી યે વધુ ગાઢ સરયુબાળા સાથે વધતી જતી હતી.

વખતો વખત વાંચતા–વાંચતા કે ગણિત વખતે—સેવંતીલાલ

કોઈક છૂટ પણ લેતો—સરયુબાળા એથી મોટેથી હસી પડતી. કો કૂદતી–દોડતી! બાને કાંઈક એ અણુગતું લાગતું ત્યારે આંખો કાઢતાં અને સરયુબાળા ડાહકી થઈ જતી. ધીરૂભાઈ પાસે એ વિષે ફરિયાદ થતી ત્યારે તે તો ધીમેથી કહેતા :

"ભાઈ! આજનાં છોકરાં છે. પણ સેવંતી છોકરો બહુ સારો છે. અને કેટલો ભણવામાં કુશળ છે! ગયા વરસે આખા ક્લાસમાં ફર્સ્ટ આવ્યો. આમ જુઓ તો ફરતો જ હોય છે. પણ બુદ્ધિશાળી છે. સુરેન્દ્ર પણ એનાં કેવાં વખાણ કરે છે, જોયું ને! સુરેન્દ્રભાઈએ પહેર્યાં છે એ નવો ગરમ સુટ, ના કહેવા છતાં એક પૈસો ન લીધો અને સેવંતીએ પોતાની સાથે પરાણે સુરેન્દ્રને ય શીવડાવી દીધો. મેં કહ્યું કે—ભાઈ સેવંતી, એનું બીલ આપો. તો એ કહે કે—આપ્યું બીલ! સુરેન્દ્ર શું મારો ભાઈ નથી? કાકા! આવું પરાયું કાં ધારો છો? આહાહા! એની ભાવના કેવી ઉંચી છે? ભાઈ! એ તો બાપ એવા બેટા ને વડ એવા ટેટા. ચમનલાલ જેવા ઉદાર છે એવો જ સેવંતીલાલ છે."

સ્વાર્થપરાયણ ધીરૂભાઈ માત્ર સેવંતીલાલને પોતાની સ્વાર્થ-દૃષ્ટિના ગજથી જ માપતા અને આવું બનતું ત્યારે ખુશ પણ થતા હતા.

પરમ બુદ્ધિશાળી, ચાલાક અને ધનના ઢગ ઉપર એકલા જ ચઢી બેઠેલા પુંજીપતિના પુત્ર સેવંતીલાલની આંખો ખાનદાનીભરી, કેવળ વિશુદ્ધ મિત્રતાની ભાવનાથી જ ધીરૂભાઈના કુટુંબ સાથે લાગી હતું શું?

એ તો આપણે હવે આગળ બનતા બનાવો જોયા પછી જાણી શકીશું. આજે તો સ્ટેશન ઉપર ઉતરેલા મનમોહનને લેવાને સેવંતીલાલ તથા સુરેન્દ્ર આવેલા તે મોટરમાં ઘર તરફ જવા નીકળી પડ્યા છે.

"ઓહો, મી. મનમોહન! ત્યારે શું તમે આ રેસ્ટોરન્ટની

કોઈ પણ ચીજો નહિ ક્યો ? તમને બધી જ વસ્તુનો અને ચહાનો પણ બાયકોટ છે, એમ જ ને ?

રાજમહેલ રોડ ઉપરથી ફરવીને રેસ્ટોરન્ટમાં ચહા નાસ્તો લેવા તથા ઘેર પહોંચતાં પહેલાં પોતાની માલદાર તથા કેળવાયેલો અને સુધરેલા વ્યક્તિત્વની છાપ પાડવા, સેવંતીલાલે મોટરને રેસ્ટોરંટની બાજુ ઉપર ખડી કરી અને તે તેના મિત્ર અને નવો આગંતુક મહેમાનને રેસ્ટોરન્ટમાં લઈ આવ્યો હતો તથા ઓર્ડરની વાનગીઓ સુરેન્દ્રની સાથે મોઢામાં મૂકતાં, મનમોહનની સામે સોનેરી ફ્રેમના છેલ્લી ઢબના ચશ્માંમાંથી તીરછી નજરે જોતો વાત કરી રહ્યો હતો.

"ભાઈ સેવંતીલાલ ! બાયકોટનો સવાલ નથી પરંતુ બાલ્યાવસ્થાથી પિતાજીના ઉપદેશના પરિણામે આવી બહારની વસ્તુ જ્યાં ત્યાં પેટમાં નાંખવી ધર્મ અને તંદુરસ્તીની નજરે નુકસાનકરતા સમજાવવામાં આવ્યું છે. તેથી હું બહારની ચીજો નથી લેતો. ઘરમાં તો હું ચહા વગેરે લઉં છું."

"સમજ્યો, ત્યારે તો તમે જૂના "ઓર્થોડોક્ષ" સમાજના ધર્મ અને કર્મના જમાનામાં જીવતા જણાઓ છો. અને–તમારે કેળવણી તો આધુનિક ટોચની લેવી છે. મી. નરેન્દ્રના કહેવા પ્રમાણે તો તમે છેક ટોચનો અભ્યાસ કરવા સુધીની ઇચ્છા ધરાવો છો અને એ અંગે કદાચ વિલાયત પણ જવું પડે તો જવાની તમારી અને મોકલવાની તમારા વડીલની ઇચ્છા છે. ત્યારે તો તમે આવા રંગ, રૂપ અને વિચારો જીવન્ત રાખીને આગળ વધશો, ખરું ને ?"

"જરૂર, સેવંતીલાલ ! મને માફ કરજો, પરંતુ મને એ વાતનો ચોક્કસ અનુભવ થયો છે કે જ્ઞાનપ્રાપ્તિ માટે માનવી ગમે તે વિદ્યાનો અભ્યાસ ભલે કરે, પરંતુ તેને સારાસારનો વિવેક સમજવાની શક્તિ પ્રાપ્ત થઈ હોય તો જેને ધર્મ અને કર્મ હમણાં કહીને કટાક્ષ કર્યો છે તે ધર્મ અને કર્મ જાળવીને પણ વિદ્યા તો

મેળવી શકે છે, અને પોતાના સ્વદેશી; સ્વધર્મી અને સ્વાવલંબી-પણાને જાળવી શકે છે.

"કોઇ પણ વિદ્યા, ભાષા કે સંસ્કૃતિને સમજવી અથવા તેનું જ્ઞાન મેળવવું, એથી એમ નથી માની શકાતું કે આપણો સ્વધર્મ છોડીને આપણે તેના રંગે રંગાઈ જવું અથવા વટલાઈ જવું! માત્ર આપણામાં રહેલી નિર્બળતા અને પરાઇ વસ્તુ તરફનો આપણને લાગતો મોહ–ચટકો જ આપણું વારંવાર પતન કરે છે. માનવી ખૂબ જ દૃઢ મનનો, નિશ્ચયી અને ગુણદોષના ભેદને સમજીને પોતાના વિચારો, નીતિ અને નિશ્ચય પ્રમાણે વર્તી શકે છે.'

'હં! હં! હું સમજ્યો, મનમોહન! તમે હમણાં તો જૂનવાણી વિચારમાં પોષાઇને–રંગાઇને ગામડામાંથી આવો છો, એટલે નવી દુનિયા, નવા વિચારો અને નવજુવાન વિચારસરણી તમને તરત નહિ સમજાય. વળી આપણે એ સંબંધમાં આગળ ઉપર જોઈશું. ચાલો ત્યારે ઘેર પહોંચી જઈએ. બા તમારી રાહ પણ જોતાં હશે કેમ, મી. નરેન્દ્ર?"

"હા જી, મનમોહનભાઇ તાજા ગામડેથી આવે છે અને મામાજીના ચોકી પહેરા નીચે આજસુધી એમણે જીવન વિતાવ્યું છે, એટલે તરત તો સાચી વસ્તુ એમને નહિ સમજાય. મારી પણ, એ જ હાલત હતી ને! હું પણ સંકુચિત વિચારોનો, વહેમી અને શંકાશીલ હતો જ ને! પણ જ્યારથી સેવંતીભાઇ! હું તમારા પરિચયમાં આવ્યો, નવા વિચારો જ્યારથી હું જાણી શક્યો, ત્યારે જ મને એમ લાગ્યું કે આપણે પોતાના ઘરની ચાર દીવાલોમાં ભરાઈ રહીને અને આપ્તજનના જૂનવાણી ટકોરાથી બોદા બની બેસીએ છીએ, ત્યારે સાચી દુનિયા અને આ દુનિયામાં માણી લેવા જેવી મજેદાર જીંદગીની ખુશબો આપણને સ્પર્શી જ શકતી નથી. અને એથી તો આપણાં માનસને પ્રગતિશીલ બનવા દેતી નથી."

* * *

મોટરમાં ગોઠવાઈને ઘેર પહોંચ્યા પછી મનમોહનની ખબર-અંતર પૂછવામાં ફોઈ રોકાયાં હતાં. નરેન્દ્ર પોતાના રૂમમાં કપડાં બદલી રહ્યો હતો, ત્યાં સેવંતીલાલ સરયુનો હાથ પકડી, મકાનની પગથી ઉતરતાં મનમોહન તથા સરયુબાળાની આંખો મળી અને વિવેક તથા સભ્યતાની જાળવણી ખાતર સરયુએ સેવંતીલાલના હાથમાંથી હાથ ઉચકી લઈ મનમોહનની સામે વળીને ઉચ્ચાર્યું:

"હલ્લો, મનમોહનભાઇ! આવી પહોંચ્યા? નમસ્તે. અરે પણ ઉતાવળ છે, આપણે સાંજે ખૂબ ખૂબ વાતો કરીશું. આજે તો મારે જરા ઉતાવળ છે. અમારા "વિદ્યાર્થિની મંડળ" તરફથી રાહત ફંડ માટે એક નાટિકા ગોઠવાઇ છે. એમાં મારૂં કામ મુખ્ય પાત્રનું છે. મારે જરી વહેલાં જવું જોઇએ. મારી ઇચ્છા તો એમાં ભાગ લેવાની નહોતી, પણ આ મી. સેવંતીલાલનો અતિશય આગ્રહ, વળી મારા ગળા અને ગાવાની ઢબ માટે અમારૂં મંડળ ખૂબ જ પ્રેમ ધરાવે છે, અને આ પરોપકારના કામમાં નાટિકા સારી રીતે ભજવાય તો સારી જેવી રકમ મળી આવે એટલે થોડાક ડેન્સનો પણ મારો કાર્યક્રમ છે. તમે થાકીને આવ્યા છો એટલે તમને લઈ જવા હું આગ્રહ નથી કરતી. જો કે વિદ્યાર્થીઓ, મિત્રો અને સંભાવિત સજ્જનો, પ્રેક્ષક તરીકે હાજર રહેવાના છે. પણ તમે થાકીને...વેરી સોરી મનમોહન! અને મમ્મી!...ઓ...કે!"

વાદળી રંગની, બારીક સોનેરી તારવાળી સાડીને, પાછળ પાલવ ઝુલતો રાખી, દક્ષિણી ઢબથી ઓઢી લીધેલી, તસતસતી ચોળી પહેરી, ઉન્નતસ્તની બની રહેલી ઝુલતી બાલસેર ઉપર તાજા મોગરાની વેણી, હોઠ ઉપર રંગની ચટક, આંખમાં કાજળ અને પગમાં ચંપલની જગ્યાએ સેન્ડલ બૂટ પહેરી, સેવંતીલાલના હાથના આધારે ત્રણ સ્થળેથી વળાંક લેતી, કેડથી લચકાતી, વિદ્યા અને અભ્યાસ કરતાં ફેશન, મિજાજ અને સરકતા જોબનના ભારે ચાલી ગયેલી સરયુબાળાને મનમોહન અનિમિષ નજરે, દિગ્મૂઢ જેવો બની જોઈ રહ્યો.

અને "-મમ્મી! એ...કે" કહી મા-ફોઈ તરફ હાથનો લહેકો કરીને ચાલી ગયેલી સરયુ તરફ ફોઈ એકી નજરે ઉપર કરતાં નીચેનો હોઠ સંકોડી જાડો બનાવી દઈ અને નેણુના જુદાપણાને એક કરતાં હોય તેવાં સંકોચી, મારકણી ગાયના જેવી વક્ર નજરે...વગર જવાબે જોઈ રહેલાં તે પણ મનમોહને જોયું. અહીં પણ મૂક્તાની સાથે પોતાનું ઘર છોડયા પછી આ ઘર અને તેમાં રહેતાં પોતાના જ સગાં અને તેમની જીવનયાત્રામાં ઊંડા ઉતરવાની ઇચ્છા અને વિચારને અળગા કરી, ફોઈ સાથે તે જે વાત કરતો હતો તેના પ્રસંગને લંબાવતાં તેણે કહ્યું:

"અને બા! સરયુબહેન તો ખૂબ મોટાં થઈ ગયાં લાગે છે!" (મનમોહન ફોઈને 'બા' કહીને જ સંબોધતો.)

"હા ભાઈ! જોને, છે ને મોટા ઉંટીયા જેવડી! પણ અક્કલનો છાંટો ય નહિ, હવે તો એ મોટી થઈ, મારૂં કહેવું માનેય નહિ. આજનાં છોકરાં અને વળી ભણેલાં!"

"એમ હોય, બા! છોકરાં ભણેલાં હોય અથવા ભણીને શિક્ષિત બને એટલે કાંઇ માવતરનું સાંભળે નહિ, એમ હોય કે?"

"અરે ભઈલા! વાત જ ન પૂછવી આ નવા ભણુતરની! અમારા જૂના વિચારો અને શિખામણ તો એમને આંખના પાટા જેવી લાગે છે. કાંઈ કહેવા જઈએ-તો કહેશેઃ 'બા! તમે બેસો છાનાંમાનાં! તમે ન, સમજો. તમારો જમાનો હવે ન રહ્યો.'

"અરે ભાઇ! અમારો જમાનો નથી રહ્યો; પણ આપણે માનવી તો રહ્યાં છીએ ના! કે જનાવર થઇ ગયાં ભણ્યા એટલે! કશા વિચાર નહિ મરિયાદા નહિ, નાના મોટાની શરમ નહિ. બસ, હાલી નીકળ્યાં છે આજનાં છોકરાં!"

"પણ બા! આ સેવંતીલાલ આપણા શું સગા થાય?"

"ના, ભાઇ! આપણા સગાબગા નથી. એ તો વાણિયા છે. અહીંના મોટા શેઠિયાના દીકરા છે. ભણવામાં હુશિયાર, બે પૈસે

સુખી અને તેના પિતાને તારા ફુવા સાથે ધરમેળ જેવો સંબંધ છે. એટલે તે આવે જાય છે. વળી ભણવામાં કુશળ હોઈ નરેન્દ્ર એને સરયુને પણ શીખવે છે. છોકરો સારો છે, પણ આમને નહિ ગણકારી જ્યારે ધાર્યું કરે છે, અને આવાં નાટકો, ગરબા અને પાર્ટીમાં એ લોકો ભોડે છે ત્યારે મારો જીવ તાળવે ચોટે છે. પણ મારું શું ચાલે ?"

"મારા ફુવા આવી વધુ પડતી છૂટ લવા માટે સરયુબહેનને રોકતા નથી !"

"ભાઈ ! વાંક તારા ફુવાનો જ છે. એમણે જ આ છોકરી-ઓને વંઠાવી મૂકી છે, વીરા ! હું તો રોજ કકળાટ કરું કે 'સર-યુના બાપા ! આમ ના હોય, હો ! આવું કોઈ દી જોયું નથી, અને આમાંથી સાર નહિ નીકળે.' તો એ કહે છે :

'આ નવો જમાનો છે અને ભણેલ ગણેલ છોકરા—છોકરીઓ આપણી માફક ઓરડો ઓઢીને ન બેસી રહે. એમને ફરવા જોઈએ, મિત્રો હોય, જરીક કડક બંધનોમાંથી એમને મુક્ત કરવાં જોઈએ. આ વિદ્યા ભણીને એમને ઘરકુકડાં નથી બનાવવાં. નિર્દોષ ભાવે ભલે ફરે હરે, મિત્રો—દોસ્તોમાં જાય—આવે અને જલસામાં ભાગ લે એથી વંઠી જવાય—બગડી જવાય એમ તમે માનો છો, કેમ ? એ તો આજકાલનો—પ્રગતિવાદી નવો સુધારો છે.'

"હું કહું છુંઃ 'મારે નથી એવો નવો સુધારો લાવવો, અને નથી છોકરીને આગળ ભણાવવી.'

"એ તો કહે છેઃ 'તમારા જેવા જૂની ઘરેડનાં માનવીઓએ જ સ્ત્રીઓનો અભ્યુદય થવા નથી દીધો અને સ્ત્રીકેળવણીને નુકસાન પહોંચાડયું છે, ત્યારે જ આજે સ્ત્રીઓ ગુલામ બની, પુરુષ ઉપર આધાર રાખી જીવી રહી છે ! સ્ત્રીકેળવણી, સ્ત્રીઓનો ઉદ્ધાર અને સ્ત્રીઓની ઉન્નતિ વેગભર આગળ વધી રહી છે. એમાં જો તું છોકરીને અભણ રાખીશ તો એને લાયક વર ક્યાંથી મેળવીશ ? તમારા જેવાં અભણ

વેશ્યાઓ માટે તો અમે અડધા અભણ બાયડીઓ આગલા જમાનામાં હતી. આજે નાતમાં છોકરાઓ 'બી. એ.' અને 'એમ. એ.' સુધી અભ્યાસ કરે છે, વિલાયત જાય છે, બૅરિસ્ટર બને છે. તેમને અભણ, હોઠ અને રોટલા ઘડી આપે એવી કન્યા ન પસંદ આવે. માટે આપણે આપણી દીકરીને ભણાવી-ગણાવી, સુધારક વાણી, વિચાર અને વર્તનથી રંગાવા દઈએ તો જ એનું ભવિષ્ય સુધરે.'

"આવી આવી વાતો કરે છે તારા ફુવા. નરેન્દ્ર પણ એમાં ટાપસી પૂરે છે અને સેવંતીલાલ તો મને કહે છેઃ 'બહુ જૂના વિચારનાં છો બા, તમે તો. આજના જમાનામાં તમારા વિચારે જીવાય જ નહિ.'

"હું પડું એકલી! એ બધી શૂરણાઈઓમાં મારા અવાજની તતુડી કોણ સાંભળે? હું તો છાની માની પેટ બાળ્યા કરું છું. અમારા વખતમાં તો જુવાન બે'ન ભાઈનો હાથ પકડીને ચાલતાં યે લાજે. આજ તો કહે છે કે એ તો ફેશન છે ફેશન! જોયું ને સરયુનું! તે સેવંતી સાથે ગઈ. હવે ક્યારે આવશે? જો વચમાં હું કહું કે લડું તો એનું ઉપરાણું લઈને તારા ફુવા ને નરેન્દ્ર મને જ ઉધડી લે છે. આવી દશા મારી છે, બઈલા! તું ભલે આવ્યો ને ખૂબ ભણજે. પણ મારે વાત કરવાનો વિસામો તો થયો. તું પણ વધારે ભણીને જો વંઠી......"

" ત્યારે તો મી. મનમોહન! હવે તમે સમજ્યા ખરા કે આપણી ઇચ્છા એ માત્ર તંદુરસ્તી, સ્વચ્છતા અને આરોગ્યને અનુકૂળ રહીને જ હોવી જોઈએ. આપણી હોટલો, લોજો અને રેસ્ટોરાં જો સ્વચ્છતાની કાળજી રાખી, આદર્શ બને તો પછી એ હોટેલ અને રેસ્ટોરાંની અંદર આપણે ચહા-નાસ્તો લેવાનો વાંધો ન લઈએ."

એકાદ મહિનાના સહવાસ પછી આજે મનમોહનને પોતાની સાથે સેવંતીલાલ એ જ રેસ્ટોરાંની અંદર લઈ આવી, ચહા-નાસ્તો કરાવતો હતો, કે જ્યાં એણે આ શહેરમાં પગ મૂકતાં પિતાજીની વાણી

અને ઉપદેશને કારણે બહારનું નહિ ખાવાપીવાનું, તથા એમ કરવાથી આપણે અભડાઈએ છીએ—વટલાઈએ છીએ. એમ જણાવ્યું હતું.

" અને મનમોહન ભાઈ! એટલું તો તમે કબૂલ કરશો કે આપણા આચાર અને ધાર્મિકતાની ગણતરીએ આપણને મૂળ વિચારથી ઘણે દૂર ફગાવી દીધા છે. આપણે એ જ હિસાબે અને વિચારે નાના નાના જ્ઞાતિસમૂહના વર્તુલો રચી, તે તે વર્તુલોમાં પૂરાઈ જઈને અન્ય વર્તુલોનાં માનવીઓને આપણાથી ઉતરતા અથવા હલકા માનતા થયા છીએ, અને એથી જ આપણી હિન્દુ જાતિને છિન્નભિન્ન અને કલુષિત માનસવાળી બનાવી મૂકી, આપણે હિન્દુત્વ ઉપર બહુ અન્યાય કર્યો છે. વર્ણની વ્યવસ્થા ભલે પૂર્વના પુરુષોને ઉપયોગી જણાઈ હશે, પરંતુ નિતાન્ત એથી આપણા રાષ્ટ્રને તો મોટો અન્યાય થયો છે અને આપણામાંથી બહુ મોટો વર્ગ તરછોડાઈને અપમાનિત બનીને વિધર્મી બની રહ્યો છે. આજના નવયુવાનો યુવાન આ છૂ...છા, વર્ણવિન્યાસ અને વાડાનાં બંધનોને તોડી નાખવા મથી રહ્યો છે. આપણા જેવા નવજુવાનો માત્ર વડવાઓની શાખ અને ઉપદેશના આધારે ડગ ભરતા રહે, ગાળીને જ પાણી પીતા રહે, જૂનું તે જ સોનુ સમજતા રહે, તો પછી આપણી પ્રગતિ અને ઉન્નતિની આશા રાખવી હું તો કહું કે બિલકુલ નકામી જ છે.

" ખરૂં પૂછો તો આપણા દેશ અને આપણા સમાજને રુઢીચૂસ્તો અને ધર્મ તથા પાપ પૂણ્યના ઠેકેદારોએ કહેવાતા પાપ અને પૂણ્યના તેમની આંખ ઉપર પાટા બંધાવી, ધર્મ અને કર્મની કાળી પટ્ટી બાંધી, આપણો માર્ગ માત્ર અંધકારમય બનાવી દીધો છે. આપણા દેવોના નામે, આપણાં શાસ્ત્રોના નામે, આપણા પાપ અને પૂણ્યના નામે અને આપણાં જાતિ તથા ન્યાતના નામે આપણને, પ્રગતિ માટે, ઉડ્ડયન માટે; આગળ વધવા માટે જે હૃદય ધડકન થઇ રહ્યું છે, આપણું મન દોટ દઇ રહેલ હોય છે, તેમને માત્ર આંગળીએ વળગાડી, આંધળાને દોરી જવા જેવું કામ કીધું છે.

" હું એક બંગાળી પુસ્તક વાંચી રહ્યો છું. તેમાંથી આપણા સમાજ ઉપર જે આ વિવિધ બંધનો પકડ લઇ રહ્યાં છે, તે વિષે તમોને થોડુંક સંભળાવીશ.

" પ્રભુ ! અમારી પાસે અનંતશક્તિ નથી એ તમે જાણો છો. અમારે કામ પણ કરવું પડે છે અને તમારી આગળ હિસાબ પણ આપવો પડે છે. અમારા જીવનનો સમય પણ અલ્પ છે અને સંસારનો માર્ગ પણ કઠિન છે. તમે અમને દેહ આપ્યો છે, મન આપ્યું છે, આત્મા આપ્યો છે. ક્ષુધા આપી છે, બુદ્ધિ આપી છે, પ્રેમ આપ્યો છે, અને એ બધા બોજા સાથે અમને સંસારનાં હજારો વિષયોનાં વમળમાં નાખી દીધા છે. આ ઉપરાંત પાછા પંડિતો વળી ડર દેખાડે છે કે તમે હિન્દુના દેવ ખૂબ કઠોર છો. તમે કડા, ક્રાંતિ, ક્ષણનો હિસાબ પણ છોડતા નથી, ખરેખર એમ જો હોય તો હિન્દુને સંસારના કોઇ મહા અનુષ્ઠાનમાં ભાગ લેવાનો વખત જ ન મળે. તો તો અમારાં મોટાં કાર્યોમાં " ગોટલી " મારી કેવળ તમારો ક્ષુદ્ર હિસાબ ગણુ ગણુ કરવો પડે તમે જે શોભા, સૌન્દર્ય વૈચિત્ર્યમય સાગરામ્બરા પૃથ્વીમાં અમને મોકલ્યા છે તે પૃથ્વીને પર્યટન કરીને જોવાય પણ નહિ. તમે જે ઉન્નત માનવવંશમાં અમને જન્મ આપ્યો છે તે માનવોના સાથે સમન્વય–પરિચય કરવો અને તેમનાં દુઃખનું મોચન કરવું, તેમની ઉન્નતિ સાધવા માટે વિવિધ પ્રયત્નો કરવા એ તો અસાધ્ય થઇ પડે. કેવળ ક્ષુદ્ર જીવનમાં બંધાઇ રહીને ઘરખૂણે બેસીને ગતિશીલ, વિપુલ માનવપ્રવાહ અને જગત–સંસાર તરફ નજર પણ નાખ્યા સિવાય પોતાના ક્ષુદ્ર દૈનિક જીવનમાં કડાકાન્તિ ગણ્યા કરવા પડે. આને નહિ અડું, તેનો પડછાયો નહિ લેઉં, અમુકનું ખાઉં નહિ, અમુકની કન્યા નહિ લેઉં; આ રીતે ઉઠીશ, તે રીતે બેસીસ; દીકણી રીતે ચાલીશ. તિથિ, નક્ષત્ર, દિવસ, ક્ષણ, લગ્નનો વિચાર કરીને હાથ પગ હલાવીશ–એમ કરી કરીને કર્મહીન ક્ષુદ્ર

જીવનના ટુકડા ટુકડે કરી નાખી, રૂપીઆની ખાતર, કોડી કરીને મોટો ઢગલો બનાવવો એ જ શું અમારા જીવનનો ઉદ્દેશ છે ? હે હિન્દુના દેવતા ! અને હિન્દુનાં શાસ્ત્રો અને ડગલે તથા પગલે જ "શાસ્ત્ર યૂં કહેતા હૈ" એમ કહી દમ ભીડાવનારા ઓ વડીલો ! તમારી શું એવી આજ્ઞા છે કે અમે માત્ર હિન્દુ જ બનીએ—માણુસ ન બનીએ ?"

"આપણા દેશમાં એવું જ બની રહેલ છે. પ્રો. મનમોહનના "વિવિધવ્યવસ્થા અને આચારવિચાર તરફ અતિશય ધ્યાન આપવા જતાં, મનુષ્યત્વનાં સ્વાધીન ઉચ્ચ અંગ તરફ અવહેલના કરવામાં આવી છે. સામાજીક આચારથી માંડીને ધર્મનાં ધ્રુવ આજ્ઞાઓ સુધી બધામાં જ એક સરખી કડકાઈ કરવાને લીધે પરિણામ એ આવ્યું છે કે આપણા દેશમાં સમાજ, નીતિ ધીમે ધીમે સુદૃઢ અને કઠણ બની ગઈ છે, પણ ધર્મ નીતિ શિથિલ થતી જાય છે. કોઈ માણસ ગાય મારે તેને સમાજની સજા ભોગવવી પડે અને તેનું પ્રાયશ્ચિત્ત કરવુ પડે. પણ માણસનુ ખૂન કરે તો પ્રાયશ્ચિત્ત કર્યા વગર જ સમાજમાં તે સ્થાન પામે એવા દાખલાની કાંઇ ખોટ નથી રખેને હિન્દુ વિધાતાના હિસાબમાં કડકાન્તિની ભૂલ પડે, એટલા માટે પિતા આઠ વરસની અંદર જ કન્યાને પરણાવી દે છે, અને મોટી ઉમરે પરણાવે તો ન્યાત બહાર થાય છે ! વિધાતાનો હિસાબ મેળવવાની બાબતમાં સમાજ આટલી બધી ઝીણી નજર રાખતો રહે છે.

"હું જો અસ્પૃશ્ય—નીચ જાતનો સ્પર્શ કરૂં તો સમાજ મને તરત જ એ વિષે સાવચેત કરે છે. પણ હું જો જુલમ કરીને એ નીચ જાતનાં ઘરબાર વેરાન કરી નાખું તો સમાજ મારી પાસે એ કામનો હિસાબ માગે છે ખરો ?

'પાપનિવારણના પણ સેંકડો સહેલા રસ્તા છે. આપણા પાપનો બોજો જેમ જેમ વધી જાય છે. તેમ તેમ જ્યાં ત્યાં તેને ફગાવી દેવાનાં ખાસ સ્થાન છે. ગંગામાં સ્નાન કરી આવ્યા એટલે અંતરનો મેલ

અને નાનાં મોટાં બધાં પાપ ધોવાઈ ગયાં! જેમ રાજ્યમાં મોટી મરકી ચાલે ત્યારે દરેક મડદાને માટે જુદી જુદી ઘોર ખોદવી અશક્ય થઈ પડે છે, અને અમીરથી માંડી ફકીર સુધીનાં બધાને જ ઢગલો કરી મોટા ખાડામાં નાંખી દઈ, સંક્ષેપમાં અંત્યેષ્ટિ સંસ્કાર પતાવવો પડે છે, એમ આપણા દેશમાં ખાતાં, સૂતાં, ઊઠતાં, બેસતાં એટલાં બધાં પાપ થાય છે કે દરેક પાપનું સ્વતંત્ર પ્રાયશ્ચિત્ત કરવા જઈએ તો સમય જ નહિ મળે. એટલે થોડે થોડે વખતે એક સામટાં નાના મોટાં બધાં પાપોને ભેગાં કરી અતિ સંક્ષેપમાં એક સમાધિમાં નાંખી આવવાં પડે છે. જેમ આંઠા વજ્રના જેવા સખત તેમ તેની ગાંઠ સરકણી.

" આવી રીતે પાપ પુણ્ય એ મનના ધર્મ છે, એ વસ્તુ માણસ ધીમે ધીમે ભૂલી જાય છે. મંત્ર ભણવાથી, જળમાં ડૂબકી મારવાથી, ગાયનું છાણ ખાવાથી, માટી ચોળવાથી પાપ નાશ પામે છે એવી માન્યતા સ્વીકારવી પડે છે. કારણ કે માણસને જો માણસ તરીકે ન ગણીએ અને યંત્ર તરીકે ગણીએ તો તેના મનમાં પણ પોતે યંત્ર છે: એવો ભ્રમ પેદા થાય છે. જો સામાન્ય લાભ, નુકસાન, વેપાર રોજગાર સિવાય બીજા કોઈ પણ વિષયમાં તેને સ્વતંત્ર બુદ્ધિ ચલાવવાનો અવસર આપવામાં ન આવે, જો ઉઠવું. બેસવું હળવું. મળવું, અડવું-ખાવું એ બધું પણ એને માટે દૃઢ ભાવે નક્કી થઈ ગયેલું હોય તો માણસમાં જે એક સ્વતંત્ર માનસિક ધર્મ હોય છે તે ધીમે ધીમે ભૂલાતો જાય છે: પાપ પુણ્ય બધું જ યંત્રનો ધર્મ છે એમ માનતાં મુશ્કેલી પડતી નથી. અને તેનું પ્રાયશ્ચિત્ત પણ યંત્રસાધ્ય લાગે છે."

" અને મી. મનમોહન! જુઓ, આ મદ્રાસી ઢોંસા, આ પંજાબી પરોઠાં અને આ ઇંગ્લીશ બનાવટનો ટોસ્ટ નાસ્તામાં લઈ તો જુઓ. પરપ્રાન્તની વાનીઓ પણ આપણને ઘણું જાણવાનું, સમજવાનું, ખાવાનું શીખવે છે. ઘરના રસોડામાં પાટલા ઉપર બેસીને

રોજ રોટલી દાળ, ભાત અને શાક, તથા ખીચડી–ભાખરી ખાઇ ખાઇ જીંદગી પૂરી કરવામાં આપણે વાનીઓ અને ખોરાકના ખરા સ્વાદ–ટેસ્ટ અને બનાવટની ખૂબી તરફ બેદરકાર બની ગયા છીએ. મને તો એમ લાગે છે કે સવારે રોજ તમે મારી સાથે આવોઃ હમણાં શિયાળો પણ છે, અને સવારે ઘરના નાસ્તામાં કોઇ મજા પણ નથી. આપણને અહીં સરસ નાસ્તો મળશે અને વાતો કરવાની મજા પડશે"

સેવંતીલાલ વિવેચન કરતો હતો, તે દરમ્યાન મનમોહન મોજથી અને જરીયે અટક્યા સિવાય નાસ્તો આરોગતો હતો. તેમાં સેવંતીએ બીજી બે–ત્રણ વાનીઓનો ઑર્ડર આપતાં વચમાં જ આ નાસ્તાના ટેસ્ટ માટે વખાણ કરીને પુનઃ પૂર્વવિવેચન શરૂ કર્યું.

" હા, મનમોહન ! હું શું કહેતો હતો ? બરાબર, અતિ-સૂક્ષ્મ તર્ક કહે છે કે જો માણસની સ્વતંત્ર બુદ્ધિ ઉપર સહેજ પણ આધાર રાખવામાં આવે તો દૈવયોગે કાકદંતિનો હિસાબ ન પણ મળે. કારણ કે માણસ ઠોકર ખાઈને શીખે છે, પણ સહેજ ઠોકર ખાતાં જ જો પાપ થઈ જતું હોય તો તેને શીખવાની તક આપ્યા સિવાય નાકમાં નાથ પહેરાવીને ચલાવવો એ જ યુક્તિસંગત છે. છોક-રાને ચાલતાં શીખવવું હોય તો પડવા પણ દેવો જોઈએ. તેના કરતાં તે ઘરડો થાય ત્યાં સુધી તેને કેડે લઈને ફરવું એ જ સારૂં ! એમ જો કરીએ તો પછી તે પડે નહિ, છતાં તેનું હરવા ફરવાનું પણ ચાલુ રહેઃ ધૂળની એક કણ પણ જો લાગી તો હિન્દુના દૈવની આગળ હિસાબ આપવો પડે છે. કામળી બદલ્યા સિવાય કોળીયો ભર્યો તો સનાતનીઓ અપરાધી ઠેરવે છે. લાઇન દોરી, ગોળ ચક્કર આંકી કુંડાળુ કાઢ્યું, તેની બહાર પગ મૂકયો તો વડીલોનાં ભવાં રામના ધનુષ્યની માફક ખેંચાય છે ! અને કોઇ જુવાન પુરુષ તેની સ્ત્રી મિત્ર સાથે વાત કરે તો સમાજના બુઢ્ઢાઓને સંસ્કૃતિ ભંગાણનો દમ ઉપડી આવે છે. એટલે આ બધા મળીને એમ કહેવા માગે છે કે મનુષ્યજીવનને તેલમાં નાખીને શીશીમાં ભરી. " નીતિ–મ્યુઝીયમ "

ની પ્રદર્શનીય વસ્તુ રૂપે રાખી મૂકવું એ જ સલાહભર્યું છે!

"આપણા પંડિતો ભેગા થઈને ખૂબ ચર્ચા કરીને છીપના બદલામાં મોતી આપવા તૈયાર થાય છે.

"જયારે માનસિક સ્વાધીનતા ન હોય ત્યારે પાપ પુણ્યનો કશો અર્થ જ રહેતો નથી, તે સ્વાધીનતાનો ભોગ આપી આપણે નામ માત્ર પુણ્યને નગદ ગણીને તિજોરીમાં ભર્યું છે.

"પાપ-પુણ્ય, ઉત્થાન-પતનમાં થઈને જ આપણું મનુષ્યત્વ ઉત્તરોત્તર પરિસ્ફુટ થતું જાય છે. સ્વાધીનભાવે આપણે જે મેળવીએ છીએ તે જ આપણો સાચો લાભ હોય છે. અવિચારપૂર્વક બીજાની પાસેથી આપણે જે ગ્રહણ કરીએ છીએ તે આપણને મળતું નથી હોતું. ધૂળ કાદવમાં થઈને આઘાત સંઘાતમાં થઈને, પતન પરાભવને વટાવીને આગળ વધતાં વધતાં જે બળસંચય કરીએ છીએ તે બળ જ આપણું ચીરજીવનનું સાથી બને છે-બની રહે છે. ધરતી ઉપર પગ સુદ્ધાં માંડયા વિના દુગ્ધ ફેન શુભ્ર પુણ્ય શય્યામાં શયન રહીને, આજનાં ડાવડાં મનાતાં રૂઢી અને સંસ્કૃતિ કે ધર્મનું નામ આપનાર સમાજ આગળ જીવનનો અતિ નિષ્કલંક હિસાબ તૈયાર કરી આપી શકાય પણ તે હિસાબ એટલે શું? એક કોરૂં કટ ખાતું: તેમાં કલંક નહિ હોય અને આંકડો પણ નહિ હોય.

'નિર્દોષ સંપૂર્ણતા માણસને માટે નથી. કારણ કે સંપૂર્ણતામાં એક પ્રકારની સમાપ્તિ રહેલી છે. માણસ આ જીવનમાં જ સમાપ્ત નથી. જેઓ પરલોકને માનતા નથી તેઓ પણ સ્વીકારશે કે એક જીવનમાં જ માણસની ઉન્નતિ-સંભાવના પૂરી થઈ જતી નથી.

'નીચલી શ્રેણિનાં પ્રાણીઓ જન્મકાળે માનવશિશુ કરતાં વધારે પરિણત હોય છે. માનવશિશુ બિલકુલ અસહાય હોય છે, બકરીનાં બચ્ચાને ચાલવા પહેલાં પડવું નથી પડતુ. જો વિધાતા આગળ ચાલવાનો હિસાબ આપવાનો હોય તો બકરીનું બચ્ચું કાક-દન્તિ સુદ્ધાંનો હિસાબ મેળવી આપી શકે, પણ માણસના પતનની કોણ ગણના કરશે!

" પ્રાણીઓનાં જીવનની મર્યાદા સંકુચિત હોય છે. તેઓ થોડે સુધી જઈને જ ઉન્નતિ કરતાં અટકી જાય છે. એટલા માટે આરંભ-કાળથી જ તેઓ શક્તિશાળી અને સમર્થ હોય છે. માણસના જીવનનો પરિઘ બહુ વિસ્તીર્ણ હોય છે. એટલે તે લાંબા વખત સુધી અપરિપક્વ અને દુર્બળ રહે છે.

" પ્રાણીઓ જે સ્વાભાવિક નિપુણતા લઈને જન્મે છે તેને અંગ્રેજીમાં " ઈન્સ્ટિંક્ટ " કહે છે. આપણે એને "સહજ સંસ્કાર" કહી શકીએ. " અશિક્ષિત-પટુત્વ " એકદમ સાચે રસ્તે ચાલી શકે છે. પણ બુદ્ધિ ખંચાતી ખંચાતી, ભૂલોમાં થઈને પોતાનો રસ્તો શોધી કાઢે છે. " સહજ સંસ્કાર " પશુઓનો ધર્મ છે. બુદ્ધિ માણસોના " સહજ સંસ્કાર"નું મધ્ય સ્થાન સામાન્ય સીમામાંજ હોય છે. બુદ્ધિનું અંતિમ લક્ષ્ય હજી સુધી શોધાયું જ નથી.

"આપણે માનવસંતાન છીએ, એટલે જ આપણી શારીરિક અને માનસિક દુર્બલતા. લાંબા વખત સુધી આપણે પડી જઈએ છીએ, લાંબા વખત સુધી આપણે ભૂલો કરીએ છીએ, આપણને શીખતા લાંબો વખત લાગે છે. આપણે અનંતનાં સંતાન છીએ, એટલે લાંબા વખત સુધી આપણી આધ્યાત્મિક દુર્બળતા રહે છે, ડગલે ને પગલે આપણને જાતજાતનાં દુઃખ પડે છે–કષ્ટ વેઠવાં પડે છે. આપણું પતન થાય છે. પણ એ જ આપણું સૌભાગ્ય છે. એ જ આપણું ચીરજીવનનું લક્ષણ છે. એ જ આપણને કહે છે કે હજીયે આપણી બુદ્ધિ અને વિકાસનો અંત આવી ગયો નથી.

" હં, મી. મનમોહન ! તમે મારી વાત લક્ષપૂર્વક સાંભળો છો એથી મને સંતોષ થાય છે કે તમે મારા કહેવા–કથવાનો ભાવાર્થ આજે નહિ તો આવતી કાલે જરૂર સમજશો. બધી જ હકીકતો અને સિદ્ધાંતો માણસ જાતને તરત જ ગળે ઉતરી જાય તેવા હોતા નથી, પરંતુ વિકાસપ્રેમી માનવી જો ઊંડા ઉતરીને વિચારવા પ્રયત્ન કરે છે

કરે છે તો સાચી વસ્તુ ભલે મોડી મોડી પણ તેને સમજાય છે, અને અંધકારમાં કેદી બનેલું એનું મન પ્રકાશ મેળવીને પણ મુક્ત વિહાર કરી શકે.

'ચાલો ત્યારે. આપણે હવે ઉઠીએ. પણ રહો, મનમોહન! તમે મારી સાથે જરા વ્હીસકી સોડા મેળવીને લેશો ને? શિયાળામાં હાર્ટને મજબૂત બનાવવા માટે તે એક સરસ પીણું છે."

'માફ કરો, સેવંતીલાલ! મારાથી એ નહિ લઈ શકાય એને હું હાથ પણ નહિ અડકાડું."

"કેમ? એથી શો વાંધો છે?"

"વાંધો! અરે, સાહેબ! એ તો હળાહળ વિષ છે. એક વખત એને ચાળે ચડેલો માનવી વિનાશના છેક છેલ્લા પગથિયા સુધી પહોંચી જાય છે."

'જો એમ જ હોય, તો દુનિયાનાં કરોડો માનવીઓ દરરોજ વ્હીસ્કી અને બ્રાન્ડી લે છે, તેમાંથી હજારો મોટા ફિલોસોફર, વક્તા, લેખકો, મુત્સદ્દીઓ, દેશનેતાઓ, અને સેનાનાયકો પણ હોય છે. મોટા તત્ત્વચિંતકો પણ છે. એ લોકોએ દુનિયાને અવનવી શોધો આપી છે, જ્ઞાન આપ્યું છે, અને સાયન્સ બનાવ્યું છે. તેના આધારે આજે જગતનો માનવી અવનવી મોજ કરી રહ્યો છે, યંત્રોનું ઉત્પાદન કરી રહ્યો છે, માનવીબળની રક્ષા કરીને સહેજે સુલભ એવી ઈચ્છાપ્રાપ્તિ કરે છે. તમારા કહેવા પ્રમાણે વ્હીસ્કી લેનાર જો વિનાશના પગથિયે પહોંચી જતો હોય તો આ લોકો ઉન્નતિના શિખરે પોતે પહોંચી બીજાને હાથ પકડી ઉપર લઈ જાય છે, એનું શું?"

"એ ગમે તેમ હોય, પણ વ્હીસ્કી–દારૂ લેવો એને હું ભયાનક માનું છું,"

'બરાબર હવે હું સમજ્યો, જેમ તમે એક દિવસ રેસ્ટોરંટની અંદર ખાણું લેવું તેને ભયાનક માનતા હતા પરંતુ એ ભયંકરતા જેમ તમારી ખોટી ભડક હતી, એમ વ્હીસ્કીની બાબતમાં સમ-

જવા માટે તમોને થોડો સમય જોઈશે અને તમે એને આજે અડકતાં અભડાઓ છો તે પીતાં પણ નહિ અભડાઓ."

"નહિ, સેવંતીભાઈ ! હું નિશ્ચયપૂર્વક કહું છું કે હું વ્હીસ્કી–બ્રાન્ડીને નહિ જ અપનાવું અને એમાં નહિ લપટાઉં, તમને ખબર છે ? બાપુજી કહેતા હતા કે એનો સ્પર્શ કરવાથી પણ સચૈલ સ્નાન કરવું પડે. તે રૌ રૌ નરકે લઈ જાય છે એમ શાસ્ત્રો પણ કહે છે."

"હા...હા,...હા,...હી,...હી,...હી, અરે...અરે મનમોહન ! બસ, બસ, બસ, મને ચિંતામાં ન મૂકો. ત્યારે તો તમે રૌ રૌના અધિકારી બની ગયા છો એવી હકીકત મારી જાણમાં છે."

"કઈ હકીકત ?"

"તમને ખબર છે ? થોડા દિવસ પહેલાં અહીં તમે ઈન્ફ્લ્યુએન્ઝામાં પટકાયા હતા. "

"હા, પણ તેનું શું છે ?"

"ડોકટરની દવા સાથે હુકમ હતો તમોને દર ટંકે એકેક ચમચી બ્રાન્ડી ઉમેરી આપવાનો અને તમારા ફૂવા તે જાતે ઉમેરતા. બ્રાન્ડીની બાટલી મેં જ લાવી આપેલી. કહો, હવે તમારા પિતાજી–બાપુજી કહે છે તે સાચું પડશે કે ? અને રૌ રૌ નર...

"પરંતુ એ તો દવાની બાબત છે. એટલે આપણે પરાધીન "

"નહિ જી, મનમોહન ! એ જ આપણામાં ધર્મ આચાર અને અને છૂતા છૂતના (?) વેશધારીઓની વિટંબણા છે કે જ્યાં જરૂરી લાગે ત્યાં મોકળ રાખીને બાકીના સ્થાન કે બંધન અને ત્યાગના ભાવો ભજવી પોતાના આત્માને અને મનને છેતરવાં ? ઉપાનને અડકનારા પગની પાણીથી પત્તર ફાડી ધોઈ–નહાઈને અબોટીયાં પહેરે, પણ રસોડે પૂરી તળવાના ચૂલા–પ્રાઈમસના પંપને ચામડાનો વાયસર વારંવાર રાંધનારીના હાથને અડકે એનું કાંઈ નહિ ! તો પછી પગમાં બૂટ પહેરી જમનાર તરફ નાકનું ટેરવું...

"જવા દો, આજે તો હું તમને બ્હીરફી બાબત વધુ તાણુ કરતો નથી. પરંતુ આજે મેં તમારી સાથે જે વાતો કરીને તમોને નિગૂઢ વિચારકનો તત્ત્વદર્શી વિચારપ્રવાહ સંભળાવ્યો છે તેનો વખત મળે તો વિચાર કરજો. પિંજરામાં પૂરાયેલા પોપટની પાંખો ઉડવાને અસમર્થ બને, તે પહેલાં તેણે તેની જાતે પિંજર બહાર છટકવું જોઈએ. ધર્મ, દૈવત, શાસ્ત્ર, વડીલોપદેશ—એ બધાં પિંજરનાં બંધનો સ્વતંત્ર શક્તિ અને બુદ્ધિની ધારાવાહીને કુંઠિત કરી, પાંખો હોવા છતાં બંધાઈ ગયા પછી પિંજરનુ પક્ષી જેમ નથી ઊડી શકતું—નથી ગતિ કરી શકતું—તેવા બનાવી મૂકે છે. તમે માનવી છો. તમારી ગતિ, શક્તિ, બુદ્ધિ એ કોઈ મ્યુઝીયમમાં નીતિની શીશીમાં બંધ કરી પૂરવા જેવી વસ્તુ નથી, ચાલો ત્યારે તમને ઘર સુધી મૂકતો જાઉં, અને સરયુને પણ મળાશે. બેસી જાઓ"

'સરયુબાળા! તમે ઠીક વખતસર આવી પહોંચ્યાં છો. તમારી વ્યવસ્થાશક્તિ માટે મને ભારે માન છે, અને એથી જ મારા મિત્રો માટે બેસવાના ખાસ રૂમની ગોઠવણુ તમે મારી સાથે રહીને જ કરશો તો આપણે સરસ રીતે ગોઠવણુ કરી શકશું અને સાથે સાથે આપણુને વાતો કરવાની પણુ મજા પડશે સાચું ને?

"ઓ યસ! કેમ નહિ! તમોને મદદ કરવા તો હું કોલેજમાં નંબર પુરાવીને જ આવી છું. એટલે સાંજ સુધી તમારી સાથે જ હું રહીશ. સેવંતીલાલ! રવિવારે તમારો જન્મદિવસ સરસ રીતે ઉજવાય. તથા અગાઉના બધા જ જલસા કરતાં આ વખતે દીપી ઉઠે એ રીતે આપણે સાથે મળીને મજેની વ્યવસ્થા કરીશું."

"થેંક્યુ. સરયુ! ઓ સરયુબાળા! મને વિશ્વાસ જ હતો કે તમે મને જીવનના ક્ષેત્રમાં, ના, ભૂલ્યો—તમે મારા જન્મદિવસના ઉત્સવપ્રસંગના હરેક કાર્યમાં સુંદર અને મુગ્ધકર રીતે મદદ કરશો."

ધનિક પિતાના એકના એક પુત્ર સેવંતીલાલની વરસગાંઠ પ્રસંગે દર વરસે બડી ધામધૂમ અને ઉત્સવભરી રીતે પૂરા જલસાથી ઉજ-

વણી થતી. સેવંતીલાલના પિતા આ નિમિત્તે શહેરના અનેક સંભવિત સદ્‌ગૃહસ્થોને આમંત્રણ—આપતા. ઉપરાંત. રાજ્યના મોટા મોટા અમલદારો–કર્મચારીઓને ઘેર બોલાવી, વિવિધ આનંદનો કાર્યક્રમ ગોઠવી, ભોજનસમારંભ અને મોડી રાત સુધી ગાયન—વાદનના જલસાથી સેવંતીલાલની વરસગાંઠ ઉજવાતી. નાણાંની કોઈ કમીના નહોતી અને વર્ષગાંઠ પ્રસંગે પિતા ખર્ચ કરવામાં પુત્રનો હાથ જરીકે પકડતા નહિ. સેવંતીલાલ સ્વતંત્રતાથી પૈસા ખરચી શકે તે માટે બેન્કમાં ખાતું પડાવી મોટી રકમ સેવંતીલાલના ખાતે જમા મૂકી હતી અને મનમાની રીતે સેવંતીલાલ તેમાંથી નાણાં ખરચી શકતો.

ગીત, સંગીત, ગરબા, વાર્તાવિનોદ, ચહા—પાણી ઉપહાર, વગેરે કાર્યક્રમ તો વરસો થયાં ગોઠવાતો. પણ છેલ્લાં બે વરસથી સેવંતીલાલના ખાસ મિત્રમંડળના આગ્રહથી, પ્રસંગ વધુ ઝલકદાર અને અને વધુ આનંદનો પ્રાપ્ત થાય તે માટે એક નર્તિકાને પણ એ માટે લાવવામાં આવતી.

રીઢા બનેલા જુવાન મિત્રો ઘણાં ખુશ થયા હતા આ નવીન રંગત ઉમેરાવાથી; પરંતુ પળિયાં આવી પાકટ ઉમરે પહોંચેલાં અને જુવાનો ઉપર પોતાનું મુરબ્બીપણું દાખવનારાં આધેડ ઉમરનાં સ્ત્રી પુરુષોએ પણ આ જુવાનોએ કરેલી નવી " નાચ "–ગાનની યોજના થોડાક દેખાવના વિરોધ પછી આનંદથી સ્વીકારી લીધી હતી.

જુદા જુદા ખંડોમાં જુદી જુદી રીતે સમવિચારનાં, સરખી હેડીનાં આમંત્રિતો માટે ગોઠવણ કરવામાં આવતી. ઉમરલાયક અને સભ્ય સમાજમાં ખપતો આધેડ ઉમરનો વર્ગ સેવંતીલાલના પિતા સાથે મધ્યરૂમમાં સ્થાન લેતો. સ્ત્રીઓ સેવંતીલાલની માના સાથે બેસતી અને જુવાન કોલેજીયન વર્ગ–કુમાર–કુમારીકાઓ માટે જુદા જુદા ખંડની વ્યવસ્થા થતી છતાં આ બન્ને યૌવનના આરે ઉભતા વર્ગને પરસ્પરના રૂમમાં જવા—આવવાની અને આનંદમાં ભાગ લેવાની છૂટ રહેતી !

સેવંતીલાલનો ખાનગી રૂમ ખાસ કરીને યુવાન મિત્રો માટે જ ગોઠવાતો, અને એ કહેવાની જરૂર નથી કે સેવંતીલાલને અનુસરનારા અને એના વિચારોને મળતા યુવાનો જ આ જલસામાં આમંત્રણ મેળવતા અને મન મૂકીને ભાગ લેતા.

એટલે ઉપર જણાવ્યા પ્રમાણે નાચગાન માટે જેમ એકાદ વારાંગનાની પસંદગી યુવાનવર્ગ અગાઉથી કરતો તેમ સંખ્યાટાણે જલસાનો અતિરેક હોય ત્યારે થોડીક વ્હીસ્કી–બ્રાન્ડી અને સોડાનો કાર્યક્રમ ખાનગી રીતે તો ખરો, પણ ઠીકઠીક રીતે ઉજવાતો અને એને માટે આગળથી ગોઠવણ થતી,

આપણે અગાઉ જોઈ ગયા કે રેસ્ટોરાંની અંદર મનમોહન સાથે નાસ્તોપાણી પતાવી, સેવંતીલાલ એને ઘેર પહોંચાડવા ગયેલો ત્યારે જ સરયુબાળાને મળીને આમંત્રણ આપી આવેલો કે કોલેજથી તરત જ સીધાં તેને ઘેર આવવું પડશે, અને રવિવારે આવનારા જન્મદિવસની તૈયારીમાં પોતાને મદદ કરવી પડશે.

કોલેજનો સમય પૂરો થાય પછી ઘેર જવામાં વાંધો નથી, અને એથી કદાચ આ બાબત ઘેર જણાવવાની ઘણી અગત્ય નથી એટલી સ્વતંત્રતા-છૂટ કેળવાયેલા યુવાનોને હોવી જ જોઇએ!

અને સેવંતીલાલના સહવાસે તેની મિત્ર બનેલી સરયુબાળાને એ વાત વાજબી પણ લાગી. પોતાના મિત્રના આવા શુભ પ્રસંગમાં મદદ કરવી એ પોતાની ફરજ છે અને એ ફરજ અદા કરવા માટે વળી માતાપિતાની મંજૂરીની શી જરૂર ?

અને વખતસર સરયુ સેવંતીલાલને ઘેર પહોંચી ગઈ હતી, એ આપણે ઉપરના વાર્તાલાપથી જાણી શકયા છીએ.

"હં, સરયુબાળા! આપણે પ્રથમ તો આ દીવાલો પર ટાંગેલ બધા જ ફોટાઓને બરાબર સાફ કરી લઈએ, તમે પેલી બાજુથી અને હું આ બાજુથી, એમ સાફ કરતાં આવીએ. નોકરો જે સફાઈ કરે છે તે મને ગમતી નથી."

" બરાબર છે. જો આપણે સ્વાલંબી બનીએ તો આપણી ઘણી પરાધીનતા ઓછી થાય. ઉપરાંત નોકરોને કરવાનું કામ આપણે જાતે કરીએ અને એમાં હીણપત ન માનીએ તો જ આપણો સાચો સમાજવાદ સમજતાં થયાં ગણાઈએ. કેમ, સેવંતીલાલ ! બરાબર છેને મારૂં કહેવાનું ? "

" બરાબર છે, સરયુબાળા ! મને એ વાતથી જરૂર ખુશી ઉપજે છે. "

ખૂબ છટાથી વાતની શરૂઆત કરતાં અને ખુરશી ઉપર ઉભા રહી તકતાની ફ્રેમોને હાથમાં લીધેલાં લૂછણીયાથી ઘસતા, તેમજ સાથે કામ કરી રહેલ સરયુ પ્રત્યે વારંવાર કટાક્ષ નજર અને હસતા ગુલાબ જેવા ચહેરાને જોતા જતા સેવંતીલાલે લક્ષવેધી ભાવે શરૂઆત કરી:

" જરી પુરાણા રુઢીચુસ્તો અને ધર્મઝનૂનીઓની બાંધેલી વડીલશાહી મર્યાદા અને દાંભિક રેખાંકનથી બહાર નજર કરવા અને સમજવા લાગ્યાં છો.

" એ લોકોની સંકુચિત મનોદશાએ આપણા હિન્દની કેટલી ખાનાખરાબી કરી નાંખી છે ? મૂળભૂત હિન્દની બતાવવામાં આવતી સંસ્કૃતિના નામે વર્ણવ્યવસ્થા બનાવીને જાત અને ન્યાતો વિકૃત સ્વરૂપે ખીલી અને પછી એવા તો વિભાગો કરી નાખ્યા છે કે દમ પણ ન લઈ શકાય. એની પાછળ રક્તશુદ્ધિનો કહેવાતો આદર્શ ભલે માનવામાં આવતો હોય, પરંતુ એથી પડી ગયેલા અસંખ્ય નાના નાના વર્ગોમાંથી સ્વરક્ષા ભુલાઈ ગઈ અને સ્વાર્થી તથા આડંબરી–બનેલા કહેવાતા ઉચ્ચ ધર્મો અને વર્ણવ્યવસ્થા બનાવનાર એના સંચાલકો સમાજનું શોષણ કરનારો ઇજારદાર બની બેઠો છે. તેમના આશ્રયે રહેનાર પંડિત વર્ગ અને બ્રાહ્મણ વર્ગે પ્રત્યેક નવાંવિધાનનો તો નહિ, પણ નવવિચારનો ય વિરોધ કરવા માંડયો અને આપણે અસંગઠિત, ભીરુ અને બીકણ બની ગયાં.

"આ જડ ઘાલી બેઠેલા જમાનામાં આપણે જીવવું હોય તો એ બધીયે જૂની પ્રણાલિ અને પોચલી રૂચીભાવનાને ફગાવી દેવી જોઈએ. કારણ કે આજે આપણી સામે બતાવવામાં આવતાં નીતિ-મત્તાનાં સૂત્રો અને નિયમનો ખરી રીતે સૃષ્ટિના આદિકાળથી નથી.
"હા, માત્ર જ્યારે જ્યારે બળ પામી, પોતાની સત્તાથી આગળ વધનાર પુરુષ પોતાના સ્વાર્થી દૃષ્ટિબિંદુથી ચોક્કસ પ્રકારનાં સ્થાપિત હિતોની મહોર લગાવે છે ત્યારે ત્યારે તે કાળમાં જીવતો સમાજ એને નીતિ અને ધર્મ માની બંધાયેલી રેખા દોરી તેની વચ્ચે જીવન નિર્ગમન કરે છો

"જ્યારથી ધર્મ, નીતિ, શાસ્ત્ર, અને પુરાણની ઉત્પત્તિ થઈ એ કાળ અને જેને આપણા આર્યાવર્તની પ્રાચીન સંસ્કૃતિનો સર્વોપરિ સમય ગણાય છે, તે વખતની સમાજની નીતિ અને વ્યવસ્થા તરફ આપણે ડોકિયું કરીશું તો સાંપ્રત સમય કરતાં તે સમયના નીતિ-બંધનો, ધર્મ, કર્મ અને અધર્મનું કોઈ અનોખું રૂપ જણાઈ આવશે.

"હું પ્રથમ તો આપણાં જુવાનો જુવતીઓ જે પ્રશ્ન-જે ચર્ચા અને જે બાબત માટે અત્યંત મુંઝવણ અનુભવે છે, અને ઊંડા દીલમાં ઉઠતાં પ્રશ્નનો ઉકેલ એ મેળવી જ શકતાં નથી, અને જ્યાં અને ત્યાં માત્ર એને નીતિ અને ધર્મ, સમાજવ્યવસ્થા અને સંસ્કૃતિનું કેવળ કડવું ઉદ્‌બોધન આપી, હાથે પગે શૃંખલા બાંધી, એનાં દિલ અને દિમાગને તથા દેહને જકડાઈ રહેવાનું નિર્માણ કરી દેવામાં આવે છે એ તરફ તમારૂં ધ્યાન ખેંચીશ.

"તમને સાંભળીને આશ્ચર્ય થશે, સરયુબાળા! હાં...હાં... હાં......"

ખુરશીના પાયા પર પગ ટેકાવી ઉંચી થઈ તકતાની ઉપરની તમને લુછવા મથતી સરયુબાળા સેવંતીલાલની જબાનમાંથી વહેતા વાણીપ્રવાહમાં એવી તો રસમય બની ગઈ હતી કે પોતાના શરીરનું

મતોલપણું એણે ગુમાવ્યું અને તે ખુરશી ઉપરથી લથડી...

તે જ ક્ષણે છલંગ મારીને સેવંતીલાલે એને પડતી જ બાથમાં ઝીલી લીધી.

સ્વસ્થ બનતી સરયુબાળાના શરીરમાં એક વેગભરી વિદ્યુતે પસાર કર્યો ન સમજાય તેવો રોમાંચ અનુભવ્યો અને ફરી પોતાનું કામ કરવા એ ખુરશી ઉપર ચઢી ગઈ, અને પછી સેવંતીલાલે આગળ ચલાવ્યું:

"તમને સાંભળીને આશ્ચર્ય થશે, સરયુબાળા! કે ખરી રીતે આપણા હિન્દુસ્તાનમાં આદિકાળમાં લગ્નહીન અવસ્થામાં જ રહેતો. આ વાતની મહાભારત સાક્ષી પૂરે છે અને એટલા માટે પાણ્ડુ રાજા પોતાની રાણીને કહે છે એ વચનોમાં તમે જુઓ:—" 'વ્હાલી કુન્તિ! તને જે પુરાતન ઋષિઓએ કહેલું ધર્મતત્ત્વ કહું તો તેને માટે શંકા કરીશ નહિ. હે સુંદરમુખી! પૂર્વે સ્ત્રીઓને કોઇ જાતનું બંધન ન હતું. તેઓ સ્વતંત્ર અને મરજી પ્રમાણે યથેચ્છ વિહાર કરતી. રતિ-સુખ ભોગવવા માટે પુરુષ—પુરુષાન્તરવિહારને શાસ્ત્રે અધર્મ માન્યો નથી: પ્રાચીન ધર્મને કામ—ક્રોધથી રહિત પશુપક્ષી પણ અનુસરે છે.'

"આ ધર્મને મહર્ષિઓ પણ માને છે. અને ઉત્તર કુરુ દેશનાં માનવીઓમાં પણ એ ધર્મ પ્રવર્તે છે. સ્ત્રીઓ ઉપર અનુગ્રહ કરનારો એ ધર્મ પુરાતન છે. પણ પછી આ લોકમાં થોડા સમયથી એ ધર્મ ઉપર મર્યાદા બંધાઈ.

"ઉદ્દાલક નામના મહર્ષિ હતા અને તેમને શ્વેતકેતુ નામનો પુત્ર હતો. એ પુત્રના દેખતાં એની માનો હાથ કોઈક બ્રાહ્મણે પકડ્યો, અને "ચાલ આપણે જઈએ" એમ કહ્યું એથી શ્વેતકેતુને ક્રોધ ચઢ્યો. તે જોઈને ઉદ્દાલકે કહ્યું:

' "હે પુત્ર! તું ક્રોધ કરીશ નહિ. એ તો સનાતન ધર્મ છે. પૃથ્વી ઉપર સર્વ વર્ણની સ્ત્રીઓ બંધન રહિત છે. છતાં પાછળથી શ્વેતકેતુએ લગ્નની મર્યાદા બાંધી. આ હું કલ્પનામાંથી કહેતો નથી.

મહાભારતના આદિ પર્વમાં ૧૨૨મો અધ્યાય જુઓ, તેમાં એ લખેલું છે."
પહાડ ચીરતો વિદ્યુતનો કડાકો થાય અને માનવી સ્તબ્ધ બની જાય
એમ સરયુ સેવંતીલાલનું કથન સાંભળી સ્તબ્ધ બનીને જોઈ રહેલી
તેને એ સ્થિતિમાં જોઈને સેવંતીલાલે આગળ ચલાવ્યું:

"સરયુબાળા ! આ કથન કાંઈ મારૂં પોતાનું નથી. મહાભારત
જેવા સનાતન ધર્મગ્રંથના આદિપર્વમાંથી તમને એ કથનનો ખ્યાલ
આવી શકશે, વારૂં, શકુન્તલાનું નાટક તો તમે વાંચ્યું છે. એ શકુ-
ન્તલાનો જન્મ પણ આ રીતે જ મુક્તવિહારમાંથી જ થયો છે.

"વાયુથી વસ્ત્રો ઉડી ગયાં તેને પકડવા દોડતી મેનકાને અર્ધ-
નગ્ન અવસ્થામાં જોઇને તપ છે બળ જેનું એવા વિશ્વામિત્ર ઋષિને
મોહ થયો અને એમણે એની કામના કરી. બળવાન પુરુષશ્રેષ્ઠ ઋષિ
સાથે મેનકાનું મન લાગ્યું અને તેણે સહવાસ સેવ્યો. એને પરિણામે
શકુન્તલા જન્મી. એ કન્યાને માલિની નદીને કાંઠે મૂકીને કૃતકાર્ય
બનેલી મેનકા ઇન્દ્રસભામાં ચાલી ગઈ. એ પણ આદિપર્વમાં જ
કથા છે.

'છલકાતા યૌવનવાળી રૂપગર્વિતા દેવકન્યા જાનપદી—એ માત્ર
એક જ વસ્ત્ર પહેરીને વનમાં વનબાળાની માફક નયનો નચાવતી
હતી. એ જાનપદીને મહર્ષિ ગૌતમમુનિ જોઈ ગયા. એ એના સહ-
વાસે પુત્ર થયો, તેનું નામ કૃપાચાર્ય ( આદિપર્વ ૧૩૦ )

" પાપને હરનારી જાહ્નવી નદીને કિનારે સ્નાન કરવા ઇચ્છતી
ઘૃતાચી વસ્ત્ર બદલવા જતાં હાથમાંથી વસ્ત્ર પવન હરી ગયો. દિગંબરા
બનેલી ઘૃતાચીને ભરદ્વાજ મુનિએ જોઈ, તેમની વાસના જાગી.
એમાંથી સંગમ થયો અને દ્રોણાચાર્ય જેવા મહાન બાણવિદ્યા-
વિશારદ જન્મ્યા અને ભગવાન વ્યાસ મુનિ દ્વારા એ જ ઘૃતાચીના
રૂપલાવણ્યના મોહથી પુત્ર પ્રાપ્ત થયો, તે મહાન શાક પુરુષ શુક
મુનિ ( શાન્તિ પર્વ ૩૨૪ )

"આ અપ્સરાઓ દેવ લોકમાં રહેતી અને દેવ બનવા મથતા

માનવોને પોતાની સોડમાં લઈને માનવો જ રહેવા દેતી. માત્ર અવિવાહિત રહેતી અપ્સરાઓને જ નહિ, પરંતુ દેવો જાનપદી જેવી પોતાની કન્યાઓને પણ આ જાતની છૂટ આપતા.

"કેવળ અપ્સરા કે દેવકન્યાઓ માટે જ આવી છૂટ નહોતી, પરંતુ માનવસમૂહ અને મૃત્યુલોકના સમાજમાં પણ એવું જ હતું,

"પિતાના ધંધામા મદદ કરતી મત્સ્યગંધા એક નદી પર નાવ ફેરવતી. તીર્થયાત્રા કરવા નીકળેલા પરાશર મુનિ ત્યાં આવ્યા. સુંદર હાસ્યવાળી અને કળના સ્તંભ જેવા બાહુથી નાવનાં હલેસાં ખેંચતી દેવને પણ દુર્લભ એવા રૂપવાળી મત્સ્યગંધાને જોતાં જ એમાંથી નૈમિત્તિક લગ્ન થયાં અને વહેતા નાવે સહવાસ સેવ્યો. તેથી પુત્ર થયો તે વ્યાસ. છતાં મુનિએ કહ્યું: 'હે બાળા ! મારૂં પ્રિય કામ કરવા છતાં તું પાછી કન્યા ભાવને જ પ્રાપ્ત થઈશ.' (આદિ પર્વ ૬૩ )

" સત્યકામ નામનો વિદ્યાર્થી મહર્ષિ ગૌતમ પાસે બ્રહ્મવિદ્યા શિખવા આવ્યો, ત્યારે ગૌતમે પૂછ્યું: 'હે બાળક ! બ્રાહ્મણ વિના બ્રહ્મવિદ્યા આપી શકાતી નથી. તો તું તારો ગોત્રાચાર કરી બ્રાહ્મણપણાને સિદ્ધ કર.'

" ગોત્રને નહિ જાણતો એ વિદ્યાર્થી પોતાની માતાને પૂછવા ગયો. માતાએ કહ્યું: હે પુત્ર! યૌવનમાં દારિદ્ર દુઃખે અનેકને સેવીને તને પામી છું, અને પિતાહીન એકાકી " જબાલ " ને પેટે તું જન્મ્યો છે. એમ ઋષિવર્યને જઈને કહે.

' એ વાત સાંભળી ગૌતમે કહ્યું:' ધન્ય હો સત્યવાણી ઉચ્ચારનાર ! તને અબ્રાહ્મણ ન કહી શકાય. તું તો દ્વિજોત્તમ છે, અને તું તારા ગોત્રની પાછળ માતાનુ નામ ગોત્રપ્રસિદ્ધિ પામીશ.' (છાંદોગ્ય ઉપનિષદ. )

" ભરસભા વચ્ચે ત્રિપુન્ડ્રે શોભતો અને ત્રિવલ્લિ રેખાઓથી ચમકતો યુવાન બ્રાહ્મણ ગાલવ રાજા યયાતી પાસે યાચના કરી રહ્યો

છે: 'હે રાજન! મને તમે માત્ર જેનો એક તરફનો કાન કાળો હોય છતાં શરીરે ચંદ્ર સરખો ઉજ્જવલ હોય એવા આઠસો ઘોડા મારી ઉપર દયા કરીને આપો.'

'શું કરશો, ભૂદેવ?' રાજાએ પૂછ્યુ.

'પ્રભુ! ગુરુદેવ વિશ્વામિત્ર પાસે હું વિદ્યા પ્રાપ્ત કર્યા પછી વિદાય લેવા ગુરુ આગળ ગયો અને ગુરુને દક્ષિણા માગવા મેં કહ્યું ત્યારે ગુરુએ એ પ્રમાણેના વર્ણવાળા આઠસો ઘોડા ગુરુદક્ષિણામાં માગ્યા. આપ રાજવી છો અને મને બ્રાહ્મણને એ આપશો એમ માની આપની પાસે આવ્યો છું તો મને આપો.'

"બ્રહ્મપુત્ર! આઠસો તો શું મારી પાસે એક પણ ઘોડો એવો નથી. પરંતુ તમે યાચના કરવા મારે ત્યાં આવ્યા એટલે તમને વિમુખ કેમ કરાય? એથી આ મારી માધવી નામની કન્યા તમને હું આપું છું, તે સ્વીકારો.'

"ગાલવ એ કન્યાને સાથે લઈને ઇક્ષ્વાકુ વંશના મહારાજા હર્યશ્વ પાસે ગયા અને વિનંતિ કરી: 'રાજન્! કન્યા લ્યો'

એક તરફ કાળા કાનવાળા છતાં શરીરે ચંદ્ર સરીખા ઉજ્જવલ એવા આઠસો અશ્વ આપો. કન્યા દિવ્ય, યૌવનયુક્ત અને લાવણ્યયુક્ત છે. એનાથી તમોને જે પુત્ર થશે તે પણ મહાન્ બનશે.

"હર્યશ્વ રાજાએ કહ્યું: દેવ મારી પાસે માત્ર એવા ઘોડા બસો જ છે; જ્યારે તમો તો કન્યાના બદલામાં આઠસો ઘોડા માગો છો!'

"વચમાં માધવીએ કહ્યું: 'કાંઇ નહિ હું તમારી સાથે એક પુત્ર થાય ત્યાં સુધી રહીશ. ત્યાર પછી આ ગાલવ મુનિ મને બીજા પાસે લઈ જશે અને એ રીતે ચાર રાજાઓ તરફથી આઠસો ઘોડા મળશે. હું દરેકને એકેક પુત્ર આપીશ. છતાં પણ મને વરદાન છે કે હું કન્યાની કન્યા જ—અવિવાહિત રહીશ'

"આ સાંભળી હર્યશ્વ પ્રસન્ન થયો, અને માધવીને રાખી. એક પુત્ર થતાં માધવી બસો ઘોડા લઇને ગાલવ પાસે આવી. ગાલવે એ જ શરતે કાશીના રાજા દીવોદાસને માધવી આપી, અને ત્યાં પણ પુત્ર

થયો, તે રાજાને આપી બસો ઘોડા સાથે માધવી ગાલવ પાસે આવી. ત્યારપછી તે ભોજનગરના રાજા ઉશીનર પાસે ગયો અને એ જ શરતે માધવીને આપી. આ રીતે છસો અશ્વો તો મેળવ્યા. પરંતુ બીજા બસો અશ્વો કાળા કાનવાળા મળ્યા નહિ એથી ગાલવે છસો ઘોડા અને માધવી સાથે વિશ્વમિત્રના ચરણમાં પડી વિનંતિ કરી:

" પ્રભુ ! હવે બીજા ઘોડા મળતા નથી. એટલે એના બદલામાં આ માધવીને રાખો ' અને વિશ્વમિત્ર માની ગયા ! એ વિશ્વામિત્રના સહવાસે માધવીથી પુત્ર થયો. તેનું નામ અષ્ટક. એટલે પછી માધવી ત્યાંથી ચાલીને ગાલવ પાસે ગઈ. ગાલવ માધવીને લઈને તેના પિતા રાજા યયાતી પાસે જઈ પહોંચ્યો. તેણે કહ્યું: 'તમારી કન્યા એ કન્યા જ રહી અને મારૂં કાર્ય થયું તેથી હું આપનો ઉપકાર માનું છું ' ( ઉદ્યોગ પર્વ ૧૦૬ થી ૧૧૯ )

" સરયુબાળા ! તમે દિગ્દમૂઢ કેમ બની ગયાં ? આમ અવાક્ અને અક્રિય સ્તંભ માફક ઉભાં રહેવાથી આપણું કાર્ય ખોટી થાય છે. અને તમારા દેહમાં એક પ્રકારનો પ્રમાદ ભરાય છે. "

" સેવંતીલાલ ! મને માફ કરો. મારાથી આ તમારી વાતો નથી સંભળાતી. આવી વાતો કરવાનો અર્થ પણ શો ? શું તમે એમ કહેવા માગો છો કે આપણા સમાજની આ લગ્નની પ્રણાલિ, પતિવ્રત અને એક પત્નીવ્રત એ કેવળ હંબગ છે? "

" ના જી, સરયુબાળા ! તમે એમ અધીરા બનશો તો હું તમારી વિચારસરણીને સાચા માર્ગે નહિ વાળી શકું, પરંતુ એક વાત ચોક્કસ છે કે માનવો પોતાની જાત માટે સ્વતંત્ર તો હોવો જ જોઈએ, તે પછી સ્ત્રી હોય કે પુરૂષ. શું સમાજવાદમાં શું ધર્મવાદમાં કે શું રાષ્ટ્રવાદમાં બુદ્ધિને બારદાનમાં મૂકી, નાકથી નાથેલા જાનવરની માફક માનજીવન એ કોઈ પરાધીન-પરવશ પશુજીવન તો નથીજ !

" એને વિચાર કરવાની તક, સમજવાને બુદ્ધિ અને વિચારવાને અવકાશ જરૂર હોવો જોઈએ. તમે ઘણીઘણી આમળ વધો છો, તે

કેવળ ઓર્થોડાક્ષના ટોળામાં ' હાએ હા ' કરવા માટે નહિ. તમારે જૂનાં પુરાણાં રૂઢિ-રિવાજોને, તિલાંજલી આપવી જ પડશે, અને હિંમતથી સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ મેળવવી પડશે. તો જ તમે નવમતવાદમાં આગળ વધી શકશો.

" જો આપણે ધર્મ અને નીતિમર્યાદા અને બંધનની વચમાં રહીને જ જીવન જીવવું હોય તો પછી ' જી હા 'સિવાય આપણે આંખ જ્ઞાન અને બુદ્ધિનું વિસર્જન કરવું રહ્યું અને તમે એમ જ કહેતા હો કે વડીલો જે ધર્મ અને નીતિને ન્યાય ગણે છે, જે કુળરિવાજને સનાતની અને પરંપરાગત માને છે, એ સનાતન પ્રણાલિ અને ધર્મ-નીતિને રચનાર આપણા કહો કે તમારા વડીલોનાં મહર્ષિઓનાં દૃષ્ટાંતો જે મેં ' મહાભારતમાંથી તારવ્યાં છે એમને માટે તમે શું માનો છો ! એમને શું એ નીતિ-નિયમો, બંધનો અને લગ્નવ્યવસ્થા નહોતાં નડતાં ? તેઓ કાં એવું અધર્મ કર્મ કરવા છતાં તેને ધર્મ જ માનતા હતા ?

" આ તો સ્વાર્થી સંપ્રદાય પુરુષવર્ગનો છે ! પોતાની વહાલી વસ્તુનું બુચકારીને જકડી રાખવાનો નીતિને નામે એક ભારે પેંતરો ગોઠવાયેલો છે, અને આપણાં જેવા તેને गुरुवाक्यं जनार्दनम्' માની મહામૂલી જીંદગીને નાથેલા જાનવરની માફક ખીલે બંધાઇને પસાર કરે છે.

'મી. સેવંતીલાલ !'

'હા, બોલો. સરયુબાળા !'

'તમે તમારૂં લેક્ચર બંધ કરો, અથવા હું તમોને મદદ કર-વાનું છોડીને ચાલી જાઉં !'

'કેમ, શા માટે એટલી ઉતાવળ, સરયુબાળા ?'

"તમારા વિચારો અને તમારા દાખલા દલીલો એ તરફ ખેંચી જાય છે કે જે તરફ આપણો સમાજ અને આપણું સ્થાપિત સંસારી જીવન ડગ ભરવા લાગે તો સમાજના ભુક્કેભુક્કા ઉડી જાય,

માનવી એ માનવી મટી જાય અને પશુ બની જાય. તમે જે બધો વાર્તાલાપ કરી ગયા અને તમે મહાભારતના દાખલા કહી બતાવ્યા એ ઉપરથી તો તમારા કથનનો આખો હેતુ વિલક્ષણ લાગે છે. હજારો વરસથી સ્થાપિત થયેલી સમાજની લગ્નપ્રથા અને એ લગ્ન-પ્રથાને યુક્ત એક પતિવ્રત એકપત્નીવ્રતનો મહામૂલો સિદ્ધાંત નષ્ટ કરીને, આજના નવા જુવાનોને મુક્તવિહાર અથવા આંધળા વ્યભિ-ચારનો વિનાશક માર્ગ ચીંધી, તે તરફ વાળવા માટે એ ગલીપચી ઉત્પન્ન કરે છે. પશ્ચિમના પવનને લીધે હિન્દમાં આજે ભલે આદર્શ ગણાતી લગ્નપ્રણાલિ અને સમાજની સુરચનાના મૂળમાં વિષયી માનસથી ઉભું થયેલું મુક્તવિહારનું ઝેર વિનાશનું પાણી સીંચે છે. પરંતુ જો આજે આખો સમાજ સુવ્યવસ્થાને ત્યજી દઈને મુક્તવિહાર આરંભે, ઘડીભર માની લ્યો કે લગ્નપ્રથાને નાબૂદ કરી દઈ, દરેક સ્ત્રી મન ફાવે તે રીતે વર્તવાને અને દિલ ચહાય ત્યાં જવાને સ્વતંત્ર બની જાય તો એનું પરિણામ શું આવે તે તમે જરીક વિચારો !

"લગ્ન, અને સ્ત્રી-પુરુષનું બંધન", એ માત્ર લગ્નબંધન પૂરતું મર્યાદિત નથી બનતું, પણ તેમાંથી ઉદ્ભવતા અનેક મહાન સમાજરચનાના અંકોડા તૈયાર થાય છે, અને એ અંકોડાએ નાગ-રેલો માનવસમુદાય વ્યવસ્થાપૂર્વક ગૃહસ્થાશ્રમીજીવન જીવી શકે છે. જો માત્ર આમાંનો એક લગ્નજીવનના બંધનનો અંકોડો તોડી નાંખી, એ જગ્યાએ મુક્તવિહારની મોકળ થાય તો આપણી આખી સમાજ-રચના, આપણાં માતા-પિતા, ભાઈ-બ્હેન, મામી-ભાણેજી જેવા વર્ગો, ત્યાજ્ય-અત્યાજ્યની ભાવનાઓ, કૌટુમ્બિક ભાવનાઓ, આશ્રય અને આશ્રયીના વર્ગો, ચાતુર્વર્ણ્ય અને વિધિનિષેધો આદિની હજારો વર્ષથી ચણાઈ ચૂકેલી આખી ઇમારત મૂળમાંથી જ જમીનદોસ્ત થઈ જાય અને આપણે જંગલી નરપશુ અથવા આકાશમાં ઉડતાં પંખીઓની શ્રેણીમાં જઈ પડીએ. રગેરગમાં ભરેલી-નીતિ, નિયમ, સંયમ, અને નૈતિકતાથી વર્ષોથી લોહીમાં ભળી ગયેલી ભાવનાના

મૂળમાં તમે તો તમારી વાતોથી કુઠરાઘાત કરવા લાગ્યા છો.

"અને મી. સેવંતીલાલ! તમારી ચતુરાઈભરી વાતો પાછળ એવો કયો છૂપો હેતુ સમાયેલો છે! ખરેખર ન સમજાય એવી બીના છે કે જ્યારે હું અને તમે એકલાં મળીએ છીએ ત્યારે તમારી વાતોનો વળાંક સ્રી-પુરુષની મર્યાદાઓની રેખાને ભૂંસી નાખવાને જ પ્રયત્નશીલ બને છે. આ શી વાત છે, સેવંતીલાલ?'

"સરયુબાળા! તમે ઘણાં અધીરાં બની જાઓ છો. હું શું કહેવા માગતો હતો એ મારો આખો ઉદ્દેશ અને પૂર્ણ હકીકત તમે શાન્તિથી સાંભળ્યા સિવાય અધીરાં બની જઈને, મારી વાતો સંબંધે અભિપ્રાય તમોએ બાંધી કાઢયો.

"તમે જે સમાજરચના, લગ્નપ્રથા, સ્રી-પુરુષમર્યાદા અને નૈતિકતા સંબંધમાં હકીકતો કહી ગયાં તે સાંભળવી રૂચીકર છે એ માટે મારી ના નથી અને હું માનું પણ છું કે કદાચ પોતાના હિતમાં પરાંગ્મુખ નહિ બનનાર નરવીરોએ આવી સુરચના સરખી રીતે તૈયાર કરીને સમાજરચનાના ઊંડા પાયામાં ધરોબી, જડબેસલાખ બંધન લાદી દીધું છે, આજે હરકોઈ નરનારી સભ્ય સમાજમાં ખપવા માટે તમે કહી ગયાં એવી અને એના જેવી વાતો સાંભળે છે, કહે છે અને તેમાં નૈતિકતા સમજે છે, પરંતુ હું તો ચોક્કસ રીતે એમ કહેવાને તૈયાર છું કે દરેક માનવી પોતાનો અભિપ્રાય ઉચ્ચારતી વખતે તેના અંતઃકરણ અથવા કહો કે દિલની ઉપર એક ચોક્કસ પ્રકારની સભ્યતાની ચાળણી ઢાંકી દે છે અને તેમાંથી વિચારોને ચાળીને બહાર મૂકે છે.

"એટલે કે એ દિલની સચ્ચાઈ અને ઊંડાઈની સાથે છેતરપીંડી રમીને જુદી રીતે ઉચ્ચારે છે, આચારે છે અને વિચારે છે.

"સંયમ અને નૈતિક પવિત્રતા એ એક જુદી જ વસ્તુ છે, અને એ ન હોવા છતાં યે એનો દંભ કરવો; દિલ જુદી દિશાએ બોલતું હોય અને જીભ તથા શરીરને ડાવકાઈથી નીતિના પ્રદર્શન

રૂપ બતાવવું એ એક આજની અનોખી રીત છે !

"આજે હજારો જુવાનો અને જુવતીઓના દિલમાં ચાલી રહેલી, જલી રહેલી જ્વાળાને આપણે વાંચી શકતાં હોઈએ, અને એ વાંચીને વિચારના ચોકઠામાં મૂકી શકતાં હોઈએ તો એમ કહી શકાય કે દિલની ઊંડી ઉર્મિઓ અને દંભના કોતરી શકાય એવા વ્યક્ત વિચારો પરસ્પર દાવપેચ રમ્યા જ કરે છે.

"આ સતત દાવપેચના પરિણામરૂપ ઉત્પન્ન થતો તિરસ્કાર અને દંભ આપણામાં જ્વાળા પ્રગટાવે ત્યાં સુધી દેખીતી રીતે ઉપરથી આપણે શાન્ત રહીએ છીએ.

"પરંતુ સમાજના ડરથી આપણા સુખી ભૂતકાળ કે દૈનિક નીતિધોરણોનાં થીગડાં મારવાથી વાસ્તવિક સુખનો માર્ગ હાથ લાગવાનો નથી જ.

"સ્ત્રી કે પુરુષ જ્યાંસુધી પોતાની સ્વતંત્ર અસ્મિતા સમજે નહિ અને લગ્ન જેવી નિષ્ફળ નીતિના ઈજારાને ફગાવી દઈ, ઉત્ક્રાન્તિના પ્રવાહને ઝીલી લઈ, નવીન આત્માનું સર્જન કરે નહિ ત્યાંસુધી સાચું સુખ સિદ્ધ થવાનું નથી.

"ગમે તેમ હોય, પણ એમ નથી લાગતું કે આપણે કાંઈક અનધિકારી આચરણ આચરી રહ્યાં છીએ ?

"આપણે બીનસમજે હજી પણ માનતાં રહ્યાં છીએ કે સ્ત્રી એ પુરુષની અથવા પુરુષ એ સ્ત્રીની મિલકત છે. એટલે પરસ્પર જરાયે છૂટક લીધા સિવાય અનિચ્છાને આધીન જઈને પણ રૂઢી કહી બનીને વળગી રહેવું જોઈએ. અને એથી જ કાયદેસરનો સંબંધ વળગ્યો ! તે પછી ભલે ઘૃણાસ્પદ, ભાવહીણો અને લૂખો તથા સૂકો હોવા છતાં મારી મચરડીને પણ આત્મદર્શનની નજીક નહિ જ જવા દે.

" પરંતુ જેઓએ પ્રેમદ્વારા પોતાના આત્માનો વિકાસ અને પોતાની જાત વિષેનું અતિ સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હોય છે તેઓ કોઈ પણ સ્થિતિમાં આ અપૂર્વ સૌન્દર્યમાં જીવનપ્રવાહને માત્ર નિરખ

અને દાબવવા પૂરતાં નીતિબંધનોના મૃગજળ સમા જળ વિનાના રણમાં ધકેલી, અવર્ણનીય આનંદ-દરવાજા બંધ કરી દીધા હોતા નથી.

" જે પ્રેમજ્યોતિ બળ અને ઉલ્લાસના મૂળરૂપ છે તેને આપણે ઘૃણાત્મક ઠંડી બેદરકારીથી નીતિના ધખાવેલા લાલચોળ ચીપિયા લગી દઈ, આપણે આપણને સમજુ સુઘરા અને ડાહ્યા માનવી મનાવા અને નીતિમાન મનાવવા નિષ્ફળ પ્રયત્ન સેવી રહ્યા છીએ એમ નથી લાગતું ?

"આ વણલખ્યા નૈતિક કાયદાના બળ નીચે ગમે તેવા સ્વતંત્ર વિચારો ખીલવા પ્રયત્ન કરે, પણ એની ઉપર એટલું ભારી દબાણ લદાયું હોય છે કે પોતાને શાનો અનુભવ કરવાનો હોય છે અથવા કેટલો અધિકાર છે એ નક્કી થતું નથી, અથવા ઉરમાં ઉઠેલા સત્ય -રોમા-સનો સ્વીકાર કરવાને પણ હૈયું ઉપરના દબાણે મોકળું મૂકી શકાતું નથી. આ ઊર્મિ-ચાંચલ્યને ઝીલવાને અસમર્થ બની ગયેલા નૈતિક નિશાળીઆઓ આત્મ-છેતરપીંડીની કક્ષાએ એટલી હદ સુધી પહોંચે છે કે બીજાની દૃષ્ટિથી દોષિત જણાય તેવા કશાયનો પોતાને અનુભવ કે સ્પર્શ નથી; એવું એ લોકો બતાવતા હોય છે.

" સરયુબાળા ! મને માફ કરજો. કોઇનાયે દિલનાં ઊંડાણ માપવાનો હક હરકોઈને હોતો નથી એ સિદ્ધાંતને સ્વીકારીને ય હું તમોને સીધો પ્રશ્ન પૂછી શકું કે આટલી બધી નીતિમત્તાની ઓથ લઈનેય, શું તમે તમારા દિલને પૂછી શકો, તમારી લાગણીઓના ચાલતા વલોણામાંથી ઉદ્‌ભવેલા નવીનીતને તારવીને કશાય સંકોચ સિવાય કેવળ સત્ય ભાખી શકો ખરાં કે આજે તમારૂં મન અને ચિત્ત કેવળ નૈતિક બંધનથી સંપૂર્ણ સજાયેલું હોવા છતાં, કોઈવાર એથી જુદાં બની, એક અનોખી હુંફ, એક અલૌકિક આનંદ અને ઊંડે-અતિ ઊંડે ચેતી રહેલી એકાદ ન સમજાતી ભૂખને તૃપ્તિ આપવા સઘળાં બંધનોને હઠાવી, દોટ મૂકવાની પ્રેરણા તમને નથી થતી ?

"સંયમને હું યે માનું છું, પણ એનો અર્થ એ નથી થતો કે તમે નિરૂપાય છો, બંધાયેલાં અને જકડાયેલાં છો! દીવાલો રચાઈ ગઈ છે અને તેમાં તમે પુરાયેલાં છો, એથી જ તમારો સંયમ તમારો સાથીદાર બની રહ્યો છે.

"સાચી સ્વતંત્રતાને ઓળખતાં શીખો તો બાહ્ય જગત કરતાં તો તમારા દિલના ઊંડાણમાંથી બહાર વિચરવા મથતી આતમને તમે સ્વતંત્રતા આપો ત્યારે તમે સાચાં સ્વતંત્રતાનાં ઉપાસક બની શકશો."

છ તો ક્યારના ય વાગી ગયા હતા અને સરયુબાળાને સ્કૂલ છૂટે અને એ જ નિયત સમયે ઘેર પહોંચવાનું હતું, અને તે લગભગ સવા છ વાગે કે બેત્રણ મિનિટ આઘી પાછી ઘેર પહોંચી જતી હતી. પરંતુ આજે સેવંતીલાલને તૈયારી કરવામાં મદદ તો એક દેખાવ હતો. પરંતુ એમણે ઉપાડેલી ચર્ચા અને ગોષ્ટિમાં લગભગ સાડા છ થઈ ગયા! એણે પોતાના હાથે બાંધેલા ઘડિયાળ સામે જોયું ત્યારે જ ખબર પડી અને તે ચમકી!

"ઓ...સેવંતીલાલ! મારે ઘેર જલદી જવું જોઈએ. મને એ ખ્યાલ ન રહ્યો કે ઘેર કહ્યા સિવાય–રજા સિવાય હું સ્કૂલેથી આવી છું. એટલે વખતસર પહોંચવું જરૂરી છે. ચાલો, જલદી કરો; મને જરી હાથ ધોવરાવવામાં મદદ કરો. નોકર હાજર નથી, હું ઘણી મોડી થઈશ.

'એમાં હરકત શી છે, સરયુબાળા?'

'અરે તમે જાણો છો બાનો સ્વભાવ? મારી રેવડી દાણાદાણ કરી નાંખે તો!'

'હં, ત્યારે બાની બીકે, કહો કે નીતિના ધોરણ સામે ઢાંકપીછોડો કરવા ખાતર તમારે ઘરે જલદી પહોંચવુ પડે છે. નહિ કે તમારૂં દિલ એમ કરવા પ્રેરે છે.! તમારૂં દિલ તો અહીં મારી સાથે તમે રહો–વાતો કરો એ સામે વાંધો નથી લેતું, ખરૂં ને? આનું જ નામ આપણી નીતિના ધોરણસરની સમાજરચના!'

'એ ચર્ચા જવા દો, ચાલો ત્યારે સાહેબજી! પોણા સાત થઈ ગયા. એ મા...'

સરયુ ઝપાટાભેર ઘર તરફ દોડતી ચાલે જવા લાગી. પગમાં એક ચંપલની પટ્ટી ઢીલી પડવાને કારણે એનાથી જલદી ચલાતું નહોતું અને ચાલતાં વચમાં વાંકા વળીને એને સરખી કરવી પડતી હતી.

એ ઘેર લગભગ સાત ને પાંચ મિનિટે પહોંચી, રોજના ઘેર આવવાના અને આજના ઢંગ કાંઈક ન્યારા હતા. જલદી ચાલવાથી શ્વાસ જોરથી ધમણ માફક ચાલતો હતો અને એનો ચહેરો તથા કપડાં પણ કહી આપતાં હતાં કે તે ક્યાંક એવા કાર્યમાં રોકાઈ પડી હતી કે એને એ કામે ખૂબ જ અવસ્થ બનાવી મૂકી હોવી જોઈએ.

સરયુ ઝપાટાબંધ ઘરના દ્વારમાં પ્રવેશ કરી, દાદરા મારફત પોતાના રૂમ તરફ આગળ વધી અને નીચે રૂમની અંદર બેઠેલા સરયુનાં બાએ ત્રાડ પાડીઃ

"સરયુ, ઓ સરજુ!"

"એ. હા બા!"

"ઓય આવ્ય કે!"

"જરી કપડાં બદલીને આવું છું."

'ના, કહું છું કે હવડાં ને હવડાં ઓય આવ્ય!'

"હા, લ્યો આ આવી કહો."

"ગ્યો જઈ'તી"

'કેમ વળી, એમાં પૂછવાનું શું? સ્કૂલે જ તો, અભ્યાસ કરવા ગઈ હતી!"

'તે આટલી મોડી કેમ આવી?"

"એ તો એમ હતું ને બા, કે અમારી સ્કૂલના ચોગાનમાં આજે જરીક ક્રિકેટ મેચ રમાતી હતી તે પેલી આપણી પુષ્પા, સરોજની ચન્દ્રકાન્તા બધાં જોવા રોકાયાં અને મને ય રોકી રાખી."

'પેલી ઉમીયા માસીની પુસલી?"

" હા બા! "

" તે સરજુ! આખો વખત ભણીને છો વાગે પછી પેલી બારી કીરકેટ જોવા રોકાણાં, કાં ?"

" હા બા !"

" તે અલી અગીયાર વાગ્યાની તું નિશાળમાં ગોંધાઈ રહે. બે વને અકળામણે તો થાય કે બાપ્પ, ઝટ ઘરે જઉં તરસી—ભૂખી આખા દાડાની! "

" પણ શું થાય બા! ભણવું તો એવું જ છે. એ તો જો ને, આજે અગીયાર વાગ્યાથી ગયેલી. મારો એકાદ વિષય કાચો એટલે રીસેસ વખતેય હું તો નિશાળ બહાર ન નીકળી બસ, વાંચવું, વિચારવું અને પૂછવું. લે, આજ સાત કલાક મેં ઊંચું માથું નથી કર્યું."

" અલ્યા મનમોહનીયા ! "

" એ હાં ફોઈ, આવ્યો. "

" તારા ફુવાને નીચે બોલાવતો આવજે, અને તારો ભાઈ ક્યાં ગયો?' પછી બા સરયુને ઉદ્દેશીને બોલ્યાં: ' અલી વાલામોઈ! તને તો એમ હશે કે મારી બા તો નાની કીકલી છે, તે તું એને પગે બાંધીને ઉડી જા, ખરું ને ! "

" પણ છે શું, બા! તે તો કહે. "

" કપાળ તારી માનું ને બેનું તારું !)આજ તું તારી નિશાળમાં નહોતી બોલ ક્યાં ગઈ'તી ?"

" કોણ કહે છે ? "

" આ મનમોહન કહે છે, કેમ અલ્યા. એની સ્કૂલમાં તું ગયો ત્યારે તે ત્યાં હતી ખરી ? "

" ના, બા "

" પછી તે શું કહ્યું ?"

" એના ક્લાસવાળા શિક્ષકને મેં પૂછ્યું કે બે'ન ક્યાં છે? "

" એ સીકસક શું ભસ્યો એ તો કહે. "

" બહેન સાડા અગીઆરે નંબર પુરાવીને ગયાં છે તે હજુ આવ્યાં નથી. એમ તેણે કહ્યું."

" ફરી તું ક્યારે ગયો ?"

" સાંજે બાર વાગે."

" ત્યારે શું સમાચાર લાવ્યો ;"

" કહે કે હજુ સુધી સ્કૂલમાં આવ્યાં જ નથી."

"કેમ અલી ! સાચું બોલે છે કે તારૂં જડબું તોડી નાખું ? અહાહા ! શું લઈ હાલી છે ! અમે તો ઘેડાં થયાં પણ આવું જુઠાણું કોઈ દી બોલ્યાં નથી, પાછી તું અને બનાવે છે ફેરી ? બસ. મારી સ્કૂલમાં ક્રીકેટ રમાતુ'તું તે પેલી પુરાલી અને સરોજલીએ આગ્રહ કરીને રોકી રાખી !

" પુરાલી તો તારા જેવી નો હોય. એને તો એની મા ચીરીને મીઠું ભરે મીઠું ! એ તો છાના ડંકા લીયા ને ઘડીવારમાં ઘરે હોટ હોટ કરતી જતી હતી મેં છેટેથી બાળાને ઘાંટો કાઢ્યો કે ' અલી પુરાણી ! સરજુ આવી કે નહિ :"

' એ કહે: ' ઓ માસી ! મેં તો આજે એને દીઠી યે નથી. પણ શું કરૂં ? આ તારા બાપને પૈચિત્તી નથી. નંઈ તો તારો મઈડ ઉતારી નાખું તો ! સાચું બોલ છ કે નહિ ? '

' હળવાં સરજુની બા ! શું છે ? આમ બરાડા કેમ પાડવા માંડયા છે ? '

' કપાળ મારૂં ! આ જુઓ તમારી લાડકવાઈ દીકરી ! એને શું ભણતર ભણાવો છો ! એના ભણતરમાં પૂળો મુકાય તે ! જુઓ નસાતાર જૂઠું બસ જૂઠું જ બોલે છે. '

' પણ તું નાહકની બરાડા પાડ નહિ, અને ધીરજ રાખીને પૂછે તો ન ચાલે ? "

" રાખી હવે ધીરજ, બહુ ડાહ્યા થઈ ગયા છો તે ! છોકરાનો તો દન ઉઠાડવા બેઠા છો દન ! "

" સરયુ, બેટા ! અહીં આવ, મારી પાસે સાચું બોલ, તું ક્યાં ગઈ હતી ? જો, સાચું બોલી જાને. એમાં શા માટે છુપાવવું પડે ? આજે જાણે, સરયુ ! બનેલું એવું ને કે તું સ્કૂલે ગઈ. હું કચેરીમાં ગયો અને મારા ઘણા અગત્યના કાગળો બઈ કાલે સાંજે વાંચવા ઘેર લાવેલો તે રાત્રે વાંચ્યા પછી ટેબલ ઉપર મૂકેલા, તે તારી બાએ ઘણા કામના હશે એમ સમજી તારા પુસ્તકના કબાટમાં મૂકી દીધા. તેં નિશાળે જતાં તારા પુસ્તકના કબાટને તાળું વાસ્યું હતું અને ચાવી તું સાથે લઈ ગયેલી.

' હું તો કચેરીએ ગયો ને કાગળો યાદ આવ્યા. દોડતો ઘેર આવ્યો. તપાસ કરતાં તારા કબાટમાં કાગળો મૂક્યાનું તારી બાએ મને કહ્યું. કબાટને તેં તાળું વાસ્યું છે તે અલીગઢનું ખાસ બનાવટનું તાળું એની ચાવી સિવાય ઉઘડે નહિ; અને એ કાગળ સિવાય મારૂં કોરટનું કામ આગળ વધે પણ નહિ. એથી મનમોહન બે દિવસથી એની તબીયત બરાબર નહિ હોવાની ઘેર હોઇ; તારી ચાવી લેવા માટે તારી સ્કૂલ ઉપર તેને મોકલ્યો અને એ ત્યાંથી પાછો આવ્યો. જવાબ મળ્યો કે તું નંબર પુરાવીને ચાલી ગઈ હતી.

" કાગળ વગર હું કોરટે જઇને શું કરૂં ? એથી મેં તબિયત અચાનક ખરાબ થઇ જવાના કારણે હાજર નહિ રહી શકું એવી ચીઠ્ઠી લખીને અમારા ઓફીસર ઉપર મોકલી આપી. અને તારી રાહ જોઈ હું બેઠો છું.

" ફરી ચાર વાગે તને સ્કૂલમાં જોવા, અને તું ત્યાં હોય તો ચાવી લઈ આવવા મનમોહનને મોકલ્યો અને એ બીજી વાર પણ એ જ સમાચાર લઇ આવ્યો. એથી આજે તું સાડાચાર વાગે સ્કૂલ બંધ થઈ ત્યાં સુધી તારી સ્કૂલમાં નહોતી. તો ક્યાં ગઇ હતી, બહેન?

" ક્યાંય નહિ બાપુજી ! "

" એ બાપુજીવાળી ! સાચું બોલે છે કે તારૂં માથું રંગી નાખું આ ઉપરવટણાથી ? "

" લે રંગી નાંખ્ય! તારામાં જોર હોય એટલું અજમાવી લે. ગમે ત્યાં ગઈ હતી નથી કહેવું, કહે શું કરીશ તું ?"

" વોય બાપલીયા ! વોય કાળોતરી ! તારૂં મોઢું બળે તારૂં લે રાં..."

ધડીમ ધડીમ ધડીમ ધડીમ બે મુઠીઓ વાળીને બાએ પોતાની છાતી કૂટવા માંડી.

" એ રહેવા દો, રહેવા દો; સરયુની બા ! આમ ન થાય. પાડોશી સાંભળશે તો આપણી આબરૂ જશે ! "

" અરે આબરૂ તો તમારી ગઈ. હવે છે કાંઈ? આ જુવાન જોધ નાતીધોતી છોડી આખો દહાડો ગામમાં સંતાતી ફરે અને ઘેર આવીને ઊઠાં ભણાવે; અને તમે શંભુનાથ જેવા ભોળા હા એ હા કરો, પછી એમાંથી જે ફળ નીકળે તે જોઈને પોક મૂકી રોજો બસ."

સરયુબાળા તેની માતાની સામે તોછડાઈભર્યો જવાબ આપી સડસડાટ કરતી ઉપર ચાલી ગઈ, માતાએ જૂની આંખે આ નવા જુગની જુવાન છોકરીનો ચીબાવલો જવાબ સાંભળી, છાતી કૂટીને હૈયું હલકું કરી શકાય તેટલુ રડી લીધું, અને તેમણે પણ નીચે ઓરડામાં એક બાજુના ખૂણામાં જઈને ટુંટીયાં વાળી વગર પાથરે આડાં પડખે સુવાનો ડોળ કીધો; પરંતુ પોતાના કબજામાં પોતાની આજ્ઞા અને દેખભાળ નીચે રાખવી જોઇતી જુવાન છોકરી આવી રીતે સ્વતંત્રતા ભોગવે, ભણવાને બહાને ગમે ત્યાં ચાલી જાય અને એને પૂછવામાં આવે ત્યારે મિજાજભરી રીતે ઉડાઉ જવાબ આપે, જૂઠું બોલે અને વડીલની જે મર્યાદા રાખવી જોઈએ તે રાખી નહિ: તો શું આ રીતે જુવાન છોકરીઓને મન ફાવે તેમ ફરવા દેવાય? રખડવા દેવાય ! અને એનું પરિણામ શું બૂરૂં ન આવે ! આ જાતના વિચારો ઘડી પહેલા બની ગયેલા બનાવ ઉપરથી એને ખૂણામાં પડયા પડયા આવવા લાગ્યા.

એને પોતાની જુવાનીનો કાળ યાદ આવ્યો. પોતે પિતાને ત્યાં

અઢાર વરસની ઉમર થઈ ત્યાંસુધી જુવાન અવસ્થા ભોગવેલી. કન્યા-શાળામાં ચોથી ગુંજરાતી સુધી પિતાએ ભણવા પણ મોકલેલી; કન્યાને અભણ ન રખાય એમ તેના બાપુજી માનતા અને ભણાવતા પણ હતા. માતૃભાષાનુ લખવા વાંચવા જેટલુ શિક્ષણ લેવામાં માતા-પિતાએ વાંધો નહોતો લીધો; પરંતુ સોળ વરસની ઉમર થઈ અને પોતે કુમારકામાંથી યૌવનમાં પ્રવેશ કરે છે એની નિશાનીરૂપ જ્યારે પ્રથમ વખત માસિક ધર્મમાં આવેલી ત્યારે બાએ એના બાપુજીને કહેલું કે: ‘ હવે આપણે બે'નને સ્કુલે નથી મોકલવી ’

‘ કેમ નહિ ? એને વર્નાક્યુલર ફાઈનલ સુધી ભણાવી લઈએ પછી આગળ નહિ. હમણાં ભલે તે નિશાળે જતી. ’

‘ ના, હવે એટલું ઘણું. બે'ન હવે ગીતાજી વાંચે છે, રામાયણ વાંચી શકે છે, કાગળ ઉકેલી શકે છે, લખી શકે છે. એટલું એને માટે બસ છે. ’

‘ પરંતુ આમ અરધું શિક્ષણ આપીને તો એનો ભવ બગાડશો’

‘ એ તમે ન સમજો, હું ભવ નથી બગાડતી પણ સુધારું છું. છોકરી જુવાન થઈ ગઈ છે. હવે એ આપણી નજર તળે જ રહે તે સારૂં અથવા એના લગન કરીને એના પતિને સોંપી દઈએ પછી વાંધો નહિ. જેમને આપણી લોકમર્યાદાનો ખ્યાલ પૂરો આવ્યો ન હોય; નૈતિક ધોરણોને અણીશુદ્ધ સમજવા જેટલી પરિપક્વ બુદ્ધિ પ્રાપ્ત થઈ ન હોય એવી જુવાન છોકરીઓ તો આપણી છાયામાં ઉછરે તે જ સારૂં. એનો અર્થ એ નથી થતો કે, એના ઉપર ચોકી અને પહેરો રાખવાં હું કહું છું. હું તો માનુ છું કે વડીલોની નજરની સંભાળ'ન-દ્રષ્ટિ જુવાન બાળકો પર રહેવી જોઈએ. કારણ કે એમનામાં જે બુદ્ધિનો કચો પરિપાક હોય છે તે કેટલીક વખત સારાસારનો વિવેક તોળી શકતા નથી; અને સમજે–અણસમજે આડા માર્ગે ચડી જાય છે. અને જ્યારે બુદ્ધિ સાચું સમજતી થાય છે ત્યાં સુધીમાં તો એ આડો માર્ગ એણે ઘણો ઓળંગી નાખ્યો હોય છે. ’

'પરંતુ તમે આટલી બધી વાતો કરો છો તો શું બહેનને એવા કોઈ દોષનો પાત્ર બનેલી જોઈ છે ? મને તો એનામાં કોઈ જાતનો જુવાનીનો ચપળ રાગ દેખાતો નથી.'

'નહિ, દોષ તો કોઈ જાતનો એનામાં હજી નથી, પણ એક નજીવા પ્રસંગે મને ચેતના આપી છે કે હવે બહેનને સ્વતંત્ર રીતે બહાર ફરવા, હરવા કેળવવાને બહાને આપણે એકલી ન મૂકવી જોઈએ.

'દાદા ભાવે આપણા અહીંના અધિકારી છે. એમને ત્યાં હું ઘણી વખત બેસવા જાઉં છું. એક વખત બહેન પણ સાથે હતી. અમે એમના ઘેર ગયાં હતાં અને નિરાંતે બેઠાં વાતો કરતા હતાં. બહેન સહેજે બહાર ગઇ અને અડધો કલાક થયો પણ પાછી અમારાં ખંડમાં ન આવી ત્યારે મેં બાથરૂમમાં જવાના બહાને બારણાની બહાર નજર કરી તો ભાવે સાહેબના જુવાન વીશ વરસના દીકરા વિનાયકરાવ સાથે બહેન દાદરાની નજીક ધીમે ધીમે વાતો કરતાં હતી. હું બાથરૂમમાંથી પાછી આવી અને બાઈ સાહેબ સાથે વાતે વળગી બહેન પાછી આવીને અમારી સાથે બેઠી.

'મેં પૂછ્યું: 'ઓહો, બહુ વાર બહાર જઈ આવી ! ક્યાં ગઈ હતી ?"

"એ તો બા બહાર બગીચામાં સરસ ફૂલો છે, તેમાં આ વખતે તો પારિજાતક ઉપર એટલાં મજાનાં ફૂલ આવ્યાં છો '

"એમ ! સારૂ, ત્યારે વેણી બનાવવા થોડાં ફૂલ લઇ લેવાં હતાં ને ?'

"બા; એ તો મેં નથી લીધાં.'

'એ પછી તો અમે ઘેર આવ્યાં અને મેં નિશ્ચય કર્યો છે કે હવે બહેન મોટી થઈ ગઈ છે.'

'ઠીક, પણ આમાં-આ હકીકતમાં કોઈ ચોંકાવે એવો બનાવ તો નથી.'

'કેમ નથી ? એ તમને નથી લાગતો પણ મને લાગે છે તો'

ખા બોલી હતી. તેણે પોતે માતા–પિતા વચ્ચેની આ વાતો છુપાઈને સાંભળેલી.

'શાથી તમને લાગે છે?'

'પ્રથમ તો મને એમ લાગે છે કે એ છોકરીને પ્રસંગ વિના શા કારણસર વિનાયક જેવા વીશ વરસના છોકરા સાથે વાતે વળવું જોઈએ? અને એ વાતો જ કરવી હતી તો અમારા ખંડમાં અમારા સાંભળતાં તેઓ હરકોઈ નિર્દોષ વાત—અભ્યાસની, કુદરતી, જ્ઞાનની બધી વાતો કરી શકે છે. આવી નિર્દોષ વાતો કરવા માટે એમને એક ખૂણે ભરાવવાની જરૂર શી હતી? એમાં છુપાવવાં જેવું કે છુપાઈને વાતો કરવા જેવું શું હોય?

'છતાં માનો કે એ બહાર ગઈ ત્યારે અચાનક વિનાયકનો ભેટો થઈ ગયો અને વારંવાર આપણે એના ઘેર જઈએ, એથી પ્રસંગોપાત પરસ્પર જુવાન છોકરાંઓ ઓળખતાં હોય અને વાતો કરે-કરી લે. તો પછી એમાં કોઈ ગુપ્ત રહસ્ય ન સમાયું હોય તો મને જવાબ આપતાં એણે બગીચામાં ફૂલોની બનાવટી વાત કરી અને વિનાયક સાથે એ વાતો કરતી હતી તે છુપાવ્યું શા માટે? એ નજીવી લાગતી એક જ હકીકત ધીરે ધીરે આડે માર્ગે જવામાં કારણરૂપ બને છે અને છોકરાંઓ બગડે છે'

છેવટે બાપુજીએ જવાબ આપ્યો કેઃ 'તમારી જેવી મરજી. ભલે સ્કૂલથી ઉઠાડી લ્યો.'

આ બધી જુવાન કાળમાં બની ગયેલી હકીકત જે પોતાની પૂર્ણ જાણમાં હતી એ સરયુની માતાને એકાંતમાં યાદ આવવા લાગી. અને આજે ઉછરી રહેલી સરયુબાળાની રહેણીકરણી, એનો પહેરવેશ, એનો સ્વભાવ, જુવાન સેવંતીલાલની આ ઘરમાં આવ-જાવ, તોફાન અને મશ્કરી-ઠઠ્ઠા, ગમે ત્યારે ઘરમાંથી ભણવાને બહાને, શાળાને બહાને, ક્રિકેટ મેચ જોવાને બહાને, સિનેમા અને ગેધરીંગ પાર્ટીના બહાને સરયુ બહાર જતી–મોડી આવતી, સાચા

જવાબો નહોતી આપતી અને જ્યારે એની ઉપર દબાણ કરવામાં આવે ત્યારે સામે થતી. અને આજનો પ્રસંગ ?

આજનો પ્રસંગ માતાને ઘણો વસમો લાગ્યો, ભણવા જાય છતાં હાઈસ્કૂલમાં એ ન હોય. આખો દિવસ ગમે ત્યાં આવ્યો હોય! પૂછતાં સાચું બોલે નહિ! શું આનું નામ આજના જમાનાની કેળવણી? અથવા સ્ત્રી સંસારસુધારાનો સાચો માર્ગ આવો હશે?

સરયુની માતા મનમાં વિચારોને એકત્ર નહોતી કરી શકતી અને એને એ નહોતું સમજાતું કે પોતાના કુટુંબમાં એક વિચારસરણી કેમ નથી? સરયુના બાપ પોતાના વિચારને સંપૂર્ણ મળતા કેમ નહોતા બનતા? તેઓ છોકરી વંઠી જાય કાંઈ કાળું ધોળું કરી બેસે એવું તો ઇચ્છતા નહોતા, માનતા પણ નહોતા, તો પછી છોકરી આટલી બધી સ્વતંત્ર હરે ફરે—જાય આવે, જૂઠું બોલે અને ઉડાઉ જવાબ આપે એ માટે એના પિતા એને શા માટે આકરા શબ્દોમાં કહેતા નથી?

સેવંતીલાલ સરયુ સાથે આટલો બધો બોલે ચાલે, સાથે ફરવા જાય, તાળોટા પાડે અને ફીલ્મોનાં ગાયન ગાય, ઘરમાં એ બેઠા હોય તોય કશું કહે નહિ! હું કહું કે 'સરયુના બાપા! આટલું બધું ન હોય હો! આવું તો અમે અમારી જીંદગીમાં કોઈ દી દીઠું નથી. આ ભવાડાનું પરિણામ સારૂં નહિ આવે! આ ભણતર છોકરીને કોડીનાં બનાવી મૂકશે!'

પણ એ તો કહે કે: 'સરયુની બા! તમે ન સમજો. તમારો જૂનો જમાનો હવે નથી રહ્યો. આ તો નવો જમાનો. સરખી ઉપરનાં મિત્રો સાથે હરે ફરે, બેસે, રમવા જાય કે આનંદ કરે તેમાં આપણે ન ચીડાવું જોઈએ.'

'પણ છોડીયુંના મિત્ર છોકરા તે હોય?'

'કેમ ન હોય? સ્ત્રીને પુરુષ મિત્ર હોય અને પુરુષને સ્ત્રી મિત્ર હોયએમાં તમને નવાઈ શી લાગે છે?'

'નવાઈ તો શું, મારું તો કાળજું બળીને ખાખ થઈ જાય છે. સ્ત્રીને જુવાન અવિવાહિત પુરુષો મિત્રો !

'અને એ મિત્રો અમે ત્યારે આવે જાય, સાથે રહે, સાથે ફરે, સાથે રાત્રિ ગાળે. એકાંતમાં બેસે, બધાય રાગરંગ, મોજશોખ, ચમન ચમન ઉડાવે અને એમાંથી તેઓ પવિત્ર રહી શકે ખરાં?'

'ત્યારે એ જ તમારા જૂના જમાનાનાં માણસોના સ્વભાવની શંકાશીલતા છે ને! કોઈ સ્ત્રી કે પુરુષ વાતે મળ્યાં કે તમને શંકા! એ શંકા જ સંકટનું કારણ છે.'

'કપાળ મારું અને બેનું તમારું! શંકા એ સંકટનું કારણ એ તો સૂત્ર છે. અગ્નિ ભડભડ બળતો હોય અને શંકા ન રાખીને હાથ ઘાલીએ તો દાઝીએ નહિ કે!'

'પણ આ ક્યાં અગ્નિ–દેવતા સળગવાની વાત છે.? આ તો જુવાન સ્ત્રી અને પુરુષની વાત છે ને!'

'પણ એ જ જુવાન સ્ત્રી પુરુષ માટે શાસ્ત્રકાર કહે છે કે "ઘીના ભરેલા ઘડા રૂપ નારી છે, અને પ્રજ્જ્વલિત અગ્નિ સરખો પુરુષ છે. એ બેને એકાંત અથવા સમીપમાં રાખવાથી અગ્નિથી ઘી પીગળી જાય છે. માટે બન્નેને સાથે નહિ રાખવાં'

'અરે આવા શ્લોકો તો સ્વાર્થપટુ અને પોતાની દૃષ્ટિ મુજબ બનાવનાર કોઈક વિરાગી માણસે સંસ્કૃત ભાષામાં લખીને છપાવી માર્યા, એટલે શું એ શાસ્ત્ર થઈ ગયા? અને એ આજ્ઞા સર્વ કોઈ સ્ત્રી–પુરુષ માટે બંધનરૂપે ન માની શકાય."

ઉપરની રીતે સરયુની માતા વારંવાર સરયુ સ્વચ્છંદી બનતી જાય છે અને વધારે પડતી મનસ્વી બને છે તે માટે એના પતિને વારંવાર ફરિયાદ કરતી, પરંતુ એને શંકા, વહેમ, જૂના વિચારો કહી તે પોતાની પત્નીને અનુમોદન આપતા નહિ. આ બધી હકીકત સરયુની માતા એકાંતમાં પડી પડી વિચારી રહી હતી. એનું હૈયું ભરાઈ આવતું, તે રડી પડતી અને પાછી વિચારે ચડતી: 'શું થશે આ

મરવું અને છોકરાંઓનું પણ શું થવા બેઠું છે ?'

* * *

બાના કટુવચનના પ્રહારથી છેડાઈ ગયેલું મન લઈને સરયુ-બાળા સડસડાટ દાદર પર ચઢીને પોતાના રૂમમાં આવી. હાથમાંનાં પુસ્તકો એણે ટેબલ ઉપર ફગાવ્યાં અને શરીર તથા મનથી થાકી ગયેલી સરયુએ પલંગ ઉપર પડતું મૂક્યું.

ઘણીયે વખત બા પોતાને લડતી હતી, પૂછપરછ કરતી હતી. અને કેટલીયે વખત બાએ અપમાનસૂચક વચન કહ્યાં હશે. તેને પોતે હસી કાઢતી, ક્યારેક આંખ આડા કાન કરીને ઉપેક્ષા કરી લેતી અને એની અસર એના મન ઉપર થવા દેતી નહિ. ક્યારેક મન અમગીત બનતું ત્યારે તેને પિતાજી બોલાવીને સાન્તવન આપતા અને કહેતા: 'જો, બહેન ! તારી બા જૂના જમાનાની અને જૂના વિચારની છે. એને આજના સુધારક વિચારની રહેણીકરણી ન ગમે એથી તે જરી ઉકળી ઉઠે છે. એ માટે તારે મુંઝાવાની કે એની સામે નારાજ થવાની જરૂર નથી.'

પિતાજીના આશ્વાસનથી સરયુમાં નવું બળ આવતું અને તે મનની મોકળાશ અનુભવતી, અને પોતાનો નિત્યનો કાર્યક્રમ શરૂ કરી દેતી. પરંતુ આજના પ્રસંગે પિતાજીએ પોતાનો લેશ પણ પક્ષ કર્યો નહોતો. બલકે પોતાની શાળામાંની ગેરહાજરી માટે જ બાવટથી બાએ શોધખોળ કરી હતી તેમાં પિતા પણ પૂર્ણ સામેલ હતા. ત્યારે શું પિતાજી સુધારક તરીકેની વાતો કરે છે અને સ્ત્રીસ્વાતંત્ર્યની હિમાયત કરે છે એ કેવળ વાતો જ છે કે આચારમાં પણ મૂકી શકે છે ? તે વિષે ઉકળતા મનથી વિચાર કરવા સરયુને નહોતું સમજાતું.

સુધારક તો એને કહી શકાય કે જે લોકો એને લોકાપવાદ, રૂઢી અને વ્યક્તિબંધનને ફગાવી દઈને કોઈનાય અભિપ્રાયને વશ થવાને બદલે ચોકસાઈથી ચાલેલા સ્વાતંત્ર્યના સિદ્ધાંતોને વળગી રહે

એક તરફથી સુધારો આચરવો, સુધારક કહેવરાવવું અને બીજી તરફથી લોકટીકાથી ડરવું અને વ્યક્તિના સ્વતંત્ર વ્યવસાયની પાછળ છૂપાં ડોકીયાં કરવાં અને છિદ્રાન્વેષણની વૃત્તિને પોષવી! એ શું સાચા સુધારકને છાજે ખરૂં? દેશને સ્વતંત્ર કરવો છે અને આજની સમાજરચનાને ઉખેડી, નવેસરથી સમાજનિર્માણ માટે કન્યાઓને–સ્ત્રીઓને મનસ્વી બંધનોથી જકડી રખાય જ કેમ? ઊંચી કેળવણી લેવા છોકરાઓ ને છોકરીઓ સાથે રહે, અભ્યાસ કરે–સહશિક્ષણ મેળવે, એકબીજાના વિચારોને સમજે–સમજાવે અને ગાઢ પરિચયના કારણે સંસ્કારનું નવઘડતર કરે તેમા વાંધો શો છે તે જ મને નથી સમજાતું.

છતાં યે આ જેવાં જૂનવાણી વિચારનાં અને બાપુજી જેવા અર્ધસુધારક વિચાર ધરાવનારનારને મોટામાં મોટી ભડક છે જાતીય આકર્ષણની! એ લોકો ચોક્કસપણે એમ માનતાં રહે છે કે જુવાન છોકરા ને છોકરીઓનો વધુ પરિચય થાય તો તેમનામાં નિર્દોષ મિત્રતાને બદલે જાતીય આકર્ષણ ઊભું થાય અને એનું પરિણામ અનિષ્ટ આવે. એથી આવા વિચારો ધરાવનાર વર્ગ એમ માનતો–મનાવતો ફરે છે કે છોકરીઓ ને છોકરા મિત્રો ન હોવા જોઈએ. સ્ત્રીને જો કોઈ પુરુષ મિત્ર હોય તો તે માત્ર તેનો પતિ જ હોઇ શકે!

આમ માનીને આજ સુધીનાં સમાજનાં બધાં માનવીઓ ઉગતી ઉછરતી કન્યાઓને પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ રીતે પણ યુવાન પુરુષોના સંપર્કમાં આવવા દેવા પ્રત્યે ત્રાગાં કરતા આવ્યા છે. જેવા જગતનાં તેવાં મારા ઘરના માતા ને પિતા! એટલે તો સેવંતીલાલના મારી સાથેના સહવાસને બા તો વક્ર નજરે જુવે જ છે, પણ પિતાજી બહારથી સુધારકની વાતો કરતા હોવા છતાંયે એમનું કલેજું પરિણામ સામે જોઇને ઠંડુ હીમ બનતું હોય એમ લાગે છે!

પરંતુ આ લોકો એટલું પણ નથી સમજતાં કે જાતીય આકર્ષણ એ તો એક સામાન્ય વસ્તુ છે. તેથી ભડકવાની જરૂર પણ શી

છે ? અને એથી ચમકીને નાસનારો માનવી જગતના કયા નિર્જન પ્રદેશમાં જઈને રહેશે કે જ્યાં તે જાતીય આકર્ષણથી બચી શકે ? અને જાતીય આકર્ષણને આટલું બધું પાપી સમજનારાં માનવી—તે પછી સ્ત્રી હોય કે પુરુષ પણ તેણે પોતાની જાતને ઢંઢોળીને વીતી ગયેલાં વરસોનું સરવૈયું કાઢી હીસાબ કરીને બતાવ્યો છે કે એમની યુવાનીમાં કદીએ જાતીય આકર્ષણનું એકાદ રોમાંચ તેમણે અનુભવ્યું ન હોય એમ નક્કી કર્યું છે !

અને માનો કે આતિ સહવાસને અંતે પરિણામ રૂપે જુવાન યુવક યુવતિઓ પરસ્પર મળવા—હળવાને પરિણામે આકર્ષાઈને છેવટનું પરિણામ જેને લગ્ન કહેવામાં આવે છે ત્યાંસુધી પહોંચી જાય તો પણ શું ખોટું ?

પિતા સ્વરૂચીને અનુસાર મઢી રાખેલી ઢીંગલી પુત્રના ગળે વળગાડે અને માતાએ તૈયાર રાખેલો ઢીંગલો કન્યાની મથરાવટીમાં મારે, અને પાછી એમનો ઘરસંસાર કોહેલા વંતાક જેવો નીવડે એ આજના જુવાનવર્ગ ઉપર સમાજનો કેવળ જુલ્મ નથી શું ? એ જુલ્મ સામે જુવાન વર્ગ માથું ઉંચકે નહિ અને એમની રુઢીનું દેવાળું જુવાનો મેદાને પડીને ફુંકાડું પાડે નહિ ત્યાં સુધી રુઢીચૂસ્તો અને અર્ધસુધારકોની આંખો ખુલવાની જ નથી એ ચોક્કસ છે.

આ લોકોની માન્યતા જ એવી હઠાગ્રહી હોય છે કે યુવક કે યુવતી એમની અર્ધપક્વ ઉંમરના કારણે સંસ્કાર, સદ્‌વિચાર અને સારાસારનો વિવેક ગુમાવીને, સૌંદર્ય, જાતીય ભૂખ અને વધુ પડતા ઉત્સાહથી દોરવાઈ ઉતાવળીયું પગલું ભરી બેસે છે. અને 'પ્રેમ—પ્રેમ—પ્રેમ'ના વાજીંત્રોના નાદમાં બંધાઈ, પરોવાઈ જીતાઈ જાય છે અને સત્ય વસ્તુ સમજી શકતાં નથી ! છોકરીઓ તો સ્ત્રીભાવના ગુણને લઈને ભોળી હોય છે અને છોકરાઓ ચાલાક અને ફસાવવામાં નિપુણ હોવાથી જુવાન છોકરીઓ ફસાઈ જાય છે ! આ તેમની મનફાવી માન્યતા ! પણ આ આક્ષેપો સામે એમ શા માટે ન કહી

શકાય કે વડીલો પણ છતી આંખે ક્યાં દેખતાં હોય છે ? કેવળ કુળ પૈસા, મોટપ અને દરજ્જો જોઈ વળ્યા પછી આગળ ક્યાં નજર દોડાવી શકે છે ? કેવળ પ્રતિષ્ઠાની ખાતર આજ સુધીમાં લાખ્ખો જુવાન–જુવતીઓનાં માબાપના હાથે ક્યાં બલિદાન નથી દેવાયાં ? શા માટે પોતાની વિચારસરણી તે જ શ્રેષ્ઠ અને જુવાનવર્ગ જે આચારતો હોય, જે વિચારતો હોય તેને ભયસ્થાન રૂપ માનવું ? શું કરવા આવા–મારી જાત સામે આચરવામાં આવ્યા એવાં પગલાં તેઓ ભરતાં હશે ?

શું અમે ઉમરલાયક થયેલાં હોવા છતાંયે અમારા ઇષ્ટ–અનિષ્ટનું બીલકુલ અમને ભાન જ નહિ હોય ? અમે જુવાન–જુવતિઓ મળીએ તેમાં આ લોકોની નજરે કેવળ શંકા શા માટે મોડી આવી, આજે સ્કૂલમાં હાજર કેમ નહોતી, આટલે સુધીની મારી હાજરી લઈ નાંખવી, તે મારા જેવી સત્તર–અઢાર વરસની સમજુ અને સ્વતંત્રતા માટે ઝંખના કરતી છોકરીની પરાધીન દશાનું ભાન કરાવતું સ્થાન નથી શું ?

ભલે ગમે તેમ થાય, પરંતુ આજે નીચે જવું નથી, જમવું નથી અને સવારે સ્કૂલે જતાં પિતાજી તથા માતાજીને સાફ શબ્દોમાં જણાવી દેવું છે કે મારી સ્વતંત્રતાની આડે તમે કોઈ આવશો નહિ ! હું ગમે ત્યાં જાઉં. હરૂં–ફરૂં તેથી તમારે જરાયે ભયસ્થાનની કલ્પના પણ કરવી નહિ હું સ્વતંત્રતા ભોગવું, એથી સ્વછંદી......

સ્વછંદી બનીશ નહિ, પરંતુ સ્વચ્છંદ કોને કહેવો ? માતા-પિતા તો મારામાં વિશ્વાસ મૂકીને એકલી મને સ્કૂલે મોકલે છે. અને સ્કૂલે જવું–આવવું અને અભ્યાસ કરવો–એ માટે હું સંપૂર્ણ સ્વતંત્ર છું. પરંતુ સ્કૂલનો અભ્યાસ છોડી એક જુવાનના કહેવાથી સ્કૂલના અભ્યાસના વખતે તેને ઘેર જવું, આખો દિવસ તેના સહવાસમાં ગાળવો, મોડું ઘેર આવવું અને માતાપિતાએ પૂછવા છતાં જૂઠું બોલી વાત ઉડાડવી, આનું નામ તે શું સ્વચ્છંદતા નહિ !

શું આવી સ્વચ્છંદતા જ એક પછી એક પગથિયું નીચે ઉતારી, નૈતિકતાનો સરલ માર્ગ ચુકાવી દે છે !

ના રે, મેં ક્યાં એવો કોઈ દિવસ વિચાર પણ કીધો છે ! હા, અતિ સહવાસના કારણે સેવંતીલાલ સાથે મારે મિત્રતા છે. પણ એથી શું ! જુવાન કન્યાઓને કોઈ કુશળ, ચાલાક અને બુદ્ધિશાળી યુવાન મિત્રના સહવાસથી તો એનાં જ્ઞાન, ભણતર અને વિચારોમાં નવસર્જનની ખુમારી અને પ્રતિભા આવે છે. એટલે સેવંતીલાલ સાથે હું સહવાસ રાખું તેથી હું થોડી જ એના તરફ આકર્ષાઈ જાઉં છું !

હા, એટલું ખરૂં કે અન્ય જુવાનો કરતાં સેવંતીલાલની વાક્‌પટુતા મને ઘણી ગમે છે, એનો સ્વભાવ, એની ઉદારતા અને આનંદી મિજાજ, એનો પહેરવેશ અને એની તીવ્ર બુદ્ધિ મને–મારા દિલને રંજન કરે છે. સેવંતીલાલ એક દિવસ પણ ન મળે તો મને નથી ગમતું. એને આવતો જોઉં છું અને મારૂં દિલ નાચી ઉઠે છે. એની સાથે રહેવામાં, સાથે બેસવામાં, વાતો કરવામાં, કલાકો વીતી જાય તોયે મારૂં મન ધરાતુ નથી. એના શરીરનો સ્પર્શ કરવામાં રોમાંચ...

ઓહો ! ખરેખર રોમાંચ હું અનુભવું છું તેનો ખાસ ખ્યાલ તો આજે જ આવ્યો, ખુરશી ઉપરથી મેં સમતોલપણું ગુમાવ્યું તે વખતે સેવંતીલાલે મને અધ્ધર ઝીલી લીધી અને એના ઉર સાથે મારૂં ઉર દબાતાં મને એક આછો વિદ્યુતનો રોમાંચકારી આંચકો શું નહોતો લાગ્યો ! ખરેખર શું સેવંતીલાલની મારી સાથે સહવાસ રાખવા પાછળની એ જ ભાવના હશે ! કોણ જાણે એના દિલની વાત ! પણ મારૂં દિલ ! ક્યાં અને ક્યા રસ્તે હું જઈ રહી છું !

પ્રથમ તે અપમાનથી રડી પછી વિચારે ચઢી પલંગમાં શરીરને ગમે તે રીતે નાંખી દઈ ઉપર જણાવ્યા પ્રમાણેના વિચાર વમળોમાં તરફડીયાં મારતી હતી એવામાં સરયુને બોલાવતો નીચેથી પિતાજીનો અવાજ સંભળાયો:

" સરયુ ! ઓ સરયુ !"

" એ હાં, પિતાજી !

' ચાલને બાઈ ! જમવા ! તમે જમવાનું પીરસો તો બધા વાળુ કરવા બેઠાં થઈએ. તારી આ ઓરડાને મુએ ભરાઈ બેઠી, તું બેડીના રૂમમાં: આમે હવે ક્યાં સુધી બધા ભોજનની તપસ્યા કરીએ ? નીચે તો આવ !'

ઘણોય પ્રયાસ કરવા છતાં સરયુ નીચે ન આવી, કે ન એની બાએ ઓરડો છોડીને બહાર મોઢું બતાવ્યું. પુરુષવર્ગ અકળાયો. એમણે સાથે મળીને રસોડામાં તૈયાર પડેલી રસોઈને ઉદરે પધરાવી પોત-પોતાના સૂવાના સ્થાનમાં જઈ દરેક જણ નિદ્રાની આરાધના કરવા લાગ્યો. બન્ને જુવાન છોકરાઓ તો અભ્યાસ અને પુસ્તકોના વાચન માટે અગીઆર-બાર વાગ્યા સુધી સૂતા જ નહોતા. નાણાંની ગણતરી અને લક્ષ્મીના જોરે સુખી થવાય છે એમ સિદ્ધાંતની રીતે માનતા અર્ધસુધારક, સરયુના પિતાને આનંદીના ચાંચલ્યથી આજે મોડી રાત સુધી ઊંઘ નહોતી આવતી.

સરયુ છેડાઈ ગઈ હતી, ખૂબ ઉકળી ઊઠી હતી, એને પોતાની સ્વતંત્રતા ઘવાતી લાગવાથી, પરાધીનતા અને પોતાની પ્રત્યેનો અવિશ્વાસ એને ઘૃણા ઉપજાવી રહ્યો હતો. પોતાનું ભણતર એળે જતું લાગ્યું. વડીલોએ તેના પગમાં નાંખેલી બેડી સજ્જડ બીડાતી જણાઈ એથી એને દુ:ખ શોક અને માતાપિતા પ્રત્યે અભાવ-અણગમો લાગ્યો-વારંવાર સેવંતીલાલે રૂઢીચુસ્તો અને નીતિની અંધતા પ્રત્યે જે આક્ષેપો દર્શાવ્યા હતા, બનાવટી નીતિનાં ધોરણ સામે જે પ્રકાશ ફેંક્યો હતો; અને એ સામે જેહાદ પોકારીને-હિંમત બીડીને જુવાન જુવતીઓને જકડી રહેલી સમાજની સડેલી દીવાલોને તોડીને સ્વતંત્ર વિહાર કરવાના વિચારો દર્શાવ્યા હતા તે હવે સરયુને સાચા સમજાવા લાગ્યા.

સેવંતીલાલ કેટલા ઊંચા વિચાર ધરાવે છે ! માતાપિતા તો એના પણ છે. તેઓ છોકરાને કશીએ રોકટોક સિવાય એના યૌવનને

કળામય રીતે ખીલવા દે છે, જ્યારે મારા માતાપિતા વહેમી, સંકુચીત અને લોકલાજની ધુંસરી નીચે ચગદાતાં, નથી તો તે પોતે દમ લઈ શકતાં, કે નથી પોતાના બાળકોને સ્વાતંત્ર્ય આપતાં. યૌવનના આરે ઉભેલી અનેક ભાવી સ્વપ્નો રચતી એક નિર્દોષ કુમારિકા ઉપર આ રીતે ચોકીપહેરા ભરવા અને એની છાયા પાછળ ભૂત થઈને ડિટેક્ટિવ બનીને ભમ્યા કરવું એ શું વાજબી છે ?

આવા વિચારોમાં સરયુની રાત કેટલી ગઇ એની જ એને ખબર ન રહી. વિચારમાં ને વિચારમાં એની આંખ મળી ગઈ અને તે એક સ્વપ્નું એના નિદ્રા જગતમાં અનુભવવા લાગી:

શરદ ઋતુની રૂપેરી ચાદરે મઢેલી રઢીયાળી રાત છે. વાદળી આકાશમાં રસમાણીગર ચંદ્રદેવ પૂર્ણ કળાએ બરફ સમી ચાંદની ઢાળી રહ્યો છે. યમુના જેવો નદીનો કિનારો, કલરવ કરતા નીરપ્રવાહો અને દૂર દૂર રૂપેમઢયાં હિમાચ્છાદિત ગિરિશૃંગો દૃષ્ટિગોચર થાય છે. તે જગ્યાએ પોતે આછી વાદળી સાડી અને કાશ્મીરી ભરતથી એ નું બ્લાઉઝ પહેરી, મંદ મંદ લહેરાતા સમીરમાં બાલની લટો સમારતી અને આનંદનો અતિરેક માણતી, રૂપેરી વાદળીઓની માફક વ્યોમમાં ઉડું ઉડું થતા દિલને બહેલાવતી સેવંતીલાલ સાથે ઉભી છે.

મંદ મંદ હસતો સેવંતીલાલ તેને કહેવા લાગ્યો: ' સરયુ ! કેવી સુંદર રાત્રિ છે!'

' ઓહો, સેવંતી ! જાણે પ્રકૃતિ સોળે કળાએ નાચી રહી હોય અને એણે પોતાના પ્રિયતમને રીઝવવા જાણે સોળે શણગાર સજ્યા હોય એવો ભાસ થાય છે.'

' આવ, સરયુ ! જો સામે જણાતા નાવમાં જળતરંગોની સહેલ કરીએ. આ પૃથ્વી અને પૃથ્વી સાથે સંકળાયેલું આવરણ ભેદીને નવી દુનિયા આપણે નિહાળીએ. '

નાવ ઉપર સવાર થઇ ચંદ્રકિરણોથી ચમકતાં સરયુનાં નયનોમાં પોતાની પ્રતિમા જોઇ રહ્યો હોય એમ સેવંતી તેની નજર સાથે

નજર મેળવી બોલ્યો : સરયુ !'

' કહે, કહે, સેવંતી ! બધું જ કહે, આજે તો હું સઘળું સાંભળવા, તારા દિલનું ઉંડાણુ અને તેમાં રહેલા ભાવને સમજવા, રાત્રિને વખતે પણ મારૂં ઘર છોડીને દોડી આવી છું: '

' કહું, માનિની ? '

' જરૂર કહે, ખૂબ કહે. '

' યદી મૈં કહું કી તુમ બીન માનિની,
અર્થ જીંદગી હોગી મેરી,
નહીં હસેગા ચાંદ હંમેશાં.
બની રહેગી રૈન અંધેરી,
બોલો તુમ વિશ્વાસ કરોગી ?
યદિ મૈં કહું કિ હે માયાવિની,
તુમને તનમેં પ્રાણુ ભરા હૈ,
ઔર તુમ્હીને ક્રૂર કાલકે
કુટીલ કરોંસે મુઝે હરા હૈ,
બોલો તુમ વિશ્વાસ કરોગી, ?
યદિ મૈં કહું કિ તુમ બીન સ્વામિની,
તૂટેગા મનકા એક તારા,
ઝુલ્સ જાયંગે સ્વપ્નસુખ,
જાયેગી મધુ ગીતોં કી ધારા,
બોલો તુમ વિશ્વાસ કરોગી ?
[ શ્રી શંકર શૈલેન્દ્ર ]

દિલનાં ઉંડાણુથી; ગળાની ઘુજારીથી, સરિતાને મળીને વહેતી વાયુલહરીમાં ગવાયેલું ગીત સાંભળતાં સાંભળતાં સરયુ સેવંતીલાલના ખોળામાં ઢળી પડી. આંખોની દિવ્ય જ્યોતિ સેવંતીલાલના ચહેરા ઉપર મંડાયેલી જ હતી, પણ એણે સ્વદેહ અને મનની મોહક બધિરતામાં પોતાનું ભાન ગુમાવ્યું હતું. બાહુપાશમાં મોહપાશે જકડાયેલી જ્ઞાતયૌવના મુગ્ધા સરયુ તરફ નીચે વળીને ઓષ્ટદ્વય ઉપર ધીમેથી સેવંતીલાલે ચુંબન લીધું. અને...અને નીચેથી અવાજ આવ્યો :

'સરયુ ! ઓ સરયુ ! નીચે આવ તો.'

અચાનક આવેલા અવાજે સરયુની નિદ્રા અને સ્વપ્ન બન્ને ઉડાવ્યાં. હાંફળી ફાંફળી તે પલંગમાં બેઠી થઈ ગઈ. સૂર્યનારાયણનાં પ્રાત:કાલનાં કિરણો ખંડમાં પ્રસરી–પ્રવેશી ચુક્યાં હતાં. રાત્રિ કેવી રીતે ગઈ એનો ખ્યાલ તો નહોતો જ, પણ તાજુંજ સરી ગયેલું સ્વપ્નુ સેવંતીલાલ સાથેનો જળવિહાર અને એણે આપેલા ચુંબનના પ્રતાપે સરયુનું હૃદયધડકન વધી ગયું હતું.

ઝડપભેર કપડાંને ઠીક કરતી સરયુ નીચે આવી, પરશાળમાં એક ખુરશી ઉપર પિતાજી અને બીજી ખુરશી પર સેવંતીલાલ બેઠા હતા. ગાદડી ઉપર બા પલાંઠીવાળી બેઠાં હતાં. ત્રણે જણાં પાસે ચહા ભરેલા રકાબી પ્યાલા હતા. હજી પીવાની શરૂઆત કરી નહોતી. પિતાજીએ કહ્યું: 'ચાલ સરયુ! ચાહ ઠંડી થઈ જાય છે, જરી મોઢું સાફ કરી લે તો. આપણે સાથે જ ચહા પીએ.'

'પિતાજી ! આપ ચાહ પી લ્યો. મારે નથી પીવી.'

'અરે ગાંડી રે ગાંડી ! રાત્રે જમી નથી, અત્યારે ચહા નથી પીવી ! એમ તે થાય: જોને, તારી બા પણ ચહા નથી પીતી; એ તો કહે છે કે સરયુને બોલાવો એટલે બધાં સાથે જ પીએ.'

'બા ભલે પી લે, હું નહિ પીઉ"

'ઓહોહો ! કાંઈ લાડકી, કાંઈ લાડકી કરી મૂકી છે ને ! એમાં શું કહી નાંખ્યું છે તે આટલી મોટી રીસ કરી બેઠી છે ! અમે તો તારા જેવડાં હતાં ત્યારે જરાકે વાંક આવ્યો તો માતો અંબ–ભોટીયો લેતાં અંબોટીયો! ' (સાથળમાં ચુંટીયો ભરવાને પ્રાંતિક ભાષામાં અંબોટીયો કહે છે.)

'ત્યારે તું યે એમ કરની !' સરયુ બોલી.

'ક્યાં હવે ! હેંડ છાનીમાની, ચાહ ઠરી જાય છે.'

મા–દીકરીની વાતની ટપાટપીમાં લાગ જોઈને સેવંતીલાલે વચમાં જ માથું માર્યું: 'કાકી, શું છે? શા માટે સરયુબહેન રીસાયાં છે?'

'મોકાણ એના નામની ! અમસ્થી, એને મેં અમસ્તું સહેજે કાંઈક પૂછ્યું તો ત્રાગાં કરવાં છે. બીજું શું?'

'ઉડાડે છે, શું કરવા વાતને ? સેવંતીલાલ ! જુઓ, કાલે હું સ્કૂલમાં નહોતી. મારી પાછળ આ લોકોએ એવી દોડધામ માંડી કે કે વાત ન પૂછો. અને પાછી ઘેર આવ્યાં એટલે ગુનેહગારને પરહેજ કરનાર પોલીસ ઈન્સ્પેકટરની માફક જોઈ રહ્યો તાશેરા !'

'પરંતુ સરયુબહેન ! તમે શા માટે ઘેર આવીને સાચી હકીકત ન કહી ?'

'પણ એ લોકો મારૂં સાંભળે ત્યારે ને ! એમને તો મને ફાંસીની સજા કરવી હતી; તે ઘરનાં બધાં લઈ મચેલાં:'

'જુઓ, સેવંતીલાલ ! જુઓ, એની પાછી ચતુરાઈ ચાલુ થઈ હોં ! મને એ જ વસમું લાગે છે કે વાત વાતમાં આ છોકરી છેતરપીંડી અને પ્રપંચબાજી શું કરવા ખેલતી હશે ? મોડી આવી ત્યારે સિફતથી ધીરે ધીરે મેં જ પૂછવાની શરૂઆત કરી હતી. તો કહે સ્કૂલના અભ્યાસમાંથી આથું જ ઉંચક્યું નહોતું અને સ્કૂલ પૂરી થયા પછી ક્રીકેટ મેચ જોવા પેલી પુતળીના સાથે રોકાઈ હતી. આવું બનાવટી તૂત ન હાંક્યું હોત અને સાચી જ હકીકત કહી હોત તો કાંઈ હરકત હતી ? સેવંતીલાલ ! તમે જ ન્યાય કરો.'

'ખરી વાત છે, કાકી ! તમે સાચાં છો; આ હકીકતમાં સરયુબહેનની જ થોડી ગેરસમજ ઉભી થઈ છે. આપ જાણો છો કે, આવતી કાલે મારો જન્મદિવસ છે. એ માટે ગઈ કાલે હું અત્રે આવેલો ત્યારે જ ઘેર આવી ઘરની ગોઠવણ અને વ્યવસ્થામાં મદદ કરવા માટે મેં સરયુબહેનને આમંત્રણ આપેલું–ઘેરથી નીકળતી વખતે તે આપને કે મારા કાકાને કહેવું ચૂકી ગયેલ. પણ સ્કુલે ગયા પછી મારા આગ્રહ અને આમંત્રણ યાદ આવતાં તે સીધાં મારે ઘેર જ આવ્યાં. આખો દિવસ મને સુંદર મદદ કરી અને પાછા ફરતાં વખી

મોડું પણ થયેલું એક તો મારે ત્યાં આવવા બાબત આપને પૂછી શકાયેલું નહિ. વળી નિયમ કરતાં મોડાં થયેલાં એથી આપની મર્યાદા તો લોપાઇને ! એ ભયેં એમણે સત્ય છુપાવ્યું. પરંતુ ઘણી વખત એવું પણ બને છે કે જ્યારે ને ત્યારે જુવાન છોકરાંઓને ખોટી રોકટોક કરવામાં આવે અને સરલ માર્ગે જનાર ઉપર પણ શંકાની નજર રાખવામાં આવે ત્યારે જુવાન માનસ આ ખોટી મથામણમાંથી પ્રપંચ અને જૂઠ તરફ વળી જાય છે. એમાં જેટલો જુવાન છોકરાંઓનો દોષ હશે એથી પણ અધિક વડીલોનો હોય છે બાકી કાકી ! તમે તો ક્યાં કોઈ દિવસ એવી રોકટોક કરો છો ! અમે ગમે ત્યારે રજા માગી હશે ત્યારે તમે કહ્યુ હશે ' હા ભાઈ! બાઓને બાપા ! હુ ક્યાં ના કહું છું. ' એટલે સરયુબહેને થોડીક ઉતાવળ આ બાબતમાં કરી નાંખી છે'

' ખરો મારો ભાઇ! હવે સમજ્યા. તારી માફક વિવેકથી વાત નહિ, ને આ તો ત્રાગાં કરતાં શીખી છે, ચીબાવલી !'

' કાંઈ નહિ, કાકી ! ચાહ તો ઠંડી થઇ ચાલી, પણ કાકી ! બીસ્કીટ તો કહો; એકલી ચહા...'

' ભાઈ ! બીસ્કીટ તો નથી, પણ રાતની રૂપાળી દહીંથરા જેવી ભાખરી પડી છે, કારણ કે રાતના હું તથા સરજુ જમ્યાં જ નથી. લાવતો સરજુ ! એ દુધની દશમી, અને જરા છુંદો કાઢતી આવ્ય. સેવંતીભાઇ ! આજે ઘેર નાસ્તો કર્યા વગર જ નીકળ્યા છો ?

' કાકી ! હરખ એવી ચીજ છે. આજ તો પરોઢે પાંચે ઉઠયો છું. નાહી-ધોઇ પરવારી, ગાડી લઈને પહેલાં અહિં જ આવ્યો. હજી તો ઘણી જગ્યાએ જવાનું છે. પણ થયું કે કાકી-કાકાને પહેલો આમંત્રણ આપી આવું.

' જુઓ કાકી ! કાલે સવારથી ઘરનાં બધાએ આપણે ઘેર આવી જવાનું. જલસો તો સાંજે પાંચ વાગે શરૂ થવાનો છે. પરંતુ પાંચ અંગત સંબંધી સવારથી જ આવશે, એમાં વ્યવસ્થા, આપ-લે,

સંભાળ અને મારૂં બગડે નહિ અને રૂડું દેખાય; તે માટે મારા કાકા અને કાકી તમે તથા બધા જ ઘરનાં, અને સરયુ તો ખરાં જ. એમના વિના મને મદદ કોણ કરે? કેમ સરયુ બહેન ?'

' પૂછોને તમારી કાકી તથા કાકાને ? ' સરયુએ ઉચ્ચાર્યું.

' લે જોયું ! મારી વાત ઉપર ભાર મૂકે છે ! હું તો કહું છું કે આજથી જ ચાલો, બસ !' કાકીએ વિના વિલંબે સંમતિ દર્શાવી.

' અને મારૂં તારી બાના સ્વીકારને સમર્થન છે, સરયુના પિતાજીએ પણ ટેકો આપ્યો.

*　　　*　　　*

' સેવંતીલાલ ! લોકોનાં સ્વાર્થવૃત્તિભર્યાં માનસમાં કોણ જાણે કેમ, પણ એટલી બધી લોલુપતા અને લાલચ છે કે સ્વાર્થ આડે તેઓ કાંઈ જુવે જ નહિ.'

મનમોહનને લઈને સેવંતીલાલ એના રોજના ક્રમ પ્રમાણે સવારનો નાસ્તો—ચહાપાણી લેવા માટે રેસ્ટોરેન્ટમાં બેઠા હતા, અને નાસ્તો થઈ ગયા પછી સોડા પીતાં પીતાં ઉપરનો વાર્તાલાપ મનમોહને શરૂ કર્યો.

' શા માટે, મી. મનમોહન, લોકોનાં માનસની ટીકા કરવાનું તમને મન થયું ?'

' જુઓને, આ બે દિવસથી આ લોકો સોડા આપે છે, તેમાં જાણે કશો ટેસ્ટ જ નહિ. આગળ કેટલીય વખત ચર્યા નાસ્તા ઉપર સોડા લેવાથી; જાણે નાસ્તો હજમ થઈ ગયો હોય એવું પેટમાં હલકું ફૂલ જેવું લાગે, મન પ્રફુલ્લિત બની જાય, અને દિલ ખુશમિજાજમાં હોય. બે દિવસથી તો એ જાતનો કોઈ સ્વાદ જ સોડામાં નથી આવતો.'

' હા, એમ પણ હોય.'

મનમોહન સેવંતીલાલના જવાબથી અચંબો પામ્યો. એની સામે નજર મેળવી સેવંતીલાલ ઠંડું હસી રહ્યો હતો.

'કેમ, સેવંતીલાલ! સોડા વિષે મેં જે ટીકા કરી તે બરાબર નથી? તમે પણુ એ વસ્તુ લ્યો છો. તમને મારી માન્યતા બરાબર નથી લાગતી?'

'તમારી માન્યતા બરાબર છે, મનમોહન! પરંતુ તમે કહો છો તેમ સોડામાં કોઇ ફેરફાર નથી, એ તો ધનજીભાઇની સોડાની જ પેક બાટલીઓ ફોડાય છે. પરંતુ બે દિવસથી તમોને સ્વાદ અને ટેસ્ટની જે ઉણુપ લાગે છે તેનું કારણુ જુદું છે.'

'એટલે?'

'એટલે, કહેવાને મને વાંધો નથી અને એ તમને કહેવા ખાતર જ મારી સૂચનાથી તેમાં ફેરફાર થયો છે. સાચી હકીકત હું તમને કહું તો તમે નારાજ ન થશો. તેમાં નારાજ થવાનું કોઇ કારણુ પણુ નથી.

'હં, હવે કહું. લગભગ દોઢેક મહિનાથી, તમોને ખ્યાલ હશે કે નાસ્તો લીધા પછી આપણુા માટે સોડાની અંદરથી જ બાટલી ફોડી ગ્લાસમાં કાઢી તૈયાર ભરેલા સોડાના ગ્લાસ આવતા હતા. મારી સૂચના પ્રમાણે તમારા ગ્લાસમાં એક ડ્રામ શરૂઆતમાં વ્હીસ્કી ઉમેરવામાં આવતો અને ધીમે ધીમે છેલ્લા અઠવાડિયાથી એકેક ઔંસ વ્હીસ્કી તમે સોડા સાથે લઇ રહ્યા છો. બીજી એક વાત પણુ ભેગાભેગી જ કહી દઉં.

'નાસ્તામાં દૂધીનો હલવો મને ઘણો ગમે છે અને તમે પણુ રોજ તે લ્યો છો. તેને તૈયાર કરતી વખતે બે એગ્ઝ અંદર મેળવી દેવામાં આવે છે, અને એથી જ મનમોહન! તમે જોઈ શકતા હશો કે તમારા શરીરની શક્તિ વધી છે, ચહેરા ઉપર લાલાશ આવી છે, અને છેલ્લું તમે વજન કરાવ્યું ત્યારે સાતેક રતલ વજનમાં પણુ વધારો થયો છે.

'એટલું જ નહિ, પરંતુ તમે કબૂલ કરશો કે આ તમારા વજનવધારા સાથે અને ચહેરા ઉપર આવેલી લાલાશ અને વાર્ક ડાલિટિના પરિણામે તમે અભ્યાસમાં પણ બહુ આસાનીથી દરેક વિષય સમજીને યાદ કરી શકો છો. આપણો નિત્યનો ખોરાક આપણા શરીર ઉપર જેમ અસર કરે છે તેમ મન અને વૃત્તિ ઉપર પણ સારી એવી અસર નીપજાવે છે, એ તો તમે બરાબર સમજો છો; અને સારી રીતે વધેલો ઉત્સાહ, શક્તિ અને ચપળતા–જે આજે તમારામાં જોવામાં આવે છે તે પ્રથમ કદાપિ નહોતાં. એ વસ્તુ જ એમ બતાવે છે કે તમારા શરીરમાં જે વસ્તુનો તોટો હતો તે વસ્તુ બીજા કશામાંથી મળતી જ નહિ. તમારામાં ખૂટતાં તત્ત્વો છોડાં પૂરાં કરી આપે છે અને રક્તાભિસરણ અને હૃદયની સમુચિત ક્રિયાઓને વ્હીસ્કી વેગ આપે છે. આમ પરોક્ષ રીતે પણ મેં તમારા શરીર, મન અને બુદ્ધિને મદદ કરી છે તે જાણવાથી તમે જરૂર ખુશ થશો.'

દિગ્મૂઢ જેવો બની ગયેલો મનમોહન આ લાંબું બ્યાન સાંભળીને પોતાનામાં વધી રહેલી ભ્રષ્ટતા ઉપર ઉદાસ બની ગયો અને સેવંતીલાલ બોલતો બંધ થયો એટલે હતાશ મોઢે એણે કહ્યું : 'સેવંતીલાલ ! તમે મને અમારા સિદ્ધાંતો, નિયમો અને ધર્મપાલનથી ખૂબ જ વિમુખ માર્ગે ચડાવી દીધો છે ! અને તમારી હકીકત સાંભળીને દુઃખ થાય છે કે આ હું શું કરી રહ્યો છું ?'

'બરાબર છે, મનમોહન ! એ તો આપણા મનુષ્ય સ્વભાવની ખાસિયત છે. માનવી જન્મકાળથી જે સ્વભાવના ઘડતરમાં અને જે રીતે રિવાજમાં ટેવાયેલો હોય છે તેમાંથી જ્યારે એ નવીનતા તરફ જાય છે ત્યારે તેને અચંબો પેદા થાય છે. તે પ્રવાહ બદલે છે અને એના દિલમાં ચોક્કસ પ્રકારનું દ્વંદ્વ જાગે છે; આજે જ નહિ અનાદિકાળથી માનવી જેમ જેમ સમાજની ક્રાંતિ અને નવરચનાનાં પાસાં બદલતો આવ્યો છે ત્યારે ત્યારે શું વ્યક્તિમાં કે શું

સમજિમાં, સાચું શું અને સારૂં શું તે માટે બુદ્ધિ ભ્રમ સેવતી બને છે, અને સાચી હકીકત એ સમજે છે ત્યાર બુદ્ધિમાં થયેલો અજ્ઞાનતાનો ભ્રમ નાબુદ થઈ જાય છે.

'આ સામે રુઢીચુસ્ત મતવાદીઓ અને જુનું માનસ સેવનારા માનવીઓએ અનેક પ્રકારના બખાળા કર્યા છે, અને તેઓ ધીમે ધીમે પલટાતી ક્રાંતિને અનુકુળ બનતાં બનતાં, જૂની માન્યતા ના ધર્મ—નીતિને છોડી નવધર્મનને અપનાવતા થઈ ગયા છે અને બહુ જૂની નીતિને આજે યાદ કરીએ તો આ જૂનું તેને સોનું માનનાર પણ કહે કે એ તો યુગજૂની અજ્ઞાનતાવાચક પ્રણાલિ છે એ આજે ન ચાલે મોહમોહનભાઈ!

'માનવીનો આદિકાળથી થઈ રહેલો વિકાસ અને એ કાળના ક્રમબદ્ધ રીતે ફેરવાયે જતાં પાસાંનાં નીતિનિયમો, ધર્મ, કર્મ, અને સદાચારનાં રૂપો જુદાં જુદાં પલટાતાં આવ્યાં છે; તેમ સમગ્ર ભારતના પ્રાંતીય વિભાગોમાં પણ આચાર અને સદાચારનાં સ્વરૂપો એક સરખાં નથી. બંગાળ અને બિહાર જેમ રહેણી–કરણી, આચાર અને સદાચારથી જુદા છે, તેમ ગુજરાત અને મહારાષ્ટ્ર તેનાથી જુદા વિચાર પોતાના આચાર માટે ધરાવે છે.

'અને મનમોહન! તમે એમ કહેશો કે હું આટલી લાંબી ચોડી બાબતમાં ઉતરવા નથી માગતો હું તો અમારા કુટુંબની નીતિ અને સદાચારની મર્યાદા ઉપરથી હું ચલિત થયો છું એવું કહું છું.'

'હા એ વાત ઠીક છે, પણ તમારા કુટુંબની મર્યાદાની તમે જે વ્યાખ્યા બાંધી હો તેમાં તો તમારી અને તમારા પિતા અથવા તો આગળ વધીને પિતામહ કે પ્રપિતામહ સુધી જ તમારી નજર જઈ શકે. પરંતુ તમે એમ તો ન જ કહી શકો કે તમારી કુળપરંપરાથી જ તમારાં નીતિ—સદાચાર અને આચારની કડીબદ્ધ, ચીલાચાલુ ચાલી આવતી આ નીતિ છે!

'ખાદ્ય અને અખાદ્ય, પેય અને અપેય. અને તેના આધાર ઉપર લાગેલી ભ્રષ્ટાચાર કે સદાચારની મહોરછાપ; એ પ્રખર માનવીના દૃઢ વિચારનું સ્વરૂપ છે, એના પછી જ્યાં સુધી બીજો એવો કોઈ બળવાન માનવી એ નીતિને ભૂંસીને નવો માર્ગ નથી નીપજાવતો, ત્યાં સુધી એ જૂની નીતિને વળગી રહેવામાં નિર્બળ મનનાં માનવીઓ એને પોતાનો ધર્મ માને છે.

'એક જ દાખલો આપું : શ્વપચ—ચાંડાલ જાતિના માટે કોઇક બળવાન વિચારવાન માનવી અથવા માનવીઓએ એમને અસ્પૃશ્ય અને ત્યાજ્ય ગણી, સમાજથી તિરસ્કૃત કર્યાં અને જુદા કાઢી મૂક્યા. એટલું જ નહિ પરંતુ એમની સાથે વાત કરવામાં પણ સદાચારનો નાશ થતો નક્કી કર્યો ! આજે પણ એ પુરાણગત શુદ્ધિશાસ્ત્રો ઉકેલતાં **चांडाल संभाषणाम्**। ગયા જમાનાના ચંડાળ–ભંગી–આજનાં હરિજન–જેમની સાથે વાત કરવાથી પણ પ્રાયશ્ચિત્ત કરવું પડતું અને સચૈલ સ્નાન કરીને જ માનવી વિશુદ્ધ બનતો. !

જ્યારે આજે ગાંધીયુગના પ્રખર વિચારધારી મહાપુરુષોએ તે જૂની નીતિને અન્યાયી માની છે–મનાવી છે. પાતાને ઊંચા ગણાવતા મનુષ્યોને એ હરિજનો સાથેનો સ્પર્શાસ્પર્શનો દોષ ટાળી નાંખવા સંબોધ્યો છે, એટલું જ નહિ પરંતુ એમને સપંક્ત બનાવવાના પ્રયત્નો આરંભ્યા છે. હિન્દુત્વના રક્ષણ માટે જ્ઞાતિભેદ ટાળી દેવાની હાકલ થઈ રહી છે એ ઉપરાંત અત્યારે સત્તાનાં સૂત્રો હાથ લાગવાથી ગઈ કાલનો બ્રાહ્મણ આજના હરિજન સાથે હસતા મુખે ભોજન લેશે–ભોજન લેવાની એને કાયદો કદાચ આગ્રહ પણ કરશે !

'હિન્દુસ્તાનની હિન્દુ જાતિ છિન્નભિન્ન થતી બચે અને તે સંગઠીત થાય, એક વર્ગને જે અન્યાય થઇ રહેલો છે તેમાંથી તેનો ઉદ્ધાર થાય, હિન્દુ કોમની બહુમતિ સચવાય વગેરે અનેક રળિયામણાં કારણો આગળ મૂકીને પણ જે રીતે હરિજનોને અપનાવવાની આ વિચારસરણી અનેક કુટુંબો, સમાજો અને સમગ્ર દેશ બળે ઉતારી

રહેલ છે, તેજ રીતે આગળ થઇ ગયેલા યુગલપલટામાં જુદા જુદા મહાપુરુષો અથવા યુગપુરુષો પોતાના દૃઢ વિચારો પ્રમાણે સમાજ અને દેશના ધર્મ, નીતિ અને સદાચાર માટે પોતપોતાની રૂચી અનુસાર રૂપાન્તર કરાવી શકાય છે. એ પ્રમાણે રૂપાન્તર થતું આવ્યું છે. શંકરયુગમાં યજ્ઞયાગાદિક નિમિત્તે પશુબલિની હિંસા એ ધર્મ ગણાતો અને યજ્ઞઅવશિષ્ટ માંસાદિકનુ ભક્ષણ કરી માનવી પોતાને પવિત્ર માનતો અને વર્ણ તથા આશ્રમ તે એની બમિલી પાળો હતી. શાક્તમત પંથ સ્થાપિત થયો. દેવીને નૈવેદ્ય નિમિત્તે સુરા સરમુખત્યાર રહ્યા, અને સુરાપાન મદ્યપાન—એ પ્રસાદી મનાતી!

'બૌદ્ધ મત–પંથનું બળ વધ્યું અને એણે હિંસાનો ઉચ્છેદ કર્યો. એની અહિંસાએ એવી જુદી જુદી સરવાણીઓ વહેતી કરી કે બોલતાં પાપ થાય, શ્વાસ લેતાં પાપ, પુરીશ અને મૂત્રોત્સર્ગમાં પણ પાપ : બસ, પાપ અને કર્મબંધનથી ભડકણ માનવી બનાવી દીધાં!

'રામાનુજ આવ્યા અને ભક્તિનો પાયો નાંખ્યો.

વૈષ્ણવો આવ્યા અને ભક્તિની સાથે પ્રેમ, પ્રેમમાં ઘેલછા અને એ ઘેલછામાંથી કૃષ્ણના નામે રાસ રંગ અને તેમાં ઊંડે છુપાયેલો અયુક્ત આચાર પેઠો.

'આજે હવે રશિયાનો બોલ્શેવિઝમવાદ ડોકિયાં કરવા લાગ્યો છે—સનાતન ધર્મ અને વર્ણવ્યવસ્થા તોડીને:

> સૃજેલાં શ્રીપ્રભુજીએ મનુષ્યો સર્વ સરખાં છે,
> નથી કોઈ ઉંચ કે નીચાં, જીવન યે સહુનાં ય સરખાં છે.

આ ભાવની બંસી બજતી થઈ ગઈ છે. જૂના પુરાણા આચાર અને સદાચાર નીતિ અને અનીતિ—એનાં સ્થાન અને રૂપકો પલટાશે.

'એટલે માનવો હંમેશાં જ્યારે નવીનતા તરફ અથવા ચાલતા ચીલામાંથી બહાર નીકળી અનોખા માર્ગે પ્રત્યે પ્રયાણ આદરે છે, ત્યારે તેને આવો જ કોઇ સંભ્રમવિભ્રમ પેદા થાય છે અને તમને પણ એમ થવું જ જોઇએ. મનમોહન! પરંતુ

મને લાગે છે કે તમે ઈંડાં કે દારૂ લીધા એમાં કોઈ નીતિભ્રષ્ટતા નથી કે સદાચારનો નાશ નથી થયો. આપણા વડીલો યજ્ઞસત્રમિષ્ટ માંસાહાર કરતા અને એમના વડીલો દેવી પ્રસાદી માનીને સુરાપાન કરતા. હા; માત્ર આજે દેશી સુરાને બદલે વ્હીસ્કી કે બ્રાન્ડી કહીને, સોડા લઈએ—આટલો જ માત્ર ફેર છે, અને એમ તો પડદા ઓઢે રહીને પ્રકારનો દારૂ (દ્રાક્ષાસવ) અને ઉચ્ચ હલકા પ્રકારની બ્રાન્ડી (સંજીવની સુરા) ફાર્મસીઓમાંથી લઈ મંગાવીને ય આપણા ઉપદેશદાતાઓ અને દારૂના બહિષ્કારનો આગ્રહ કરનારાઓ દવા તરીકે પોતા માટે વાપરે છે. એમને—એવા મોટાને આપણાથી કશું કહી શકાય નહિ.

'હા લ્યો મનમોહન! આ બીજા સોડાના પ્યાલા આવ્યા એ તમને પ્રથમ જેવા જ ટેસ્ટફૂલ લાગશે.

અને કાચી જમણના તથા સેવંતીલાલના વાક્ચાતુર્યથી ભૂલભેલા એ મનમોહનને મન છૂટું મૂકીને સોડાનુ પાન કર્યું. આજના સોડામાં હવે વ્હીસ્કી છે એમ સમજીને તે પી ગયો હતો. અને એ અણુગતું થાય છે, એમ એને લાગ્યું નહોતું.

મનમોહન સેવંતીલાલના ખૂબ જ નિકટ પરિચયના પરિણામે પોતના કુટુંબની મર્યાદા, છૂ—છા અને આહારવિહારના નિયમોને ત્યાગી બેઠો હતો. અપરિપક્વ બુદ્ધિના પરિણામે સેવંતીલાલની સચોટ દલીલો, સુધારક અને સ્વતંત્ર વિચારો, મુક્ત વિહાર અને મનના આનંદ ખાતર વર્તનની મોકળાશ માટે ઉપજાવી કાઢેલી અને વાંચી –વિચારી પોતાને સાનુકૂળ બનતી વિચારસરણી તરફ મનમોહન ધીરે ધીરે ઝૂકતો જતો હતો, અને હવે એ એમ માનતો હતો કે જૂની પ્રણાલિ અને વડીલોના અનેકવિધ બંધનો આજના જુવાનોની પ્રગતિ માટે ત્યાગવા જેવાં જ છે.

અને એને ચોક્કસ વાત ઠસાવવામાં આવી હતી કે કોઈ પણ પ્રકારનું બંધન કે નીતિની મર્યાદા, એ સઘળાં માટે માણસને જાતે સ્વતંત્ર રીતે વિચાર કરવાનો હક હોવો જોઇએ. માત્ર કુળપરંપરાથી ચાલતા આવેલ હોવાની ખાતર કે સમાજના જૂનજૂના રિવાજની

ખાતર કાંઇ પણ માનવીના વિચારસ્વાતંત્ર્યને ગુંગળાવી નાખવું એનું નામ આત્મઘાત છે અને એવા આત્મઘાત તરફ કોઇ પણ ભણેલો-ગણેલો આજનો નવજુવાન કે નવજુવતિ જઈ ના શકે!

એ વારંવાર પોતાનો ખ્યાલ કરતો. પોતે જુવાન છે. એક ધનિક અને શહેરી જીવન જીવતા આબરૂદાર ગૃહસ્થનો દીકરો છે. માતાપિતા છે. પરંતુ કોઇએ એના ઉપર અણુગમતાં બંધનો મૂક્યાં નથી. પોતે પોતાની જાત માટે, વિચાર માટે અને ફરવા હરવા માટે સંપૂર્ણ સ્વતંત્ર છે.

સેવંતીલાલનું સ્વતંત્ર જીવન અને એના જીવનમાંથી પ્રગટતી માયાવી મોહકતા મનમોહનને તેના દિલના ઊંડાણમાંથી ગમતી હતી અને એને કોઇ કોઇ વખત એમ થઇ આવતું કે સેવંતીલાલ ખરો ભાગ્યશાળી છે. એનાં જ્ઞાન, બુદ્ધિ અને ચમક મારતું યૌવન-એ કેટલાં દેદીપ્યમાન છે? જુવાનોને પ્રગતિશીલ બનાવવા અને આવતી કાલના સમાજના તથા દેશના નવઘડતર માટે આવી મોકળાશ હોવી જોઇએ.

પોતે પોતાને માટે કેટલો પરાધીન છે? ફુવા-ફોઇની પ્રકૃતિ માતા-પિતા જેટલી જૂનવાણી નથી, છતાં પણ સેવંતીલાલ જે જીવન ભોગવી રહેલ છે તેવું સરળ અને પ્રમોદમય તો પોતાનું જીવન નથી જ ને!

મનુષ્યસ્વભાવ જ વિષયાભિમુખવૃત્તિવાળો છે. અને પંચવિષય તરફ એની રૂચી એના સ્વભાવ સાથે સંબંધ ધરાવે છે. એ વૃત્તિઓને સંયમ અને નિયમથી જેટલી અંકુશિત બનાવી હોય તેટલી જ એ કાબુમાં રહે છે. પરંતુ તક મળતાં એ વૃત્તિઓને આકર્ષણ ખેંચે છે અને માનવી તે તરફ દોરાય છે.

તેમાં યે જુવાન અવસ્થા-યૌવન એ તો વૃત્તિઓને માટે થનગનાટની જ અવસ્થા છે. સમય મળતાં કમાન છટકવામાં વાર નથી. જાગતી અને જેમની બુદ્ધિ ઊંડી, સારાસારનો વિવેક કરતાં ન શીખી

હોય તેવા જુવાનોને અનુભવ પણ ન હોય, પતનના માર્ગોનો ખ્યાલ પણ ન હોય તેવા વખતે એમને ગમે તેવો સંગ પોતાની તરફ ખેંચી જવામાં વાર નથી લગાડતો. અને એમને બતાવેલ સન્માર્ગ અને સદ્વર્તનના આપેલા ઉપદેશો પ્રખર તાપમાં જેમ ઝાકળનાં બિન્દુ વિલીન થઈ જાય તેમ લુપ્ત થઈ જાય છે.

મનમોહનનું આ જ રીતે ધીમે ધીમે પિતાના ઘરની રુઢિ, સદ્વર્તન માટે ઉપદેશો અને સચ્ચરિત્ર કેળવવા માટે જ્ઞાન અને ટોક તથા ઝીણવટભરી સંભાળથી આજ સુધી જે એક સરખું શરીર અને મન વિશુદ્ધ રીતે સચવાઈ રહ્યું હતું તે વડોદરા કોઈને ત્યાં આવતાં કોઈના ઘરનું નૈતિક સિદ્ધાંતો માટે ઢીલું નિયમન, અર્ધ સુધારક વિચારો અને ઉછરતાં છોકરાંઓ પ્રત્યે માતા પિતા તરફથી જુદી જુદી રીતે અપાતી છૂટછાટો ઉપરાંત સેવંતીલાલ જેવા ચબરાક વાક્પટુ અને વિષયની ઊંડી ભૂખ ધરાવતા ધનિક નવયુવાનની ઘરમાં આવ-જાવ આ બધાં કારણોએ મનમોહન ધીરે ધીરે પતન તરફ જઈ રહ્યો હતો અને એને એ મુક્તવિહાર ગલીપચી પેદા કરતો અને ગમતો પણ હતો !

સેવંતીલાલને એક કાંકરે બે પક્ષી પાડવાનાં હતાં. જુવાન કુમારી કન્યા સરયુ તરફ એની છૂપી ઇચ્છા તેને કહેવાતા પ્રેમના ફાંસલામાં ફસાવવાની હતી. એને જોઈ ત્યારથી એની આંખ એના આદ્રતાભર્યાં ખીલતાં નવ-યૌવનમાં મધ પ્રત્યે મધુમક્ષિકાની લોલુપતા હોય એવી પૂરેપૂરી વિષભરી બની ગઈ હતી !

સરયુના ભાઈને તો એણે એક જ ઝડપે પોતાના વિચારનો બનાવી દીધો હતો, અને એની આંખે આજના સુધારાનો એવો પાટો બંધાવી દીધો હતો કે સરયુ સેવંતીલાલ સાથે ગમે તેવી છૂટછાટો લે, ફરેહરે, એકાંત સેવે કે પ્રેમભર્યાં અટકચાળાં કરે અને એ એના ભાઈની નજરે ચડે તોયે એ છોકરો એમ જ માને કે આજનાં નવજુવાનોને પોતાની જાત માટે સંપૂર્ણ સ્વતંત્રતા છે. આવી રીતે

જુવાન સરયુ–સેવંતીલાલ સાથેના વર્તન માટે એને કોઈ દોષ દેખાતો નહોતો. એ ઉપરાંત ખૂબ છૂટથી, સેવંતીલાલ તરફથી વાપરવાના પૈસા, જોઈતી ચીજ વગેરે, મોજશોખનાં સાધનો અને રંગરાગમાં ભાગ મળતો. પિતા પાસે એક દોઢીયું પણ માગવું નહોતું પડતું. સાથે અભ્યાસમાં પણ સેવંતીલાલ તેને મદદ કરતો. એટલે એ તો માનતો કે પોતાનાં ભાગ્ય ખીલ્યાં છે કે આવો વિદ્વાન, કુશળ અને ધનિક મિત્ર મળ્યો છે.

સરયુના પિતા ભણેલા હતા અને મુત્સદ્દી પણ હતા, આજના જમાનાથી એ સંપૂર્ણ માહિતગાર પણ હતા. જૂનાં રીત–વર્તનનો એમને અનુભવ હતો અને નવસુધારકોના વિચારો અને આચારો એમનાથી અજાણ્યા ન હતા, અને આજનો નવસમાજ પોતાની રીતે આગળ વધે, તથા નવસર્જન કરે તેમાં એમને ખાસ અણુગતું જરીયે લાગતું નહિ. તેમ જૂનવાણી વિચારનાં પોતાના નિયમો અને સંયમો જાળવે અને પોતાની માન્યતા પ્રમાણે ચાલે તે માટે એમને કોઈ જાતનો વાંધો ન હતો. ખરી રીતે એ પોતે જ પોતાને સંપૂર્ણ પણે જાણી શકતા નહોતા કે પોતે જૂનવાણી વિચારના રૂઢિચૂસ્ત છે કે નવમતવાદી ક્રાંતિકારી મતના છે!

પરંતુ એક વાત એમને દઢપણે સમજાઈ ગઈ હતી અને ચોક્કસ રીતે એમણે એને આચારમાં પણ મૂકી હતી, એ માટે એમને બે મત હતા જ નહિ.

તેઓ માનતા કે દુનિયામાં સુખી થવાનો, આબરૂ વધારવાનો વિદ્વાન કહેવરાવવાનો, સ્વતંત્રતા ભોગવવાનો અને કુળવાન બનવાનો જો કોઈ સાચો માર્ગ હોય તો તે માત્ર પૈસા–નાણું–લક્ષ્મી જ છે! તેમજ અનેક વખત એક સંસ્કૃતિક શ્લોક જે પોતે કાળજીપૂર્વક કંઠે કરી રાખ્યો હતો તે દરેકને કહી બતાવતા.

यस्यास्ति वित्तं स नरः कुलीनः ।
सपंडितः स मतिमान गुणज्ञः ॥

स एव वक्ता स च दर्शनीय ।
सर्वे गुणाः कांचनमाश्रयन्ते ॥

આ શ્લોક બોલીને તે મોટેથી હસી પડતા અને પછી ડાવકા બની વિચારમાં ઊંડા ઉતરી જતા; કેમ જાણે લક્ષ્મી એ જીવનનું અબ્બિંદુ અને જીંદગીનું સર્વસ્વ હોય, અને એ મહામૂલા સિદ્ધાંતને પોતે અંતરમાં સમાવી લીધો છે કે સિદ્ધાંતનાં સમુદ્રમાં ડુબકી મારી, અદ્વૈત બની ગયા છે.

એટલે તેઓમે નોકરીમાંથી, સાંચઈસ્વલમાંથી અસત્ય વદીને હર-કોઈ પ્રકારે લક્ષ્મી મળીને વધતી હોય-બચતી હોય તો બીજી બધી બાબતો એમને આ સિદ્ધાંત આગળ ગૌણ લાગતી.

છતાં છોકરાંઓ બરાબર અભ્યાસ કરે છે ને, એ માટે કાળજી સખતા. જો કે એ અભ્યાસ કરતાં તેઓ ઓછાં નાણાં ખરચે, પોતે પોતાનો નાણાકીય ખરચ બેઠી લે એથી એમને જરૂર ખુશી ઉપજતી.

છોકરાઓ ફરેહરે, આનંદ-પ્રમોદ સેવે, સમવયસ્ક મિત્રો બનાવે અને તેમની સાથે છૂટ લે તે તો આજના સુધારક સમાજની પ્રણાલિ છે તેમાં એમને કાંઈ અજુગતુ નહોતું લાગતું. હા; માત્ર સરયુની માતા, ક્યારેક વધારે પડતાં સ્વચ્છંદી બનતાં છોકરાઓ પ્રત્યે કકળાટ કરતાં અને એમના પતિની આંખ ઉઘાડતાં ત્યારે એ માનતા કે આ જુના વિચારની બાઈ છે, એને જુની આંખે નવા તમાશા લાગે અને તે ટચકચાટ કરે એ બનવા જોગ છે. છોકરાં એ સામે રીસાય-ઠરડાય એ પણ બને, એ તો વહેવાર છે! એમ જ હોય. છતાં જ્યારે આ નવા સુધારાના પરિણામરૂપ દુનિયા જેને નાકવઢણ્ કહે છે એવું કશુંક બનવાની સરયુની બા આગાહી કરતાં ત્યારે આ લક્ષ્મીભક્ત જરીક વિચારમાં પડી જતા. પણ બીજી ઘડીએ એમનું મન કહેતું કે સરયુની બા વહેમી અને જુના વિચારની છે, એથી આવી બધી વાતો તે ઉભી કરે છે. સેવંતીલાલ બહુ સજ્જન છોકરો છે અને એની ઉદારતા.. વાહ વાહ.!

અને ત્યારે એ ભૂલી જતા, ઉપરાંત છોકરાંઓને તથા પોતાને થતો આર્થિક–નાણાંકિય લાભનો એ અંદાજ અને સરવાળો ગણતા, ત્યારે સેવંતીલાલના ઘરમાં આવજાવ અને મૈત્રી અયોગ્ય નહોતી લાગતી, આવા ભલા અને સુશીલ છોકરા તો સારા જ હોય !

એથી સેવતીલાલને સરયુના મિત્રા સંબંધમાં જરીયે વાંધો આવતો નહોતો, સરયુની માતાની ફકવાસ હંમેશાં એને સાલતી. એની રીત, ફસવાટ જોતો. અને ક્યારેક સરયુ ઉપર પોતાની સાથેના સહવાસને કારણે મુશ્કેલી પણ આવી પડતી. પણ એ બુદ્ધિ સમજે એવી નહોતી. છતાંયે ઘરની ચાર દીવાલ વચ્ચે એની બાની કટકટની સેવંતીલાલને બહુ પરવા નહોતી. અને ક્યારેક ભોળા દિલની એ બાઈને સેવંતીલાલ બનાવી પણ લેતો.

પરંતુ ખાસ વાંધો તો તેને મનમોહનનો ઉભો થયો હતો. એ નવો છોકરો, નવ જુવાન, એ પોતાના માર્ગમાં કાંટારૂપ તો નહિ બને ! કારણ કે એ આવ્યો ત્યારથી જ ઘરનાં બધાં માણસો તરફ એની શોધક વૃત્તિ અને જિજ્ઞાસાભરી આંખોનો ભાવ સેવંતીલાલ તરત જ જાણી ગયો હતો, ઉપરાંત પોતાના અને સરયુના સહવાસમાં એ વારંવાર છૂપી રીતે ડોકીયાં કરતો. એકાદ બે વખત સિનેમાની અંદર સાથે નહિ આવતાં, પાછળથી આવી, પોતાની તથા સરયુની હીલચાલ તરફ સાશંક નજર રાખતો હોય એમ લાગતું હતું. એથી આ ઊગતા વિરોધીને કાં તો પોતાનો પક્ષકાર બનાવીને અથવા તો એને આડે માર્ગે ચઢાવી દઈને દબાવી દેવો એવી સેવંતીલાલની યોજના હતી.

બીજી પણ એને શંકા હતી. મનમોહન રૂપાળો હતો, ચાલાક ને ચપળ હતો, સરયુ સાથે ઘરમાં જ રહેતો. કદાચ તે સરયુ સાથે પ્રેમ...

તરત જ એને ખ્યાલ આવતોઃ ના ના, સરયુ અને મનમોહન તો મામા—ફોઈનાં ભાઈ બહેન થાય. આ લોકો એવું તો કરે નહિ !

પરંતુ એ ખ્યાલ એની મનોવૃત્તિ કબુલ કરતી નહિ. કારણ કે પોતાની વૃત્તિની ભ્રષ્ટતાથી જેની બુદ્ધિ ઉપર મલીનતાનું આવરણ

હોય છે તેઓ બીજાની તરફ સદ્દભાવ કે નિર્દોષ ભાવ કલ્પી શકતા નથી. એમને બીજામાં પણ દોષ જ દેખાય છે.

ઉપરનાં અનેક કારણોને લઈને સેવંતીલાલ એક તરફ સરયુને પોતાની તરફ વાળતો જતો હતો, બીજી તરફથી મનમોહનને પતનશીલ બનાવી એકેક પગથીયું નીચે લઈ જતો હતો.

સેવંતીલાલને હવે જરીયે અવિશ્વાસ નહોતો રહ્યો કે એ પોતાની પ્રપંચલીલાનું એકે પાસું ખેલવામાં નિષ્ફળ બન્યો હોય! ધીરે ધીરે સરયુ એની તરફ ઢળતી જતી હતી, એટલું જ નહિ પરંતુ તેને લગાડેલો સ્વચ્છંદી પ્રણયનો નાદ પ્રતિ દિવસ વધુ જોરદાર બનતો જતો હતો, અને સરયુ મોહ—મદની ઘેલછા લઈને નજીક ખેંચાતી આવતી હતી. માત્ર કામદેવના ધનુષ્યની દોરીને ખેંચી તીર છટકાવવાની જરૂર હતી, અને એ ધારણા સફળ થાય એમ એ માનતો હતો.

મનમોહન સંબંધમાં એને ચિંતા કરવાનું કોઇ કારણ રહ્યું ન હતું. એને એણે સારી રીતે રખડુ બનાવી તો દીધો જ હતો. પરંતુ સીગારેટ, દારૂ, તથા રેસ્ટોરંટની મુલાકાતો, સિનેમા અને નાટકોની લગની આ બધાં તરફ એને કુનેહથી એવી રીતે વાળી લીધો હતો કે એ કેટલીયે વખત સેવંતીલાલ વગર પણ ભટકતો થઈ ગયો હતો. વ્યસનો, રંગરાગ, એ વસ્તુઓ જ એવી છે કે માનવીને પોતાના સકંજામાં લીધા પછી એને છોડતી નથી.

વિદ્યાભ્યાસના ઉદ્દેશ સાથે પવિત્ર માતાપિતાનાં વિચારો અને શિખામણોથી ઓતપ્રોત બની આવેલો મનમોહન, શહેરી જીવન, વિવિધ પ્રલોભનો અને દુષ્ટ મિત્રની ફસાવવાની કળા, તેમજ જેની નિકટ અને સહવાસમાં રહેવાનું છે તે ફોઇ—ફુવાએ બાળકો ઉપર રાખવી જોઇતી આવશ્યક દેખભાળના અભાવે આજે મનમોહન પતનનાં કેટલાંક પગથિયાં ઉતરી ચૂક્યો હતો.

રાત્રે ફરવા જવાને બહાને એ ઘેરથી બહાર નીકળતો. ટોપી અને કોટ વગેરે બદલી નાંખતો અને બીલ્લીપગે, છુપાતો ડેલાતો, વેશ્યા-

બજારમાં પણ એ લટાર મારી આવતો. શરૂ શરૂમાં તો મનની બીક પારાવાર હતી. એ બજારમાં ફરતાં કોઇ દેખી જશે તો ! ઘેર વાત પહોંચશે તો શું થશે ! એમ અનેક તર્ક વિતર્કો થતા અને એને ભય લાગતો, છાતીનો થડકો વધી જતો, પરંતુ એ બજારમાં એણે અનેક ઓળખીતાને ફરતા જોયા હતા. ડાહ્યાઇ, માણસાઇ અને સજ્જનતાના નમુના રૂપ ગણાતા, પાડોશમાં રહેતા જયવંત મજમુદાર આમ તો વિશુદ્ધ વૈષ્ણવ ગણાતા અને હવેલીનાં દર્શન ચૂક્યા હોય તો જમવાનું છોડી દઈને પાંચ દશ જગ્યાએ એ વાત કહી વળતા. એજ મજમુદારને એક વખત અચાનક નજીજાન—મશહૂર ગાયિકાના મેડા ઉપરથી ઉતરતા જોયા હતા. હા, માત્ર એમણે એ વખત લોંગકોટને બદલે હાફકોટ–પાટલુન અને નેકટાઇ પહેરી હતી. માથા ઉપર ગુજરાતી પાઘડીને બદલે કાળી ટોપી હતી !

આ બજારની એ વિશિષ્ટતા હતી કે રસ્તે જનાર રોકાઇને બારણામાં દાખલ થનાર કે બારણામાંથી નીકળી ઝપાટાબંધ રસ્તો માપી જનારને કોઈ બોલાવતું નહિ, ઓળખ કાઢતું નહિ. હરેક વ્યક્તિ સ્વતંત્ર હોય એમ નિર્દેશ કરેલ કે થયેલા માર્ગે વળી જતી. પોતપોતાનો મનસુબો પતાવી પોબાર ગણી જતી ! રાતના નવ વાગતાં બજાર ઝળઝળી ઉઠતું. સરોદા, સારંગી, તબલાના સૂરની જમાવટો થતી. માનવસમુદાયની અવરજવર વધતી. મોટરો સટસડાટ આવતી, ગલીમાં થોભી જતાં કલાક બે કલાક ડ્રાઇવર મોટરમાં જ ઝોલાં ખાતો બેસી રહેતો અને શેઠ આવીને બેસતા એટલે પાછી મોટરને વેગથી દોડાવી ચાલ્યો જતો !

બજારમાં ઘણાં મકાનો બબ્બે માળનાં હતા. ઘણાંખરાંને છજાં કાઢેલાં હતાં. છજામાં રાતના નવ થતા ત્યારે ખુરશીઓ અને સોફા ઉપર શરીરને સારી રીતે શણગારીને રૂપજીવિનીઓ બેસતી. જે મકાનોને છજાં નહોતાં તેવાં મકાનોની બારીએ અંબોડામાં વેણી, ચહેરા ઉપર પાઉડર, કપોલ અને હોઠ ઉપર આછો ગુલાબી રંગ લગાડી

યૌવનનો પુરતો દેખાવ જમાવી, આગંતુક ગ્રાહકોને ખુશ કરવા માટે જાણે સ્પર્ધા કરતી હોય એમ દરેક વારવનિતા નાજની બની રસ્તેથી પસાર થતા ગ્રાહકોને લલચાવનાર અનેક નખરાં, હોઠની ઝીણી સીસોટી, આંખનો અણસારો કે હાથનો ચાળો—એવા ઉપાયો અજમાવીને ગ્રાહકો મેળવતી !

બધાં જ ધામો એકસરખાં નહોતાં. કેટલાકમાં બે–ચાર રૂપજીવિનીઓ સાથે રહેતી. તેની ઉપર એકાદ વૃદ્ધ ઉંમરે પહોંચેલી અને આ ધંધાની કળાને સારી રીતે સમજી ગયેલી વેશ્યા નિયમન કરતી અને ત્યાં આગળ સોદાઓ આ વૃદ્ધા પતાવતી. આવા ગૃહોને લોકભાષામાં પાંજરાં કહેવાતાં. માત્ર શરીરનો વેપાર કરીને પૈસા રળનારી સ્ત્રીઓ જ આવતી એમ નહોતું, ત્યાં તો વળી શહેરના સારાં મનાતાં કુટુંબની નારીઓ પણ આવતી ! એની પાછળ કેટલાંક છૂપાં મિલનો પોષાતાં. કેટલીક સ્ત્રીઓ વિષયની અતૃપ્તિ ટાળવા અને કેવળ સંભોગેચ્છા તૃપ્ત કરવા આવતી અને હેતુ સધાતાં ચાલી જતી.

શિષ્ટ સમાજમાંથી આ બજારમાં તણાતી સ્ત્રીવર્ગનો સમુદાય નાનોસૂનો નહોતો. એ આવતી દરેક સ્ત્રીઓ પાછળ કોઈ એકાદ કારણ નહોતું. વિવિધ કારણો એમને અહીં ખેંચી લાવતાં અને કેટલીક તો નિર્દોષ અને વિશ્વાસુ, ભોળી સ્ત્રીઓ એકાદ ચાલાક કુલટાના સહવાસ અને ઉતરપીંડીભરી રમતનો ભોગ બની જઈ આખરે ફસાઈ જતી, ભયને કારણે ઊંડી ઉતરતી.

આવી કુલટાઓ સમાજની સાથે રહેતી, પોતાને આબરૂદાર કહેવરાવતી અને લાગ મળ્યે સારાં સંસ્કારી કુટુંબોમાં એક નહિ અને બીજા કારણે હળીમળી જઈને ધીરેધીરે કુટુંબોની સ્ત્રીઓનો સહવાસ કેળવી અને એમાંથી નરમ જણાય ત્યાં દાણાને દાબી જોતી અને ધીમે ધીમે આ રસ્તે વાળી લેતી.

વધી રહેલી જીવનની જરૂરીયાતો અને કાવ્યે જતા તથા વિવિધતાએ પહોંચેલા રામરંગની લાયચે, સ્ત્રીઓનું નૈતિક ધોરણ પતનના

માર્ગે વળી જાય એ અસંભવિત નથી. ગામડાંમાંથી શહેરમાં ઉદ્યમ, નોકરી કે ધંધા માટે નાની ઉંમરના, અનુભવની કચાશવાળા અને મનુષ્યસ્વભાવમાં રહેલી ઊંડી લુચ્ચાઈને નહિ જાણનાર નવજુવાન પતિ અને પત્ની આવી શહેરમાં વસે. પુરુષ આજીવિકા રળવા, નોકરી કરવા, વધુ અને વધુ કમાવા અને સુખી થવા સવારના સાતથી સાંજના સાત-આઠ સુધી તનતોડ મહેનત કરે એ પુરુષાર્થ માટે બાર બાર કલાકની સામટી ઘરમાં ગેરહાજરી રહે. ગામડાનું કસાયેલું લોહીથી તમતમતું શરીર અને ગુલાબી લાલીથી ભરચક શરીર લઈ આવેલી જુવાન પત્ની! બાર બાર કલાક સુધી એકધારી પતિની ઘરમાં ગેરહાજરી! એની બાર ફીટ પહોળી રૂમ એકલીને અકારી લાગે. એ પાડોશની રૂમવાળી સ્ત્રી સાથે, માળામાંની રૂમોની સ્ત્રીઓ સાથે, પોળની, ખડકીઓની વિવિધ સ્ત્રીઓ સાથે ધીરે ધીરે હળતી મળતી બને. એમાંથી બેનપણાં બંધાય અને જતી આવતી થાય.

બહુ લાજની ઓછાબોલી, પરપુરુષને ઊંચી આંખે નહિ જોઈ શકતી અને સામેથી પુરુષ આવતાં બરડો વળીને મર્યાદા કરતી અને પોતાના મર્યાદાશીલ શરીરને-અંગઉપાંગને સંકોરતી જુવાન નારી સહવાસ અને સંગથી વાચાળ બને છે, હાસ્યવિનોદ કરતાં શીખે છે, એનાં વસ્ત્રની સજાવટ અને દેહનો વળાંક બદલે છે, એને શરીરની ટીપટાપ ઓછી ને ઓછી લાગે છે અને પ્રતિ દિવસ નાના પ્રકારનાં પ્રલોભનો એનું દિલ વધુ ને વધુ રંગીલું બનાવતાં જાય છે.

બાંધેલી આવકે જીવતો, શરીરનો પસીનો વહાવીને પાંસઠ, પંચાસી કે પચાણું લાવતો પુરુષ નારીની ઇચ્છાને સંતોષવા બધું કરી છૂટે છે. એની માગણીઓને પહોંચી વળે છે. ભાઈબંધ-દોસ્તદારોના પાંચ ઉછીના લે છે અને સરવાળો સરખો કરે છે. પરંતુ બીજાઓનું જોઈને પોતાની ઇચ્છાઓના પ્રવાહને નહિ રોકી શકતી, બિનઅનુભવી જુવાન નારી આજે નવીન કળાથી ઓપતી બંગડી માગે છે; તો આવતી

કાલે વળી કોઈ નવી ડિઝાઈનની સાડીની ઇચ્છા કરે છે, તો પરમરોજ એક મીલે કાઢેલી હરિયાળાતની સાડીની એને તમન્ના જાગે છે.

એ રીસાય છે અને તેને મનાવવા ચાહતો પતિ કહે છે: 'પણ આપણી આવક અને પગારનો જો તું કાંઈક વિચાર કરીને ખરચ કરાવે તો ઠીક. આપણે થોડાક લખેશરી મીલમાલિક કે કોઈ શરાફ છીએ તે મનમાન્યાં નાણાં ખરચી શકીએ !'

નારી કહે છે: હાસ્તો, મારી વાત આવી એટલે તમને ખરચ થઇ જાય છે. આ જુવો જોઈએ, પાડોશમાં મોહનલાલભાઈનાં નવા ચંદ્રભાગાબહેન જે માગે તે જાણે આવ્યું જ છે. તમને તો પંચાણું મળે છે. મોહનલાલ પાંસઠ લાવે છે. તોયે બૈરી ઉપર એમને કેટલું વહાલ છે! આ મહિનામાં ત્રણ સટ નવાં કપડાં ખરીદ્યાં અને એક સવા તોલાની માળાની ચેન ઉભા ઉભાં ખરીદાવી! અને તમને હું માત્ર એક સાડી કે નવી જાતનાં કંગન લાવવાનું કહું છું ત્યાં પૈસાની બૂમો મારો છો?'

અકળાયેલો પુરુષ સવારે જતી વખતે દશની નોટ કાઢી, પત્નીને રાજી રાખવા આપતો જાય છે. સાથે કહેતો જાય છે: "જો, તું તારે ચંદ્રભાગા બહેનને લઈને તને જોઈએ તેવી સાડી અને કંગન લઈ આવ. હું તો રાત્રે આઠ વાગે આવીશ. મારાથી વહેલું નહિ અવાય."

"પણ ઉભા તો રહો, આજે જરી વહેલા નહિ આવો ? સ્ત્રી લાડ કરતાં કહે છે.

"કેમ ?"

"તમે આજે જો વહેલા છ–સાડાછએ આવો તો આપણે વહેલાં જમી લઈને જઈએ."

"ક્યાં ?"

"કેમ વળી ! તમે બધા અઠવાડીએ કહેતા હતા કે આવતા અઠવાડિએ વાત. પેલી "પ્રેમની વાટ" નામની ફીલમ જોવા જવાનું છે ને!"

"હવે હમણાં ફીલમ જોવા જવાનું નહિ બને. પગાર થયો નથી આ છેલ્લી એક નોટ પાકીટમાં હતી તે તને આપી દીધી, માટે હમણાં કાંઈ ખરચ કરવો નથી."

"પણ કહે છે કે પછી એ ફીલમ જતી રહેશે."

"તો બીજી આવશે."

"ના, પણ મને જોવા તો લઇ જાઓ જ. આમ બાનાં ન કાઢશો."

"આમાં બાનાંની વાત જ ક્યાં છે? આપણી પાસે ટીકીટ ખરીદવા પૈસા તો જોઇએ ને! અને એની સાથે મને નોકરીમાંથી વખત પણ મળવો જોઇએ ને!"

"તો પછી તમે કહેતા હો મોહનભાઈ અને ચંદ્રભાગાબેન જાય છે તેમની સાથે હું જાઉં. એ કહેતા હતા કે તમારે ટીકીટની કાંઈ જરૂર નથી. અમે તો સીટો આગળથી રીઝર્વ કરાવી રાખેલી છે."

"ભલે જજે"

"તો પછી જુવો, ભાખરી-શાક કરીને હું ઢાંકીને જઈશ. અમે સાડાદશે પાછા આવી જઇશું, તમે આવીને હાથે જમી લેજો. પણ સાંભળ્યું કે, પાછા ઘોરવા માંડતાં નહિ. હું આવું ત્યાં સુધી જાગતા રહેજો. નહિ તો રૂમ અને ખડકી એ વખતે કોણ ઉઘાડશે?"

"સારૂં" કહી પતિ નોકરી પર જાય છે!

આ રીતે ગ્રામ્ય જીવનમાંથી શહેરી જીવન ભોગવતાં થયેલાં પતિ અને પત્નિ, ગામડાનું રુઢિના બંધનવાળું વાતાવરણ-મોજશોખનાં સાધનોનો અભાવ અને જીવનની જરૂરીઆતો ખૂબ જ મર્યાદિત-એ વાતાવરણ છોડી, શહેરમાં આવી વસે છે. જુવાન પુરુષ પ્રતિ દિવસ ધનિક વર્ગ, ઉંચો પગાર મેળવતો નોકરીયાત વર્ગ અને અમલદાર વર્ગ જેની આવક, કમાણી અને નાણાં વિવિધ માર્ગેથી આવતાં હોય છે એ વર્ગ તરફ જોતો રહે છે, અને પોતે પણ એવું જીવન જીવી શકે-સુખી થઈ શકે, પત્નીને સુખી કરી શકે અને એની દરેક ઇચ્છાઓ

અને મોજશોખને પહોંચી વળી શકે—આવી ઇચ્છાને આધીન થઇ એ તનતોડ મહેનત કરે છે. કારકુની કરતો હોય તો પડખે બીજી નામું લખવાની કે ઉઘરાણી કરી આપવાની કામગરીથી થોડાક વધુ કલાક શરીરને ઘસે છે, પસીનો વહાવે છે અને તૂટતાં નાણાં મેળવવા તાલાવેલી વધતી જાય છે.

બીજી તરફથી શહેરમાં આવી વસેલી જુવાન નારીની સાથે રીઢી થઇ ગયેલ અને શહેરી જીવનની ઉજળી કાળી બાજુ માણી ચુકેલ સ્વતંત્ર અને સ્વચ્છંદી સ્ત્રીઓની બહેનપણાં વધતાં જાય છે, તેમ તેમ એની મોજશોખની ભૂખ ઉઘડતી જાય છે. હાથમાં સોભાગની ચૂડીઓ બબ્બે બંગડી, માથામાં ચૂંપેલ, ભાલે ચંદ્રક અને ઠીક ઠીક અંગોપાંગ ઢંકાય તેવા પહેરવેશમાંથી કપડાંમાં પરિવર્તન થતું આવે છે, બાલ સંમાર્જનની ક્રિયા પલટાઈ જાય છે, વેણીઓ, ચાંપો, સોયા અને ઘુઘરીઓથી અંબોડા અને બાલ વિભૂષિત બને છે, વિવિધ જાતના ભભકતાં તેલો, જાતજાતની બંગડીઓને પાટલાઓ, તેમાં રોજ નવી નવી જાતો વધે છે, બીજીના હાથમાં એ જોતાં તેની લાલચ લાગે છે, કપડાંને જુદી જુદી જાતનાં કટ અને ડિઝાઈનો તરફ તે લલચાય છે અને આધુનિક નવીન પહેરવેશ મેળવવા વધતી જતી તાલાવેલી તથા પોતાની જાતને વધુ આકર્ષક અને વધુ દેખાવડી બનાવવા પાછળ તેના મનમાં ઘેલછાનું ભૂત ભરાય છે: તે બીજી નારીઓનું અનુકરણ કરવા લાગે છે, સરખી સાહેલીઓ તેને પ્રોત્સાહન આપે છે અને એ નારી ગામડું છોડી લાજ મર્યાદા, કુળની રીત, સાસુ–સસરા કે માતા–પિતાની સેવા અને હુંફ છોડી, પતિને સાનુકૂળ થવા–અને સરળતા કરી આપવાનું ભૂલી જાય છે. આવક કમાણી અને પોતાની સ્થિતિનો ખ્યાલ એના મગજમાંથી નીકળી જાય છે. દેખાવ, વિચાર વાણી અને શરમ—એ બધાં આથમતી સંધ્યાની જેમ વિલીન બને છે. એના મગજ, મન અને શરીર ઉપર વાસના, એષણા, લાલસા અને મોહની કાળી રાત્રી ઘેરાવા લાગે છે. ધીમે ધીમે તે ફરતી થાય છે,

ઘરકાર્ય, સુઘડતા અને સાચવણ તરફ એ બેદરકાર બનતી જાય છે અને એના મનનો ઘોડો બેલગામ બની નાચવા લાગે છે.

પાડોશ કે ગામની સ્વતંત્રતાને પોષતી બ્હેનપણીઓ અને સખીઓ તેનામાં સ્વેચ્છાચારની ચિનગારી મૂકે છે. અને પછી તેમાંથી અગ્નિ પેટાય છે. સદ્‌ગુણી અને સુશીલ સ્ત્રીઓ તો આવા આકર્ષણોથી બિલકુલ પર હોય છે. પરંતુ તેવી સ્ત્રીઓનો સહવાસ આવી ઉછગતા માર્ગે વહેતી થયેલી જુવાન સ્ત્રીએ સાંખતી જ નથી.

ધીમે ધીમે એ અસત્ય બોલવા લાગે છે. બાર બાર કલાકની પતિની ગેરહાજરી, પોતે એકલી ઘરમાં હોય, કોઈ વડીલ કે સગું ન મળે, એને રોકનાર કે ટોકનાર ન હોય. આવી સ્ત્રીઓ મન ફાવે તેમ ફરવા લાગે છે, અને તેને અનીતિમાન સ્ત્રીઓનો સંગ થાય છે તેઓ એને લાલચો આપે છે, પૈસા ખરચ થાય તે આપે છે—અપાવે છે, અને એના બદલામાં એ જુવાન સ્ત્રી ઉપર નીતિનો જે સખત પરદો લાગેલો હોય છે તે તૂટું તૂટું બનતાં એક સમયે એ તૂટી જાય છે.

પતન એ એક એવી વસ્તુ છે કે માનવીનો પગ ખસી ગયા પછી અને ચારિત્ર્ય તથા નીતિનું પગથિયું ચૂકી જવા પછી એ માર્ગેથી વળી ભાગ્યે જ અપવાદ રૂપે જ કોઈ પુનઃ પગભર બની શકે છે. નૈતિક ધોરણથી ખસાઈ જવાયું હોઈ, ત્યાર પછી તો વધુ ને વધુ પતનની ગર્તામાં જઈ પડે છે.

પ્રથમ લાલચથી, વિવિધ વસ્તુઓ, શોખના સાધનોથી ઘરનાં નાણાંથી ન મેળવી શકાય—ન પામી શકાય એવાં સુખ સગવડતાનાં સાધનો અને ચીજભાતની ખાતર આવી સ્ત્રીઓ લપટાય છે; અને એના બદલે યુક્તિપૂર્વક થયેલી તેના શરીરની માગણી કબુલી લેવી પડે છે અને પછી એ દુરાચારની પરંપરા વધતી જાય છે!

બીડેલાં દ્વાર એક વખત ઉઘડી ગયા પછી તેમાં પ્રવેશ કર-નારની કોઈ મર્યાદા રહેતી નથી, અને અનીતિના માર્ગે સંપાદન

કરેલાં ધન અને સાધનો સંકોચ વગર વપરાયે જાય છે. અને નવાં મેળવવા ખાતર શરીરનું અર્પણ સસ્તું બની રહે છે.

આ રીતે ધંધો કરવા આવી, શહેરમાં વસી ઉપાર્જન જે પ્રમાણિક અને નૈતિક ધોરણ ઉપર ચાલતું હોય છે તે બદલાઈ જાય છે. અને અનીતિ–અધર્મ આવી વસે છે.

સંસ્કારી કુટુંબોમાં પણ સાંઢ થઈ બેઠેલો અને વ્યભિચાર તથા હવસખોરી એ જ જેના આચારનાં મુખ્ય અંગો છે એવા ઉપરથી સદાચારી અને સજ્જન કહેવરાવતા પુરુષવર્ગનો શહેરી જીવનમાં તોટો હોતો નથી. તેઓ પોતાની પાશવતા સંતોષવાની ખાતર અનેક કળાઓ, પ્રપંચો અને સામ દામની કુટીલ નીતિઓ અજમાવી પોતાની જ વંઠેલી નારી મારફત અથવા દલાલી કરવામાં કુશળ કુલટાઓ દ્વારા નવજુવાન જોડાનાં ઘરમાં પ્રવેશ પામે છે, ત્યાં પુરુષ સાથે મિત્રતા અજમાવે છે, એની નારીને લલચાવે છે, છૂટા હાથે જાણે મદદ કરતા હોય, મિત્રધર્મ બજાવતા હોય, એવા દેખાવો કરે છે અને બીનઅનુભવી નાની ઉમરની જુવાન સ્ત્રીઓ પ્રલોભનો અને લાલચોમાં લલચાઇ જઇને આખરે શીયળભંગ બની જાય છે.

ઉજળા જગતમાં આ જાતનો છૂપો અનાચાર પ્રતિદિન વધતો જાય છે. માત્ર ઓછાં સાધન સગવડો અને ઓછી સુખસગવડતાને કારણે જરૂરિયાતોને પહોંચી વળવા કે મોજશોખ માણવાની લાલચે સ્ત્રીઓ આ માર્ગે વળે છે, એ જ એક કારણ નથી. આવાં તો ઘણાં કારણો છે. એ પૈકીમાં આજે વધી રહેલો ધનનો ઉભરો અને ફુગાવો: એથી નાણાં જીરવી ન શકાય એવા મોટા વર્ગના હાથમાં આવી ગયેલ અઢળક ધન અને એ ધનના જ જોરે વાસના અને વિષયસેવન એ જીવનનું માત્ર ધ્યેય હોય એમ બેફામ બની રહેલા અને બહેકી ગયેલા માનવસમુદાયમાં ઊંડા ઉતરી જુઓ તો જણાશે કે આજે જગત કઈ દિશા તરફ વહી રહ્યું છે. એક સત્ય હકીકત સાંગોપાંગ બનેલી તે અહીં આપવાનું આવશ્યક લાગે છે.

એકાદ મહિનો પુરો થયો નથી. અમદાવાદના દવાખાને એક સત્તાવીશ વરસનો જુવાન સાંજના પાંચ વાગે મારી પાસે આવી બેઠો. દાદરો ચઢવાથી થોડોક શ્વાસ એનો ચઢયો હતો અને જોરથી શ્વાસ લેવાને કારણે તાજી જ પીધેલી સીગારેટની બદબોવાળો એનો ઉચ્છ્વાસ મારી ઘ્રાણેન્દ્રિને સ્પર્શી ગયો અને પુસ્તકમાં નજર કરી નિરાંતે મનન કરવામાં મારૂં મન રોકાયેલુ હતું તે તૂટયું. મેં બાજુમાં નજર કરી અને આવી બેઠેલા ભાઈને સત્કાર્યા "આવો ભાઈ"

" જીહા, આપજ વૈદ્યરાજ ને ?"

" હા, કહો શું કામ છે ? "

" આ ત્રીજી વખતનો મારો ધક્કો છે. ગયા અઠવાડીયે તો આપ શનિ–રવિમાં પણ અમદાવાદ નહિ આવી શકેલા."

" હા, ભાઈ ! વહેવારિક ઉપાધિઓને લઈને મારે કોઈ વખત શનિ–રવિની નિયમિતતા તોડવી પડે છે."

" હું તો આપને મળવાને ચાર મહિનાથી તલપી રહ્યો હતો, પણ મુંબઈથી નીકળી શકયો નહિં. અહિં આવવાનુ થયું ત્યારે બે ત્રણ અઠવાડિયાં આપ ન મળ્યા."

" તમે મુંબઈથી આવો છો ?"

" હાજી, અને તે આપને મળવા જ. નિરાંતે આપ મારી હકીકત સાંભળી, મને જોઈને દવા આપો, માર્ગ ચીંધો, પરંતુ મારૂં જીવન–નાવ છેક ખારા સમુદ્રના તળીએ બેઠું છે અને હું હારી ચૂકયો છું, જો આપ મને જીવાડો તો જ જીવી શકું તેમ છું"

" ભલે લાવો, તમારી નાડી જોઈ દવા આપું"

" નાજી, નાડી અને દવા એ તો જરૂરી છેજ. પરંતુ મારી વિનંતી છે કે આપ પ્રથમ મારી ભયંકર કહાણી સાંભળો. એ સાંભળવાથી મારાં શરીર મન અને આત્મા જે નારકી બનેલાં છે તે આપ જાણી શકશો, અને આજે જ્યારે મારાં વિતકો કોઈની પાસે રડીને કહી શકતો નથી, ત્યારે આપની કીર્તિ સાંભળી આવ્યો છું.

એટલે આપને જો સમય અનુકૂળ હોય તો મને પૂરો સાંભળો. એથી બીજું કશું નહિ તો મારી છાતી હલકી જરૂર થશે જ."

"તમને ભાઈ! જો એમ લાગતું હોય કે તમારી સંપૂર્ણ હકીકત સાંભળવાથી જ તમે ધારો છો તેવો લાભ થતો હોય અને તમે સુખી થઇ શકતા હો તો મને સાંભળવાને જરા ય હરકત નથી. તમે સુખેથી વિના સંકોચ તમારી હકીકત કહો. માનવો—વ્યાધિગ્રસ્ત માનવીનો વ્યાધિ અને તેનું કારણ કેટલીક વખત તેની જીવનકહાણી-ના મૂળમાંથી જડી આવે છે. અને એથી નિદાન કરવાની વૈદ્યને સગવડતા પ્રાપ્ત થાય છે, તમે જે કહેવું હોય તે કહો."

"વૈદ્યરાજ! હું અમદાવાદનો વતની છું. મારા પિતા અહીંના વેપારી અને આબરૂદાર કહેવાતા. હજુ પણ મારૂં ઘર...પોળમાં છે. બહેન અહીં વરાવેલી છે.

"આઠ વરસ પહેલાંની વાત છે. જે વખતે માતાપિતાની છત્ર-છાયા નીચે હું જગત શું કે એની ચોકશપાળ કર્યા વગર આનંદથી અભ્યાસ કરતો અને કેવળ વિદ્યાભ્યાસ જ એ જ મારૂં ધ્યેય હોઇ એવી રીતે કશાય દૃષ્ટિપરિવર્તન સિવાય અભ્યાસ કર્યે જતો અને ઓગણીસમાં વર્ષે મેં મેટ્રીક પાસ કરી પછી હું કોલેજમાં દાખલ થયો.

"મારે કોઇ ખાસ મિત્ર નહોતો. હતા તે સદ્ગુણી હતા. જ્ઞાન અને નૈસર્ગિક આનંદ સિવાય કહીયે અને કોઇ જાતના દુર્ગુણ કે દુરાચારનો વાયુ નહોતો વાયો. હું દુનિયાને ઉગતાં બાલનાં બાલકિરણો જેવી ગૌરવભરી, તેજસ્વી જોતો હતો અને મારી બુદ્ધિ અને જ્ઞાન અભ્યાસમાં ઓતપ્રોત હતાં.

"એટ કાળ ચોઘડીયું આવ્યું અને પિતા પથારીવશ બન્યા. એકાદ મહીનાની માંદગી ભોગવી એ ચાલ્યા ગયા. માંદગીમાં સાર-વાર કરવા અને ઉપયોગી બનવા, હું કોલેજના અભ્યાસની પરવા કર્યા વગર પિતા પાસે રહેતો. મારા પિતાના મળતાવડા સ્વભાવને લઇને એમને અનેક સ્નેહીજનો હતા, સગાંઓ પણ હતાં, બધાં વારંવાર

એમની માંદગીની ખબર પૂછવા આવતા. એક ઘણા જ સ્નેહીજન જેવા લગભગ એકાવન બાવન વરસની ઉમરના ગૃહસ્થ વારંવાર પિતાની ખબર લેવા આવતા અને ઘરમાં જોઈતી ચીજભાવ પણ એ મંગાવી આપતા. મારી માતા તો કેટલાક વખતથી અપચાના વ્યાધિથી પીડાતી હતી એટલે અરધી માંદી રહ્યા જ કરતી. એથી નાના કુટુંબમાં આ ગૃહસ્થ અમને બહુ માયાળુ મિત્ર જણાયા, પિતાજીની છેલ્લી ઘડીને બેએક દિવસની વાર હતી અને એક સંધ્યાટાણે આવેલા એ ગૃહસ્થને પિતાજીએ કહેલુ: ' ભાઈ! રમેશ હજી કાચી ઉમરનો છે. અભ્યાસ ચાલે છે: મારૂં શરીર તો......એટલે તમે એની સંભાળ લેજો–રાખજો. '

' પિતાજી તો ગયા. માતા પણ એ આઘાતને કારણે મહિના માસ પછી પિતાની પાછળ સિધાવી ગઈ, બહેન એક હતી તે તો સાસરે હતી અને એના પતિ સિંધના નાના ગામમાં જીનમાં એન્જીનીયર હતા. કુટુંબમાં હું માત્ર એકલો રહ્યો. માતા પિતાએ એક મહિનાને અંતરે જ વિદાય લીધી. હું એકલો અટુલો બની ગયો: મારા મનની સ્થિતિ તો ધરતીકંપ થાય, અને પૃથ્વી પરની કોઈ વસ્તુ વ્યવસ્થિત ન રહે તેવી બની ગઈ હતી. શું કરવું ! ભણવું ! જમવું ! રાંધવું ! ઘર સાચવવુ : ક્યાં જવું ? કેમ કરવું !

શહેરના સગાંસંબંધી બારમું–તેરમું વીતી ગયા પછી ધીરેધીરે આવતા બંધ થઈ ગયાં અને ઘર મને ઉજ્જડ વેરાન સમું લાગવા માંડ્યું.

પિતાજીનો છેલ્લો બોલ યાદ કરતા પેલા ગૃહસ્થ એક સાંજે મારે ત્યાં આવ્યા મને ખૂબ આશ્વાસન આપવા લાગ્યા. એમના લાગણીભર્યા શબ્દોથી મારાથી રડી પડાયું. પિતાની મમતા અને માતાનું વહાલ યાદ આવવાથી હું ધ્રુસકે ધ્રુસકે રોઈ પડ્યો. ગૃહસ્થ ધીરજ રાખી, મારો બરડો પસવારતાં બેસી રહ્યા. જ્યારે રડવાથી મારી છાતી હલકી બની અને હું સ્વસ્થ બન્યો ત્યારે મારા પિતાના મિત્ર મમતાળુ શેઠ બોલ્યા: ' જો રમેશ ! હવે તું ઘરમાં એકલો રહ્યો.

હજુ તારી કાચી ઉમર છે. તું બહેનને ત્યાં જઈને રહે તો રહી શકે, પરંતુ સિંધના ગામડાં એટલે તદ્દન ઉજ્જડ જેવાં. ત્યાં ન મળે કેળવણી કે સંસ્કાર: ઉછરતા જુવાનોને એવા ગ્રામ્યજીવનમાં અને પરપ્રાંતમાં રહીને માત્ર દિવસો ગુમાવવાના! એનો અર્થ શો ? હવે તારી જો ઇચ્છા હોય તો તારે માટે મને એક રસ્તો સૂઝે છે. તું જો પસંદ કરે તો એમાં તારૂં હિત પણ છે અને તારા પિતા મારા ખાસ અંગત મિત્ર હતા. એમને મેં વચન આપેલું, એટલે એ વચન પણ મારાથી પાળી શકાય એમ છે.'

"ઘોર અંધારી રાત્રિમાં પ્રકાશનું એકાદ કીરણ લાધવાથી જેમ રસ્તો જણાય એમ અત્યારે શું કરવું અને ક્યાં જવું—એ વિચારમાં કેવળ મુંઝાયેલા મારા જેવા બીનઅનુભવી અને વહેવારમાં બીનકુશળ જુવાનને આટલું લાગણીભર્યું આશ્વાસન મળે એ કાંઈ જેવી તેવી વાત નહિ. એટલે મેં ઉત્સાહથી કહ્યું:

"કાકા, મારૂં હવે આ દુનિયામાં કોઈ રહ્યું નહિ, મારે જીવવું તો રહ્યું, પણ કેમ અને કેવી રીતે એ વિષે મારી બુદ્ધિ તો કામ કરતી જ નથી. તથાપિ આપ મારા પ્રત્યે જે દિલસોજીભરી લાગણીથી રસ્તો બતાવો તે મારે ગ્રહણ કરવાનો છે: અને એમાં જ હું સુખી થઈશ. ગયેલાં માતાપિતા તો હવે આવવાનાં નથી, મને તો એમણે ઉપર આભ અને નીચે ધરતીના ખોળે છોડી જ દીધો ને!' બોલતાં બોલતાં ફરી મારી આંખો આંસુથી ભરાઈ આવી.

"જો, રમેશ,! તું નારાજ ન થા, હિંમત રાખ અને મારી વાત સાંભળ. તું પાસ થઈ ગયો છે. હવે જો અભ્યાસ છોડીને તું ધંધે વળગે તો તારો અનુભવ કેળવાય. આબરૂ બંધાય અને બે પાંચ વરસમાં તારૂં વેવિશાળ પણ થાય. એટલે તારો સંસાર ચાલુ થઈ જાય, અને તને જે અત્યારે આઘાત લાગ્યો છે તેનું ઓસડ તો દિવસો છે. કહેવત છે કે "દુ:ખનું ઓસડ દહાડા" સમય વીતતો જશે તેમ તારૂં દુઃખ હળવું બની જશે.'

" પરંતુ કાકાશ્રી ! એમ કાચા અભ્યાસે ધંધામાં પડવું એથી તો બન્ને બગડે'

" નહિ, રમેશ ! એ તારી માન્યતા ખોટી છે. બહુ ઉંચો અભ્યાસ કરનાર જ સારો ધંધો રોજગાર કરી શકે છે એમ નથી. ઉંચો અભ્યાસ કરનાર નોકરી જ કરે છે. હજી કદાચ તેને થોડો વધારે કમાયો આપતી નોકરી મળે, કદાચ કોટ, પાટલુન, હેટ એનાં કાયમ રહે. પરંતુ આજની કેળવણી તો સુધરેલા નોકર જ પેદા કરે છે, જ્યારે વેપારમાં તો વહેવાર કુશળતા, ધંધાદારી કુનેહ અને દુનિયાદારીનો અનુભવ એમાં ધડાય તો જ સારી રીતે એ વેપાર કરી શકે, પેઢી જમાવી શકે અને ધન કમાઈ શકે. મારા પિતાનો, બીજો મારો અને અને એવા અનેક દાખલા તને આપું, અમે માત્ર ચારપાંચ અંગ્રેજી જાણનાર પણ આજે મ્હોટો વેપાર કરીને કમાઈ શકીએ છીએ, વેપારી આલમમાં આબરૂ છે, પેઢીને લઈને અનેક માણસો પોસાય છે. વળી હવે અંગ્રેજી ભણતરની એટલી મોટી કીંમત નથી રહી. આજે તો ' બી. એ. થયેલા પણ પચાસ પોણોસો માટે નોકરી શોધતા ભટકતા હોય છે. જ્યારે મારા જેવા વેપારી એવા અનેક ગ્રેજ્યુએટોને નોકરીમાં રાખી શકે છે, એટલે હું તો તને કહું છું કે તારે હવે ભણવાનુ છોડી દેવું જોઈએ. વળી ઉપયોગ પૂરતુ અંગ્રેજીનું જ્ઞાન તને મળી ગયું છે. તારી સામે ઉપસ્થિત થયેલા પ્રતિકૂળ સંજોગનો પણ તારે વિચાર કરવો જોઈએ. તું અભ્યાસને વળગી રહીશ તો હેરાન થઈશ માટે મારૂં માની જા.'

" કાકાની વાત મને મનમાં ખૂંચી ખરી, કેમકે આગળ અભ્યાસ કરવાની મારી તીવ્ર ઇચ્છા હતી. પણ કુદરતે મને એવો કપરો સમય લાવી આપ્યો કે મને દિશા જ ન સૂઝે ! કેટલોક વખત વિચાર કર્યા પછી એ ભલા અને માયાળુ શેઠને મેં મારો અભ્યાસ છોડીને ક્યાંક ધંધે વળગવામાં સંમતિ આપી, અને સાથે પૂછ્યું " ત્યારે કહો, કાકા હવે મારે ધંધો કરવા માટે શું કરવું ?'

"રમેશ, એ બાબતમાં હવે તું મુંઝાઈશ નહિ. તારે માટે મેં પ્રથમથી જ વિચાર કરી રાખ્યો છે. જો આપણી અહીં જનરલ સ્ટોરની દુકાન ધમધોકાર ચાલે છે. મેં છ મહિના અગાઉ બીજી દુકાન મુંબઈમાં કરી છે, અને ત્યાં સાન્તાક્રુઝમાં બંગલો છે, તારી નવી કાકીને અહીં અમદાવાદ ગમતું નથી એટલે તે ત્યાં રહે છે, ત્યાંનો ધંધો થાળે પાડવા મારે પણ મુંબઈ વધુ રહેવું પડશે. એટલે મારું માનવું છે કે તું મુંબઈની દુકાન ખાતે રહે. અત્યારે તારે બીજું કશું કરવાનું નથી. મારી સાથે જ મુંબઈ રહેવાનું. ઘરમાં જમવા, સૂવા બેસવાને વાંધો નથી: દુકાને આવતો જતો થાય તેમાં તારી નજર પડે. તું કામ કરતો થઈશ એટલે તારી ઈચ્છા હશે તો પગાર કરી આપીશ. અને થોડો દુકાનમાં ભાગ પણ કરી આપીશ.

"ખરેખર શેઠ મને ખૂબ જ ઉપકારી જણાયા. એક મિત્રના પુત્ર માટે તેમની કાળજી અનહદ ગણી શકાય. માતાપિતા વગર નિરાધાર બનેલા મારા જેવા બીનઅનુભવી માટે આટલી બધી મમતા જોઈ સાંભળી આભાર તળે દબાઈ જવાથી હું ન તો કાંઈ બોલી શક્યો, ન જવાબ આપી શક્યો.

'મારું મૌન સંમતિની નિશાનીરૂપ સમજીને એમણે અનુકુળ થવા માર્ગ બતાવ્યો: 'જો ભાઈ! ઘરનું રાચરચીલું છે તે બધું એક ઓરડામાં ભરી કાઢીને તેને તાળું મારી, બાકીનો ભાગ ભાડે આપી દેવાનો. નાણાં હોય તે બેન્કમાં સેવિંગખાતામાં મૂકી દે. દર-દાગીના સેફ ડીપોઝીટ વોલ્ટમાં ખાનું લઈ મૂકી રાખ. તને તારી સાથે કશાની જરૂર નથી, અને આપણે રવિવારે અહીંથી ઉપડીશું. ટીકીટનો બંદોબસ્ત થઈ જશે, તું પરવારીને ઘેર જ આવજે. હજી ચાર દિવસ છે, તેમાં તું વ્યવસ્થા કરી શકશે. છતાં જરૂર જણાય તો મને કહેજે. હું સાથે આવીને તને મદદ કરીશ.'

"કાકા સાથે રહેવાનો અને ધંધામાં જોડાવાનો મારો વિચાર

ચોક્કસ થઈ ગયો, અને આવી મુશ્કેલીના સમયે ભાગ્યે જ કોઇને મળે એવી સગવડ અને સહકાર મને મળવાથી કેટલીક મુંઝવણ ઓછી થતી મને જણાઈ. મેં બધી વ્યવસ્થા કરીને મુંબઇ જવાને માટે તૈયારી કરી હતી.

"હું માનતો હતો કે આ પણ એક પ્રારબ્ધની ઉન્નતિનો ઈશ્વરે મને સરસ મોકો આપ્યો છે, પરંતુ ભાવિના ગર્ભમાં મારો વિનાશ જ નોતરાયેલો હશે એની મને શી ખબર! ઉપરથી સંપૂર્ણ સજ્જન જણાતા શેઠ અંદરખાનેથી પાપાત્મા અને અતિ નીચવૃત્તિના હશે તે મારા જેવો ભલો ભોળો યુવાન કેમ પારખી શકે!

"અમે સેકન્ડ ક્લાસની મુસાફરી કરીને મુંબઇ આવ્યા, સાન્તાક્રુઝના બંગલે પહોંચ્યા. મેં અગાઉ કાકીને જોયેલાં નહિ, પરંતુ ઘરની સાથેના કાકાના સંબંધને કારણે એટલી તો ખબર હતી જ કે બાર મહિના પહેલાં જ કાકાએ નવું લગ્ન એકાવન વરસની ઉંમરે કર્યું છે, અને આ એમનું ત્રીજી વારનું લગ્ન છે. બબ્બેવાર કરેલા લગ્નથી શેઠને સંતાનો પણ હતાં. એક તો પ્રથમ વારના લગ્નથી થયેલો પુત્ર તેને પરણાવેલો પણ હતો. પરંતુ કાંઇ મનમેળ નહિ રહેવાથી એ જુદો રહેતો હતો અને સ્વતંત્ર ધંધો કરીને પોતાનો નિર્વાહ કરતો. એની સાથે શેઠને બીજો કોઇ વહેવાર નહોતો. બીજા નાના ભણતા છોકરાઓને બોર્ડિંગોમાં મૂકી દીધેલા હતા. અત્યારે તો માત્ર શેઠ અને શેઠાણી મુંબઈ રહેતાં.

"આધુનિક ઢબે બાંધેલો વિશાળ બંગલો, ફરતો બગીચો, ઘરમાં ઘાટી; મહારાજ અને જેને સંપૂર્ણ સુંદર કહીએ એવાં મજાનાં રાચરચીલાં, ફરનીચર, જુદા જુદા ખંડો, પલંગો સોફાસેટ અને મોટા મોટા આયનાથી વિભૂષિત બંગલામાં પ્રવેશ કરતાં જ મને લાગ્યું કે ક્યાં અમદાવાદનાં જુનાં બાંધેલાં અંધારીયા ખખડધજ મકાનો અને ક્યાં આ સ્વર્ગની સાહેબી સમો નિવાસ!

"બેઠકરૂમમાં શેઠ અને હું ગયા, કપડાં કાઢવા લાગ્યા ત્યાં

બાજુનો ખંડ ઉઘાડીને નવી કાકીએ પ્રવેશ કર્યો.

" ભરાવદાર માંસલ શરીર, ચમકારા મારતી બદામ જેવી છતાં ભુરાશ લેતી આંખો, કસીને બાંધેલો છતાં ઝુલતો બનેલો ખૂબ જ મોટો અંબોડો. બદન ઉપર જ્યોર્જેટની વાદળી કલરની સાડી, કાનમાં માણેક જડીત બુટિયાં, મોતીની કંઠી અને હાથમાં સોનાની હીરા જડેલી બંગડી. સ્વર્ગથી ઉતરેલી અપ્સરાની મોહકતાને ભુલાવે એવા કાકીની સામે હું તો જોઇ રહ્યો:

" એમણે ખંડમાં પ્રવેશતાં જ સ્મિતવદને કાકાને સંબોધી કહ્યું:
" આવી પહોંચ્યા ને!'

" સામે હસતાં શેઠે જવાબ આપ્યો 'હા, જરીક ચાર દિવસ મોડું થયો. રમેશને તૈયાર કરવા માટે રોકાઇ જવું પડયું. તને મેં અગાઉ કહેલું તે આ રમેશ મારા મિત્રના પુત્ર. એ હવે આપણી સાથે જ રહેવાના છે. તને એકલા ગમતું નથી મારે બહાર જવા-આવવાનું વધુ, એથી તને કંટાળો આવે છે. એટલે રમેશ આપણા ઘરના માણસ તરીકે જ રહેવાનો છે. છોકરો હુશિયાર અને કામગરો પણ છે. એને પણ તારા સહવાસથી આનંદ થશે, ધંધામાં ધીરે ધીરે જોડાઇ કુશળતા મેળવશે અને એના મનનું દુઃખ હલકું થશે. કેમ રમેશભાઈ! તમને ગમશે ને?"

" 'હાજી.' મેં ઉચ્ચાર્યું.'

" નખથી શિખ પર્યંત મારી સામે સર્વગ્રાહી દૃષ્ટિ ફેરવીને એક કટાક્ષ સ્મિત ફેંકતાં કાકી બોલતાં બોલતાં ચહાનાસ્તાની વ્યવસ્થા કરવા ગયાં. એ બોલતાં ગયાં 'ઘરનો અનુભવ થશે, મુંબઇથી ટેવાશે એટલે જરૂર ગમશે. ખરૂં કે રમેશ?'

"એ છેલ્લો એમનો મારી સામેનો દૃષ્ટિપાત મને વિચિત્ર લાગ્યો.

" મુંબઈ—અલબેલી નગરીનું દર્શન મારે માટે નવું હતું તેટલો-જ નવીન શ્રીમંતના વૈભવશાળી બંગલાનો પગામાં વસવાટ! નવી સજાવટ, ચાકર, ઘાટી, ભૈયો, મહારાજ અને મનને પ્રસન્ન કરી નાખે,

જીભના સ્વાદને સંતોષે, ઈન્દ્રિયોને મસ્ત બનાવે અને ઇચ્છાઓને પોષે તેવાં સુખ, સગવડ અને સાધનો સાથે રહેતા શેઠ ! એમના વસવાટના બંગલામાં પૂરી રીતે સજાવટ સાથેની સવલતો મારા બીનઅનુભવી મનને જેટલી નવીનતા પ્રેરક બની તેટલી આહ્લાદજનક પણ નીવડી. શેઠના ખાનગી સૂવાના રૂમની બાજુનો રૂમ મારે રહેવા માટે આપ્યો. સવારની ચાહ અને નાસ્તો, બપોરનું જમણ, મધ્યાહ્નનો ઉપહાર અને ફ્રુટ, સાંજનું બંગલા ફરતા બગીચામાં ફરવાનું અને સાયંકાળ પછી મોટર લઇ વાલકેશ્વર કે વરલી તરફ રોજ હંકારી જઇ ફરી આવવા માટે શેઠ શેઠાણી તૈયાર થતાં અને મને સાથે લેતાં જ લેતાં. બન્નેની મારા પ્રત્યેથી લાગણી અને મીઠાશ કોઈ અપૂર્વ હતાં. સિનેમાની અંદર ઉંચા ક્લાસની ટીકીટો લઈ અમે ગોઠવાતાં. શેઠની બાજુમાં હું બેસતો. ત્યાંથી મને ઉઠાડી બન્નેના વચમાં બેસવા અમારાં નવાં શેઠાણી ઉર્ફે નવાં કાકી કહેતાં : “ બાબુભાઈ અહીં વચમાં બેસોને, તમે અંગ્રેજી સરસ ભણેલા છો, એટલે સ્ટોરી (સિનેમા કથાનક) માં મને સમજ ન પડે ત્યાં સમજાવો તો ખરા ! તમારા કાકા તો અંગ્રેજી ઉંદાંસુધી ભણ્યા છે: એટલે કાંઈ ન બોલે કે ચાલે, તો એમાં સિનેમા જોવામાં મજાય શું ?” અને એ મીઠું હસી પડતાં. મારી આનાકાનીને નહિ ગણકારી, મારો હાથ પકડી મને વચમાં બેસારતાં એ માટે કાકાને તો જરીએ વાંધો નહોતો. એ ઉલટાના પ્રસન્ન થઈને એક સીટ આગળ ખસી જતા, ને હું વચમાં ગોઠવાતો.

“ અને અમે નવી દુનિયા જોતાં હતાં. બે કલાકના ગાળામાં શેઠાણી અનેક વખત સીનેમા જોવાના રસમાં મારૂં અરધું અંગ દબાય તેમ ઝુકી પડતાં અનેક વખત મારો ખભો એમના વાળેલા અંબોડા અને તાજી વેણી તથા તાજા ધૂપેલની મહેંક પમરાટ આપતા મસ્તકનો ભાર સહન કરી રહેતો. એમાંથી આવતી કોઈ અદ્વિતીય ખુશબો નાક દ્વારા દિલના ઉંડાણમાં ઉતરીને મારી સુતેલી લાગણીઓને પંપાળતી હતી. હું નિદ્રામાંથી જાગૃત થતો હોઉં, તેમ એમના

મસ્તકને હાથથી સીધું કરતો. તેઓ પણ જાણે તાજાં જ જાગી ગયાં હોય એમ સભાન બની સીધાં ગોઠવાતાં. કેટલીયે વખત એ સુખદ આંદોલનને હું હાથથી નહોતો હડસેલી શકતો, એ મીઠાશ ઊંડે ઊંડે પણ મારી રૂચીને પોષતી.

" અમારા શેઠ કાયમ દવા લેતા હતા. મધમાં દવા ચાટે, ઉપર દૂધ પીએ, સોનેરી રૂપેરી ગોળીઓ ખાય, ઉપરથી માખણ ચાટે, સમી સાંજે એકાંત રૂમમાં ભરાય અને માલીસની શીશી શોધે ! નોકર કહેતા કે શેઠના ઢીંચણમાં વાની અસર છે, પણ એમને ચોળવાની દવા તો એક નાની શીશીમાં આવતી, અને દવા ચોળામા પછી નાગરવેલનું પાન પાનદાનીમાંથી શેઠ ઉઠાવી જતા અને બાંધતા. એ દવા વાના દરદની તો નહોતી અને ઢીંચણ ઉપર ચોપડાતી પણ નહિ. તેઓ દવા પાછળ બખલખ નાણાં ખરચતા, અનેક ધાતુની અને સ્તંભનવટીઓની શીશીઓનાં નામ, મેં વાંચેલાં. પણ શેઠનું દર્દ એથી કાંઇ ઘટતું નહોતું એ હકીકત હતી.

" શેઠ અમારા આનંદી હતા. તોયે રાત્રે બન્ને વચ્ચે ઝગડો થતો. હુંસાતૂંસી થતી અને રાતના બારબાર વાગ્યા સુધી ગડમથલ ચાલતી. છેવટ શેઠાણીના નિસાસા અને કોઇ વખત ધીમાં ડુસકાં સંભળાતાં; બાજુના ખંડમાં હું સૂતો અને મનેય ઊંઘ નહોતી આવતી. વિચારે ચઢી જતો. અમારૂં વચલું દ્વાર સાંકળ વગરનું ખાલી બંધ રહેતું તોયે મર્યાદાની ખાતર તેમના દુઃખી રાત્રિ–જીવનમાં ડોકિયું નહોતું થઈ શકતું. પણ રોજ રાત્રે નિસાસા નાખતાં અને રડી પડતાં નવી કાકીની મને દયા તો આવતી.

" કારણ કે કાકીનું મારી ઉપર અથાગ હેત હતું, અને એ હેત પ્રતિદિન પ્રગતિ કર્યે જતું હતું. સવારના નાસ્તા પછી કલાદેક રહી કાકી જાતે મારે માટે કાચનો પોલો શેરીએ ખાસ દૂધનો ભરી લાવી, મને પાઇ જતાં. માત્ર દૂધ જ નહિ પણ બધા દૂધની મલાઈ એ ખાસમાં આવી જતી. અંદર કેસર, બદામ અને બરાસ મહેકતાં,

"સવારના નાસ્તા વખતે પાઉં ઉપર માખણ ચોપડી મને ખવરાવતા, રોટલી ઉપર વધુ ઘી આપવામાં કાંઈ મણા રાખતાં, શેઠ એવા ગંભીર અને ચિંતાગ્રસ્ત કાંઈ મારી નજરે ચઢતાં જ હસી પડતાં. દશ વાગ્યે જમીને કામે બજારે ચાલી જતા. છેક સાંજે પાછા ઘેર આવતા. કોઈ વખત મને પેઢી ઉપર લઈ જતા, પરંતુ ધંધામાં મને તે કંઈ બતાવતાં નહિ અને મને મુંબઈ લઈ આવવા પાછળ એમણે જે હેતુ બતાવેલો તે તરફ જાણે એમનું લક્ષ જ ન હોય એમ પેઢી ઉપર જઈને ય હું માત્ર ગાદી તકીયામાં પડી રહી: પેપરો ઉથલાવતો અને સાંજ પડતાં મોટરમાં ઘેર આવતો.

"ઘેર આવતાં મારી દુનિયા અને મન બદલી જતું. મારા મનની દુનિયાને કાંઈ પંપાળે જતાં અને મારા ધ્યેયનો અને ખ્યાલ જ નહોતો રહ્યો. મારું એકલવાયું જીવન, વિદ્યાર્થી અવસ્થા અને અભ્યાસનો વિષય હાઈસ્કૂલ અને સમવયસ્ક મિત્રો સાથે ભણવાની, પાસ થવાની અને આગળ વધવાની વાતો, વિનોદો અને આનંદ એ મારો આજસુધીનો અનુભવ અને વાણી, વિચાર, વર્તન છોડી હું નવી દુનિયામાં વિહરતો હતો. બે મહિના મારા આ રીતે વીતી ગયા.

"પૌષ્ટિક ખોરાક, મન બહેલાવવાનાં સાધનો, પૂરી સુખ સગવડતાવાળું વાતાવરણ, મોજશોખની કમીના નહિ અને ધનવાન માલિક-માલિકણની ચાર નજર અને ચાર હાથ મારા ઉપર છત્રછાયા કરી રહેલાં: મને મારા જીવન માટે સ્વર્ગની સીડી મળી ગયેલી જણાઈ, ભાગ્યની રેખા પલટી ગઈ હોય એમ હું માનવા લાગ્યો, પુરુષના કરમ આડું પાંદડું કે પરગણું એ સાંભળેલી કહેવત મારા માટે મને સાચી પડતી જણાઈ. ધંધો આજ નહિ તો કાલે શીખાશે પરંતુ શેઠાણીને દિવસના કલાકો એકલાં વિતાવવા પડે છે, એમને એકલાં ગમતું નથી, એવી એમણે અનેક વખત દલીલો કરી શહેરમાં પેઢી ઉપર નહિ જવા દેતાં ઘેર રોકી રાખી મારી સાથે કંપની કરવામાં કાઢીને આનંદ મનાવો. તો પછી મારે શા માટે એમને અપ્રસન્ન કરવાં!

"મને કાકીએ જ સોનાનું સુંદર ઘડિયાળ લાવી આપ્યું હતું, અને મીનો પુરાવી તૈયાર કરેલી સોનાની સાંકળી ઘડિયાળ સાથે એમણે મારા હાથે બાંધી આપી હતી, મોંઘી મળતી બોસકીના ઝબ્બા અડધો ડઝન કાકીએ તૈયાર કરાવેલા. એ કહેતાં "બાબુભાઈ, અંદર બોડીસ, ઉપર બોસકીનો ઝબ્બો. મલમલની છૂટી પાટલીની ધોતી, માથું ઉઘાડું અને વાંકડીયા વાળથી જ તું સુંદર દેખાય છે. તારા ખાદીના ટેનીસ અને હાફકોટ હવે દૂર મૂકી દે. મને એ જરીકે નથી ગમતાં: જો, તું કેવો ફાંકડો લાગે છે!'

"બબ્બે મહિનાથી માલખાણી ઝાપટી ગોળમટોળ ગાલ અને ગાલ ઉપર લાલી, પોમેડ નાંખી વળાંક આપી ઓળેલા વાળવાળો મારો ચહેરો લઈ હું કબાટના આખા આયના પાસે જઈ ઉભો રહેતો ત્યારે મને જ પોતાને લાગતું કે ખરેખર હું બદલાઈ ગયો છું. આવું રૂપ અગાઉ મારા ચહેરા ઉપર નહોતું. એની પાછળ અડોઅડ કાકી ઉભાં રહેતાં: "બાબુ! તારી આંખો બહુ મદભરી લાગે છે. ખરેખર તું જુવાનીના મદમાં અસાડના મોરલા જેવો ગેહકુબ બની ગયો છે! અને કાકી મારો પડછાયો પકડી પાછળ ભમતી.

"એનું લાલિત્યભર્યું બદન, ભરાવદાર કેળના સ્તંભ જેવા હાથ અને નમણી આંગળીઓ, એની હીરાની વીંટી તસતસતી ચોળી-માંથી બહાર ધસી આવતાં સ્તનદ્વય એમાં મારૂં મન ભરાઈ બેસતું. કાકી મને આછા હાસ્યથી હસાવતી અને મારો સંગ એને સ્વર્ગથી યે અધિક પ્રિય લાગતો હોય, એમ બની શકે એટલી નજીક રહી, મારી નાજુક લાગણીઓને પંપાળે જતી, અને પ્રતિદિવસ હું વિવેકનું ભાન ભૂલ્યે જતો.

"અચાનક કાકાને અમદાવાદ જવાનું નક્કી થયું અને એમનો બીસ્તરો—પેટી તૈયાર થયાં, એમણે એક સાંજે વિદાય લીધી. જતી વખતે કાકાએ કાકીની હાજરીમાં કહ્યું 'જો બાબુભાઈ! (મારૂં મૂળ નામ બદલી કાકીને પસંદ પડેલું બાબુ નામ રાખેલું હતું, તે હું

કહેવાનું ભૂલી ગયો. ) મારે પેઢીના કામને લઇને એકાદ અઠવાડિયું અમદાવાદ રોકાવું પડશે. જો, પાછળ ઘેર તારા સિવાય કોઇ નથી, એટલે સંભાળ રાખીને રહેજે અને તારી કાકીની પ્રકૃતિ જરીક નાજુક છે, એટલે વારંવાર તબિયત બગડી પડે છે, માટે એને સાચવજે. નોકર ચાકર તો ઘરમાં ઘણા છે, પણ એ તો પરાયા ગણાય, તું ઘરનો છે એટલે ચિંતા નથી. હું જાઉં છું અને કાકા મેલમાં અમદાવાદ વિદાય થયા.

' તેજ રાત્રિના દશ વાગ્યા હશે, હું નિદ્રામાં પડવાની તૈયારી કરતો હતો, અને એમના સુવાના ખંડમાંથી કાકીએ બૂમ મારી:

" બાબુ ! જરી અહીં આવીને મને રજાઇ ઓઢાડો જાય તો સારૂં. મને ટાઢ ચઢી છે. તાવ ભરાશે મારાથી ઉઠી શકાતું નથી."

' આછો ચણીયો ને ચોળી માત્ર પહેરી પલંગમાં ખુલ્લાં આળોટતાં કાકી પાસે હું ગયો. અર્ધ ખૂલ્લાં અંગ ઉપાંગ ઉપર નજર નાંખતાં મને શરમ આવી અને મેં નજર ફેરવી લીધી, એમની ઉપર રજાઇ નાંખી. તરત એમણે કહ્યું: "જરીક ઉપરથી મને દબાવ તો ! મારાથી આ કારમી મેલેરિયાની ઠંડી સહન થતી નથી.' અને સંકોચપૂર્વક મેં બાજુમાં ઉભા રહી તેમનું શરીર દબાવવા માંડયું.

" એમ નહિ બાબુ ! જરી જોરથી દબાવે તોજ ટાઢ સહન થાય, તું ઉપર બેસીને જરી ભારથી દબાવે તો જ ! "

" અને હું પલંગ ઉપર બેઠો. એ સાથે જ અંદર સુતેલા ભયાનક ઉંડાણના રાક્ષસે મારી વાસનાના દ્વારને જોરથી હડસેલો માર્યો. તાવની ટાઢમાં તરફડતી, રૂપે મઢેલી પિશાચિની નારીનો એક હાથ મારી કમર ઉપર ક્યારનોયે વીંટાઇ વળ્યો હતો. અને દુનિયાની નરી આંખને છેતરતી પેલી રજાઇની ઓથમાં એ નારીની સોડમાં હું ખેંચાઇ ને ભરાયો ! અફસોસ, સહસ્રજાર અફસોસ; એ રાત્રિ મારા જીવનવિનાશની નરકભૂમિમાં મને પ્રયાણ કરાવનારી નીવડી...

" સાયંકાળ થતા બીડાતા કમળમાં ભમરો આવી બેસે છે. કમળનો ગુલાબી રંગ એની ખુશબો અને એની ઠંડકમાં એ ભાન ભૂલે છે. એને ખબર નથી હોતી કે " કાળીરાત્રિ આવી રહી છે, ખીલેલું કમળ બીડાશે અને હું એમાં પુરાઇ જઇશ ! એનાં બંધનો મારી પાંખોની શક્તિ અને મુક્ત ગુંજારવનો નાશ કરશે ! ' તેમજ પ્રકાશ–લોલુપ પતંગ ચળકતાં પ્રકાશના તેજમાં ઘેલો બની આસપાસ ઘુમરીઓ ખાઇ અંતે જલતી આગમાં પડે છે. અને પાંખો જલાવી પોતે પણ જલી જાય છે !

" એકાદ નાના વ્યસનમાંથી જ માણુસ અદ્દલ શરાબી બને છે. આગીને બીડી પીનાર અને પીવાની ટેવ પાડનાર ધૂમ્રપાનનો અચ્છો શોખીન બની બેસે છે. એ જ દશા મારી થઇ. મોહ અને હવસે મારા ઉપર સવારી કરી અને જુવાન શેઠાણીની બિછાવેલી મધુમયી જાળમાં હું સંપૂર્ણ આવી ચૂકયો. પતન એ એક એવી વસ્તુ છે કે પડવાને માટે પગથી હોતી નથી, એક વખત લપસ્યા પછી–બેલેન્સ ગુમાવ્યા પછી તે સંપૂર્ણ ધરાશાયી થયો હતો.

" મારી અને શેઠાણીની સરખી ઉમર હતી, શેઠાણી નવયૌવન રસભીની અને જોબનની ઉત્તેજના એને કાતીલ ઝેરની માફક સતાવતી હતી. એના પૈસાના પૂજારી પિતાએ એને ઘરમાં ગોંધીને વીસ વરસ કાઢયાં હતા, એનો પિતા ધન લેવાની અને કુળવાન જોવાની ઇંતેજારીમાં છોકરીને મોટી કર્યે જતો હતો. શિક્ષણુ પ્રાથમિક પૂરૂં કર્યાં પછી અંગ્રેજી થોડું જ્ઞાન આપી એને પરણાવવા ખાતર વરસો વીતાવતો હતો અને પોતાની જ જ્ઞાતિના બીજી વખતના વિધુર બનેલા અમારા શેઠની સાથે ચોકકું સારી એવી રકમ નક્કી કરીને ગોઠવાઈ ગયું. ઉપરથી લાલ સુરેખ જણાતા અને વેપારમાં એકકા નીવડેલા ધનવાન અને કુળવાન, પચાસ વરસે પહોંચેલા પુરુષને જુવાન છોકરી આપવામાં એના બાપને એ ખ્યાલજ નહોતો કે એની જાતીય-

શક્તિની શું હાલત હશે ? અને હરેક બાપ છોકરીના પૈસા ઉપ-જાવવાની દાનત રાખતા હોય છે, તેમને આવો વિચાર સરખોયે હોતો નથી. તેની સાથે જૂનાં રૂઢિબંધનોથી જકડાયેલાં કુળ—કુટુંબ ની છોકરીઓ અંદરથી આવા બીજવર કે ત્રીજવર—ઉમરે પહોંચેલા પુરુષ એમને ગમતા નહિ હોવા છતાંયે મૂંગા મોઢે વડીલોએ યોજેલા વેવીશાળને હિંમત કરી નીવારી શકતી નથી કે ખુલ્લી રીતે બળવો કરી આ અન્યાયોને અટકાવી શકતી નથી. એના ઊંડાણના નિસા-સાને સ્વાર્થસાધુ માબાપો ગણકારતાં નથી, એ તો સમજે છે: કુળવાન, ધનવાન, આબરૂદાર કુટુંબમાં છોકરી ગઈ છોકરી ભાગ્ય-શાળી છે એને ધનના ઢગલા ઉપર બેસારી છે એ ક્યાં દુઃખી છે ?

" પરંતુ જીવનનુ સઘળું સુખ કેવળ ધનથી—નાણાંથી ઉપાર્જન થઈ શકતું નથી, ધનવાનો કેટલીયે બાબતના એવાં અસુખો અનુ-ભવતા હોય છે કે એમની લાખ્ખોની દોલત એ અસુખ નિવારવાને કામીયાબ નિવડતી નથી.

" ધામધૂમથી અમારા શેઠ ત્રીજી વખત પરણી ગયા. લાવણ્ય મયી; રૂપના આભરણ સમી ત્રીજી વખતની પત્ની મેળવવામાં પોતે પોતાની જાતને ભાગ્યશાળી સમજતા હતા. છતાં પોતામાં રહેલી રહેલી ચોક્કસ પ્રકારની નિર્બળતાનો પોતાને પૂરો ખ્યાલ હતો. પરંતુ એ માનતા હતા કે પુરુષને સારો પૌષ્ટિક ખોરાક મળતો હોય, અને ગયેલી શક્તિને પાછી વાળી લાવવા માટે સારી કીંમતી દવાઓ હોય તો પછી વાંધો શો છે ?

' અને એમણે લગ્ન આગમચથી જ એવા ઉપચારો શરૂ કરી દીધા હતા. એમને શક્તિવર્ધક દવાઓ આપનારે ખાસી હિમ્મત આપી હતી કે 'તમે સંપૂર્ણ ફતેહમંદ નિવડશો.'

" કામુકતાની ભૂખની હદ વટાવી ચૂકેલી નારીની મધુરજની

નિષ્ફળ નીવડી, અને એ વરેલા પતિની નિર્માલ્યતાને પિછાની. અર્ધ-રાત્રિએ એણે જલતી આગની યાતના સહી લીધી. પતિદેવને થોડા દિવસ આળપંપાળ નિષ્ફળ પુરુષાર્થે કરવા દીધો અને એણે સાફ શબ્દોમાં સુણાવી દીધું; તમારામાં જો આવી નબળાઈ જ જામેલી હતી તો મારી જીંદગી તમારે બગાડવી નહોતી. મારે માટે માત્ર આ દોલત અને વૈભવ કારગતરૂપ નીવડશે એમ તમે માનતા હો તો ભૂલ કરો છો, મારાથી આ દુઃખ સહન થતું નથી. જોઈએ તો તમે તૈયાર થાઓ, અથવા પછી હું મારે માર્ગે જઈશ. તમે આડે આવશો તો તેમાં તમારી જાત અને તમારી આબરૂનો તમે ખ્યાલ ભૂલતા નહિ. હું સમજુ છું કે તમે મને સંતોષી શકતા નથી અને સંતોષવાના પણ નથી. ઉપરાંત ૭-૭ મહિનાથી તમે મારી ઉપર નોકર-ચાકરનો પહેરો ગોઠવી રાખો છો એથી તમે એમ માનતા હશો કે આ રીતે તમે મને રોકી શકશો. તો એ બધા પ્રયત્ન તમારા નકામા છે.

" સ્પષ્ટ શબ્દોમાં પોતાની જ સ્ત્રીની આ જડબાતોડ નોટીસ શેઠને ઘણી વસમી લાગી. પોતાની જ સ્ત્રી નિર્લજ્જ બનીને જે કહી રહી હતી એ સાંભળતાં એમને પારાવાર ક્રોધ ચઢયો. પણ પોતાની જાતનો વિચાર કરતાં એમણે એ ક્રોધ શમાવ્યો અને વચલો માર્ગ કાઢવા સિવાય બીજો રસ્તો નથી એમ શેઠની વેપારી બુદ્ધિ સમજી ચૂકી. એમણે તકરાર કરવામાં કે દમદાટી ભીડાવવામાં માલ ન જોયો. એ માનવા સમયને ઓળખી ગયો અને તેણે શેઠાણી ઉપરથી રોકટોક ઓછી કરી. મોજશોખની વધુ છુટછાટ આપી અને ઉપરાંત તિજો-રીની ચાવી પણ શેઠાણીને સોંપી પોતાનો વિશ્વાસ બતાવી ધીરજ આપીને કહ્યું: ' તમે કહો છો એ વાત ખોટી નથી, તો પણ તમારા બાપ દાદાની આબરૂ અને મારા કુળની આબરૂનો ખ્યાલ કરી, ધીરજ રાખી બાપ્યાપગે રહો. એનો રસ્તો થશે જ થશે. સર્પ મરે નહિ અને લાઠી ભાગે નહિ. એવો રસ્તો થઈ જશે. હું જ કરી આપીશ.

માત્ર મારે એટલું જ કહેવાનું છે કે અવાળે બાચકાં ન ભરશો. હું સમજું છું ભૂખ એવી વસ્તુ છે કે ભૂખ્યો ન સમજે ટાઢો ભાત—વંઠ્યું ન સમજે જાત-કજાત !' જો જાત કજાતે તમે ચઢી જશો તો દુઃખી થશો, વગોવાવું પડશે, મારી ઇજ્જત ભેગી તમારીયે ખરીજ તો, કેમ નથી બોલતાં ? તમે સમજ્યાંને ?'

"હા, હું સમજી, પણ સમજવાનું તો તમારે જ વધુ છે. અને નરી આંખે કડવા વખના ઘૂંટડા ઉતારતાં આવડશે તો બીજી બધી રીતે હું તમારાથી રાજી છું અને હું પણ સમજુ છું કે તમારી આબરૂ એ મારી જ આબરૂ છે. પણ હવે મારાથી આ તમારાં ચૂથણાં વધુ વખત સહી શકાશે નહિ.'

"એકાદ વરસમાં બે ચાર વખત શેઠશેઠાણી વચ્ચે આ કચ-વાટ થયેલો. ક્યારેક શેઠાણી બપોરના ત્રણ-ચાર કલાક બહાર એકલાં જઈ આવતાં. શેઠ જાણતા ત્યારે એમને ભળતો જવાબ આપતાં. શેઠને એ જવાબથી સંતોષ થતો નહિ, થોડી ટપાટપી થતી અને તે શમી જતી. શેઠ એ માટે કોઈ ઇલાજ શોધતા હતા.

"સંજોગોવશાત્ કુદરતે એમને ચારો આપી. મારા માતાપિતા ચાલ્યાં ગયાં. સશક્ત બાંધાનો, દેખાવડો જુવાન અને નિરાધાર છતાં ખાનદાન માબાપનું ફરજંદ મારા જેવું શેઠને હાથ ચડી ગયું અને ધંધાની લાલચ આપી—જોગણીના ખપ્પરમાં હોમવાના ઇરાદે મને તે મુંબઇ લઇ આવ્યા. શેઠશેઠાણીએ ટૂંકી વાતચીતથી પ્લાન નક્કી કરી નાખ્યો હતો. એટલે મને લલચાવવામાં અને પોતાની તરફ ખેંચવામાં શેઠાણીના બધા પ્રયત્નો ચાલુ હોવા છતાં આંખ આડા કાન કરી, જાણે એવી બાબત તરફ પોતાને લેશ પણ શંકા જ ન હોય, એવી ડાવકાઈથી વર્તતા હતા અને શેઠાણી પોતાની જાળમાં આબાદ મને ફસાવી શકે તે માટે અઠવાડિયાની પોતાની ગેરહાજરી સમજી વિચારીને એમણે ઉભી કરેલી. એ ચાલ્યા ગયા અને રાત્રિએ, પારખી નજર ચૂક્યા વગર જેમ એક જ તીરથી પક્ષીને વીંધી નાખે, એમ દિવસોથી પાછળ લાગેલી એ બાઇએ મને ધરાશાયી બનાવી દીધો !

કમળમાં આબાદ ભ્રમર પુરાયો ! દીપશિખા પતંગ પાંખો જલાવી પડ્યો ! પારખીને એ રાત્રિ સ્વર્ગ સમી લાગી. પોતાની ભૂખ સંતોષાઈ ને હું ગ્રાસની લહેજતે ચઢ્યો. દુનિયાના પામર માણસો વિષય પિપાસુ બન્યા પછી થોડા જ એમાંથી છૂટી શકે છે ! મારી પણ એ હાલત થઈ. અને લાગ્યું કે મારા ઉપર ઈન્દ્ર તુષ્યમાન થયો ! હડ્ડી ચૂસનાર શ્વાન પોતાના મોઢામાંથી નીકળતા રક્તને ચાટી જેવો આનંદ માણે છે એ જાતનો આનંદ મેં માણવા માંડ્યો. અમારાં દિવસ અને રાત સરખાં હતાં અને પ્રતિદિન કામુકતાની ભૂખી નારી છબછાયા લાળતી હતી.

દરેક વિષયનું ધ્યાન કરનારને તે તે વિષયનો સંગ જરૂર થાય છે. સંગથી કામના જાગે છેઃ કામનામાંથી ક્રોધ, ક્રોધમાંથી મોહ—સંમોહ અને સંમોહમાંથી સ્મૃતિવિભ્રમ. એ વિભ્રમમાંથી બુદ્ધિનાશ થાય છે. એટલે કે વિભ્રમ થયા પછી વિનાશના ખડક સાથે અથડાઈ ભુક્કા બોલ્યા સિવાય રહેતા નથી.

અને એ જ પ્રમાણે વિષયસંગથી બુદ્ધિનાશ સુધી પહોંચેલો બેકાબૂ અને બેખબર યુવાન, મદારીના પેલા માંકડાની માફક, સરકસના પિંજરામાં પૂરાયેલા વાઘની માફક; આંગળીના ટેરવા ઉપર નાચવા સિવાય બીજી કોઈ દિશાનું એને ભાન ન રહ્યું અને એણે પોતાની હકીકત આગળ ચલાવીઃ " અમારા શેઠ અમદાવાદથી પાછા આવી ગયા હતા, તે મુંબઇ આવ્યા પછી અને શેઠાણીને મળ્યા પછી એમની વર્તણુક બદલાઇ ગઇ. મારા પ્રત્યે એમનું હેત વધી પડ્યું, માન પણ વધ્યું. અને મારે માટે મોજશોખનાં સાધનો તથા સગવડમાં વધારો થયો. સાથે એમને બેસવા–સૂવાને માટે અલગ રૂમ નિર્માણ થયો. અસલના બન્ને રૂમ મારા અને શેઠાણીના સ્વતંત્ર થયા અને રાત્રિ તથા દિવસ સરખા બની ગયા.

" પુરુષરચિત પુરાતન શાસ્ત્રમાં સ્ત્રીઓની વાસના પુરુષ કરતાં દશગણી વધુ છે એમ કહ્યું છે. એને આધુનિક વિદ્વાનો વખોડી કાઢે

છે અને સ્ત્રીઓને એ પુરાતન લેખકોએ અન્યાય કર્યો છે એમ કહે છે. પરંતુ હું મારા અનુભવ અને મારી વિતક વેદનાને આધારે કહું છું કે કેટલીક નારીઓમાં સ્ત્રીઓ કામ વધુ હોવાનું કહે છે તે તદ્દન સત્ય છે, એ ભલે અપવાદરૂપ હોય, તો પણ સત્ય હકીકત છે અને મારા અનુભવનું પાત્ર તેમાં રહેલી વાસના તથા એ વાસનાનુ નગ્ન તાંડવ, પિશાચણીઓ કરતાંયે વધુ ભયાનક હતું. આજે એને યાદ કરતાંયે હું કમ્પી ઉઠું છું.

મારૂં મન અને ઈન્દ્રિયો જડ અને નિશ્ચેતન બની જાય છે.

" હું યુવાન શક્તિશાળી, ખીલેલ બાહુ અને ભરાવદાર માંસ-પેશીઓથી, મહાડ ઉલ્લંઘવા અને ગહન ગિરિગહ્વર ટપવા; થનગનતા, ઉત્સાહના ફુવારા છોડતો હતો તે યુવાન એક વર્ષ અને બે વર્ષ વીતતાં ચૂસાઈ ચૂકેલા આમ્રફળ જેવો અને ચીચુડાદ્વારા રસ ખેંચાઈ છોતાં રૂપ બનેલા શેરડીના સાંઠા જેવો બની ગયો હતો.

" બુદ્ધિભ્રમ પામેલો માનવી કઈ દિશા તરફ ધસી રહેલો હોય છે તેનું તેને થોડુંક ભાન હોય છે! અને રક્તપિપાસુને તો ખૂનના છેલ્લા બુંદ ચૂસાઈ જાય ત્યાં સુધીયે કયાં દયા કે માનવતા હોય છે? એ ભયાનક હકીકત શબ્દોદ્વારા કહેવાથી તમને કમકમાં આવશે; કદાચ અશ્લીલતા લાગશે, અને કાચી બુદ્ધિના કિશોરોને કહેવાથી, જો એ સમજે તો યુવાનીનાં અનેકવિધ ભયસ્થાનો પૈકી આ વિલાસી તાંડવને જાણી લઈને અળગા રહેવાનું સંબોધન પ્રાપ્ત થશે.

" પ્રતિ દિવસ સારો ખોરાક, ઉત્તમ માવજત અને પૂરાં સુખ સાધન હોવા છતાં; મારૂં શરીર નબળું પડવા માંડયું. કઢેલાં દૂધ અને મલાઇના હલવા, ઘીથી તરબોળ રોટલી અને ભારોભાર ઘી બદામથી તૈયાર થયેલા મગજ—મેસુર પચવા હવે મને ભારે થઇ પડયા, પાચનક્રિયા બગડી અને મગજ અસ્થિર થવા લાગ્યુ; ઇન્દ્રિયોનો ઉશ્કેરાટ અને ખમરાટ નબળો બનતો ગયો.

" થાક, કંટાળો, આળસ, બેચેની અને ઉદાસીનતા વધ્યાં. ઇચ્છા

કરવા છતાં પણ દિલ બહેલાતું નહિ અને દિલનો સહેશો ઈન્દ્રિયો વખતસર ઝીલતી નહિ.

"મારા શરીરનો જેના હાથમાં પૂરો કબજો હતો તે આ હકીકતને પામી ગઈ. અને એણે પાળેલા જાનવર પાસેથી પૂરાં કામ લેવાનો નિર્ણય કર્યો હતો! આ જાનવરે સ્વતંત્ર શક્તિ તો ગુમાવી હતી. એટલે એને કૃત્રિમ રીતે પણ તૈયાર કરીને પોતાની ધાણીએ એ બેલને જોડવો હતો!

"એણે પ્રથમ ઉંચા પ્રકારની બ્રાન્ડી મને આપવા માંડી, એ પણ સાથે લેતી જ. એને તો જરૂર નહોતી. એના અંગોપાંગમાં રંચ જેટલીયે નબળાઇ કે વાસનાની ઓટ નહોતી જણાતી. જેમ જેમ મારો દેહ વધુ ચૂસાતો ગયો તેમ તેમ એની આગ વધુને વધુ પ્રજ્વલિત બનતી ગઈ. પેટ્રોલના ગોદામમાં આગ લાગ્યા પછી પેટ્રોલના કેન ફૂટતાં જેમ આગનો વધારો થાય છે એમ એની વાસનાની જ્વાળાઓ વધુ ભભૂકી હતી, અને જે વાસનામાં શરૂઆતમાં મને આનંદ અને પ્રમોદ લાગ્યાં હતાં, જેમાં મને માદકતાભરી મીઠાશ આવતી હતી, તે જ વાસના જ્યારે એની નાચી ઉઠતી, ત્યારે મને ચોક્કસ પ્રકારની બીક લાગતી અને મારી રોમાવલિ ટાઢનું આખુ લખલખું અનુભવતી. એથી એ પિશાચિની તરત સભાન બની જતી અને જરીક રોજ કરતાં વધુ પ્રમાણમાં મને મદિરાનો પેગ બનાવી, પીવરાવી દેતી. મદિરા મારાં આખી ટાઢનાં લખલખાં રોકી દેતી. અને ચાબૂક મારી છણુકવેલા અશ્વની માફક મને ઉશ્કેરી દેતી. હું ધાણીનો બેલ બની આગે કદમ વધતો રહ્યો.!

"મદિરા ઊત્તેજના તો આપતી, પરંતુ બીજી ચોક્કસ પ્રકારની ખામી માટે, થોડા રોજ રહીને મને સીગારેટ પીવાની ફરજ પાડવામાં આવી. એ સીગારેટ સામાન્ય પ્રકારની નહોતી, પરંતુ ગાંજા અને ભાંગના મિશ્રણવાળી હતી, મદિરા–ભાંગના નશાથી મારૂં સ્નાયુમંડળ અને જ્ઞાનતંતુનું ચક્ર પોતાની મેળે ચક્કર લગાવે જતું. હવે મને

પ્રાઇ આનંદ ન હોતો રહ્યો; સહવાસમાં સમાયેલી મીઠાશને સમજી શકે એવી નિર્મળતા મારા મન કે તનમાં—ચેતનાસ્થાનમાં નહોતી. હતું માત્ર મારે નિયત કરેલા ચીલામાં દોડવાનું, અને દારૂ-ભાંગ-ગાંજો તથા તે ઉપરાંત પાનમાં આપવામાં આવતા કોકેનના ચાબૂકરૂપી મારથી દોડવાનું !

" આ રીતે બીજાં બે વરસ શરીર નશાના જુવાળ ઉપર સવાર થઇને ય કામ આપતું રહ્યું અને એમાંથી અચાનક મને ડાયેરીયા (ઝાડાનો રોગ) થઇ ગયો. રોજના પાંચસાત દુર્ગંધયુક્ત ઝાડા થવા લાગ્યા. મોઢામાં ચાંદી પડી ગઇ. ગુદાસ્થાન પાકી આવ્યું. ન પથારી-માંથી ઉઠાય, ન પાશેર દૂધ પેટમાં હજમ થાય.

" મારે માટે અલગ રૂમ, અલગ પથારી અને એક નોકર દેખભાળ માટે અને ડૉક્ટરની દવા ચાલુ કરવામાં આવી. પણ શરીર ન સુધર્યું. લાંબા સમય સુધી ગાડીએ જોડાઇને દોડયા પછી પગ ભાંગતાં જમીન ઉપર પટકાઇ પડેલા ઘોડા ઉપર એક ગાડીવાન જેટલો દયાપાત્ર હોય છે, એટલી પણ જેને દયા નથી એવાં અમારાં શેઠ શેઠાણીએ મુંબઇનાં હવાપાણીમાં હું સાજો નહિ થઇ શકું. માટે મારે હવાબદલો કરવો જોઇએ, એવી સલાહ ડૉક્ટર મારફત મને અપાવી અને એક દુકાનના નોકરને સાથે આપી, ટીકીટનો બંદોબસ્ત કરાવી મને મારી બેન સિંધમાં હતી ત્યાં જવા વિદાય કર્યો.

" મારી બેન—મારી માજણી ભગિનીએ મને જોયો. એ બહે-નીએ પ્રથમ તો મને ઓળખ્યો જ નહિ. ઓળખ્યા પછી મારા શરી-રની હાલતે એને પાગલ બનાવી મૂકી. તે મારા ખભા ઉપર માથુ મુકી, ધ્રુસકે ધ્રુસકે રોઇ પડી ત્યારે જ મારી ભ્રમ પામી ચૂકેલી અને રૌરૌ નરકના અંધારભવનમાં ડૂબી ગયેલી બુદ્ધિનું એક દ્વાર ઊઘડયું, અને સાચો પ્રકાશ, દુનિયાની નિર્મળ હવા હું પિછાની શક્યો. બેનના રૂદને મારા હૈયાની ખડકીની સાંકળ ઉઘડી ગઇ; મારી વીતી ચૂકેલી જીંદગી ચાર વરસ સુધીની દિવસ અને રાત્રિ અને મારા શરીરે

અનુભવેલાં કાળરાત્રિઓના જીવનચિત્રો ઉપર મારી નજર ફરી વળી, મારી આંખોમાંથી અશ્રુધારા વહેતી રહી. મારાં નાપાક આંસુ અને મલીનતાથી ખરડાયેલા ખભા ઉપર મારી પવિત્ર ગંગાનાં નીર જેવી યોગીની જટા જેવી અને પૂર્ણિમાના ચંદ્ર જેવી બહેનના સ્પર્શે જે શાંતિ આપી અને નવજીવનનો જે સંચાર કર્યો તે કોઈ ડોક્ટરના ડોઝ ન કરી શકે તેવો હતો.

“ બહેન બચરવાળ હતી. સામાન્ય નોકરી એના પતિને હતી. પરંતુ એ બન્ને જણાએ મને તંદુરસ્ત બનાવવા માટે પોતાનાં તન, મન અને ધન ખર્ચવા માંડયા, એક ભલા વૃદ્ધ વૈદ્યની સલાહ પ્રમાણે મને છાશ ઉપર રાખ્યો અને ધીરે ધીરે મારી પાચનક્રિયા સુધરી. ત્રણ મહિનાના પ્રયોગે હું ફરી સજીવન બન્યો, હરતો ફરતો થયો, નવું લોહી આવ્યું હતું. છતાંયે મારા તનમનની કાળાશ સંપૂર્ણ અદૃશ્ય થઈ નહોતી. બહેન બનેવીની છત્રછાયા નીચે હું ફરતો થયો પરંતુ હું પહેલાનો જુવાન નહોતો. અમદાવાદનો વિદ્યાર્થી અને નિર્દોષ, નિષ્કલંકતાવાળું યૌવન નહોતું. ભડભડતી આગમાં શેકાઈ ગયા પછી ઉગારી લીધેલા વૃક્ષને નવાં પર્ણ-ડાળી ફૂટયાં હતાં ખરાં, પણ હજી એ આગની છાયા ગઈ નહોતી. પણ હવે શું ?

“‘હવે શું કરવું છે, ભાઈ ? પાછું મુંબઈ જવું છે ?’ બહેનનો એ પ્રશ્ન સાંભળતાં મારા દિલને એક ભયંકર કારમો આંચકો લાગ્યો, હૃદયનો ધડકો વધી ગયો; અને કપાળમાં પસીનો વળેલો તેને આસ્તેથી લૂછી મેં કહ્યું ‘બહેન, મુંબઈનું તું નામ હવે ન લઈશ. એ નરકની દુનિયાને સંભારીશ તો હું ફરી માંદો પડી જઈશ.”

“ બહેને કહ્યું: ‘ભાઈ, મુંબઈ નરક છે, એમ કેમ ?’

‘બહેન ! મુંબઈ ઈંદ્રપુરીનું બન્યું છે, ત્યાં સ્વર્ગીય વૈભવ પણ છે પરંતુ એ મુંબઈરૂપી ગુલાબમાં એવા ભયાનક કાંટા ભોંકાય છે તેની વેદના જીવનના અંત સુધી નથી શમતાં. માટે હું હવે મુંબઈ નથી જવાનો.”

“ કાંઈ નહિ, તો વીરા ! તું તારે દિલ ફાવે અને ગમે ત્યાં સુધી અહીં રહે”

"બીજા બે મહિના કાઢવા પછી બ્હેનને તેડી હું અમદાવાદ આવ્યો. પિતાની આગ્રહ અને બ્હેનની કાવકાઇથી સારા કુટુંબની કન્યા સાથે મારૂં વેવિશાળ થયું. મારાં લગ્ન થયાં અને એક ઊર્મિશીલ કુળવાન અને ડાહ્યી રૂક્ષ્મણીનો હું પતિ બની બેઠો છું; આવનારી નવવધૂ તો મને ચંદન જેવી સુગંધવાળો, વસિષ્ઠના વંશ જેવો વિશુદ્ધ અને રામ જેવો એક પત્નીવ્રતધારક માને છે. મારૂં અંતર ડામરના રંગ જેવું કાળું અને ગટરનાં પાણી જેવું ગંધ મારતું છે તેની એને ખબર નથી! એના ભલા ભોળા ભાવને હું જાણું છું અને એની સરિતા સરખી વહેતી વાક્ધારાને સાંભળું છું, ત્યારે એક ઊંડી આહ મારાથી નંખાઇ જાય છે."

બચુભાઈ એ સતત દોઢ કલાક સુધી પોતાની વિતક કથા કહી. એમની હકીકત અક્ષરશઃ એક નવલિકારૂપ બની રહે છે. અને જેમાં જુવાન વર્ગનાં અનેક ભયસ્થાનો છે, તે પૈકીમાં જુવાનોનો ભોગ લેનારી વિહ્વળ મહિલાની સત્ય ઘટના સમાયેલી છે. એ મેં એટલા માટે રજુ કરી છે કે આપણા સમાજમાં પરદા પાછળ આવાં કેટલાયે દુષ્કૃત્યો ચાલી રહેલાં હોય છે, તેમાં જુવાન વર્ગ કાચી અને અણસમજુ બુદ્ધિને લઇને ફસાય છે; અને જ્યારે એમને એ અજ્ઞાનતા સમજાય છે ત્યારે જે ગુમાવવાનું હોય છે તે ગુમાવી ચૂક્યા હોય છે.

આ હકીકતમાં હું સહરકુ બાઇને પણ વિશેષ દોષપાત્ર ગણતો નથી. એમાં પણ આપણા સમાજમાં ઘર કરી બેઠેલા વૃદ્ધ લગ્નનું જ પાપ સમાયેલું છે. પુરુષની કામલોલુપતા એની પાકટ થઈ ગયેલી ઉમરનો ખ્યાલ એને આવવા દેતી નથી; અને આવા પુરુષો બીજી વખતનું લગ્ન કરતાં જરીયે અચકાતા નથી. પોતાની પાસે અઢળકપણે વધી ગયેલાં નાણાં અને એ નાણાંની છૂટ એમની વિવેકબુદ્ધિને મચડી નાખે છે. તેઓ એવું જ સમજી બેઠા હોય છે કે અમારી પાસે લાખ્ખોની દોલત છે, તો પછી અમે શા માટે મનમાન્યું, આનંદમય, વિષયી જીવન ન જીવીએ—વિલાસ ન ભોગવીએ:

અને ધનનાં લોભી માતાપિતા તેમજ કુળવાનને કન્યા આપવી એ સાત પેઢીઓને તારવા બરાબર છે, એમ સમજનારાં કુટુંબો, ઉમરનો શારીરિક શક્તિનો કે જાતીય તંદુરસ્તીનો વિચાર કર્યા સિવાય સહેજ ઉતરતા મનાતા કુલના પણ લાયક નવજુવાનો નજર સામે હોવા છતાં એને ઉવેખીને ઉપરથી જણાતા ગોળમટોળ અને ચરબીથી ભરેલા આવા પુરુષો સાથે પોતાની જુવાન પુત્રીઓને જોડે છે, એ પુત્રીઓ પિતા માતાની લાજ અને મર્યાદાને અંગે જ મડા સાથે બીંડલે બંધાય છે અને તેને જ્યાં લઇ જવામાં આવે છે ત્યાં દોરાઇ જાય છે. આવા બનાવોમાં કેટલીક બિચારી ગરીબ સ્ત્રીઓ પોતાના મન, વાસના અને ભાવનાને મારી, કચડાઇ—છુંદાઈ જીંદગી પૂરી કરે છે અને કેટલીક સ્ત્રીઓ અકાળે વિધવા બને છે, જ્યારે જેમનો ઈન્દ્રિયો ઉપર કાબૂ નથી રહી શકતો તેવી સ્ત્રીઓ આ કિસ્સામાં જણાવેલા જેવા અને એને મળતા માર્ગે ચઢી જાય છે! એ રીતે પતનની વાટે એક વખત ચઢી ગયા પછી એ પાછી વળી શકતી નથી.

આ જુવાને પોતાની હકીકતમાં એ પણ જણાવેલું કે પોતાની શક્તિ ક્ષીણ થવા લાગી ત્યારથી એની શેઠાણી વારંવાર બહાર જઈ આવતી અને કુટણખાનાનો આશરો લઇ એ પોતાની ભૂખ સંતોષી આવતી! શેઠને તો એ બાબતનો ખાસ વાંધો રહ્યો જ નહોતો. કારણ કે પોતાના શરીરની સંપૂર્ણ નિર્બળતાને એ સારી રીતે જાણી ગયો હતો!

* *

મેં મારી પાસે દરદી તરીકે આવેલા અમદાવાદના વતની એ ભાઇની કેવળ સત્ય હકીકત ઉપરથી આ વસ્તુ રજુ કરી છે, અને તે આપણી વાતના ચાલતા પ્રવાહમાં પેલા મોહનદાસ, જે વિદ્યાભ્યાસ માટે વડોદરામાં આવી વસ્યા છે અને સેવંતીલાલની સંગતિથી જેમનું પતન એક પછી એક પગથી ઉતરતું નીચે ને નીચે જઈ રહેલ છે તે જુવાન વેશ્યાબજારમાં છૂપી રીતે રખડતા થવાની બીના રજુ કરવા સાથે આ કથાને સાંકળી છે. એ મૂળ વિષય ઉપર હવે હું આવું છું.

હું આગળ કહી ચૂક્યો છું કે આ બજારનો ભોમિયો પ્રથમ તો સેવંતીલાલે જ મનમોહનને બનાવ્યો હતો.

પ્રથમવાર એ જ્યારે સેવંતીલાલ સાથે રૂપબજારમાં ગયો ત્યારે એને એ બજારનો ચળકાટ અને ચમકાર નહોતો સમજાયો. પરંતુ એણે અનેક નવલકથાઓમાં વેશ્યાઓ–રૂપજીવિકાઓના ઉદ્ધાર માટે પ્રયાસ કરતાં અને સમાજનાં બંધનને ફગાવી દઈને આવી નારીઓ સાથે લગ્ન કરી લઈ, એમના કલુષિત વેશ્યાજીવનમાં પલટો આણવાનાં પ્રયાસી પુરુષપાત્રો એણે વાંચ્યાં હતાં છતાં પણ એ લોકો તે સમાજને સુધારવાને સફળ થયા નહોતા. ભાવનાથી તણાતા અને ઊંડી સમજણના અભાવે નાટક કે નવલકથામાં રૂપજીવનીઓનાં ચિત્રો અને કથા વાંચી જોઈ, એ વર્ગને સુધારવા કેટલાક જુવાનો આગળ આવતા પરંતુ વેશ્યાગારમાં વસતિ સ્ત્રીઓને તો લોહીના ધંધા ઉપર જ પેટના ખાડા પૂરવાના હોય છે! ગાલની લાલી કે ઓષ્ટની સુરખી અને ભારોભાર અભિનયની પુતળી સમી જણાતી જિગરમાં જલતી આગ અને એ આગ પછીની ઠરતી ખાખ સુધી કોઈ જુવાન–કોઈ પુરુષ પહોંચી નહોતી શક્યો.

જિજ્ઞાસા સંતોષવા ખાતર; જાણવા ખાતર, દિલ બહેલાવવા ખાતર કે સમજણપૂર્વક વેશ્યાજીવનમાં ડોકિયું કરી એનો ઉદ્ધાર કરવાની ભાવના લઈ જે જુવાન–જે પુરુષ એ માર્ગે જાય છે, એ બજારમાં પ્રવેશ કરે છે, તે ભાગ્યે જ–અપવાદ રૂપે જ શુદ્ધ ભાવે પાછો વળી શકે છે. કોલસાની વખારમાં કામ કરતો મજૂર, મહેતાજી કે કારકુન એ કાળાશને સર્વાંશે નહિ તો અમુક અંશે પણ પોતાના તનમન ઉપર વહોરી લે છે, તેમ આ માર્ગે જનાર કોઈ કદાચ દેહસંપર્કથી બચ્યો તો ત્યાંથી મનમાં થોડીક મલીનતા ભરીને પણ એ આવવાનો જ. કોઈ વિરલ પુરુષ જ એવો મળે–લાખે–એકાદ–કે જે આ માર્ગ ઉપર જતો હોય તો પણ એનાં તનમન અણિશુદ્ધ, નિરાળાં અને નિર્મળ રહી શક્યાં હોય. રૂપજીવનીઓનો બજાર એવો જ હોય છે, એ ભભૂકતી આગ

એટલી તિક્ષ્ણ હોય છે કે ત્યાં જનારને લાગે જ એ આગની ઉષ્ણતા ભરમ કર્યા વગર રહે છે.

વેશ્યા એ માનવી છે, એની માનવતાએ જન્મતાંની સાથે વિદા-યગીરી લીધી નથી. પરંતુ સમય, સંયોગ, સંગ, આપત્તિ અને સ્થિતિ એ સર્વ એને માનવતામાંથી દૂર હડસેલી દઈ, માત્ર ધંધાદારી [illegible] જીવતી બનાવે છે.

છતાંયે એ મનુષ્ય તો છે જ, પરંતુ મનુષ્યમાં રહેલું મનુષ્યત્વ એણે કચડી દીધું હોય છે અને કુરબાનીની વેદી ઉપર એ ચઢી બેસે છે. એને લાગણીઓને કચડી દેવી પડે છે, મમતાને છૂંદી નાંખવી પડે છે, માતૃત્વની ઇચ્છાને પૃથ્વીના પેટાળમાં ધકેલી દઈ ઉપર ધૂળ વાળવી પડે છે, પ્રેમના ઉજ્જ્વળ ભાવસ્વપ્નને ઉપહાસથી ઉવેખી દઈ દિલને નિષ્ઠુર બનાવી સ્ત્રીત્વના કુદરતી લાલિત્યને કચડી દઈને ધર્મ, દયા, માયા, સમાજ, દુનિયા અને દુનિયાનાં માનવીઓનાં ઊંડા અંતરમાં નાદ આપનાર ભગવાનને ભૂલી જવો પડે છે; અને એ બની રહે છે માત્ર વેશ્યાગાર—નરકાગારની એક લાવણ્યમયથી લલના!

એ હસે છે; ખૂબ મુક્ત હાસ્ય કરે છે અને એના પડઘા પુરુષના દિલ સુધી પહોંચાડીને તેને પોતાની પાસે ખેંચી લાવે તેટલું હસે છે. માત્ર નથી હોતું એ હાસ્યમાં ઊર્મિનું નિર્મળ મિશ્રણ.

સમાજના કરોડો ફિટકાર વચ્ચે પણ એના ગાલની લાલી, ઓષ્ટની સુરખી અને નયનની મજાક નથી ઓળસતાં, અને નથી ઓળ-સતું એના હૃદનું વલોણું! એક રાત્રિએ દેહ નીચોવાઈ ગયા છતાં બીજી રાત્રિના દીપ પ્રગટતાં એને તૈયાર થવું પડે છે. ભૂંસાયેલી ગાલની લાલી અને હોઠની સુરખી પુનઃ કૃત્રિમ રીતે તાજાં બને છે. માત્ર નથી હોતો એના ગાલની લાલીમાં, હોઠની સુરખીમાં કે નર્તનના નાચમાં ક્યાંય સ્ત્રીત્વનો લાગણીભર્યો પમરાટ આપતો જીવનભાવ!

યોગીથીયે અબાધ, તપસ્વીથીયે અધિક, જ્ઞાનીથીયે બળવાન, એનામાં વસી રહેલાં હોય છે સમભાવ—સમદૃષ્ટિ: એવી સમદૃષ્ટિ સમા-જના એક પણ અંગમાં જોવા નહિ મળે!

એને આંગણે ધર્માત્માઓ આવે છે અને પીસ્વા હાલરૂ પણ આવે, વૃદ્ધ આવે છે અને જુવાન પણ આવે છે; હાથી વયના હોવાસહિત અજાતા કુમારો પણ એ માર્ગે ચડી એની સમીપમાં આવે છે અને ઘરમાં રૂપ—ગુણથી લાવણ્યમયી યૌવનાને તરછોડીને સમાજની નજરમાં સજ્જન અણાતા રૂપવાન પુરુષો પણ આવે છે!

સુઘડ, સુરૂપ અને સ્વચ્છ પુરુષો સાથે એનો સહવાસ હોય છે, તેવી જ રીતે મલીન, વ્યસની, રોગી, બદબો મારતા અને જેનું મુખ પણ નિરખવું ના ગમે તેવા, ખોડીલા અને ખરાબ માનવ—પુરુષો એના મહેમાન બને છે. અંતરના રાગ કે દ્વેષ સિવાય એ સઘળાને સત્કારે છે. હસે છે, રમે વળગે છે, પ્યારની પરાકાષ્ઠા સુધી પહોંચે છે, અને અનેકની બનેલી—બનતી એ એક સમદષ્ટિથી, સમભાવે; સઘળા સાથે, સરખી રીતે પોતાના શરીરનું લીલામ કરે છે. એના વર્તનમાં જો કાંઈ વિષમ ભાવ લાગે તો તે નાણાંની ઓછી—વધતી માત્રાનુ કારણ હોય છે,

છતાંયે ગ્રાહકને સંપૂર્ણ સંતોષવા એને સદાય તત્પર રહેવું પડે છે, માત્ર ઉદર ભરવા ખાતર ગુલાબી યૌવનની સુરખી અને ખમગાટને વેડરી દેવાં પડે છે, હૃદયમાં આગ ઉઠતી હોય તોયે એને હસતું મુખ રાખી આવકાર આપવો પડે છે. આંખની જ્યોતને, તેજને ચમકાવીને મદભરી બનાવવી પડે છે. અનિચ્છનીય અટકચાળાં અને કુછંદી પુરુષની હદ વટાવી ચૂકેલી બિભત્સ તોફાનખોરીને હસતા મ્હોંએ ઝીલવાં પડે છે.

જીવનનિર્વાહની ખાતર આ યાતનાઓ સહન કરતી, સમાજની તરછોડાયેલી પ્રકૃતિના સંતાન સમી માતા બનવાને યોગ્ય આ નારી વેશ્યા બન્યા પછી દેહનાં વેચાણ પછી એમના દુઃખની પરાકાષ્ટા જે ઉત્તરાવસ્થામાં આવી ઉભી રહે છે તે તો કમકમાં પેદા કરે તેવી હોય છે.

સ્વરૂપવાન લાગતી આ સુંદરીઓ થોડાં જ વર્ષમાં એવી ભયાનક દશામાં આવી પડે છે કે જેને જીવતું જાગતું દોઝખભર્યું જીવન કહી શકાય.

શરીર એ પ્રકૃતિની બનાવટ છે. દેહના ધર્મને મર્યાદા હોય છે. વિષયગામી બની અત્યધિક ઘસાતો દેહ થોડા વખતમાં ચૂંથાઈ જાય છે અને યૌવન વિદાય લે છે. ગાલ ઉપર જે કુદરતી લાલાશ હોય છે, ત્યાં કાળાશ આવી વસે છે. ઓષ્ટની સુરખીની જગ્યાએ દુર્ગંધ બણબણે છે, આંખો ઊંડી ઉતરતી જાય છે, ઇન્દ્રિયો અને એમનાં સ્થાનોનો થનગનાટ શિથિલ બનતો જાય છે અને આ રીતે વાસી અન્નની બદબોસમી આ નારી જ્યારે છેક ઉતરતી કક્ષાએ પહોંચે છે ત્યારે એની સામે કોઇ જોતું પણ નથી. એને માટે ભીખ માગવું પણ સહેલુ નથી. ધંધાથી પરવારી ચુકેલી અને એની છાપ તન–બદન પર લઇ ચૂકેલી લોકદષ્ટીમાં અધમ મનાતી નારીના ભિક્ષાના પાત્રમાં પણ કોઈ કશું આપતું નથી.

ધીરે ધીરે આ ધંધે ચઢયા પછી માત્ર થોડાક સમયમાં જ એની જનનેન્દ્રિયમાં ઉપદંશ અને સિફિલિસનો ચેપ લાગે છે, અને આ ચેપ પરસ્પરના સંસર્ગને લઈને લગભગ હરેક આ ધંધાની સ્ત્રીઓ-માં ફેલાઈ ચૂક્યો હોય છે. તેમને ત્યાં આવતા પુરુષો માત્ર એક જ વખતના સંસર્ગથી પણ આ ચેપ પોતાની સાથે લઈ જાય છે અને વળી એ પુરુષ જો સંસારી હોય છે. તો પોતાની પત્નીને પણ એ ચેપ આપે છે, એ રીતે સમાજે પોતાના જ વર્ગમાંથી ઉવેખી–ફેંકી દીધેલી વેશ્યા બનેલી નારી આ ભયાનક વ્યાધિનો ફેલાવો કરીને સમાજ પ્રત્યેની નફરતનો ઝેરી બદલો વાળે છે !

જેમ જેમ પાકટ ઉંમરની વેશ્યા બનતી જાય છે તેમ તેમ એના શરીરનો ચેપી વ્યાધિ વધુ વ્યાપક બને છે, એના ગુપ્ત ભાગ-માંથી સતત પરૂ અને દુર્ગંધયુક્ત પ્રવાહ વહેવા લાગે છે:

પાન ચાવી, લાલ બનાવાતા હોઠ વધુ અને વધુ કાળા બને છે. દાંતના પારામાંથી પરૂ વહેતું થાય છે, નાક કાળું પડી જાય છે, મહો-ન્મત જણાતી છાતી સુકાઈને ચીથરું થાય છે. શરીર ઉપર ચાંદાં પડે છે. માથાના વાળ ખરી પડે છે, અને રૂપાળુ લાગતુ કાયાનું કલેવર ભયંકર પિશાચિનીરૂપ બને છે !

છતાંયે હજુ બને તેટલી રીતે બહારની એબો અને રોગોને ઢાંકીને બને તેટલી કળા અને કરામતનો સાથ લઈને ગ્રાહકને લલચાવવા પ્રયત્ન કરે છે. એનું શરીર ચૂંથાઇ જવા છતાં વ્યાધિએ સવારી કરી હોવા છતાં અને યૌવન વિલય થઇ ગયેલુ હોવા છતાં પણ એનો પેટનો પાટો રોજ એની પાસે ખોરાક માગે છે, એને આ જીવન અકારૂં લાગતું હોય તોયે એને જીવવું પડે છે અને ભીખ અથવા આપઘાત સિવાય એના માટે બીજું સ્થાન બાકી નથી રહેતું.

આ વર્ગમાં બીજો એક વર્ગ છે, જેને પુરાણો તથા જૂના ગ્રંથોમાં વારાંગના અથવા નર્તકી તરીકે સંબોધેલ છે. કેવળ વેશ્યાજીવન કરતાં આ નારીઓનું જીવન જુદા પ્રકારનું છે. આ વર્ગ સમાજના ઊંચા વર્ગ સાથે જુદા રૂપે સંસર્ગમાં આવે છે, અને સમાજ એને હળવા હૈયે તથા ઓછી ટીકાએ થોડો અપનાવે પણ છે.

આ વર્ગનુ આજીવિકાનું સાધન નૃત્ય અને ગાન-વાદ્ય હોય છે. ગાન-વાદ્યની કળા અને તેમાં રહેલી શાસ્ત્રીયતાને પરંપરાગત આ વર્ગ સાચવતો આવ્યો છે. પોતાના આવાસે અથવા રાજા-મહારાજા, શેઠીઆ શાહુકારોની મહેલાત કે બંગલાઓમાં જઈ, એ પોતાની કળાને વેચે છે અને એના બદલામાં મનમાન્યાં નાણાં મેળવે છે. મબલખ મળતાં નાણાંથી એ મોજશોખ ઉડાવી શકે છે, સ્વતંત્ર પણ રહી શકે છે, અને પોતાના ધંધાના સાથીદારો-વાજીંત્ર બજીવૈયાઓને પોષે છે. ઘણી વારાંગના અને નર્તકીઓ દોલતમંદ બની બેસે છે, અને મોટાં શહેરોમાં પોતાનાં આલીશાન મકાનો વસાવી મોજનાં-શોખનાં પૂરતાં સાધનો રાખી, સ્વતંત્ર અને મોજીલું જીવન ભોગવતી હોય છે. વેશ્યાજીવન જેવું એનું જીવન નથી હોતું, તો પણ નિર્દોષ જીવન અથવા સમાજને ઉપકારી જીવન તો એ નથીજ બનતું. આવી નૃત્યગાન ઉપર નિર્વાહ ચલાવનારી વારાંગનાઓ પણ સમય મળ્યે અને પોતાની નાણાંની ભૂખ સંતોષે એવો કોઈ શ્રીમંતનો નબીરો કે રાજપતિ મળી જાય તો એની સાથે આવો મેળ શરૂ કરે છે અને

એની રખાત બની રહે છે. આવી વારાંગનાઓના બાહુપાશમાં જકડાઈ, દોલતને ફના કરી નાખી, ચીંથરેહાલ બની ગયેલા શ્રીમંતો શાહુકારના અનેક નબીરાઓ અને પ્રાયઃ કોઈ ધર્મની પેઢીના આચાર્યોના દાખલા આપણા દેશમાંથી મળી આવે છે. આજથી અમુક વર્ષો પહેલાં અમદાવાદમાં ત્રણ દરવાજાથી ભદ્ર તરફ જતાં ડાબે હાથે પહેલો ખાંચો આવે છે ત્યાં એક ધર્મના આચાર્યશ્રી અવારનવાર દર્શન દેતા એની જાણ તેમના હયાત અનુયાયીઓને તો હશેજ.

વેશ્યા અને નર્તકી બંનેના માર્ગ એની નજીક જવાના જુદા જુદા હોવા છતાં એ બંનેમાં રહેલાં ભયસ્થાનો, બંનેમાં ઊંડા છુપાઈ રહેલો વિનાશનો પિશાચ એક સરખો હોય છે. બંનેમાંથી એકની પણ લતે ચઢેલો પુરુષ સુખના સાનિધ્ય તરફ તો નથી જતો, પરિણામે વિષ આપતી આ બંને વર્ગની નારીઓ, એક બીજાની પડોશી છે. એક બીજાના મકાનો ભલે જુદાં હોય, પણ બંનેનો ફરો એક છે. પ્રવેશદ્વાર ભલે જુદાં જણાતા હોય પણ ઓરડાની કરામત એક જ છે. કેવળ કળાની ખેવના લઈ, નિર્મળ અને નિર્દોષ આનંદ અર્પનારી વારાંગના...રૂપજીવિની, જેના ઉચ્ચ ભાવ અને ઊંચી માનવતા કે સ્ત્રીત્વની માર્દવતા, ગ્રંથકારોએ કથાનકમાં કોઈ કોઈ વખતે આલેખેલી છે, તે વાદળની છાયાનો આશ્રય લેવા કોઈ પણ નવજુવાન લલચાય નહિ એવું તેને સૂચવવું આવશ્યક છે.

હજારો હૈયાંને દાહક આવાજ જે ઝણકાર બની છે, તેના ભાલપ્રદેશમાં સૌભાગ્યનો ચંદ્રક જોવા જો કોઈ જુવાન લલચાય, જેને રોજ નવી દુનિયા, રોજ નવા સાથી અને રોજની સૌભાગ્યરાત્રિ હોય છે, તેમાં એકનિષ્ઠાની, એક પતિની પત્ની બનાવવાની અને પોતાને જવાબદાર રહેવાની આશા જુવાન રાખે તો તે જુવાનને પ્રજ્વલતા દીવાનું અજ્ઞાન પતંગીયું બનવાના જ કોડ અને મોહ સમજવા. એ આજ નહિ તો આવતી કાલે, એક નહિ અને બીજી ઘડીએ પોતાની પાંખ જલાવી પતન પામવાનો જ છે.

એમાંથી તેઓ જ મુક્ત રહી શકે છે, કે જેઓ આ જીવનની દુનિયાથી, એ દુનિયાના સમૂળા સ્પર્શથી અલગા રહે. જેઓ પોતાની નીતિઓ અને મનની ઢાવકાઈ, ઇન્દ્રિયોનો નિગ્રહ અને સંયમ જાળવવાની પોતાની વધુપડતી કીંમત આંકી, મનમાં છૂપાયેલી લુચ્ચાઇને નહિ સમજતા, એ માર્ગે ચઢે છે, એ બજારના ચોગાનમાં જઈ ઉભા રહે છે તેઓ તેમાં જરૂર ખેંચાય છે. તેઓ આત્મવંચના કરનારા બને છે.

કારણ કે નારી એ પુરુષનું લોહચુંબક છે. એના વિરુદ્ધના દાખલાઓ અપવાદરૂપે કદાચ હશે, અને અપવાદરૂપે કોઈ મહાપુરુષ કાજળની કોટડીમાં પુરાઈ ને પણ કાલિમા લીધા સિવાય બહાર આવ્યો હશે પરંતુ એ અપવાદરૂપ દાખલાઓના આધારે વિષના પારખાં ન હોય, જાણે અજાણે ખવાઇ ચૂકેલું ઝેર શરીરને ઝેરી બનાવી મૂકે છે, એમ જાણે અજાણે એ કેડીએ ચઢી ચૂકેલા નરમાંથી નવસો ને નવાણું નિર્દોષ રહીને પાછા નથી ફરી શકતા એ સત્ય છે.

વેશ્યા અને વારાંગનાજીવનની ઉત્પત્તિ કંઈ આજની તો નથી. ઈતિહાસોમાં અને પુરાણોમાંથી અનેક ઉદાહરણો પ્રાપ્ત થાય છે, કામવાસનાનો ઉદય અને તેની તૃપ્તિનો જ્યારથી માનવીમાં આવિર્ભાવ થયો હશે. ત્યારથી આ સંસ્થા કદાચ શરૂ થઇ હોય તો ના નહિ, પરંતુ જેમ જેમ નૈસર્ગિક માનવઆકાર ઉપર માનવીએ જેટલી કૃત્રિમતા–સુંદરતા વધારી તેટલી જ હદે કામતૃપ્તિની લાલસા વધુ વલખાં મારતી બની. અને એના જ પરિણામરૂપ વેશ્યા તથા વારાંગનાનો સમૂહ ખુલ્લે ખુલ્લી રીતે અને સંસારીમાં પણ છૂપી રીતે વેશ્યાજીવનના–વારાંગનાજીવનના ભાવો વધ્યા.

સન્નારીનું સદ્‌ગુણી. એકનિષ્ઠ પતિવ્રતનાં નિર્મળ નીરના વીરડા ઉલેચાઈ ગયાઃ અને તે જગ્યાએ પ્રપંચ. કપટ, જૂઠું બોલવું. ખટપટ, સ્વચ્છંદી, મનોવૃત્તિ વાસના ઉપર બેકાબૂપણું, ઇન્દ્રિયોનો વેગ અને નીતિમત્તાનું દેવાળું, આજે ઘરસંસારી–પતિ–પત્ની, ધણી–ધણીયાણી બની બેઠેલાં નર–નારીમાં ક્યાં ઓછાં જોવામાં આવે છે!

આ બધા અપરાધમય જીવન તરફ વળી રહેલો સમાજ અને સમાજનાં નર–નારીમાં માત્ર કેવળ પુરુષપાત્રના અપરાધે જ તમો-રાજ્ય શરૂ કર્યું છે એમ એકમાર્ગી ન્યાય કેમ અપાય ? સ્ત્રીઓનો પણ એમાં હિસ્સો તો ખરોજ ને?

શારીરિક નૈસર્ગિકતાનો આજે જે ધ્વંસ થઇ ગયેલો જણાય છે, જગતમાં શિષ્ટતા સાથે ફેશને પ્રવેશ કર્યો છે અને ફેશનની સાથે સાથે સ્ત્રી અને પુરુષ બન્નેમાં ભ્રમરવૃત્તિ જે વધી ગયેલી જણાય છે, પોતે એક ગૃહિણી હોવા છતાં એક રૂડા કુટુંબની સન્નારી હોવા છતાં તેના અંતરંગમાં એક નાજુક વળાંક લઈ રહેલી–સુંવાળા, પરાયા સ્પર્શની જરી જેટલીયે વળાંક લેતી વૃત્તિ એને વેશ્યાજીવનના ભાવો તરફ આગળ જતાં કેમ નહિ ઘસડી જાય. ?

આજનો જુવાન વેશ્યા બજારમાં નથી જતો, તોયે એને થિયે-ટર માંહેના પરદા પર નાયિકા બની આવેલી વારાંગનાના દેહલાલિત્ય ઉપર મધુકર વૃત્તિ જાગે છે, અને તેની છુપાયેલી વૃત્તિમાં સળવળાટ જણાય છે. મિત્રો સાથે એને વેશ્યાજીવનની ચર્ચામાં ભારે સ્વાદ આવે છે અને એવી કથાઓ સાંભળવા અને રાચવા તરફ દિલ દોરવાય છે. એવો જુવાન સવેળા ચેતીને અળગો નહિ બને તો આવતી કાલ સંજોગોવશાત્ કદાચ એ તરફના માર્ગે થઈ એને જવાનું હશે તો પેલી જરા સરખી છુપાયેલી ચિનગારી કેમ આગ નહિ પેટાવે ?

સાવધાન અને સજાગ જીવન જીવનાર જુવાન જ જુવાનીનાં આવાં ભયસ્થાનોથી બચી શકે છે.

વડોદરાના એક વિશાલ મહાલયમાં આજે, દીવાકર પોતાની રશ્મિથી પૃથ્વીપટને અજવાળે તે પહેલાં જ ભારે પ્રવૃત્તિ અને ધમાલ શરૂ થઇ ગઇ હતી. મુખ્ય પ્રવેશદ્વારને વધુ સોહામણો બનાવવા માટે કૃત્રિમતાએ ઉપજાવેલો આલીશાન દરવાજો વિવિધ રંગબેરંગી રંગો પૂરી તૈયાર કર્યો હતો. પુષ્પોનો થાળ લઈ સ્વર્ગેથી ઉતરી આવતી પાંખોથી ઉડતી પરિઓનો દેખાવ દરવાજા ઉપર અત્યંત મનોહર

લાગતો હતો અને પ્રાતઃ થયે સ્તે પસાર થતા પંથીઓનુ ધ્યાન ખેંચતો હતો.

આમ્રપર્ણું તથા આસોપાવનાં તાજાં તોરણો અને એ તોરણો સાથે જોડેલા પુષ્પગુચ્છોઓથી મંગલ પ્રસંગની યાદ દેવડાવતો દરવાજો ભવ્ય ભાસવા ઉપરાંત આનંદનગરમાં પ્રવેશ કરવાનું આવાહન આપતો હોય એમ સહેજે જોનારને લાગતું હતું.

એક તરફ બેન્ડ બજાવનાર ટુકડી, બીજી બાજુ બંસી અને મસકના વાજીંત્રની ટુકડી—દરવાજાની બન્ને તરફ ગોઠવાયેલી માલૂમ પડતી હતી. થોડા થોડા અંતરે વાજીંત્રો તીવ્ર અને મધ્યમ સુરાવટથી વાતાવરણ ગાજતું બનાવતાં હતાં. એ સેવંતીલાલનું નિવાસસ્થાન હતું. આજે સેવંતીલાલની વર્ષગાંઠ હતી, ધનિક પિતાના એકના એક લાડકવાયા પુત્ર સેવંતીલાલની દર વરસે વરસગાંઠ ઉજવાતીઃ અને આનંદના ઓઘ ઉમટતા હતા.

નિમંત્રિત મહેમાનો બધાં જ એક વખતે આવવાનાં અધિકારી નહોતાં; પરંતુ તેમાંય અંગત મિત્રો; ધનિષ્ટ સંબંધીઓ, જિગરજાન દોસ્તોએ તો આગલી રાત્રિથી જ આવીને ઘરમાં ધામા નાંખ્યા હતા. જ્યારે સવારથી તેમાં ઉમેરો થતો જતો હતો. કર્મચારીઓની સંખ્યા નાની સૂની નહોતી. સેવકસેવિકાઓ ઉપરાંત રસોયા, પીરસણીયા, આજ્ઞાવાહક, સ્વચ્છતા જાળવનાર અને એ બધા ઉપર માત્ર મેનેજર તરીકે, જાતે કામ નહિ કરતાં પોતાના હાથ નીચેના માણસો બરાબર કામ કરે છે કે નહિ તેની સંભાળ રાખનાર વર્ગ પણ ઠીક ઠીક હતો.

પુરુષવર્ગ અને સ્ત્રીવર્ગ માટે એ મહેલાતમાં જુદી જુદી ગોઠવણો કરવામાં આવી હતી અને દરેક વર્ગની વ્યવસ્થા, ચાકરી અને આતિથ્ય–સત્કાર માટે ખાસ બુદ્ધિશાળી જુદા જુદા માણસો ગોઠવી દીધા હતા. તેની સાથે ચાહ, કોફી, કોકો, દૂધ—એ ગરમ પીણાં તૈયાર કરવા માટે જેમ અલગ ગોઠવણ હતી, તેમ સોડા, લેમન જીંજર, રાસ્પબરી; વીમટો, શરબત, આઇસ, આઈસક્રીમ, આદિ માટે

માટે જુદા રૂમની ગોઠવણ હતી, બપોરનું સહભોજન ભગોથી વધુ માણસ માટે કરવાનું હતું. તેને માટે વિવિધ સામગ્રીની રસોઈ કયારની શરૂ થઈ ગઈ હતી. નવ વાગતાં રસોઈ થઈ જવાની આશા હતી અને બાદ અગીયારે પાટલાપાણી અને અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે ટેબલ ખુરશીની ગોઠવણ પણ હતી.

દરેક વિભાગ ઉપર મેનેજર હતો. મેનેજરની નીચે કામ કરનારા કુશળ માણસો હતા, અને પાછો તમામ વિભાગ ઉપર આજ્ઞા કરનાર જનરલ મેનેજર હતો. આ જનરલ મેનેજરોમાં સેવંતીલાલની ઇચ્છાથી એના [illegible] માંથી જ કુશળ જુવાનો શોધી કાઢી નિયત કર્યા હતા. આ વર્ષે ખાસ સુરેન્દ્ર અને મનમોહન ઉપર આખા પ્રસંગને વ્યવસ્થિત રાખી, કોઈ પણ ઉણપ ન આવે તે રીતે કામ ચલાવવાનો ભાર મૂકવામાં આવ્યો હતો, સ્ત્રીવર્ગને સત્કારવા તથા આતિથ્ય કરવાનું કાર્ય સરયુબાળાએ પોતાના શિરે રાખ્યું હતું.

માત્ર સેવંતીલાલ મૌખિક રીતે કેટલીક વખત મનમોહન, સુરેન્દ્ર અને સરયુને સૂચનાઓ કર્યે જતો. અને તેનો એક ક્ષણનો પણ વિલંબ કર્યા સિવાય અમલ થતો હતો.

સેવંતીલાલના પિતા તથા માતા જુદા જુદા સ્થળેથી આવતા સદ્‌ગૃહસ્થો, સન્નારીઓ, રાજપુરુષો અને અન્ય સંબંધી સ્ત્રી પુરુષોની સામે જઈ, હાથ જોડી મૌખિક સત્કાર કરતાં અને વખતસર આવી પહોંચવા માટે આભાર પ્રદર્શિત કરતાં.

ઉમર, લાયકાત અને સંબંધ પ્રમાણે જુદા જુદા સ્થળમાં આવનાર વર્ગ વહેંચાઈ જતો.

એક ભવ્ય દિવાનખાનાનો રૂમ વિવિધ રીતે શણગારી, આરામ ખુરશીઓ, સોફા સેટો અને ગાદી તકીયાથી સરસ ગોઠવાયો હતો. ત્યાં સઘળા મહેમાનો પ્રથમ આવતા અને ઘરધણી સાથે પ્રાથમિક [illegible] કરી, થોડું બેસી, પછી અંદરના જુદા જુદા રૂમમાં વહેંચાઈ જતા.

દીવાનખાનાની લગોલગ બન્ને તરફ જુદા જુદા રૂમની સજાવટ હતી. ડાબી બાજુથી શરૂ થતા રૂમમાં જુવાન મિત્રમંડળી અને જુવાન યુવતિઓ માટે ગોઠવણ હતી. જમણી બાજુની લગોલગ શરૂ થતા રૂમોમાં આધેડ ઉમરનાં સ્ત્રી અને પુરુષો માટે બેસવાની, આરામ કરવાની, આડે પડખે થવાની ગોઠવણ હતી.

સવારથી જ ચહા, કોફી, દૂધ, નાસ્તો આવતા મહેમાનો માટે શરૂ થઈ ગયાં હતાં. નવા આગંતુક આવતાંની સાથે ઓર્ડર છૂટતો અને આવનારની સમીપે વિવિધ પદાર્થો સુંદર પાત્રોમાં રજુ થતા. આવનાર પોતાની ઇચ્છા પ્રમાણે એને ઇન્સાફ આપતા અને પાછું ત્યાં સ્વચ્છ સ્થળ બની જતું.

અનેક માણુસોની આવ-જા હતી. અનેક પ્રકૃતિનાં માણુસો હતાં. આખું સ્થળ ધમધમી રહ્યું હતું, છતાં વ્યવસ્થા એટલી સરસ અને એટલી કાર્યક્ષમ હતી કે યંત્રની માફક કામ ચાલતું હોય એમ લાગતું. કોલાહલ, અવાજ, બૂમબરાડા કે ધમપછાડા જરાય ન મળે.

સુરેન્દ્ર, મનમોહન અને સરયુબાળા એવી સરસ રીતે મેનેજ-મેન્ટ કરતાં હતાં કે એમની વ્યવસ્થા શક્તિએ આગળ ઉપર ઉજવાયેલા આવા જ પ્રસંગોને ઝાંખા પાડી દીધા હતા.

સરયુનાં માતાપિતા પણુ વહેલી સવારથી જ અત્રે આવ્યાં હતાં સરયુની કામ કરવાની શક્તિ અને એની ઝડપ એકી નજરે જોઈ રહેલી એની માતાએ સરયુના પિતાનો અચાનક વચલા રૂમમાં ભેટો થઈ જતાં ધીમે રહીને કહ્યું:

" અહાહાહા ! આ સરયુ તો જુવો સરયુ ! વાલામોઇ શું કામ કરે છેને ! હું તો ક્યારની જોઇ જ રહી છું. કેટલી ઝડપથી એ કામ પતાવે છે ! આટલાં બધાં માનવી મેંમાન છે, પણુ બધાંયને કાંઇ કે'તા કાંઇ ચીજની ઊણુપ જ ન મળે. એનો સપાટો અને ઝપાટો ! આટલી બધી આવડત તો મેં કોઈ દી એનામાં જોઈ નહોતી."

પત્નીના મોઢેથી પુત્રીનાં વખાણુ સાંભળી સરયુના પિતાએ કહ્યું:

" ભાઈ, ત્યારે જ તો હું વારંવાર કહું છું કે 'એ સરયુની મા ! તમે આકળાં ઉતાવળાં ન થાઓ. આ નવી કેળવણીમાં સુધરેલાં છોકરાં તો બહુ અજબ છે, હો ! એમને તમે જ્યારે ઊંડા ઉતરીને નિરખો ત્યારે જ એમનામાં આવેલી હુશિયારીની તમને ભાળ મળે. ન હોય તમારો જુનો જમાનો કે રોટલા ઘડ્યા, લાજનો ઘૂમટો તાણ્યો અને ઓરડે બેસીને કુંઆરા ભણ્યા એટલે પત્યું ! આ તો ભાઈ નવીન રંગત અને નવો જમાનો ! હા, હા, હા," કહી તે હસ્યા.

અને સરયુની બાથી પણ હસ્યા વગર ન રહેવાયું અને એમના બોખા મોઢામાં સેવંતીલાલની માતાએ આગ્રહપૂર્વક ખવરાવેલા પાનનો મોટો ડુચડો ચાવ્યા વગર અંદર ભરાઈ બેઠો હતો તે બહાર નીકળી પડ્યો, એથી નીચે મખમલની પાથરેલી જાજમ બગડી !

" બળ્યું, તમે આટલાં વરસ કાઢ્યાં તોયે એવા જ રહ્યા !" કહી ધીમેથી પાનનો ડુચડો નીચેથી આડું અવળું જોઈ, કોઈ જોનાર નથી જાણી મોઢે સંઘરી દીધો અને ચાલતી પકડી. પાછું વાળી એમણે પતિ સામે મોઢું મલકાવ્યું. હજીએ સરયુના પિતા 'હા ...હા...હા, ખડખડ હસતા જ હતા.

ભોજનનો વખત થયો. ભોજનના રૂમમાં પાટલાની પંગત થઈ. બીજા રૂમમાં ટેબલ–ખુરશી ગોઠવાયાં. ભોજનમાં ભાગ લેનાર વર્ગ ગોઠવાઇ ગયો. ઝપાટાબંધ પીરસણુ ચાલુ થયું, અનેકવિધ શાકભાજી, બે–ત્રણ જાતનાં પકવાન અને ફરસાણ, ચટણીઓની સજાવટ, રાયતું અને ચટાકા, પાપડ અને કચોરી ઇત્યાદી વિવિધ ખાદ્ય–પેય, ચોસ્ય, લેહ્ય પદાર્થોની સજાવટ હતી કે જમનારને ક્યું પ્રથમ જમવું એ જ સમજ ન પડે; સ્વરુચિને અનુકૂળ મહેમાનો આહાર લેવા લાગ્યા. વચમાં બરફમિશ્રિત અને સુગંધીવાળાથી સુવાસીત બનાવેલું જળ ગુલાબજળ સાથે મિશ્રણ કરી પીવામાં આપાતુ હતું, આરસના પાટલા હતા અને જમવાનાં થાળો તથા પાણી પીવાનાં વાટકો–પ્યાલા બધા વિશુદ્ધ ચાંદીના બનેલાં, જોમ આગળથી ગજક મારતાં જણાતાં

હતાં. દરેક ગૃહસ્થને પાટલે એકેક હાથ લુછવા માટે નવો નેપકીન પડ્યો હતો. છત ઉપર પંખા ફરફરાટ કરતા હવા રેલાવતા હતા. બારીઓ ઉપર ખસની ટટ્ટીઓ લટકતી હતી.

જમ્યા પછી સુવર્ણથાળમાં પાન, સોપારી, એલચીનો થાળ મધ્યખંડમાં રાખેલો હતો, બધાં ત્યાં મુખવાસ લેવા આવીને ચાલ્યાં જતાં.

આ રીતે બપોરનું ભોજનકાર્ય પતી ગયું. મોટી સંખ્યામાં મહેમાનો ભોજન લઈ, કોઈ સેવંતીલાલની, કોઈ એમના પિતાની રજા લઈ વિદાય લેવા લાગ્યા, અનેક ગૃહસ્થો તરફથી સેવંતીલાલને અભિનંદન સાથે વિવિધ વસ્તુઓની ભેટ મળતી, તે સ્વીકારવામાં આવતી. ખાસ મુનીમ આ વસ્તુઓની નોંધ બારિકાઈથી કરી સાચવતો.

વર્ષગાંઠનો બપોરનો જલસો પૂરો થયો. બધા વામકુક્ષી કરવા લાગ્યા. પાછળથી એક જ પંક્તિમાં સરયુ સેવંતીલાલ, મનમોહન અને સુરેન્દ્ર જમવા બેઠાં, બીજાં પણ આઠ-દશ મિત્રો-જુવાન સ્ત્રી પુરુષો જમવામાં હતાં. અત્યારે તો બધાં આ ભવ્ય જલસો સફળ ઉજવાઈ રહ્યો હતો, તેને માટે સરયુબાળાના મ્હોંફાટ વખાણ કરતાં હતાં. સરયુ પોતાની પ્રશંસાને નીચે મુખે સાંભળતી ભોજન લેતી હતી, હજી રાત્રિનો જલસો તો બાકી હતો.

* * *

સેવંતીલાલના જન્મદિવસનો જલસો અથવા કહો કે વર્ષગાંઠ ઉજવવાનો દિવસનો જલસો લગભગ પૂરો થઈ ગયો. આમંત્રિતોની સંખ્યાનો મોટો ભાગ માત્ર આ ભોજનસમારંભ, આદર, સત્કાર, હાર-તોરા, કુશળતાની અત્તરદાની, આવો-પધારો, આવજો, અને ભેટસોગાદો લેવા-દેવનો વિધિ કરી, વિદાય લઈ ગયો. હવે તો સાંજના જલસામાં ખાસ કરીને સેવંતીલાલના ખાસ અંગત મિત્રો અને જુવાન વર્ગ એવો પણ હતો કે જે સેવંતીલાલનાં માતા પિતા સાથે ગાઢ સંબંધ ધરાવનાર હતો એટલે કે લગભગ સો-સવાસો માણસોની

હાજરી હતી અને એ સર્વેને સેવા અર્પવા અને દોડાદોડ કરવા જોઇતાં સાધનસામગ્રી વખતસર જરૂરિયાત પ્રમાણે વગર માગ્યે પહોંચતી થઇ જાય તે માટે સેવકવર્ગ રોકવામાં આવ્યો હતો. રાત્રિના આગમનને સૂચવતી સંધ્યા આવી અને મહેલાતમાં દીપમાળ પ્રગટી ઉઠી. ઇલેક્ટ્રીકના જોડાણની એવી તો સરસ સજાવટ કરી હતી કે આખી મહેલાત ઝળાંહળાં કરવા લાગી. આધેડ, વૃદ્ધો અને ઉમરલાયક સભ્યો માટે ઇલાયદી ગોઠવણ હતી. વિવિધ જાતનાં પીણાં હાજર હતાં, ઉપાહાર માટે સંપૂર્ણ સગવડ હતી અને આજ્ઞાને ઉચકી લેનારા સેવકો ખડે પગે તૈયાર હતા.

એક અલગ જુદો વિભાગ જુવાન વર્ગ અને સેવંતીલાલના મિત્રમંડળની બેઠક માટે હતો. રોનકદાર વિવિધ સામગ્રીઓ અને આરામાસનોથી સુસજ્જ, મનને આહ્લાદ અને આનંદ ઉપજાવે તેવો બીજો રૂમ આ ખંડની લગોલગ, અને પરસ્પર આવ-જા થઇ શકે, તેમજ આ મુખ્ય ખંડમાં ચાલતી સર્વ ક્રિયા જોઇ શકાય એવો ખંડ હતો. ત્યાં સેવંતીલાલની સહાધ્યાયિની સ્ત્રી-મૈત્રિણીઓ, જુવાન સ્ત્રીઓ અને છોકરીઓને માટે સગવડ હતી.

રાત્રિના નવ થયા અને આગળથી કરેલી ગોઠવણ પ્રમાણે નીનાજાન સેવંતીલાલની મોકલાવેલી મોટરમાં પોતાના સઘળા સાજ અને બજવૈયા સાથીદારો સાથે આવી ગઇ. રાત્રિના નવ વાગે એનુ સંગીત શરૂ થયું.

બારીઓ ઉપર ખસની ટટ્ટીઓ લગાવી હતી. ઉપરથી ફુવારો પાણી છાંટતો હતો, જુદા જુદા ટેબલ ઉપર રાખેલી ફૂલદાનીઓમાં આગળથી ભરાઇ ગયેલાં; અત્તરો-જભો મીઠી મહેક વરસાવતાં હતાં, પોપટીયા કલરની બત્તીઓ અનેરો પ્રકાશ ફેલાવતી હતી. મખમલના ગાલીચા ઉપર માથાના વાળ સમારવા છતાંયે આગળથી વારંવાર ભાલપ્રદેશ ઉપર છટકી આવતા, એને હાથથી સમારતો અને યૌવનની મસ્તીથી જેનો ચહેરો આજે કામદેવના સ્વરૂપસમો બની રહ્યો છે.

તે સેવંતીલાલ, ભરાવદાર શરીરવાળો પોતાની આંગળી ઉપર પિતાજીના આગ્રહથી મૂલ્યવાન વીંટી ધારણ કરી, શરબતી મલમલનું એક પહેરણ અને ઢાકાની ખાસ બનાવટની સોનેરી કિનારની ધોતી પહેરી એક પગ અવળો રાખી; પાછળ રાખેલા તકીયાને અઢેલી બેઠો છે. તેની બાજુમાં મનમોહન અને સુરેન્દ્ર મિત્રો અને પ્રશંસકો એક જ હારમાં ગોઠવાઈ ગયા છે. પડખે જ રાખેલા ઉંચી કીંમતના સોફાઓ ઉપર કેટલાક અન્ય મિત્રો બેઠા છે. દ્વાર ઉપર આજ્ઞાને ઉઠાવનાર કહ્યાગરા અને રૂચિને જાણનારા પરિચારકો ઉભા છે, અરધા અરધા કલાકને અંતરે વ્યવસ્થાખંડમાં સોડાની બાટલીઓ ફૂટવાનો અવાજ આવે છે તેની અંદર ઉંચી જાતની સુરાનું મિશ્રણ પણ થાય છે અને આ રૂમમાં ચાંદીની સુવર્ણના ચિત્રોએ ઓપતી ડીશોમાં, પ્યાલા ગોઠવાઈને આવ્યે જાય છે. સેવંતિલાલ પોતાના મિત્રોને આગ્રહ કરી પીવરાવતો જાય છે, અને પોતે પણ લે છે, વારંવાર મનમોહન એને ગટગટાવે છે અને આંખોમાં ચમક ઉભરાય છે, રાત્રિના અગીયાર વાગે છે. વૃદ્ધો અને વડીલો આખા દિવસના થાકે સુવાની વ્યવસ્થા કરે છે, હવે જુવાનવર્ગની મહેફીલ જામતી જાય છે. શરૂઆતનું સ્વર–સંગીત નીનાજાન ગાય છે, અગીયાર વાગ્યા પછી નીનાજાનની પાલક પુત્રી શ્યામાદેવી; અઢાર વરસની ઉમર, ભરપુર યૌવન અને નર્તકીના સજાવેલા તથા કળાથી મઢેલા શૃંગારે તૈયાર અનેલી જુવાન વર્ગનાં દિલને બહેલાવવા, ગાવાનુ શરૂ કરે છે. યુવાન વર્ગની માગણી છે કે હવે સ્વર–સંગીત બંધ કરીને શબ્દ–સંગીત શરૂ કરવામાં આવે તો ઓર મજા આવે!

શરૂઆતમાં તો બાજુના ખંડમાં સંગીત સાંભળવા અનેક જુવાન સ્ત્રીઓ એકઠી થઈ હોય છે. પરંતુ રાત્રિ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ કોઇ રજા માગીને તો કોઇ રજા વગર વિદાય લે છે. વખતસર ઘેર પહોંચવાની કોઈને ઉતાવળ છે, તો કોઇને ઘરનાં વડીલો મોડી રાત કેમ બહાર ગાળી એવું કહેશે, એવી દહેશત છે. અને તેઓ ઉઠીને ચાલતી થાય છે.

જેમને અહીં જ રાત્રિ આખી ગાળવાની રજા મળી છે અને જેઓનાં વડીલો પણ રાત્રિભર આ જ ઘરમાં રોકાવાનાં છે એવી પાંચ સાત સ્ત્રીઓ–જુવાન છોકરીઓ માત્ર આ ખંડમાં બાકી છે.

સરયુ આજે વસંતની કોકીલા શી; સવારથી મસ્તીમાં ગેહડૂબ બનીને ભાગ લઈ રહી છે. એને થાક નથી, કંટાળો નથી. ભૂખ–તરસની યાદ નથી. એનામાં કોઈ અવર્ણનીય દિલના ઊંડાણનો ભાવ ભરતીએ ચઢ્યો છે. બાર વાગ્યાનો રાત્રિનો સુમાર છે, પણ એ પ્રવેશદ્વારને અઢેલીને સંગીતના રસમાં તરબોળ બની બેઠી છે. સેવંતીલાલને સ્પષ્ટ રીતે જોઈ શકાય અને સેવંતીલાલ પણ એને જોઈ શકે એ રીતે એણે બેઠક લીધી છે.

યુવાન પુરુષોના રૂમમાં વારંવાર ઠંડક આપતાં વિવિધ પીણાં આવે છે, અને રુચિ પ્રમાણે પીવાયે જાય છે. સેવંતિલાલ સેવકને સ્ત્રીઓવાળા રૂમમાં એ પીણાં લઈ જવા મોકલે છે અને વીમટો કે શરબત જુવાન સ્ત્રીઓ પણ લે છે.

કાચની ડીશમાં એક ગ્લાસ તૈયાર થયેલો તે સેવંતીલાલ સામે લાવીને સેવકે ધર્યો અને સેવંતિલાલે રૂમના પ્રવેશદ્વાર આગળ અઢેલીને બેઠેલી સરયુબાળા તરફ તે લઈ જવાનો સેવકને સંકેત કર્યો. સરયુએ તે જોયું, એની આંખો સેવંતિલાલ સાથે મળી અને એનાથી થોડુંક હસી જવાયું. સેવંતીલાલે મીઠું મરકીને એનો એ જ રીતે મૌન જવાબ આપ્યો.

સેવક એ પ્યાલો લઈને સરયુ પાસે પહોંચ્યો. સેવંતિલાલની આંખોમાં પી જવા માટે સરયુએ આગ્રહ જોયો. સ્વાદમાં મીઠું પીણું હોવા છતાં એમાંથી આવતી ખુશબો તીવ્રતર હતી. અણજાણ્યું અને તદ્દન નવીન હોવા છતાં સરયુબાળાએ પ્યાલો લીધો અને ફરી આંખો મળી: આખોય ગ્લાસ તે ગટગટાવી ગઈ. !

શ્યામાદેવીએ વાદ્યો સાથે સૂર મીલાવીને ગાન શરૂ કર્યું હતું. એના મીઠા અને મોહક અવાજ તથા શબ્દે શબ્દે દિલને હલેસાં દેતા ગતિના ભાવથી શ્રોતાવર્ગ રંગની હેલે ચઢ્યો હતો.

ક્યોં યાદ તુમ્હારી આતી હૈ ?
કીસ અનન્તને પથસેં આકર,
નીલે નભકે ઊપર છા કર,
રીમઝીમરીમઝીમ બૂંદે અપની,
જબ ધિર ધિર ઘન બરસાતે હૈં,
ક્યોં યાદ તુમ્હારી આતી હૈ ?
શ્લથ પંખો પેં નીજ ભાર દીયે,
ઉરમેં ગૃહિણિકા પ્યાર લીયે,
સંધ્યા કી ધુમીલ છાયા મેં
જબ ખગ જડોં કો જાતા હૈં;
ક્યોં યાદ તુમ્હારી આતી હૈ ?
રજની કે માથેકા બિન્દુ,
નભમેં ઝીલમીલ કરતા ઇન્દુ
જબ જ્યોત્સ્ના કી સિત ચાદર મેં,
લિપટે અગજગ હો જાતે હૈં;
ક્યોં યાદ તુમ્હારી આતી હૈ ?
કલિકાઓ કે મુખ ચુમ ચુમ,
સૌરભ મદિરા પી ઝમઝુમ,
મારૂત કે મન્દ ઝકોરે જબ.
પુલકિત કરતે હુલરાતે હૈ;
ક્યોં યાદ તુમ્હારી આતી હૈ ?
જબ પાસ નહીં કોઈ હોતા,
મૈં જગતા હું સબ જગ સોતા,
પલકોં સે નીચે ઉતર ઉતર,
જબ સપને દીલ બહેલાતે હૈ,
ક્યોં યાદ તુમ્હારી આતી હૈ ?
ક્યોં યાદ તુમ્હારી આતી હૈ ?

( શેખર-સરિતા )

રાત્રિ સુમ સુમ કરતી વીતી રહી હતી, નભમાં ચંદ્ર અખ્ખા-ક્ષરી સોળે કળાએ ચાંદની વરસાવી છાઈ રહ્યો હતો. સ્વર—સંગીતના

આહ્લાદમાં શ્રોતાવર્ગ સમયનું ભાન ભૂલ્યો, એકતાન બન્યો હતો. બુદ્ધિ અને વિવેકને અનહદ પંપેલી સુરાએ ભ્રમાવી દીધેલા હતા. પોતપોતાના આસન છોડી, જેમતેમ વીંખાયેલો જુવાનવર્ગ આંખમાં નશો અને શરીરની સમતુલા જાળવી નહોતો શકતો.

સરયુબાળા સંગીતમાં રહેલા ભાવે હેલે ચડી ચૂકી હતી પણ તેનું મગજ કોઈ જુદા જગતમાં વિહરતું હોય એમ એને લાગતું હતું. બેઠાં બેઠાં કદાચ ગબડી પડાશે એમ એને ભાન થયું. એણે પાછળ રૂમમાં નજર કરી તો સ્ત્રીવર્ગ ક્યારનોયે ઉઠીને ચાલ્યો ગયો હતો. અહીં તે માત્ર એકલી હતી.

ગોઠવણ કરેલા સુવાના રૂમ સુધી પહોંચી જ નહિ શકાય, એટલે જરા સ્વસ્થ થવા માટે એ જ ખંડમાં બિછાવેલી ગાદી તકીયાની બેઠક ઉપર તે જઈને આડી પડી અને એણે જાગૃતિનું ભાન ગુમાવી દીધું.

છતાંયે એ ઉંઘતી નહોતી. બાજુના ખંડમાંથી આવતો શ્યામાદેવીનો સ્વર તેને ઢંઢોળતો હતો.

> તપ્ત હૃદય સુકાસાં હૈ મન,
> બીત રહા બિન વરસે સાવન,
> ઘન બન ઉર આંગનમેં, છા જા, શીતલ હૃદય,
> બના જા—આ જા.

આટલો આનંદ, આટલા આનંદ પ્રમોદનાં સાધનોની વિવિધ સજાવટ અને સર્વોપરિ મોજમજાહથી ઉજવાયેલા દિવસ અને રાત્રિમાં પરિપૂર્ણ ભાગ લીધા છતાં સરયુના તન-મનમાં કોઈ અતૃપ્ત તલસાટ, વણપુરાયેલી ભૂખ અને સળવળી રહેલી ઈન્દ્રિયોની વાસના તેને સતાવતી હતી.

રાત્રિના ત્રણ થઈ ગયા, સંગીત બંધ પડ્યું. કોલાહલ શમવા લાગ્યો. રાત્રિ નિ:શબ્દ બની. ચંદ્ર બારીબારે ડોકિયું કરી, ગાદીની જ પથારી ઉપર વીખરાયેલાં વસ્ત્રો અને છૂટી ગયેલી વેણીથી સ્વમસ્થ નિદ્રા લેતી પડેલી સરયુ ઉપર છાઈ રહ્યો હતો. સ્વપ્નવસ્થામાંયે એનું

દિલ અને દિમાગ કોઈક સુખ અને તૃપ્તિની લાલસા માટે તલસી રહેલું દેખાતું હતું.

અચાનક એને પોતાના ખંડમાં પ્રવેશ કરતું હોય તેમ લાગ્યું. છતાં તેણે આંખો ન ખોલી, તે ન ખોલી શકી ! ક્ષણ માત્રમાં પોતે કોઈના બાહુપાશમાં જકડાયેલી છે એમ લાગ્યું. છતાં તે ઉઠી ન શકી. અને શરમાયેલો ચંદ્ર બારીએથી પોતાના કિરણો સંકેલી રહ્યો. પોતે જાગે છે કે ઊંઘે છે, એની એણે ખેવનાએ ન કરી, તેના દિલનું ધડકન વધી રહ્યું હતું. આછો ભય થરથરાટ મચાવતો હતો. તેની વચ્ચે રહીને ય ધરતીએ મેઘની ધારા ઝીલી, વસુંધરા ગંધવતી બની ગઈ. દિલ, દિમાગ અને હૈયાએ તૃપ્તિનો ઓડકાર લીધો. ઇન્દ્રિયો ધરાયા પછીનો સંતોષ અનુભવી રહી. પ્રગાઢ નિદ્રાને ખોળે સરકી જઈ પડી. બીજા દિવસના બાલ રવિનાં કિરણો પ્રગટયાં ત્યાં સુધી.

* * *

મનમોહન આજે બિછાને પકડાઈ પડયો. ગઇ રાત્રિનો એને ઉજાગરો હતો, દિવસે દોડાદોડી પહોંચી હતી. જમવામાં પણ નિયમન નહોતું રહ્યું, અને રાત્રિની મહેફીલમાં અત્યાધિક બ્રાન્ડી લેવાઈ ગયો હતો. બીજે દિવસે એને ઘેર આવીને જ પથારી કરી સૂતો હતો. પરંતુ તેને ઉલટી કેમે કરી બંધ નહોતી થતી. ઘરના બધાં મુંઝાઈ પડયાં હતાં. એના પિતાને બોલાવવા માટે તાર પણ કરવામાં આવ્યો હતો.

ડૉકટર બે વખત આવી ગયા. પરોઢથી જ પેશાબ બંધ હતો. થોડો થતો, પણ પારાવાર બળતરા થતી અને ટીપેટીપે થતો હતો. પેટમાં દવા ટકતી નહોતી. દવાના વારંવાર ડોઝ અપાતા હતા. દૂધ અને સોડાના મિશ્રણ સાથે પડીકાં આપેલા હતાં. પણ તે દવા પેટમાં ટકે ત્યારે ને ! છતાં દવા આપે જતાં હતાં.

રાત્રે દશ વાગે તેના પિતા આવી પહોંચ્યા, મનમોહનની સ્થિતિ, એનો ચહેરો, એનું લેવાયેલું અને કાળાશ મારી ગયેલું બદન

જોઇને પહેલી જ નજરે એમનું સવાશેર લોહી બળી ગયું. જો કે આખા દિવસના ડૉક્ટરના ઉપચાર અને સતત દવાના મારાથી તથા છેલ્લા આપેલા ઈંજેક્શનથી એની પ્રકૃતિમાં સુધારો હતો, ઉલટી થતી અટકી હતી અને પેસાબનો ખુલાસો પણ થવા લાગ્યો હતો.

બીજે દિવસે મનમોહનના પિતા સારવાર કરતા ડૉક્ટરના દવાખાને પહોંચ્યા, તેને મળ્યા અને મનમોહનના વ્યાધિ સંબંધમાં પૂછપરછ શરૂ કરીઃ

"ડૉક્ટર સાહેબ! આ છોકરા માટે આપને શું જણાય છે?"

"જેરનોરીયા!"

"હું ન સમજ્યો, ડૉક્ટર સાહેબ?"

"ન સમજ્યા હો તો સમજો કે એને પરમો—પરમિયો થયો છે."

"બાપ રે! આટલા છોકરાને આવો વ્યાધિ શાથી સાહેબ?"

"અરે ભાઈ! રોગ કાંઈ કહીને થોડા જ આવે છે. એને માટે આપણે રસ્તો કરી આપીએ એટલે એ ચાલ્યો જ આવે ને!"

"ત્યારે સાહેબ! આ છોકરાએ એને માટે રસ્તો કરી આપ્યો, તે હું કેમ માનું? એ મારૂં બચ્ચું તો બહુ ડાહ્યું અને નીતિ–નિયમને માનનારૂં છે."

"તે એક દિવસ હશે, મીસ્તર, પણ આજે નહિ, એણે કેટલાક મહિનાથી વેશ્યાબજારમાં જવાનું શરૂ કર્યું હતું."

"હોય નહિ!"

"તે તો ઈશ્વર જાણે. મને તો દરદીના દરદ અને દરદ થવા પાછળના કારણ સાથે નિસ્બત છે, દરદીને મેં પૂછેલા અને એણે આપેલા સાચા જવાબથી, તમારી જ્યારે એક વાલી તરીકે જાણવાની ઈચ્છા જ છે ત્યારે મારે સાચી હકીકત કહેવી જોઈએ. તમારો મનમોહન કેટલાક વખતથી રંડીબજારમાં જતો હતો. એનો ચેપ એને લાગ્યો અને ઓછામાં પૂરૂં એણે આ રોગનો તેને હુમલો થયો તે રાત્રે બેહદ દારૂ ઢીંચ્યો હતો, એટલે એકદમ અસર થઈ!"

" દારૂ......?"

" હા જી, સમજો કે બ્રાન્ડી! અને મહેરીહમાં તો એનો અંદાજ થોડો જ રહે છે! એટલે એક સાથે એની મૂત્રનળી અને લિવર ઉપર અસર થઇ. એથી એ ભાઈ પટકાઈ પડ્યા.'

"સાહેબ! કદાચ રોગ થવાનાં કારણનો આપ અંદાજ......'

" ના જી, આ મારા અનુમાનથી આપને હું હકીકત કહેતો નથી. મેં તો દરદીને સઘળી હકીકત જેવી હોય તેવી છૂટથી મને કહી દેવા સુચના આપેલી, અને જેવી તેણે મને કહી તેવી જ આપને એક અક્ષર વધાર્યા સિવાય કહું છું. એથી આપને એમ નથી સમજવાનું કે મનમોહન ઉપર હું કાંઈ એના ચારિત્ર્ય સંબંધમાં આક્ષેપ કરવા માગું છું. હા, મનમોહન સ્વભાવનો ઘણો સારો છોકરો છે, પણ હોય! સંગદોષથી આજના નવજુવાનો આવી લતે ચડી જાય છે, તેથી શરીર ખરાબ કરે છે, જો કે તુરત જ દરદ દબાવી દેવાના ઈલાજ મેં કામે લીધા છે. ઘણા થોડા વખતમાં એ પથારી છોડીને પુનઃ સારો થઈ જશે."

" એટલે જલદી એ પૂરો તંદુરસ્ત થઈ જશે, ડોકટર સાહેબ?"

'અરે ભાઈ! તંદુરસ્તીની બાબત આપણે બાજુ ઉપર રાખીએ. માત્ર એક વાતની આપને ખાતરી આપું કે આ અઠવાડિયામાં મનમોહનની ઉલટી અને યુરિનની બળતરા બન્ને નાબુદ થઇ જશે, પછી તો એ હરશે ફરશે, ખોરાક લઇ શકશે, છતાં યે ઈન્જેકશનનો કોર્સ અને થોડીક પેઠો લીધા કરે તો સમજો કે ફરી આવો હુમલો નહિ થાય, અને જો થશે એમ માની લ્યો તો પાછી ધ્યાનપૂર્વક એની સારવાર કરવાની રહી. અને એ જો અહીં હશે તો કાંઈ હરકત નહિ. જે કુટુંબમાં એ રહે છે તેનો હું ફેમીલી ડોકટર છું. એને હું સંભાળી લઈશ. તમારે ચિંતા કરવાની જરૂર નથી. અને માસ્તર! હવે સાહેબજી. મારે બીજી વિઝિટે જવું છે, એટલે હું ઉઠીશ.'

' હાં, સાહેબજી!'

દવાખાનેથી ઘેર આવતાં મનમોહનના પિતાને પગ નીચેથી

પૃથ્વી સરકતી જણાઈ, આકાશમાંથી વરસતી અગ્નિશિખાઓ એમના મન અને શરીરને બાળી રહી હતી.

"મનમોહનને વધુ કુશળ, વધુ હુશિયાર અને આગળ વિદ્યાભ્યાસ માટે મેં બહેનને ત્યાં મોકલ્યો અને એની આ શી દશા ? ઉછરતો, હજુ મૂછનો દોરો પૂરો ફૂટયો પણ નથી, અને મનમોહન વેશ્યાબજારમાં જતો, દારૂ પીતો બન્યો અને એનાથી એને પરમો અને લિવર ખરાબ થયાં !'

પરમ ધર્મનિષ્ટ, સાદું ગ્રામ્ય-જીવન ગાળી ઉદર નિર્વાહને કારણે સાત્ત્વિકતાથી નોકરી કરી, 'स्वधर्मे निधनंश्रेयः परधर्मो भयावहः' ના સૂત્રને સમજી નૈતિક જીવન જીવતા પિતાને પુત્રની આ અવદશા અને ભ્રષ્ટતા ક્યાંથી, કેવા પ્રકારે આવી મળી ? શું થઈ ગયું ? એ તેને ન સમજાયું અને મતિ ભ્રમિત થવા લાગી.

મૂંગે મોઢે દીકરાની સારવારમાં એમણે આઠેક દિવસ વીતાવ્યા. મનમોહન હરતો ફરતો થઈ ગયો હતો. એની પરીક્ષાનું પરિણામ આવ્યું. તેમાં એ ગણિત અને મુખ્ય ભાષામાં નિષ્ફળ જવાથી નાપાસ થયો હતો.

પિતાએ પુત્રનો સરસામાન બંધાવ્યો. બહેનનો આગ્રહ હતો કે મનમોહનને પાછો જરા ઠીક થઈ જાય એટલે પાછો અહીં મોકલી આપવો. તેનો બહેનને નારાજ નહિ કરવાની ઇચ્છાએ ટુંકો જવાબ આપ્યો કે "હવે મનમોહનને આગળ અભ્યાસ કરાવવાની ઇચ્છા નથી રહી. શરીર એનું કથળી ગયું છે.

"અને બાર મહિનાની મહેનત પછી યે આ રીતે નાપાસ થાય, અભ્યાસ નકામો નીવડે, તો નાણાં અને સમયનો દુર્વ્યય કરવો તે અમારા જેવા સામાન્ય માણસને પોષાય નહિ" અને બેન-બનેવીનો લાગણી સાથે આભાર માની મનમોહનને સાથે લઈ પિતાએ પોતાના વતનની વાટ લીધી.

એ જ ગાડી, એ જ નાનાં સ્ટેશનો, બેસનાર એ જ મનમોહન, જ્યારે ઘર અને ઘરના સંસ્કારથી રંગાઈને નવો અભ્યાસ કરવા

અને નવી દુનિયા નિહાળવા માટે આવી રહ્યો હતો, તે મનમોહન અને આજે પિતાની જોડે વતન તરફ જઈ રહેલા મનમોહનમાં આસમાન જમીનનો ફેર હતો, એ ફેરફાર શું એણે આગળ વધારેલા વિદ્યાભ્યાસે સર્જ્યો હતો ?

સાચી વિદ્યા કદાપિ કોઈને અનધિકારી, રોગી, માનસવિકૃતિ અને નીતિહીનતા શીખવે જ નહિ. સાચી વિદ્યા તો વિનય, પાત્રતા, ધન, ધર્મ અને સુખ જ આપે, વિદ્યા ઉપર—અભ્યાસ ઉપર આક્ષેપ શા માટે ? ઘણાય વિદ્યાભ્યાસ કરતા નવજુવાનો દેશમાં તો શું, પરદેશમાં જઈને પણ પારંગત બની, અણીશુદ્ધ નૈતિકતા, પવિત્રતા, અને સ્વધર્મનિષ્ઠતા જાળવી, સ્વદેશ આવી વિદ્યાનો પ્રકાશ મેળવી તેજસ્વી બનેલા વિરલા યુવાનો શું નથી હોતા ?

બિગાડ તો કરે છે વાતાવરણ, રહેણીકરણી. સંગદોષ અને પછી તેની વચમાં રહેલો નબળા મનનો માનવી મનસ્વી બની, આગળ-પાછળ નજર કર્યા સિવાય દોટ મૂકે છે.

પિતાની ભાવના મરી ચૂકી અને તેની સાથે મરી પરવાર્યા મનમોહનનાં બુદ્ધિ, શરીર અને ઓજસમાં રહેલાં જુવાનીનાં તત્ત્વો:

એ લઈ ચાલ્યો વતન તરફ ચેપી રોગનાં ઊંડાં મૂળ કુબુદ્ધિ, અસ્થિર મન અને ચંચળ સ્વભાવ: વિદ્યાર્થી એ રહ્યો નહિ અને વિદ્યાભ્યાસ કરવા જેવા એના મગજનાં કેન્દ્રો ન રહ્યાં. પણ એ સારૂ તાજું સંસારી જીવન જીવી શકે એવું સુદૃઢ શરીર પણ ગુમાવી બેઠો.

માંદલું રોગી શરીર અને વિકૃત માનસ લઈને એ જીવશે, આજીવિકા-નિર્વાહ, ચલાવવા જેવો તત્પર પણ કદાચ થશે, કદાચ સંસારી બનીને એક નિર્દોષ પત્નીનો પતિ બની બેસશે. પરંતુ તેનાં જીવનની જુવાનીનાં મૂળમાં લાગેલો આ સડો એને સતાવતો રહેશે. કાયાની ઇમારતના પાયામાં દટાયેલી વિષની સુરંગ એને વારંવાર સતાવશે એ જીવશે-કદાચ લાંબુયે જીવશે. પરંતુ એ જીવનમાં સૌરભભરી મહેક નહિ હોય.

નવજુવાન ! સાવધ થા ! યૌવનનાં ભયસ્થાનો તને સચેત; સજાન

જાગૃત, રહેવા સંદેશો સંભળાવે છે, અને મનમોહનના વિતકકથા તરફ વારંવાર નજર ફરી જવા તને જાગૃત રહેવા સૂચવે છે.

તારું જીવન, તારી રોજનિશિ અને રોજના કાર્યક્રમ ફરી ફરી તપાસી જા, તારું મન સંભાળ અને બુદ્ધિની ફેરતપાસ કરી જો.

ઉગતા જુવાન ! સ્વચ્છ, સુંદર અને સુદૃઢ તથા બુદ્ધિમાન બનવા માટે તારા રોજના ૨૪ કલાકની એકે એક મીનીટને તારે ખંખેરી, સાચવી, શોધી લેવી જોઈએ,

જરા જેટલીયે પ્રમાદભરી કાર્યનીતિ તને એકદા તારી મંઝીલના મિનારા ઉપરથી હડસેલી ન દે, તે માટે સાવધાન થઇ રહે; બિરાદર ! આવ. હવે પેલી અલ્લડ યુવતીની શી દશા થઇ એ તને બતાવું. :

મનમોહન પિતાની સાથે વિદાય થઇ ગયો, વડોદરામાં શાન્તિથી જે ઘરેડે ઘર ચાલતું હતું તે ઘરડે ચાલવા લાગ્યું. સરયુની માતા એક વાત નવી સમજતી થઈ કે 'કો' ન કો' પણ આ હું અને મારા જેવા જુના જમાનાનાં માનવીઓ કુવાના દેડકાં જેવાં બની બહાર નીકળતાં જ નથી. એનો વરવેવાર ચાલતો તો રહે છે, પણ આ નવી કેળવણી અને આજનાં ઉછરતાં છોકરાં અમારા કરતાં હોશિયાર થાય છે એ વાત તો સાચી છે.

"હું તો બળ્યું પાંચ મે'માન આવે કે મુંઝાઈ જાઉં છું, રસોડું સંભાળવા જાઉં ત્યાં ઓરડો બગડે ને ઓરડાને સાચવેવા જાઉં તો ચૂલા પર તપેલીમાં ભાત દાઝવા માંડે. એનું કારણ ? કાંઇક અમારી આવડતની ખામી ખરી. કેળવણી એ તો કેળવણી :

" મારી વ્હાલીડી સરયુ ! આ પાંત્રીસો માણસને જમાડયાં–રમાડયાં અને વિદાય કર્યા, પણ જરીયે અટળાય જ નહિ. ખબરે ન પડી ! આટલી બધી ચીજો બની, ખીરસાઇ, જમી ઉઠયાં પણ જરાય ખળભળાટ નો મળે !

'વાત તો સાચી, છોકરાં ફરેહરે અને બહાર જાય આવે, ઘર છોડે તો જ દુનિયાના કામકાજમાં પાવરધાં થાય, માટે સરયુ મારી

હોશિયાર થતી જાય છે. આપણે એને હવે રોકવી નહિ અને ટોક-વીયે નહિ. '

આ રીતે સેવંતિલાલને ત્યાં ઉજવાયેલા જન્મગાંઠના ઉત્સવની અસર સરયુની માતાનો માનસપલટો કરી ગઇ.

સરયુએ તે રાત્રિ સેવંતિલાલને ત્યાં ગાળી હતી, એ રાત્રિ પ્રમોદ-દાયીની, આનંદોજ્જ્વલ રાત્રિ હતી, કે કૌમાર્યનાં મહામૂલાં ધન સમાં નૈતિક બંધનને ઉચ્છેદી નાખી, વજ્રકોટો તુટી મધુરા અમૃત-મય દુગ્ધકટોરામાં હળાહળ વિષનું સિંચન થઈ ચૂક્યું હતું, એ વિષે સૂર્યોદય થઈ ગયા પછી ઉઠીને ઉભી થયેલી સરયુને પ્રશ્ન થયો.

મનની તૃપ્તિ હતી, શરીર હળવું હતું, આનંદ લાગતો હતો, પણ ભારેલો અગ્નિ અંદર જેમ ધીખતો હોય એમ દિલના ખૂણામાં પેટાવેલા અગ્નિ માફક સણુ સણુ સણુ છૂત જલ્યા કરતો હતો.

એ ઉઠીને ઘેર જવા માટે નિકળતા પહેલાં સેવંતીલાલને મળી લેવા માટે એના રૂમમાં ગઈ. સેવંતિલાલ ચહા મંગાવી પી રહ્યો હતો.

સરયુ બાજુની ખુરસી ઉપર બેસી ગઇ. એણે આંખ ઉઠાવી સેવંતિલાલ ઉપર ઠેરવી. તેની આંખોમાંનો ભાવ અને ડુબી ચૂકેલા વહાણના ખલાસીનાં નેત્રો જેવાં નેત્રો જોઇને સેવંતિલાલ હસતા મુખે, ખુરસીને નજીક ખેંચીને કહેવા લાગ્યો :

' સરયુબાળા ! કેમ વિખુટી પડેલી હરિણી માફક આમ ઉદાસીન અને અવ્યવસ્થિત થઇ જણાય છે ? '

સરયુ ! નિરૂત્તર રહી, પોતાની સામે જોઈ રહેલી સરયુ તરફ નજર નોંધીને સેવંતિલાલે આગળ ચલાવ્યું:

' માનવી માત્ર ઇચ્છાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ માટે ઉન્મત્ત બની ફાળ ભરતો, ઇચ્છાઓને પરિપૂર્ણ કરવા, સાહસના તુરંગ ઉપર સવારી દોટ મૂકે છે, અને જ્યારે એ પોતાના ધ્યેયના લક્ષબિન્દુને આંબી ચૂકે છે ત્યારે તેને તૃપ્તિનો આનંદ થાય છે.

' આજે એ આનંદ હું તો અનુભવું છું, પરંતુ સાથે વખારે પણ એનાં સહભાગી બનવું જોઇએ. તમે એક એવા વિશાળ હૃદય-

સરોવરમાં આમંજ્જન મેળવી ચૂક્યાં છો કે જ્યાં તમોને જીવનનું અપૂર્વ સુખ મળ્યું છે, સ્થાન ગોઠવાયું છે.

' અનિચ્છાયે તમે એ અમૃત સરોવરમાં ડુબકીઓ ખેલવામાં સહયોગી બન્યાં છો. એવું કહીને તમો તમારી જાતની અવહેલના નહિ જ કરો. પહેલ કરવાની સરસાઈમાં તમે સફળ નથી થયાં, છતાં આપણે સાથે જ–આગળ વધ્યાં છીએ. સાથીદારમાં કોઈક સક્રિય હોય અને કોઈ મૂકભાવ સાથે સભાન આગળ વધે. પણ એ આનંદસાગરને માણવા બન્ને તૈયાર હોય તો જ આવો સહયોગ સધાય. '

સરયુ સાંભળ્યે જતી હતી. એનો ઉત્તર આપવા માટે એની પાસે શબ્દો ન હતા. શબ્દોને સાંકળી સામે વેરવા માટે દલીલની ચાવી ખોવાઈ ચુકી હતી. જે બની ગયું તે અણગમતું બન્યુ છે. યા ગમતું બન્યું છે એનો નિર્ણય કરવાની બુદ્ધિ આંખો મીંચી ચૂકી હતી.

સરયુએ ખુરશી ઉપરથી ઉઠતાં કહ્યું " જાઉં ? "

' ઘણી ખુશીથી. આપે લીધેલી આ ઉત્સવની તસ્દી માટે હું આપનો આભારી છું. અને એથી તો વધુ ઋણી તમે હૃદય સાથે હૃદયને મેળવવા જે બંધનનો પડદો ફગાવી એકતા સાધી છે તે બદલ છું અને જીવનભર રહીશ. કહો ક્યારે પાછાં આવશો ?'

કોઈ પણ જવાબ આપ્યા સિવાય સરયુ માત્ર એક ભાવવિહોણો નેત્રયોગ સાધીને ચાલી ગઈ. એ નજરમાં પ્રેમ હતો કે તિરસ્કાર એ સેવંતિલાલને સમજાયું નહિ.

બે ત્રણ દિવસ સરયુએ ઉદાસ અને ચેતનહીન દિલે વીતાવ્યા. એના મનમાં વલોણુ ચાલ્યા કર્યું : ' આ મેં શું કર્યું ? મારૂં કૌમાર્ય-વ્રત ભંગ થયું. સેવંતિલાલ સાથે દેહ સંબંધ થઈ ચુકયો છે. પતિતા થઈ ગઇ ! મેં ભારે ભયંકર ભૂલ ખાધી ! '

અંદરની ઊર્મિઓ તેને જવાબ આપતી : 'ના ના, જ્યાં દિલ મળ્યાં, વિચારની એકતા થઇ ચૂકી ત્યાં બંધનો અનિષ્ટ છે, રૂઢિ અને પ્રણાલિને ફગાવી દેવી છે, જ્ઞાતિ–જાતિના વાડાને તોડી હિન્દને એક જ જાત, એક જ ધર્મ અને એક સંસ્કૃતિમાં મૂકવો છે, તો પછી

આવી બીક અને આવા નીતિના આડંબરો શા માટે? જો બન્નેનું મન પરસ્પરને અપનાવવા તૈયાર જ છે, તો પછી સેવંતિલાલ હજી અવિવાહિત છે. શા માટે એનાથી લગ્ન કરી લઇને હું સુખી ન થાઉં? અને તેને સુખી ન કરૂં?

હા. મારા કુળની ચાલુ પ્રણાલિની પરંપરાનો ભંગ થશે. વળી આ આંતરજ્ઞાતિય લગ્ન કહેવાશે, પણ એથી શું? આવાં લગ્ન તો સુધારક લગ્ન ગણાય છે, આજ મોટો ભાગ એ તરફ આગળ વધી રહ્યો છે. મોટા દેશનેતાઓની એવાં લગ્નો તરફ સંમતિ છે. એટલે એમાં અજુગતું કશું જ નથી.

' પણ લગ્ન પહેલાં શરીરસંબંધ...એ...એ વિચાર આવતાં ઊંડે ઊંડે એના મનમાં નિરાશાનો ચીરાડો પડયો. પરંતુ જે પાણી પીવાઈ ચૂકયું તેને માટે ગાળેલા કે અણગાળેલાનાં ચૂથણાંનાં વિચારોથી લાભ શો?

ચારેક દિવસને અંતે સરયુ કપડાં પહેરીઃ બહાર જવા તૈયાર થઈ. એની બાએ પુછ્યું! ' સરયુ! કયાં ચાલી?'

' બા! જરી સેવંતિલાલને ત્યાં જઈ આવું: '

' હા હા. ભલે જા, હો! મને તો મુઈને આજસુધી ખબર નહિ કે તું આવી ડાહ્યી છું! વે'લી આવતી રહેજે.'

સરયુ ગઈ. સેવંતિલાલ આંગણાના બગીચામાં જ એને મળી ગયો. મીઠા મરકતા હાસ્યથી સરયુને તેણે આવકાર આપ્યો. થોડીવાર સુધી સરયુ ચૂપ રહી, પણ એની જીભે ધીરેધીરે છૂટ મેળવી. આગળ કોઈ દિવસ નહિ એવી ઘણી ઘણી વાતો કરી, ઘણી રીતે હૃદય નજીક બને છે, એવી લાગણી પેદા થઈ ચુકી. અને રાતના—નવ થઈ ચુકયા. સરયુ ઘેર જવા ઉઠી.

' સરયુ! આવી ઉતાવળ શા માટે? સવારે ઘેર જશે તો શો વાંધો છે? રાત્રિ મારી સાથે જ ગાળ ને! મને તારી કંપની મળશે. આપણે ખૂબ આનંદ કરીશું.'

' આજે તો નહિ. ફરી આવીશ ત્યારે રોકાઈશ.'

અને સરયુ કોઈ કોઈ વેળા આવી રાત્રિ પણ રહેતી. એકાદ

મહિનાનો આખો દિવસ અને રાત્રિ ભેગાં ગાળવામાં આવ્યો ગયો. સરયુ અવર્ણનીય સુખના હિંડોળે ચઢી ચુકી હતી. એને મન એ સ્વર્ગનું સુખ પૃથ્વીપર પોતાના ઉપર ન્યોચ્છાવર ઢળી જતું હતું.

મહિના ઉપર આઠેક દિવસ વીતી ગયા. અને સરયુના મન ઉપર કોઈક કારમા ભયે ડોકિયું કર્યું!

સેવંતિલાલ સાથેના વધુ એક દિવસના મેળાપ વખતે સરયુએ કહ્યું : 'સેવંતિ! આમ ને આમ આપણે ક્યાં સુધી ચલાવ્યા કરીશું? આપણે હવે લગનથી જોડાઈ જવું જોઈએ.'

'સરયુ! વારંવાર તને લગ્નની ઉતાવળ સતાવે છે કાં? મેં તને લગ્નની થોડી જ ના કહી છે! પણ એ માટે આટલી ઉતાવળ શા વાસ્તે? એ માટે હજી આપણે આપણું ક્ષેત્ર તૈયાર કરવું પડશે, માતા-પિતાને પૂછીએ, એમની સંમતિ મેળવી આશીર્વાદ લઈને આપણે જોડાઈ જઈએ! અને લગ્ન કરીનેય આથી વધુ સુખ શું મેળવી શકવાનાં હતાં?'

હમેશના આશ્વાસન અને ધીરજનાં વચનો કરતાં આજની સેવંતિલાલની વાતનો વળાંક જોઈ–સાંભળીને સરયુ ભયત્રસ્ત પ્રાણીની જેમ આંખો ફાડી જોઈ રહી.

સેવંતિલાલ બોલ્યો : 'સરયુ! એમ કેમ અવાક્ થઈ ગઈ?'

'સેવંતિલાલ! મને ભય લાગે છે.'

'ભય શાનો? હું સાથે તારી જોડે છું ને!'

'તું સાથે અને જોડે છે એનો જ ભય છે, સેવંતિ! હું કહું છું કે ચાલને આજે જ આપણે વિનાવિલંબે સિવિલ મેરેજ કરી લઈએ.'

'હત્ તારી ભલી થાય! હું તો તને બહાદુર અને હિંમતવાન માનતો હતો. આવી ડરપોક! વારુ, આજે ઘેર જા. આવતી કાલે આપણે નિર્ણય ઉપર આવીશું.'

બન્ને છૂટાં પડ્યાં. બીજી સવારે તો સેવંતિલાલ મસુરી જવા માટે વડોદરાના સ્ટેશનેથી વિદાય થઈ ચૂક્યો હતો. ઓછામાં ઓછા બે મહિના મસુરી ગાળશે એવો એના ઘરનો પ્રોગ્રામ હતો. સરયુ ઘેર ગઈ અને બીજી વખતની મુલાકાત માટે એ બીજી સાંજે સેવંતી-

લાલને ઘેર ગઈ. જવાબ મળ્યો કે સેવંતિલાલ મસુરી હવા ખાવા માટે ગયા છે અને બે મહિના પછી આવશે.

હૃદયમાં ખંજર ભોંકાય અને જે વેદના થાય એવી વેદના સરયુના કલેજામાં થઈ.

બીજા પાંચ પચીસ દિવસ વીતી ચૂક્યા.

સરયુ ખાઈ શકતી નહોતી, ખાતી તો ઉલટી થઇ જતી, આખો દિવસ સૂઈ રહેતી, રડીને આંખો લાલ થઈ જતી. તેને છુપાવવા પ્રયત્ન કરતી. બાથી એ છાનું ન રહ્યું, છાનું ન રખાયું.

બીજે માળ સૂઇ રહેલી સરયુ પાસે બા આવી બરડામાં પસારતાં બાએ કહ્યું: 'સરયુ ! તને આટલા દિવસથી હું કહું છું કે ચાલ દવાખાને શરીર બતાવીને દવા લાવ્ય, હું જોડે આવું, પણ તું તો ના...ના...જ કહે છે. તને થયું છે શું !'

'કાંઇ નહિ.'

'કાંઈ નહિ ? પણ સરયુ ! કહે ને છે શું ?"

સરયુ બાના ખોળામાં માથું મૂકીને ધ્રુસકે ધ્રુસકે રોઇ રહી, 'પણ સરયુ ! તું તે બીજો મહિનો થઇ ગયો છતાં અભડાઈ નથી ?'

'હા મા ! મને તુ દવા આપ, દવામાં મને ઝેર આપ. બા, મારે જીવવુ નથી !'

બા બધી હકીકત સમજી ગઇ. એને આભ ફાટી પડવાનો—પૃથ્વી ચીરાઈને સમગ્ર જગત તળીયે ચાલ્યું જતું હોય એવો આભાસ થયો. સરયુ સગર્ભા બની હતી.

* * *

વાચક ! પછી શું બન્યું, એ આલેખીને આ શબ્દચિત્રને આપણે કાળું નહિ બનાવીએ. સંક્ષેપથી પતનનું પ્રકરણ પૂરૂં કરી આપણે આગળ વધીએ.

[ ૨૨ ]

# પતનથી બચવાનો રાજમાર્ગ

સામાન્ય રીતે નાની કે મોટી ઉમરનાં સ્ત્રી અને પુરુષો વચ્ચે અનીતિમય નાજુક સંબંધ ઉત્પન્ન થવાના અને એ રીતે નીતિનાશના માર્ગ ઉપર ચડી જવાના દાખલા રોજ–બ–રોજ બનતા જાય છે. તેને આપણે આ જમાનાનું કૌતુક માનીએ એ કરતાં એમ માનીએ કે આજના જમાનામાં માનવીજીવનની જીવવાની પદ્ધતિ ભોગપ્રેરક વધુ અને વધુ બનતી જાય છે અને સ્ત્રી–પુરુષોને હદ બહાર એકાંત અથવા વધુ પડતા સહવાસની તક આપનારી પ્રવૃત્તિ વધતી જાય છે, પછી એને પતન તરફ લઈ જનારો એ સાચો રસ્તો છે એમ માનીએ તો જ તેનો સાચો ઉકેલ મળી શકે.

આની પાછળ એક મહત્ત્વનું કારણ છે. પાશ્ચાત્ય દેશોમાં લગ્ન અને એની અનેકવિધ અખતરાપદ્ધતિનો પ્રચાર થઈ રહ્યો છે, અને એ પ્રચારે હિન્દુસમાજમાં જે પગપેસારો કર્યો છે તેણે પણ નીતિનાશના માર્ગે ચઢાવવામાં મોટો ફાળો આપ્યો છે, આદર્શ જીવનના પવિત્ર માર્ગને બહુ પ્રયત્નપૂર્વક વળગી રહેવા માટે સદાચારના સ્થૂળ નિયમો માટે આપણા હિન્દના સદાચારના કાયદા ઘડતાઓ આમ કહે છે:

“मात्रा स्वास्रा दुहिता वा
विजने तु वय स्यया
अनापदि न तैः स्थेयं ।”

અર્થાત્ યુવાન મા, બહેન કે દીકરી સાથે પણ આપત્કાલ સિવાય કદાપિ એકાંતમાં રહેવું નહિ.

આ અતિ કડક નિયમ છે અને એનું બરાબર પાલન કરનાર સ્ત્રી યા પુરુષ પવિત્ર રહી શકે છે અને એનું ઉલ્લંઘન કરીને પરસ્પર છૂટથી હરનાર ફરનાર, એકાંતમાં રહેનાર અને પરસ્ત્રી અથવા

પરપુરુષ સાથે સઘળી રીતે સહચાર સેવનાર માનવી અંદરથી પૂરાં નિર્વિકારી રહે અથવા નાજુક પરિસ્થિતિમાં ન મુકાય એમ માનવું અને મનાવવું એ વિંધ્યાચળ પર્વતને મસ્તક ઉપર લઈ સાગર તરી જવાની કલ્પના જેવું સર્વથા અસંભવિત છે!

અપવાદ રૂપે કદાચ હજારો કે લાખોમાં કોઈક એવો મહાપુરુષ કે કોઈ એવો યુગપુરુષ આ કડક નિયમનું ઉલ્લંઘન કરવા છતાં પવિત્ર જીવન ગાળી શકતો હોય, એનો દાખલો લઈને જીવન-ચારિત્ર્ય શિથિલ બનાવનાર કદાપિ પવિત્ર રહી શકતો નથી. કોઈ પણ અવસ્થામાં કે ઉમરમાં કેટલાંક વરસો સુધી કદાચ માનવી પવિત્ર રહી શકયો, અને પછી એમ માને કે "આજસુધી મારું સ્ખલન થયું નથી એટલે નિયમોનાં બંધનની હવે મને પરવા નથી!" પરંતુ એવો ગૌણ વિચાર સેવનાર ઉગરી શકતો નથી.

પરેજી બાબત કહેનાર વૈદ્ય કદાચ બધા પદાર્થોની નામાવલિ ન ગણાવે, એને માત્ર ખાટા પદાર્થો ત્યાજ્ય ગણવાનું કહે એ ઉપરથી કદીએ "આંબલી નહિ તો કાચી કેરી તો ખવાય" એવી છટકબારી શોધવાની હોય નહિ. એટલે એકાંત સહવાસ ન સેવવાની આજ્ઞા માટે કેટલુંક આપમેળે જ સમજી લઈને આચારમાં ઉતારવાનું હોય છે.

તરુણ સ્ત્રી અને પુરુષ વચ્ચે લાંબા અને ખાનગી પત્રવહેવારો એ પણ એકાંત સેવનનું એક અંગ છે, તેમજ આજની વધી ગયેલી સામાજિક અને રાજદ્વારી પ્રવૃત્તિ, જ્ઞાનાભ્યાસ અને કલાકૌશલ્ય કે પ્રાવિણ્ય મેળવવા ખાતર જુદી જુદી દિશામાં સહયોગી બની, સહ-સાથી બની, જે સહચાર સેવવામાં આવે છે અથવા જેને એકાંત ન કહેવાય પણ એથી ઉલટું અતિ સહવાસનો ઉઘાડો રસ્તો કહી શકાય તે જીવન અને શહેરી પ્રવૃત્તિમાં સ્ત્રી પુરુષને એક બીજાનાં અંગનો સ્પર્શ કોઈ વાર અણજાણતાં, કોઈ વાર અનિવાર્યપણે, સભાઓમાં, મેળાવડામાં, ગાડીમાં, ટ્રામમાં, મોટરબસમાં થાય છે. એક બીજાને બીંસાઈને અડકીને બેસવું પડે છે, ચાલવું પડે છે તથા વાર્તાલાપ પણ કરવા પડે છે!

બીજી તરફ શિક્ષકો, અધ્યાપકો, વગેરેને યુવાન છોકરીઓને શીખવવું પડે છે, કુટુંબની પાડોશની કે સગાની યુવાન છોકરી સહાધ્યાયિની હોય, ઓળખાણવાળી હોય તો કેટલીક વખત એને અભ્યાસમાં મદદ કરવા એની નજીક–નિકટમાં ઓછા વધતા પ્રમાણમાં ચક્ષુ, શરીર, હાથ કે એકાદ દેહનો સ્પર્શ સાધવો પડે છે–એ બધું સ્વાભાવિક સહજભાવે બનતું હોય છે.

આ અને આવા બધા પ્રસંગો આવે છે–આવતા રહે છે, પરંતુ એ અબળી બાબતમાં પવિત્રતા માટે મનમાં એ ગુમાન રાખે છે અને એ સહવાસોમાં ભયસ્થાનની કલ્પના નથી કરતા તેઓ જરૂર પડે છે!

આવા પ્રસંગે જે જાગૃત રહે છે, પ્રસંગોનું વહન એ સુખરૂપ નહિ માનતાં, આપત્તિરૂપ અથવા આપત્કાલ માની, એમાંથી જેટલું બને તેટલું તસુ ભરી દૂર રહેવામાં મનોવૃત્તિને સજાગ બનાવી, અણુ માત્ર પણ કોમળ લાગણીને સ્પર્શવા નથી દેતા, તે પોતાના તન મનને બચાવી શકે છે, જે બેદરકાર છે તે પોતાના આંતરમનની સાથે છેતરપીંડી કરી રહ્યા છે.

એ હકીકત નક્કર બાબત રૂપે આપણી નજર સામે તરવરે છે કે ઘણા શિક્ષકો અભ્યાસ કરતી પોતાની વિદ્યાર્થીની સાથે પ્રેમમાં પડી જાય છે. કેટલીક વખત ઉમર, અવસ્થા અને જ્ઞાતિનું ભાન એમાં હોતુ નથી. કેટલીક વખત સાધારણ સહવાસ પછી સ્ત્રીનો પુરુષ મિત્ર બને છે, અને પવિત્ર તથા નિર્દોષ પ્રેમ યા સંબંધનો દેખાવ થતો હોય છે. છતાં અંદરખાનેથી સ્થૂળ નિયમોનું પાલન થતું હોતું નથી, ઉપરાંત આવા નિયમો ઉપર તુચ્છ બુદ્ધિ રાખીને પોતાની નિગ્રહશક્તિ ઉપર મિથ્યા આડંબરની તુમાખી સેવાતી હોય છે અને પોતાની જાત ઉપર વધુ પડતો સંયમનો વિશ્વાસ સેવી, મિત્રતા આગળ વધે છે અને એમાંથી જ પછી જગતની દૃષ્ટિમાં આવા પતન ચઢતાં ન હોય અને ઢાંકપિછોડો રહી પણ જતી હોય!

એટલે જ આજે આટલી બધી છૂટછાટ અને સ્વતંત્રતાની હિમાયત કરનારા અને સ્ત્રીઓને પુરુષ મિત્રો શા માટે ન હોય, એ

માટે વાણીયુદ્ધ કરીને અખાડાઓની વચ્ચે રહીનેય કહેવું પડે છે કે જેમાં સ્થૂલ નિયમોનું છડેચોક ઉલ્લંઘન કરવામાં આવે છે એ જાતનાં આજે કેળવાયે જતા સ્ત્રી પુરુષ વચ્ચેના મૈત્રિસંબંધો અનર્થકારી જ બને છે.

સ્ત્રી અને પુરુષ એક જ વર્ગનાં પ્રાણી છે. મનુષ્યસ્વભાવ અને એ સ્વભાવની સંસ્કૃતિ કે વિકૃતિ બન્નેમાં એક જ સરખી છે. ભલે શાસ્ત્રકારોએ સ્ત્રીમાં આઠગણો કામ કલ્પ્યો હોય છતાં બન્ને એક જ પ્રકારની વાસના અને પરિણામથી યુક્ત છે.

છતાં ઇંગ્લાંડના માનસશાસ્ત્રી મેંકડુગલ કહે છે કે "સ્ત્રીસ્વભાવ વધારે ભાવનાવશ છે. એના પ્રત્યે જે લાગણી બતાવવામાં આવે તેની અસર પુરુષ કરતાં વધુ પ્રમાણમાં થાય છે અને એથી સદાય એ ભાવનાની–હેતની ભૂખી રહે છે."

આથી એની પ્રત્યે જે પ્રેમ, માયા, સ્નેહ, દાક્ષિણ્ય બતાવવામાં આવે તેનો તાત્કાલિક પડઘો એના અંતર ઉપર ઉઠે છે. તેની અસર એના હૃદય ઉપર થાય છે અને તે હિતાહિતનો ખ્યાલ કરવા રોકાયા સિવાય લાગણી બતાવનારને સંતોષ આપવા ખાતર ગમે તે કરવાને તૈયાર થઈ જાય છે.

કેટલીક વખત આ લાગણીના વેગનું શમન થયા પછી એને ઉદ્વેગ પણ જન્મે છે, તે પસ્તાય પણ છે. પરંતુ આ સ્ત્રીસ્વભાવની કોમળ ભાવના અને લાગણીની પ્રાધાન્યતાને અનેક ધૂર્ત પુરુષો તેમની અંદર છુપાયેલી પાશવતાના પાશમાં જકડી લઈ, એને પોતાનો શિકાર બનાવી દે છે. વેગ શમ્યા પછી જ્યારે ઉદ્વેગ આવે છે, તે પહેલાં તો એ સ્ત્રી તેના શિકારીનો શિકાર બની ચૂકી હોય છે, અનેક યત્નપૂર્વક સાચવેલું તેનું શીયળધન લુંટાઈ ચૂકયું હોય છે.

આદર્શ નીતિના, પાતિવ્રત્યના કે સતી ધર્મના સંસ્કારો બાલ્યકાળથી ભલે પડ્યા હોય, ભલે સંસ્કારી અને નીતિમાન તથા ચારિત્ર્યશીલ કુટુંબમાં ઉછરીને તે મોટી થઇ હોય, એનું બળ એને

હિંમતવાન બનાવતું હોય, છતાં "મારૂં શીયળ કદાપિ જોખમમાં આવવાનું જ નથી" એમ માનીને કે એવા અભિમાનને વશ બનીને એવી બેપરવાહી તો ન જ સેવવી જોઈએ કે "પુરુષજાતની સાથે ગમે તે પ્રકારનો આચાર સેવન કરીશ અથવા સ્થૂળ નિયમોનો ભંગ થશે તો ય મને હરકત શી છે?" આમ માનીને તે મર્યાદાને ઉલ્લંઘી નાખે છે. હા, કદાચ એના ચારિત્ર્ય અને સંસ્કારનું બળ એને અકસ્માતથી બચાવી શકે ખરૂં, પણ એની સુશુપ્ત રહેલી માનવ-સ્વભાવને વશ લાગણીઓ જાગૃત બની–તેને બનાવી દઈ, એનામાં પરિવર્તન નહિ જ થાય, એટલો બધો અંધવિશ્વાસ સેવવો એ અનર્થકારી છે. તેમાં પણ જે સ્ત્રી કુમારી હોય કે પરિણીત હોવા છતાં પોતાના પતિ અથવા કુટુંબ તરફથી એને સંતોષ ન હોય, તેના ગુણની કે કામની કદર ન થતી હોય, તેના પ્રત્યે દેખીતી રીતે સન્માન ન જળવાતું હોય, યોગ્ય રીતે મમત્વ કે મીઠાશ ન દર્શાવતાં હોય, એવી સ્ત્રીઓને જ્યારે અન્ય પુરુષના સહવાસે, સ્વભાવનો સમભાવ જણાય, મમત્વ અને પ્રોત્સાહન એના તરફથી મળે, આદર દેખાય, માયાળુતા જણાય, અને વિવિધ પ્રકારે અનૂકુળ બની, અનેક રીતે અભ્યાસ, વાણી, પદાર્થ–ચીજભાવમાં ઉદાર દિલથી મદદ મળે, તે વખતે સહજ સ્વભાવે જ આવી સ્ત્રી તે પુરુષ તરફ ખેંચાવાની, તેનામાં સમભાવ જણાવાનો. હવે જો એવા પુરુષના દિલના ઊંડાણમાં પણ કોઈ ચોર છુપાયો હોય, કે પ્રથમ સહેજે અને પાછળથી ચોરવૃત્તિ ઉત્પન્ન થાય તો આવો પુરુષ ભાવનાવાળી કૃતજ્ઞ બુદ્ધિની નારીના સ્વભાવમાં રહેલી કોમળ લાગણીનો પૂરેપૂરો દુરૂપયોગ કરવાનો જ!

શ્રીમદ્ ભાગવત કહે છે:

"तत्सृष्ट सृष्ट सृष्टेषु कोऽन्व खंडित धी पुमान्।
ऋषि नारायण मृते योषिन्मय्येह मायया ?"

અર્થાત્ :–બ્રહ્માંડથી માંડીને દેવ, દાનવ, મનુષ્ય, પશુ, પંખી

વગેરે સૃષ્ટિનાં પ્રાણીસર્જનકાર્યમાં (સ્ત્રી-પુરુષ યૌગિક સંબંધ) એક નારાયણ ઋષિ સિવાય સ્ત્રીરૂપી માયાથી ખંડિત ન થયો હોય એવો કોણ પુરુષ છે?

પતનથી બચવાનો સાચો અને વિશુદ્ધ રાજમાર્ગ એ છે કે પુરુષ ગમે તેવો પવિત્ર, નિખાલસ, સાદો, હેતાળ, આદર્શવાદી જણાતો હોય, છતાં તેની સાથે ખાનગી સહવાસ અથવા મશ્કરીઠઠ્ઠા, ગુફતેગો, અને અનર્થાચલ્ય પ્રગટે તેવા સહવાસો, અંગસ્પર્શ અને કલાને નામે પ્રગતિને નામે, સહાધ્યાય કે સહશિક્ષણને નામે, મૈત્રી, કે મંત્રી-તંત્રીના નામે કે બહાને સ્થૂળ નિયમોનો ભંગ થાય તેવા બધા જ પ્રકારોથી સભાન, સજાગૃત બની રહેવું એ જ એક સાચો માર્ગ છે. એ માર્ગને નહિ સ્વીકારનારા પાછળથી પસ્તાય છે અને પસ્તાશે.

મનુષ્ય એ પ્રકૃતિનું સંતાન હોવા છતાં એ પ્રકૃતિને વળગીને રહેલ નથી. કારણ કે એનામાં પ્રકૃતિને વિકૃત અથવા સંસ્કૃત કરનારાં વિવેક અને બુદ્ધિ રહેલાં છે અને તેથી એ બીજાં પ્રાણીઓના માફક પ્રકૃતિને વશ રહી શકતો નથી. એ પોતાની બુદ્ધિ અને વિવેકશક્તિના આધારે પ્રકૃતિને છેડે છે અને એમાંથી કાં તો બૂરા પરિણામવાળી વિકૃતિ થાય છે અથવા સારા પરિણામવાળી સંસ્કૃતિ જન્મે છે.

પશુઓની માફક એ પ્રકૃતિને વશ ન રહી શક્યો, પશુઓને મનુષ્યના જેવા જ સહજ ધર્મો આહાર, નિદ્રા. ભય અને મૈથુન હોવા છતાં પ્રકૃતિનાં પ્રેરાયાં તેઓ એને વશ બને છે, પરંતુ માનવી બુદ્ધિપ્રાધાન્યતાવાળો હોવાથી તેથી જુદો પડી જાય છે.

પ્રાણીઓ પોતાની દિગંબર દશાથી શરમાતા નથી, છતાં ટાઢ, તડકા કે વરસાદની ધારાઓથી શરીરને રક્ષવા એ ઓઠાં લે છે, ઝાડ નીચે ભરાય છે, ગુફાનો આશ્રય લે છે. એ ઋતુઓથી બચવા અથવા દુશ્મનથી પોતાની જાતનું રક્ષણ કરવા માટે આમ કરે છે, પરંતુ

પોતાની નગ્ન અવસ્થાને ઢાંકવાને માટે તેઓ કદી કોઈ પ્રકારનું ઓઢું લેતા નથી.

માણસ પ્રકૃતિનો સર્જ્યો દિગંબર છે, પરંતુ એની બુદ્ધિ અને વિવેક એને શરમ આપી અને એને દિગંબર રહેવું શરમભર્યું લાગ્યું. એથી એ સંતાવા લાગ્યો અને પોતાનાં ગુપ્ત અંગોને ઢાંકવા એણે કૌપીન પહેરવા માંડી, મકાનો બાંધ્યાં અને પ્રકૃતિને છેડી. આ પ્રકૃતિને છેડવાથી એ માત્ર સંસ્કૃતિ જ મેળવી શક્યો એમ નહિ, એમાંથી વિકૃતિનો પણ જન્મ થયો ! એનાં વસ્ત્રો અને ગૃહનિર્માણમાંથી સમાજવ્યવસ્થા જન્મી અને કપડાં તથા ગૃહો રક્ષણનાં સાધનરૂપે માત્ર સંસ્કૃતિ રૂપ ન રહ્યાં, પણ ભોગપ્રેરક, વિલાસને ઉત્તેજક નિવડયાં, સાધન બન્યાં, અને એને પ્રકૃતિથી જુદાં પાડી, પશુઓ કરતાં જુદા પ્રકારની વિકારભાવના જન્મી, તથા પશુઓનાં નરમાદાના વ્યવહાર, પ્રકૃતિવશતાની મર્યાદા, માનવીમાં ન રહી. એમના નરમાદાના પ્રાકૃતિક વ્યવહારો એની બુદ્ધિને શરમજનક લાગ્યા અને એણે કૌટુમ્બિક વ્યવસ્થા રચી. એમાંથી એને થોડીક સંસ્કૃતિ સાંપડી. મા, બ્હેન, દીકરી, બાપ, ભાઈ, દીકરો, વગેરે વચ્ચે વિજાતીયતા હોવા છતાં, વિકારથી પર, વિશુદ્ધ પ્રેમનો આવિર્ભાવ સર્જ્યો અને પશુઓથી જુદી રીતે એણે આ પ્રમાણે સિદ્ધ પણ કરી બતાવ્યું કે પુરુષ અને સ્ત્રી વચ્ચે વિકારહિત, વિશુદ્ધ પ્રેમ સર્જી શક્ય છે. બાપ–દીકરી, ભાઈ–બ્હેન, મા–દીકરો વિજાતીય હોવા છતાં સાથે રહીને અવિકારશીલ પ્રેમ કરી શકે છે.

પરંતુ પ્રકૃતિમાંથી ઉતરી આવેલી આ સંસ્કૃતિ હમેશને માટે હર સમય નિર્બંધ જ છે એમ નથી. એની ઉપર પણ મર્યાદા અને નિયમોનું બંધન હોવું જોઈએ, એમ વિચારશીલ અને શાણા માનવીને લાગ્યું એટલે બાપ–દીકરી, ભાઈ–બ્હેન વચ્ચેના વિશુદ્ધ પ્રેમની પણ મર્યાદા હોવી જોઈએ. મનુષ્ય બુદ્ધિના જોરે પ્રકૃતિ ઉપર સવારી કરીને સંસ્કૃતિ સર્જે છતાંયે માનવી એ તો પ્રકૃતિનું

સંતાન છે. અને એનામાં સૂતેલી માનવપશુતા સંસ્કૃતિ સર્જાયાથી સદાને માટે વિલીન થઈ ગઈ છે એમ ન માની શકાય.

પ્રાણીની પીઠને કુદરતે કોઈ મનુષ્યની સવારી કરવા રચેલી નથી પણ માનવી પોતાના બુદ્ધિબળથી પ્રાણી ઉપર વિજય મેળવી, એની પીઠ ઉપર સવારી કરી બેઠો. પણ એને લગામ તથા પેગડાની જરૂર રહી. પશુને વશ કરવા માટે એ બન્ને એને મદદગાર થાય અને સમતુલા જાળવવા માટે એ લગામ તથા પેગડા ઉપર સખ્યાય જરૂર રહે. એમ બાપ-દીકરી, ભાઈ-બહેન કે મા-દીકરા વચ્ચે માનવીએ નિર્માણ કરેલ નિર્વિકારી ભાવ, તેઓ વિજાતીય હોવા છતાં સચવાયે જાય, એ એક જુદી વસ્તુ છે. પરંતુ એ સ્મૃતિમાં કદી પણ વિકૃતિ નહિ જ પ્રવેશે, એમ કેવળ અંધવિશ્વાસ રાખી, શાણા માણસોએ બાંધેલી પાળને ઉલ્લંઘી નાંખવી એ ભયભરેલું છે. એમની વચ્ચે પણ આચારના નિયમો અને પ્રેમાશ્વને લગામની સંપૂર્ણપણે જરૂર ખરી જ.

જ્યારે કૌટુમ્બિક ભાવ, અને હજારો વર્ષથી આ અવિકારી ભાવનો ભાઈ-બહેન વચ્ચેનો સંબંધ, એના ઉપર પણ આચાર અને સ્થૂલ નિયમોનું પરિપાલન કરવાની સત્ પુરુષોની આજ્ઞા છે, તો પછી આજે છૂટથી ફરતાં હરતાં, સાથે સૂતાં, બેસતાં, ઊઠતાં, ખાતાંપીતાં, કોઈ પણ જાતના આચાર કે મર્યાદાનું પાલન નહિ કરતાં, જુવાન સ્ત્રી અને પુરુષો, શું હરેક પ્રકારની છૂટ લેવા છતાં નિર્વિકારી રહી શકે છે? ગમે ત્યારે, ગમે તેટલો વખત એકાંત સેવે, અનેક કારણે મૈત્રીનું નિમિત્ત આગળ કરીને એકાંતવાસ કરે, છતાં પ્રકૃતિપ્રેરક વાસના એમને સ્પર્શી જ ન શકે એમ કેમ કહી શકાય? મનુષ્ય-જાતને વહેલાં કે મોડાં વિજાતીય પરિચય અને વાસના જાગૃત થાય છે. પરિચય, પરિચયાત્મક સ્પર્શ અને ભોગ તરફ ક્રમશઃ એ ધકેલાયે જાય છે.

મનુષ્યોમાં રહેલો લિંગભેદ એ પ્રકૃતિએ નિર્માણ કરેલો ભેદ છે. તેનું સ્ફુરણ ન થવું એ અશક્ય છે. પરંતુ એ સ્ફુરણ વિકારી કે સંસ્કારી બનાવી

શકાય છે. નિયમોની પાળને સાચવીને રહી શકે તો સહજ સ્વભાવ બની જઈને આપોઆપ સુસંસ્કાર બંધાય છે અને આજે સભ્ય તથા સંસ્કારી સમાજમાં જે મર્યાદાઓની અભિરૂચિ અને પરિપાલન થઈ રહ્યું છે, એને લઈ સહેજે પવિત્રતા સચવાઈ રહે છે.

જેમણે આ સંસ્કાર અને સ્થૂળ નિયમો સાથે ચેડાં કરવા માંડયાં છે અને એવો માર્ગ ગ્રહણ કરવા, સુધારક વિચારોને વેગ આપી, માનવી સંસ્કારોની અંદર અખતરા કરે છે તેઓનું પતન થાય છે.

આ વિષયમાં શ્રી કિશોરલાલ, મશરૂવાળાના " સ્ત્રી–પુરુષ મર્યાદા " નામના પુસ્તકમાં આપેલા થોડાક નિયમો સાભાર અહીં ઉતારૂં છું. તે મારા જુવાન વાચકવર્ગને અતિ ઉપયોગી બનશે.

" (૧) સ્ત્રી તેમજ પુરુષ બન્નેનું શરીર એક પવિત્ર વસ્તુ છે. એને પ્રયોજન વિના કોઈના સ્પર્શથી દૂષિત કરવું ન જોઈએ. કોઈએ એટલે સ્ત્રીએ પુરુષને કે પુરુષે સ્ત્રીને જ નહિ પણ સ્ત્રીએ સ્ત્રીને કે પુરુષે પુરુષને પણ નકામો સ્પર્શ ન કરવો જોઈએ. આવશ્યકતા વિના કોઈનો સ્પર્શ થાય તો તે પ્રત્યે અણગમો લાગે અને કોઈનો સ્પર્શ કરતાં સંકોચ લાગે એવો સ્વભાવ બનવો જોઇએ. આથી નકામા નકામા કોઈને ભેટી પડવાની, હાથ પકડી લેવાની, ગળે હાથ નાંખવાની, બાઝવાની વગેરે ટેવો ખરાબ, અશિષ્ટ સમજવી જોઇએ. જગ્યા હોય છતાં અડીને બેસવાની રીત અસભ્ય મનાવી જોઇએ. ચુંબન ગંદી ક્રિયા છે. નાનાં બાળકોને સૌ કોઇ ચુંબન કરે છે. પણ બાળકોની જુબાની લેશું તો માલૂમ પડશે કે માતા સિવાય કોઈ બીજાનું ચુંબન બાળકોને ભાગ્યે જ ગમે છે. તેઓ તેને સહન કરે છે એટલું જ. નાની ઉમરનાં બાળકોને–બહુ નાનાં શિશુઓને ચુમ્મી કરવાનું મન થાય છે. પણ તેમાં ચુંબનની વૃત્તિ નથી હોતી. તેઓને તો જે પ્રકારનું વહાલ છૂટે છે તે એવા પ્રકારનું કહી શકાય કે જેવું ખેડુતોને ખેતરમાં ફરતાં કુમળી કાકડી, ટીંડોરા, ગલકાં વગેરે શાક

બાજી જોઇને છૂટે છે! એટલે કે ખાઈ જવાનું! કોઇ નાના શિશુના કુમળા હાથ પગ જોઇને જાણે તે ખાઇ જાઉં એવું મન થવાનું કહેતા ઘણાઓએ બાળકોને સાંભળ્યા હશે. ઓછી સમજણવાળા બાળકો કદીક બચકું પણ ભરે છે. પણ પોતાની ચુમ્મી લેવડાવવાનું બાળકોને ભાગ્યે જ પસંદ હોય છે, ગમે તેમ ચુંબન લેવુ કે કરવા દેવું એ પ્રત્યે અણગમાની લાગણી ઉત્પન્ન કરવી જોઈએ. બાળકોને તે સહન કરવાની ફરજ આપણે કદી પણ ન પાડવી જોઈએ.

" આ નિયમ મા-દીકરો, બાપ દીકરી ભાઈ—બહેન ( અથવા મિત્ર-મિત્ર સ્ત્રી-પુરુષ, વિજાતીય કે સજાતીયમાં પણ ) સૌને લાગુ પડે છે, કારણ કે અહીં નિયમ નથી સૂચવ્યો, સંસ્કાર સૂચવ્યો છે.

" (૨) અતિ પરિચિત સ્પર્શ એ અર્ધસંભોગ જ છે. પૂર્ણ સંભોગ માટે એક વ્યક્તિ અને અર્ધસંભોગ માટે બીજી એક કે અનેક વ્યક્તિઓ એ પવિત્ર જીવન નથી. માટે પોતાના શરીરને પરિચિતપણાનો સ્પર્શ કરવા દેવાનો અધિકાર-આપત્તિ વિના એકને જ હોય એ પોતાનો (લગ્ન થયા બાદ) પતિ કે પોતાની પત્ની. દરેક સ્ત્રી તેમજ પુરુષને એવી અપેક્ષા રાખવાનો અધિકાર છે કે તેની જોડે પરણનારે કોઈના સ્પર્શથી પોતાનું શરીર અભડાવ્યું નહિ હોય. જે દંપતિએ પરસ્પરના આ અધિકારને નિષ્ઠાપૂર્વક સંભાળ્યો છે તે દંપતિ પવિત્ર છે. એમનો સંયમ તેમજ સંભોગ સમાજનું હિત કરશે.

" (૩) મા-દીકરો, બાપ દીકરી, ભાઈ-બહેનના સહવાસમાં પોષાતો પ્રેમ એ ઇષ્ટ પ્રકારનો પ્રેમસંબંધ છે. એ સહવાસ પણ આપત્તિ સિવાય એકાંતમાં ન હોય એ મર્યાદામાં રહી, ઉપર પ્રકારની સંસ્કારિતાવાળો ગુરુ તેની શિષ્યાના, શિક્ષિકા શિષ્યના, શિષ્ય ગુરુપત્ની કે શિક્ષકાના પતિના કે વિદ્યાર્થી-વિદ્યાર્થીનિઓ પરસ્પરના પરિચયમાં આવે તો તે હાનિકર નથી, પણ સમાજને અને તે વ્યક્તિઓને પણ હિત કરે છે. જ્યાં એ સંસ્કારિતા નથી, એ મર્યાદાઓ માટે આદર નથી ત્યાં વિજાતીય પરિચય ભયભર્યો છે.'

" (૪) સંસ્કારી ગૃહસ્થો પોતાના ઘરને એક પવિત્ર સ્થાન સમજે છે, એમાં ભોગ છે, પણ નિયંત્રિત માર્ગે; એટલે જેમ દેવને અર્પેલા ભોજનમાં પ્રસાદની ભાવના છે, તેમ એ ભોગ વિષે પવિત્ર કર્મની ભાવના છે. આથી ઘરની પવિત્રતા સાચવવા માટે તેમને પેઢીની શાખ સાચવવા જેટલી કાળજી રહે છે. એવી સંસ્કારિતામાં ઉછરેલાં બાળકોનું સ્ખલન સહેજે નથી થતું. એમાં ભાઈ–બ્હેન, દિયર–ભોજાઈ, સસરો–વહુ વગેરે સાથે રહે છે અને એકબીજાને જોઈ ઘૂમટા તાણતાં નથી કે સંતાઈ જતાં નથી, અબોલા લેતાં નથી કે પડદામાંથી બોલતાં નથી; પણ સહવાસમાં મર્યાદા અવશ્ય રાખે છે, આ પવિત્રતા શાળા વિષે અવશ્ય હોવી જોઈએ. શાળા એ વર–વધુ શોધવાનું કાંઈ બજાર નથી; પારકાની દીકરીઓ જોડે છૂટ લેવાનું—હાંસી મશ્કરી કરવાનું સ્થળ નથી. શિક્ષક એમાં પોતાની દીકરીઓને જુવે, વિદ્યાર્થીઓ પોતાની બહેનોને અને માતાઓને જુવે, તો એ સહવાસ એકબીજાની વૃત્તિઓને સ્થિર અને ગંભીર કરનારો થઈ શકે. એ ભાવના ન હોય તો એમાં મલિનતા નિર્માણ થયા વિના રહે જ નહિ.

" (૫) પચ્ચીસ ત્રીસ વર્ષ સુધી પવિત્રપણે બ્રહ્મચર્યથી રહેવું અશક્ય છે એ વહેમ છોડવો જોઈએ. ગૃહસ્થાશ્રમમાં પડવું એ પતન છે કે શરમાવનારી વસ્તુ છે એવો સંસ્કાર પણ ન નાંખવો ઘટે. સંભોગ એ કેવળ કામાચાર છે એ ભાવના ખોટી છે. સેંકડો સ્ત્રીઓ અને પુરુષો યથાકાળે કામવાસનાથી પ્રેરિત થવાનાં જ છે એમ માનીને ચાલવું ઘટે. માટે ધર્મથી અવિરુદ્ધ કામની એમને દીક્ષા મળે તે રીતે સંસ્કાર પાડવા જોઈએ. ધર્મથી અવિરુદ્ધ કામની શરતો એ છે કે વિવાહ પહેલાં કોઈ સ્ત્રીની પુરુષ પ્રત્યે કે પુરુષની સ્ત્રી પ્રત્યે કામાતુર દૃષ્ટિ થવી એ પાપ છે. કામાતુર દૃષ્ટિથી કોઈનો સ્પર્શ કરવો એ પણ પાપ છે. જે સ્પર્શની આવશ્યકતા નથી તેવો નકામો સ્પર્શ નિર્દોષ લાગે, તે પણ કર્તવ્યરૂપ ન હોવાથી ન જ કરવો જોઈએ. આ

દૃષ્ટિએ વિવાહ એટલે પોતાના પવિત્ર રાખેલા શરીરને, ધર્મને અવિરોધી સંયોગથી ધાર્મિક પ્રજા નિર્માણ કરવા માટે અર્પણ કરવાનો સમારંભ.

"(૬) આથી કામવિહ્વલ થઈ સ્ત્રીને કે પતિને શોધવાની પ્રવૃત્તિ અથવા કોઈ સ્ત્રી કે પુરુષ પર કામાસક્ત થઈ, પછી તેની સાથે વિવાહનો નિશ્ચય કરવાની પ્રવૃત્તિ એ સંસ્કૃતિ નથી પણ વિકૃતિ છે. દરેક માણસ અમુક વયે જાણે જ છે કે કામવાસના એટલે શું, અને પતિ-પત્નિ વ્યવહાર એટલે શું, પછી એણે વિચાર કરવાનો તો એ કે વાસનાના જ્ઞાન છતાં એનો વેગ પોતાનામાં કેટલો તીવ્ર છે તથા કેટલી મુદત સુધી એણે સંયમધર્મ રાખવો આવશ્યક છે. જો શરીર સંપત્તિ તથા બીજી પરિસ્થિતિઓ અનુકૂળ હોય, યોગ્ય વયે પહોંચ્યા હો અને એક વ્યક્તિના સ્પર્શ કે સંભોગને સહન કરી લઈ શકે એટલી એની સ્પર્શઘૃણા ઓછી થયેલી અનુભવતા હોય તો કામદૃષ્ટિથી નહિ પણ વ્યવહાર દૃષ્ટિથી યોગ્ય ભાગીદારને શોધવા તે પ્રયત્ન કરે, હિતચિંતકો દ્વારા પ્રયત્ન કરાવે.

"(૭) કામવાસનાને ઓળખી શકનાર તથા પતિપત્નીના વ્યવહારની કલ્પના કરી શકનાર સંસ્કારી સ્ત્રી–પુરુષ પોતાને થોડા સૂતકી માને અને કોઈનેયે સ્પર્શ કરવામાં તેમજ દૃષ્ટિ ઠરાવી જવામાં વધારે કાળજી રાખે એમાં કશો દોષ નથી, વિનયી સભ્ય વર્તન જ છે.

"અર્થાત્ આ નિયમો દર્શાવવામાં હજારો સ્ત્રી પુરુષો માટેનો રાજમાર્ગ સૂચવ્યો છે. એકાદ લોકોત્તર, પવિત્ર વ્યક્તિ આવા નિયમો પાળવાથી નાની નથી થઈ જવાની. એ ધર્મથી અવિરુદ્ધ કામી નહિ પણ નિષ્કામી હશે, ધર્મવિરુદ્ધ કામની વાત સાંભળી એને કામના ઉત્પન્ન થવાનો ડર જ નથી: વળી જો સમાજમાં હજારો જોડાંઓ ગૃહસ્થાશ્રમમાં ધર્મથી અવિરુદ્ધ કામને સેવતાં ન હોય તો એવાં નિષ્કામ સ્ત્રી પુરુષો ઉત્પન્ન થવાની આશા જ નથી. જે સમાજના ગૃહસ્થાશ્રમમાં ધર્મવિરુદ્ધ કામનો અભાવ હોય તે સમજે કે નૈષ્ઠિક બ્રહ્મચર્યનો મહિમા ગાવો એ પોથીમાંના રીંગણાં સમાન છે.

" જે સમાજમાં આવા સંસ્કારો પોષાય તે સમાજમાં સ્ત્રી-પુરુષોની એકત્ર સંસ્થાઓ ચાલી શકે. જાગૃત સંચાલકના હાથ તળે ચાલતી એવી સંસ્થાઓમાં ઓછા દોષો થશે. સ્ખલનો બિલકુલ થાય જ નહિ એવી ખાતરી તો કોણ આપી શકે? પણ જે સમાજ તથા સંસ્થાની વિચારસરણી, સંસ્કારિતા અને નિયમાવલિ આવી હોય તેમાં જો સ્ખલન થાય, તો તે વ્યક્તિનો રોગ થાય, સંસ્થાનો રોગ ન થાય, તેમ તે રોગ ઉપદ્રવરૂપે ફાટી પણ ન નિકળે એમ મને લાગે છે. "

ઉપરના નિયમો અને વિચારો શ્રી. મશરૂવાળાના છે. આજે જુવાનવર્ગ બેફાટ રીતે વિપથગામી બની રહ્યો છે, અને એના જીવન સંસ્કારના ઘડતર ઉપર કોઈ પણ પ્રકારની મર્યાદા નથી રહી. જુગજૂની થોડી મર્યાદાઓના અવશેષ જોવામાં આવે છે તેને પણ દિવસ ઉગતાં આજનો નવતર યુવાનવર્ગ ફગાવતો જાય છે. એનું પરિણામ એ આવ્યું છે કે જુગજૂનાં નીતિનાં બંધનો તૂટી ગયાં છે, તૂટી રહ્યાં છે, અને એની અસર સમાજરચના ઉપર થઈ રહી છે. એ વખતે કડક જણાતાં છતાં માનવીનાં સ્થાપિત હિતો માટે ઉત્તમ મનાયેલાં નીતિ અને ધર્મને પુનઃ સ્થાપિત કરવાં હોય તો પાછા વળી, આ સંસ્કાર અને આ સ્થૂળ નિયમનું અક્ષરશઃ પાલન કરવામાં આવે તો જ ભેળાતી હિંદની સંસ્કૃતિનો બચાવ થઈ શકે. બાકી તો વર્ણસંકરતા અને શેળભેળ વધતાં જઈ ક્યાં જઈને થોભશે એનો કોઈ નિર્ણય નથી, અને આથી તો વધુ અને વધુ પતનના માર્ગ ખૂલતા જશે.

[ ૨૩ ]

# લગ્નનો ઉદ્ભવ : વંશવર્ધનની પ્રેરણા :

માનવી, પશુ, વનસ્પતિ—આ બધા વર્ગમાં સ્વભાવિક રીતે જન્મતાંની સાથે જ આત્મરક્ષણ કરવાની અને વંશવર્ધન કરવાની સ્વયંસ્ફુરિત ઇચ્છા–ભાવના રહેલી છે.

વનસ્પતિસૃષ્ટિ એ પશુ અને માનવીથી જુદા પ્રકારની સૃષ્ટિ હોવા છતાંયે વનસ્પતિમાં પણ સંવર્ધન રહેલુ છે, અને એમાં રહેલા વિકાસ ક્રમ પ્રમાણે એ જન્મે છે અને સંવર્ધન પામે છે, સામાન્ય રીતે સંવર્ધન માટે સ્ત્રી અને પુરુષજાતિના સંયોગની જરૂર છે–રહે છે એમ માનવામાં આવે છે. પરંતુ આજના વિજ્ઞાનશાસ્ત્રે એ સાબિત કરી બતાવ્યું છે કે કેટલીક સૂક્ષ્મ જાતિની વનસ્પતિમાં નર–નારી જેવા ભેદ નથી હોતા, છતાં સંવર્ધન થયે જાય છે. ગળ્યા, ખાટા અને તિકત પદાર્થના સંયોગ પછી એમાં જે વનસ્પતિનો જન્મ થાય છે, જેને "બેકટારીયા" વનસ્પતિ (જો કે આજે જંતુ પણ માનવામાં આવે છે) કહે છે કે તે એકક કોષની બનેલી છે, અને એવા જ રીતે પાણીમાં થતી લીન અને શેવાળમાં પણ એક જ જાતિ હોવા છતાં સંવર્ધન પામે છે, આ અતિ સૂક્ષ્મ અને અવિકસિત વનસ્પતિઓ સંયોગ વગર અને નરનારીના ભેદ સિવાય વંશ-વર્ધન પામે છે.

આ પછી જરી વધુ વિકાસ પામેલી વનસ્પતિના એક જ શરી-રમાં પણ નર–નારીનાં જુદાં જુદાં અંગ હોય છે અને એ બંનેના સંયોગ પછી તે વિકાસ પામે છે અને આ રીતે સંયોગક્રમ વિકાસ-વાન બની, વનસ્પતિ સપુષ્પા અને સફલા બની રહે છે. છતાં કેટલાક છોડ ઉપર નરજાતિ અને નારીજાતિનાં બન્ને પ્રકારનાં પુષ્પો હોય છે. પરંતુ એક જ છોડમાં એ પુષ્પો સંયોગ કરતાં નથી અને કરે છે તો તે સફળ બનતો નથી. પરંતુ એક છોડના પુંકેસરને કેટ-

લાંક ઉડતા જંતુઓ (પતંગીયાં, મધુમક્ષિકા વગેરે) પોતાની સાથે લઈ જઈને બીજા છોડમાં સ્ત્રીકેસરમાં મૂકી સંયોગ કરાવે છે. કેટલીક વખત વાયુ સાથે મળીને પુંકેસર સ્ત્રીકેસરને ભેટી પડે છે અને વર્ધન પામે છે. કેટલીક વનસ્પતિની નારીજાતિ તો પુરુષ જાતિ સિવાય જ રહે છે. પોપૈયો, કાકડી, તુંબડી, દૂધી, કોળું આ વનસ્પતિમાં સ્ત્રી અને પુરુષ જાતિ જુદાં જ હોય છે. સ્ત્રી જાતના અસંખ્ય વેલા હોય કે વૃક્ષ હોય, પરંતુ પુરુષજાતિના વેલા કે વૃક્ષના અભાવને કારણે ફળ વગરનાં વાંઝીયાં રહે છે, છતાં પોપૈયામાં કેટલીક વખત પુરુષ જાતિનું વૃક્ષ પોતામાં જ પુંરસગને ઝીલી સ્ત્રીકેસર ઉત્પન્ન કરી ફળવાળું વૃક્ષ થાય છે.

વનસ્પતિમાં જેમ ઉભયલિંગ જાતિ છે અને ભેદલિંગની જાતિ છે, છતાં બન્ને પ્રકારની જાતિમાં સંવર્ધન અને વિકાસ તો સધાતો જ જાય છે, એ જ રીતે પ્રાણીઓમાં પણ કેટલાંક પ્રાણી ઉભયલિંગ હોય છે.

અળસીયાં ચોમાસામાં થાય છે, જેને ' ભુનાગ ' કહે છે અને ચોમાસામાં થતી ગોકળગાય જેને યુનાનીમાં ' બીરબોટી ' કહેવાય છે. આ પ્રાણીઓમાં બન્ને નર અને નારીનાં લિંગો છે અને એમાંથી જ એમનો વંશવિસ્તાર થાય છે. શંખના કીડા જેવી જાત છ હજાર જેટલી છે, એ ઉભયલિંગવાળાં જીવડાં છે અને એમને નરમાદાના સંયોગની જરૂર નથી. તે સિવાય જ તે વંશવિસ્તાર કરી શકે છે. એમીબા, ઇફ્યુસોરીયા, પારમોશીયા,—આ જંતુ-પ્રાણીઓ ઋતુકાળે પોતાના શરીરના બે ભાગ કરીને અથવા એક જ જંતુના બે કોષ-બે ભાગ પડી જઈને એમનો વંશ વિસ્તાર થાય છે. આ બધી જાતિ અણુવિસેલ વર્ગનાં પ્રાણીની જાત ગણાય છે. એથી ઉંચા દરજ્જામાં મધમાખી આવે છે. હજારો મધમાખીમાં એક જ નર હોય છે અને એ નરથી હજારો મધમાખી, પૈકીમાં એકાદ જ માદા પુરુષજાતિ સાથે સંયોગ કરી શકે અને વંશવિસ્તાર કરી શકે. આ માખી રાણી ગણાય છે અને એ સંખ્યાબંધ ઇંડા મૂકે છે. મધમાખીમાં લાખ્ખો માખીઓ ઇંડા મૂકી શકતી નથી. એ વાંઝણી હોય છે. મધમાખી, કરોળીયા,

વીંછી-આ જાતિમાં નર નારી જાતિને ગર્ભ આપ્યા પછી મરી જાય છે અથવા નારી જાતિ તેને મારી નાંખે છે.

માનવો માનવ રૂપે ક્યારે થયા, એ માટે કોઇ ચોક્કસ સમય ઇતિહાસ પણ આપી શકે તેમ નથી: પરંતુ પશુમાંથી વિકાસ પામી એ માનવી બન્યો કહેવાય છે, પ્રથમ વાનર, કિંનર અને પછી માનવ થઇને રહ્યો.

માનવ પશુરૂપ હતો, કિંનરરૂપે હતો અને માનવરૂપે થયો એ બધી અવસ્થામાં એને વંશવર્ધનની સ્વાભાવિક પ્રેરણા હતી, રહી અને છે. પરંતુ માનવી જેમ જેમ બુદ્ધિથી વિકસતો ગયો તેમ તેમ તેનામાં રહેલી ઇન્દ્રિયો અને તે ઇન્દ્રિયોની ક્રિયાનું એને જ્ઞાન થતું ગયું, અને બીજાં બધાં પ્રાણીઓ તથા પશુઓથી પોતાને એ શ્રેષ્ટ જાતિનો માનવા લાગ્યો.

છતાંયે એ માનવી અને માનવીઓના સમૂહમાં લગ્ન સંસ્થા જેવી કોઇ બંધન અને મર્યાદાયુક્ત સમાજવ્યવસ્થા શરૂ થઇ નહોતી. એ તો માત્ર વનપશુઓથી પોતાનું રક્ષણ કરવા સમૂહરૂપે રહેવા લાગ્યો. એને પહેરવાને વસ્ત્રો નહોતાં, એ નગ્નરૂપે રહેતો અને વનફળ, કંદમૂળ ખાતો તથા કશાયે લગ્નબંધન કે મર્યાદાના રેખાંકન સિવાય માત્ર વંશવર્ધનની પ્રેરણા પામી, ગમે તે નર ગમે તે નારી સાથે સંયોગ કરતો. પિતા-પુત્ર કે માતા-પુત્રીના સગવડ અને સંબંધનો કશો જ વિચાર—આચાર એ કાળે ન હતાં, માત્ર નારીજાતિ સંયોગના પરિણામે ઉત્પન્ન થયેલી સંતતિ પાળતી. પશુ-પક્ષીઓમાં પણ જેમ પોતાના તનુજ પ્રત્યે નારીજાતિનુ મમત્વ હોય છે તે રીતે.

પુરાતન ઇતિહાસ લખનાર " સ્ટ્રાબો " -" હેરોડોટ્સ " " સોક્રેટીસ " ઇસ્વીસન પૂર્વનાં વર્ષો જે વીતી ગયેલાં તે કાળની ઝાંખી કરાવતાં માનવજાતિની સ્થિતિ સંબંધમાં ઉપર પ્રમાણે બ્યાન આપે છે.

ઇતિહાસકારો કહે છે કે ત્યારપછી જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ માનવી ગણના રૂપમાં ( સમૂહ-જૂથ બાંધીને ) રહેવા

લાગ્યો: અને લગ્ન જેવું તો નહિ પરંતુ એ જૂથમાં જે સ્ત્રીઓ રાખવામાં આવે તે જ ગણની એ સ્ત્રીઓ ગણાય, એમ વર્ગ થવા લાગ્યા છતાં એ જૂથમાંની ગમે તે સ્ત્રી ગમે તે પુરુષ સાથે સંયોગ કરે તેને આજે જેને આપણે નીતિ–અનીતિ કહીએ છીએ. એવી કોઈ બાબત ગણવામાં નહોતી આવતી, વ્યભિચાર શું–એ શબ્દ પ્રયોગ જ નહોતો અને મુક્તવિહાર તથા દેહસંયોગ એ તો માત્ર વંશવર્ધનની પ્રેરણાને કારણે હોઈ ખુલ્લં–ખુલ્લાં આચારતાં.

અહુણા અને આંદામાન ટાપુમાં આ જ રીતે વંશવર્ધન સર્વ સામાન્ય રીતે થાય છે, કેલિફોર્નીયાનાં લોકો પશુઓનાં પેઠે જ વંશવર્ધન કરે છે.

યુરોપમાં ‘ ઝાપારોગ કોસાક ’ જાતિમાં, ઑસ્ટ્રેલિયાની “ કામીલારોય ” જાતિમાં સંયોગ અને વંશવર્ધન સમૂહના રૂપમાં આ જ રીતે થાય છે, લગ્ન અને આવગી નર અથવા નારી એવું કશું વર્ગીકરણ, બંધન અને મર્યાદા નથી.

આવી જાતનાં આ ગણસંયોગમાંથી જ માનવી જાતિનાં જ્ઞાન અને બુદ્ધિનો વિકાસ થયો, સમૂહમાંથી જ “ હું અને મારૂં ” એનો ભાવ પેદા થયો તથા ગણમાંથી એક નર તથા એક નારી જુદાં પડી સાથે રહેવા લાગ્યાં–ફાવે ત્યાં સુધી ! પ્રાચીન આઈરીશ લોકોમાં વળી એક વર્ષ માટે ! આ રીતે એક સ્ત્રી અને એક પુરુષ સાથે રહેતાં અને એને લગ્ન કહેવામાં નહોતાં આવતાં, માત્ર એ સંબંધ ગણાતો. એને લગ્નનું નામ આપવું હોય તો પ્રસંગિક અથવા મુદતિયાં લગ્ન કહી શકાય.

આ રીતે ગણલગ્ન અથવા ગણપ્રથામાંથી જ ધીરે ધીરે છૂટાં પડીને લગ્નસંસ્થા બહુમુખી વિકાસ સાધતી ગઈ. પણ પ્રથમથી જ નર અને નારી જાતિમાં નર–પુરુષ પોતાના બાહુબળથી સ્ત્રી–નારી ઉપર સત્તા–જોહુકમી સ્થાપતો આવ્યો અને ભોગવતો આવ્યો. એ બળના પરિણામે જ નારી નરથી દબાતી આવી, અને નર નારીની કીંમત–મૂલ્યાંકન–વિશિષ્ટતા નબળા પડતાં આવ્યાં છે. છેક નરની નારી

એ એની દાસીઃ ત્યાં સુધી નીચે ઉતારી દીધી ! એક નર અનેક નારીનો પતિ–સ્વામી–ધણી–મરદ બનવાના કોડ શરૂ થયા. બીજી બાજુ નારી છૂટી પડીને અનેક પતિ બનાવતી ચાલી. આમ ગણમાંથી એકાકી થઈ નેય અદલાબદલી થવા લાગી : આજે તેને છૂટાછેડા અને પુનર્લગ્ન કહેવામાં આવે છે. સોળમા સૈકા પહેલાં અમેરિકા–આફ્રિકા દેશોમાં એક જ ઘરમાં મોટો ભાઈ એક સ્ત્રી લઈ આવે તે જેટલા ભાઈ ઘરમાં હોય તેની સહિયારી સ્ત્રી ગણાતી. આપણા હિંદના "મહાભારત"માં દ્રૌપદીને પાંચ પાંડવોની સહિયારી પત્ની વર્ણવેલી છે, એ અનેકપતિલગ્નની સાક્ષી પૂરે છે, એ જ પ્રથા જેમ વિકસી તેવી બીજી અનેક પત્નીલગ્નની પણ શરૂ થઈ.

માનવી એ પશુઓનો વંશજ છે, એટલે એનામાં પાશવતાનો અંશ સમૂળગો તો નાશ નથી જ પામતો, પશુઓમાં અનેક નારીનો એક જ નર એ તો આજસુધી ચાલ્યું જ આવે છે. નારી કરતાં નર સંભોગવિષયમાં ઈર્ષાવાન છે. એક ગામમાં સાઠ સીત્તેર ભેંસોમાં એક જ નર મહીષ રહે છે. જો ભોગજોગે બીજો મહીષ એના ટોળામાં આવે છે તો બે પાડાઓ વચ્ચે ખૂનખાર યુદ્ધ શરૂ થઈ જાય છે અને આગંતુકને હરાવી ભગાડીને જ એ ગામનો નર–મહીષ જંપે છે.

હરણ જાતિમાં પણ સો–સવાસો હરણીનો એક જ પતિ હોય છે. એ રંગ અને રૂપે જુદો તરી આવે છે, એને કાળીવાર કહે છે. નારી અને સંતતિનું એક મોટું દળ એ નિભાવે છે, સાથે રહે છે. અને સઘળી સ્ત્રીઓમાં વંશવર્ધન કરે છે. પરંતુ એ બાળબચ્ચાં મોટાં થતાં, એમાંથી જુવાન થયેલાં પુરુષજાતિનાં સંતાનને એ ભગાડી મૂકે છે. સ્ત્રી જાતિનાં સંતાન એની નારીઓમાં ભળે છે. જેને માનવીનો વડવો કહેવાય એવી વાદર અથવા વાનર જાતિમાં આ એકપત્નીપ્રથા અને અનેકપત્નીપ્રથા પ્રચલિત છે–એક જ પત્ની ભોગવનારો વાનર સમૂહમાં રહી શકતો નથી. તે બન્ને–જોડી એકાકી જ

જંગલોમાં વિચરે છે. જ્યારે સો બસો સ્ત્રીજાતિનો ધણી–એક જ વાંદર આખા ટોળાનો મરદ બની રહે છે. બીજો કોઈ પુરુષજાતિ વાંદર એ ટોળામાં આવી શકતો નથી, આવી ચઢયો તો એને મરવું પડે છે અથવા ભાગી છૂટવું પડે છે અને એમની સંસ્થામાં પેદા થએલી સ્ત્રીજાતિને ટોળા ભેગી ભેળવી લેવામાં આવે છે, જ્યારે નરજાતિને ભગાડી મૂકવામાં આવે છે. આ નરજાતિને ત્યારે જ ભગાડવામાં આવે છે કે જ્યારે એનામાં જુવાની આવી લાગે છે અને વંશવિસ્તારની ભાવના એનામાં પ્રગટ થઈ હોય છે.

વાનરમાં નરવાનરો જુદા જૂથરૂપે રહે છે. એ બધા બ્રહ્મચારી હોય છે, એમાં કોઈક વાનપ્રસ્થ વાનર પણ આવીને રહે છે.

એમ કહે છે કે અસંખ્ય વાનરીમાંનો એક નર જ્યારે બુઢ્ઢો બની જાય છે ત્યારે અને એની વંશવિસ્તારની અથવા સો–બસો નારીને ગર્ભાધાનની શક્તિ ક્ષીણ થઈ જાય છે ત્યારે પેલા બ્રહ્મચારીનો સમૂહ એને સમજાવી પોતાના ટોળામાં લઈ આવે છે, અને એ ટોળામાંથી બળવાન વાનર હોય અને જેને ગૃહસ્થાશ્રમી બનવું હોય તેને ત્યાં સોંપવામાં આવે છે. અને વાનરીનો સમૂહ પોતાના મર્દ તરીકે એને સ્વીકારી પણ લે છે.

અને વાનર અનેક નારીનો પતિ બની એની ઉપર એકચક્રી રાજ ચલાવે છે તથા નારી વાનરીઓ એના ઉપર અત્યંત સ્નેહ-મમત્વ રાખે છે.

જાતીય સંબંધ એ ઈશ્વરપ્રેરિત છે. પરંતુ લગ્નસંસ્થા એ કોઈ ઈશ્વરપ્રેરિત નથી, એ તો સમાજપ્રેરિત સંસ્થા છે. અને કાળ–સમય બદલાતાં એ સંસ્થાએ જુદા જુદા રૂપમાં વિકાસ પામીને અનેક રૂપો બદલ્યાં છે. આજે આપણે જેને લગ્નની નીતિ અને નૈતિક ધોરણ સ્થાપિત કાયદારૂપે માનીએ છીએ તેવાં જ તે આગળ હતાં એમ ન કહી શકાય: અને હવે પછી એ જ રીતે રહેશે એમ પણ માનવું બિલકુલ ભૂલભરેલું છે.

આદિમાનવોનો સળંગ ઇતિહાસ તો અત્યારે મળી શકે નહિ. ઇતિહાસસંકલન કરવા જેટલી સંસ્કૃતિ પણ એ વખતે હતી નહિ. પરંતુ હિન્દુ જીવન અને લગ્નસંસ્થા વિષે જાણવાનું 'મહાભારત' જેવા ગ્રંથોમાં સામગ્રીરૂપે ઘણું સાંપડી રહે તેમ છે અને પદ્ધતિસર લગ્નને ધારાનું રૂપ આપનાર મનુ મહારાજ ગણાય છે. છતાં "મહાભારત" અને મનુકાળના સમયમાં જ્યારે લગ્નસંસ્થા વિદ્યમાન હતી અને મનુ મહારાજે "મનુસ્મૃતિ"માં જે કાનુનો આપ્યા છે તેનો અત્યારે અમલ કરવામાં આવે તો આજનો સમાજ તેને નિંદ્ય માને અને નીતિ તથા ધર્મવિરૂદ્ધ એ કર્મ ગણાય. એનું કારણ એ છે કે કાળ બદલાય છે તેની સાથે લગ્નસંસ્થાનું રૂપ બદલાઇ જાય છે.

મનુ મહારાજની નજરે તે સમયે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર—એ ચાર જ વર્ણ હતા, અને એમને ઉત્તરોત્તર બ્રાહ્મણને ઉત્તમ ગણી શુદ્રને ઉતરતો ગણ્યો છે એ રીતે લગ્નસંસ્થાના નિયમો બાંધ્યા છે. બ્રાહ્મણને ચાર સ્ત્રીઓ કરવાનો, ક્ષત્રિયને ત્રણ સ્ત્રીઓ કરવાનો, વૈશ્યને બે સ્ત્રીઓ કરવાનો અને શુદ્રને એક સ્ત્રી કરવાનો અધિકાર આપ્યો છે !

બ્રાહ્મણને આમ તો ચારે વર્ણમાં સર્વોપરિ ગણાવ્યો છે, છતાં તેને ચારે વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરવાનો અધિકારી માને છે.

મનુમહારાજ લખે છે કે: "બ્રાહ્મણને અનુક્રમે ચારેય જાતિની સ્ત્રીઓ હોય." વળી એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી લાવવા માટે નીચે પ્રમાણે કાનુનો બતાવે છે:

જે સ્ત્રી સદા દારૂ પીનારી હોય, તે સ્ત્રીના ઉપર તેના ધણીએ બીજી સ્ત્રી કરવી. ઋતુ પ્રાપ્ત થયા પછી આઠ વર્ષ સુધી વાંઝણી રહે તો તેના ઉપર બીજી સ્ત્રી પરણવી. જો સ્ત્રીને છોકરાં અવતરીને મરી જતાં હોય તો તેવી સ્ત્રી ઉપર દસ વરસ પછી બીજી સ્ત્રી પરણવી. જો સ્ત્રીને કન્યાઓ જ અવતરતી હોય તો અગીયારમે વર્ષે બીજી પરણવી, અને જો સ્ત્રી કડવાં વચન બોલનારી હોય તો તેવી સ્ત્રી ઉપર તુરત જ બીજી સ્ત્રી લાવવી. (મનુસ્મૃતિ અ. ૯)

લગ્નના આઠ પ્રકાર એ કાયદેસર ગણવામાં આવતા: (૧) બ્રાહ્મ વિવાહ (૨) દૈવવિવાહ (૩) આર્ષ વિવાહ (૪) પ્રાજાપત્ય વિવાહ (૫) અસુર વિવાહ (૬) ગંધર્વ વિવાહ (૭) રાક્ષસ વિવાહ (૮) પૈશાચ વિવાહ.

વરને બોલાવી, વસ્ત્રાલંકાર આદિ આપીને કન્યા પરણાવવી તેને બ્રાહ્મવિવાહ કહેવાય. યજ્ઞને અંતે ઋત્વિજને અલંકાર આદિ સાથે કન્યા આપવી તે દૈવવિવાહ, વરના પાસેથી ગાય-બળદ ઈત્યાદિ પશુ લઈને તેના બદલામાં કન્યા આપવી તે આર્ષ વિવાહ, કશા બદલા વિના 'ધર્માચરણ કરો' એવી આજ્ઞા સાથે કન્યા આપવી એ પ્રાજાપત્ય વિવાહ, ધન લઈને કન્યા આપવી એ આસુરવિવાહ, વર-કન્યા કોઈની પણ આજ્ઞા કે બાપ-લેના સોદા વગર સ્વયં પરણી જાય તે ગાંધર્વવિવાહ, બળાત્કારથી ઉપાડી જઈ લગ્ન કરી લે તે રાક્ષસ વિવાહ અને ઉંઘમાં, કેફમાં રાખી અણુજાણપણે કન્યાને પરણી લે તે પૈશાચ વિવાહ ગણાય.

પરંતુ એ આઠે પ્રકારમાં ગમે તે પ્રકારે સ્ત્રીને સંપાદન કરી લઈ, તેની ઉપર હક કરી બેસનાર પુરુષ નારીનો માલિક બની રહ્યો છે અને હરણ કરી લાવવી, ઉપાડી લાવવી, લઈ આવવી-એ જાતની ભાવના આજે પણ સમૂળ નષ્ટ તો થઈ નથી. વર ભલે આજે જાન લઈ જઈને ય પણ નારી જાતિને લઈ આવે છે જ ને! અને જાન તથા જાનનું ધાડું તો નારીનું હરણ કરનારનું મદદનીશ સૈન્ય નથી તો એ બીજું શું છે?

સાપના લીસોટાની માફક સાંપ્રત કાળમાં પણ આ આઠે પ્રકારના વિવાહની અસર સદંતર નાબૂદ થઈ નથી. ચાર વર્ણની જ્ઞાતિઓનાં બંધન તુટીને આજે અનેક જ્ઞાતિ અને વાડા રચાઈ ગયા છે અને જેને જે ફાવ્યું તે રીતે લગ્નપ્રથા, સામાજીક કાયદાના બંધન નીચે, જુદા જુદા રૂપે પ્રચલિત છે. જુદી જુદી જાતિ-જ્ઞાતિ અને વાડાઓને પકડી રાખતા કાયદા જ્યારે સ્ત્રી અને પુરુષને અકળાવે

છે ત્યારે તેને ઉલ્લંઘીને આજના નવજુવાનો સિવિલ મેરેજ અને આર્ય સમાજનો આશ્રય લઇ એ રીતે લગ્ન કરી લઇને ય, પૂર્વોક્ત ગાંધર્વ વિવાહ ક્યાં નથી કરતાં ?

લગ્ન સંસ્થાને આજે તો બહુ શૃંખલાબદ્ધ બનાવી છે. તો પણ મનુષ્યો એમાંથી છટકવાને પ્રયત્ન નથી કરતાં એમ તો નથી જ. ભલે એને કાયદાનું રૂપ આપ્યું હોય, અને ભલે પુરુષજાતિને નમાવવા અને સ્ત્રી જાતિને ઉન્નત કરવા આજે સર્વોપરિ સત્તા એકપત્નીવ્રત તથા છૂટાછેડા જેવા કે વિધવાવિવાહ જેવા કાયદાઓ કરે, પરંતુ માત્ર કાયદાના બંધનમાં બંધાઈ રહી માનવ સ્વભાવ સુધરી જશે એમ માની શકાય જ નહિ. એમાંથી–પણ છટકવાની બારીઓ શોધવાની જ છે. કેમ કે મનુષ્ય સ્વભાવ જ એવો છે.

પુરુષના સ્થાપિત હિતના જોરે જે જમાનો ગયો તેમાં એ બળવાન જ બનતો ગયો છે, અને તેમ તેમ લગ્ન સંસ્થામાં પણ તેની કિંમત વધતી જ ગઈ છે. એક તરફ પુરુષની કિંમત વધતી ગઈ ત્યારે બીજી તરફ સ્ત્રીની કિંમત ઘટતી ગઈ છે. આ બન્ને વસ્તુ તરફ સમાજની નજર ગઈ અને એમણે બળવો કર્યો. વળી બન્નેને સમોવડી ગણી, કશો બદલો લેવો નહિ કે દેવો નહિ, એ રીતે સ્ત્રી પુરુષને સમાન કક્ષાએ મૂકયાં પણ તે વધુ વખત ચાલ્યું નહિ. વળી પાછી ચોક્કસ જ્ઞાતિમાં વરની કિંમત વધુ આંકવામાં આવી. વર કુળવાન ગણાવા લાગ્યો, એટલે વરની કિંમત પણ ઉપજવા લાગી. શરૂઆતમાં તો અલંકારે શણગારેલી (દાયજો) કન્યા આપવી, એવો દૈવ વિવાહ જ રહ્યો, પણ એથી નહિ સંતોષાયેલા પુરુષના ભાવ વધ્યા અને કન્યાના પિતાને વર વેચાણ લેવા ખાતર નાણાં આપવાં પડયાં અને વરવિક્રય થવા લાગ્યો (આમીલ, પારસી, અનાવિલ, પાટીદાર ઔદિચ્ય આ જ્ઞાતિઓમાં વરવિક્રયની પ્રથા એટલી હદ વટાવી ચૂકી કે કન્યાનો બાપ નીચોવાઈ ગયો, અને વરની શ્રેષ્ઠતાને લઈને કન્યાના હાલહવાલ થતા ચાલ્યા; જ્યારે બીજી તરફથી કન્યાવિક્રયના આસુર

વિવાહ પણ બંધ નથી પડ્યા. ત્રીજી તરફથી અનેક પત્ની સાથેના લગ્ને માઝા મૂકી. આ સ્થિતિમાંથી ઉદ્ધાર કરવા માટે સુધારક વર્ગ નીકળી આવ્યો અને એમણે વળી આંતરજાતિય અને બહિર્જાતિય લગ્નનો કૂદકો માર્યો. આ જ લગ્ને સુધારકોમાંથી ચોક્કસ વર્ગને રાજ્ય સત્તા સાંપડી, એટલે એમણે લગ્નના નવા કાયદાઓ રચવા માંડ્યા છે અને તેઓ એમને લાગતો અન્યાય અને લગ્નસંસ્થાનું હિણપદ દૂર કરવા ખેવના રાખે છે. પરંતુ એમની દૃષ્ટિમાં જે આજે સારૂં લાગે છે, એ આવતી કાલની પ્રજાને ખૂરૂં કેમ નહિ લાગે? મનુ અને 'મહાભારતનો કાળ, તે સમયની લગ્નપ્રથા અને કાયદા આપણને-આપણા સુધારકવર્ગને ખૂરા લાગે છે, ત્યારે આવતી કાલની પ્રજા આપણા આજના કાયદાને અપનાવશે કે તેને ભૂંસી નાંખીને લગ્નસંસ્થા નવેસરથી રચશે તે કેમ કહી શકાય?

છતાં એક વાત ચોક્કસ છે કે લગ્નપ્રથા અને સંસ્થા માટે કોઇ એક જ નિયમ, બંધન કે પ્રથા ભૂતકાળમાં નહોતાં, તેમ આજે નથી અને આવતી કાલ રહેશે નહિ; કારણ કે લગ્ન એ સમાજનું ઉપજાવી કાઢેલું બંધન છે, જ્યારે વંશવર્ધન અને માનવવિકાસ એ પ્રકૃતિ સર્જીત છે, એ છોડાવી શકાશે નહિ. ખાસ ઉદ્દેશ ધરાવનાર કોઇ વ્યક્તિ-વિભૂતિ ગમે તેવા આદર્શો ઘડે. પરંતુ જગત એ આદર્શો સર્વાંગે અપનાવી શકતું નથી. એ આદર્શવાદી પુરુષ વ્યક્તિની ખૂબ મહત્તા હોય ત્યાં સુધી એની ઇચ્છા કે ભાવના થોડાક વર્ગ ઉપર ભલે અસર નીપજાવે, છતાં સમયકાળ બદલાતાં લગ્ન સંસ્થાએ લગ્ન પ્રપંચ બની રહેવાની અને એના રૂપો બદલાયે જવાનાં એ ચોક્કસ છે

[ ૨૪ ]

## લગ્ન શું અનિવાર્ય છે?

આપણે વિકાસવાદ સંબંધમાં માનવ અને પશુઓ વિષે જોઈ ગયા. વિકાસશાસ્ત્રને ઓછા અથવા વધતા પ્રમાણમાં સહુ કોઇને

માન્ય રાખ્યા વગર છૂટકો નથી, અને એ પ્રમાણથી મત્ત બની સ્ત્રી અને પુરુષ અથવા નર અને નારી પરસ્પર ખેંચાઈ, સંયોગસંમત વહેલાં કે મોડાં થાય, થવાની રૂચી સેવે, અને એમાંથી જ છેવટે આ લગ્ન સંસ્થાનો ઉદ્ભવ થયો છે એમ માનવાને આપણને કારણ મળે છે.

મનુષ્ય ક્યારેક પણ કામવશ થાય છે, અને એ જ પ્રમાણે ક્રોધ-લોભ, એને વિકારો કહેવામાં આવે છે. પરંતુ આ જાતના વિકારોનો ઉદ્ભવ કોઈ પણ સંસ્કાર કે સંગતથી જ થાય છે એમ નથી. પરંતુ મનુષ્યસ્વભાવના મૂળમાં જ એ વિકારો સૂક્ષ્મ રૂપે પડેલા છે અને તેનો વિકાસ સમય આવે થાય છે, પછી ભલે એ વિકારો પર કાબુ કરી, માનવી નિર્વિકારી કે નિષ્કામી બનવા પ્રયત્ન કરે, વનસ્પતિ પ્રકૃતિથી જ પ્રકાશ તરફ ખેંચાય છે, તેમ મનુષ્ય આ વિકારો તરફ ખેંચાય છે, અને તેમાંથી જ ધર્મ, અધર્મ નીતિ-અનીતિના ભેદ પાડે છે, અથવા પડેલા ભેદમાં સમન્વય સાધે છે. પરંતુ ચિત્તના મૂળ સ્વભાવમાં રહેલા વિકાર અને વિકારના વિકાસમાંથી થયેલી કામવ્યાપ્તિ, ક્રોધવ્યાપ્તિ ઈત્યાદિની સ્થિતિનો તે અનુભવ કરે છે.

આ વિકારોથી છૂટવા માટે ઈતિહાસમાં અનેક દાખલા ‘પુરાણુ-કાળ’માંથી મળી આવે છે. સૌભરી ઋષિ દુનિયાના વિવિધ વિકારો કામ, લોભ, ક્રોધદિકમાંથી બચવા ચાહતા હતા. એથી એમણે સમુદ્રના તળીએ જઈને તપશ્ચર્યા શરૂ કરી. અને દેવના એક હજાર વરસ સુધી તે ત્યાં રહ્યા, પરંતુ આંખ ખોલી અને પોતાની નજર સામે થતો માછલા-માછલીનો સમાગમ જોયો. એથી પોતાને કામવ્યાપ્તિ થઈ, બહાર આવીને એમણે યયાતિ રાજાની સો કન્યાનું પાણિગ્રહણ કર્યું, અને કામતૃપ્તિ ભોગવી. એ જ રીતે એકલશૃંગી ઋષિનું દૃષ્ટાંત છે, તેઓ એકાકી વિચરનાર પુરુષ હતા. તેમને સ્ત્રી-પુરુષના જાતિ ભેદનું ભાન પણ નહોતું, તેવા પુરુષને પણ કામવ્યાપ્તિ તરફ

ખેંચાઈ આવવું પડયું, એટલે જ કહેવું પડે છે કે ચિત્તમાં રહેલા વિકારોને છેતરવાથી અથવા તેનાથી ભય પામીને ભાગી છૂટવાથી બચવા કરતાં તેને સમજી વિચારીને ચિત્તની નિકૃષ્ટ દશામાંથી ઉત્કૃષ્ટ દશા તરફ વાળી લાવી શકાય તે વધુ સારૂં છે.

કામવિકાર કેવળ માનવીમાં જ છે એમ નથી, બીજા પ્રાણીઓમાં પણ છે. પરંતુ માનવીમાં વિવેકશક્તિ હોવાથી કામ, ક્રોધાદિ વિકારોને એ જાણી શકે છે અને તેમાંથી ઉત્પન્ન થતા પ્રસાદ-વિષાદને અનુભવી શકે છે. એથી જ માનવી જેમ જેમ વિવેકનો વધુ આવિર્ભાવ કરતો જાય છે, તેમ તેમ તે અજ્ઞાનમાંથી જ્ઞાનનું શોધન કરે છે. રાગમાંથી વિરાગને શોધે છે, અને કામમાંથી નિષ્કામનું શોધન કરી તે તરફ જવાનો પ્રયત્ન કરે છે.

એટલે લગ્ન અને તેનું મૂળ ચિત્તના આંતર્પ્રદેશમાં પડયું છે. માત્ર વિવેકશક્તિનો આશ્રય લઈને સ્ત્રી-પુરુષ ભોગની વ્યવસ્થા સાધી શકે અને તેમાં આદર્શતા લાવી શકે તેનું નામ લગ્ન અથવા વિવાહ ગણાય.

પરસ્પરના દેહ સંઘર્ષણ દ્વારા સંયોગની ઇચ્છા થઇ આવવી અથવા થવી, અને તે અંગે શરીરનાં ગુપ્તાંગોમાં બળ પ્રગટવું એ કામનો સ્વભાવ છે, પરંતુ એ જ કામ રૂપાન્તર પામીને પ્રેમની લાગણી રૂપે બની ઉત્કર્ષ સાધવા તરફ વળેલા ચિત્તપ્રદેશમાં નિવાસ કરે છે. અને વિવેકશક્તિના આશ્રયથી બળવાન બની બેઠેલો માનવી નિષ્કામયોગ અથવા ભાવને સાધી શકે અને કામને વશ કરવાની શક્તિને કેળવી શકે છે, પરંતુ આ ભાવ કે યોગ માત્ર કોઈ અમુક વ્યક્તિને જ મળી શકે, સમષ્ટિ માટે એ સાધ્ય નથી. સમગ્ર જગત જો કેવળ નિષ્કામી બની જાય તો સર્જનહારની જગતસર્જનની પ્રેરણા પડી ભાંગે.

એટલે જ પૂર્વાચાર્યોએ માનવ સ્વભાવ અને ચિત્ત પ્રદેશમાં સ્થાયી રહેલા વિકારો તથા તેમાં આવતા ભરતીકાળનો વિચાર કરીને યૌવન સમયમાં પ્રથમ બ્રહ્મચર્ય, પછી ગૃહસ્થાશ્રમ, અને ત્યાર પછી વાન-

પ્રસ્થ તથા છેવટે સંન્યસ્ત એમ ચાર આશ્રમનો આશ્રય કરવાની વ્યવસ્થા અને ક્રમ સ્થાપ્યાં.

યૌવન એ કામવ્યાપ્તિનો મધ્યાહ્નકાળ છે. તેમાં ચિત્તપ્રદેશમાં રહેલી વાસના અને વિકારો ઉત્કર્ષ સાધે છે અને પ્રેરણા આપે છે. એટલે એ સમયમાં લગ્ન સંબંધ અનિવાર્ય અને આવશ્યક બની રહે છે. જેઓ એ ઉત્કર્ષ કે ભાવને શુદ્ધ સ્વરૂપે લગ્નજીવન રૂપે નથી ગોઠવતા અથવા નથી ગોઠવી શકતા, તેઓ જો ટોચે પહોંચેલા નિષ્કામ કે નિર્વિકારની સ્થિતિએ પહોંચી જાય તો પછી કશે વાંધો નથી, પરંતુ એકાદ પગથિયે અધૂરે રહીને ઉપેક્ષા અને અહંભાવ રાખે છે તો તેમાંથી વિકૃત સ્થિતિના અને માનસિક દુર્દશાનો અનુભવ કરતા રહે છે અને વિમાર્ગી બની જાય છે.

લગ્નજીવન મારફત સુવ્યવસ્થિત રીતે કામની પાછળ રહેલી નિકૃષ્ટ પ્રેમભાવનાને વિશુદ્ધરૂપે પરસ્પર પતિ–પત્નિનાં લગ્નજીવનમાં સ્થાપી શુદ્ધ લગ્નજીવનરૂપે જીવવું એ સુર્વોત્કૃષ્ટ લગ્ન છે અને એવાં લગ્ન એ અનિવાર્ય છે, એ રીતે ચિત્તના ભાવો અને ધર્મને સમજી જેઓ વિશુદ્ધ લગ્નપ્રણાલિથી જોડાઈ, સાંપ્રત સમયમાં ગૃહસ્થ જીવન જીવી રહ્યા હોય છે અને વિવેકબુદ્ધિને સમજી વિચારી તેનો આશ્રય કરીને વર્તે છે, તેઓ સહજીવનમાં સુખી થાય છે, બીજા બધા માર્ગે જનારા ચિત્તના ધર્મને યથાર્થ સમજતા હોય તો સારી વાત છે, પણ અખતરાબાજો તો ખરેખર પછડાયા જ છે!

આપણે લગ્ન એ અનિવાર્ય ગણાવીને એ સિદ્ધ કરવા નથી માગતા કે લગ્નજીવન એ વંશવર્ધનનું કેવળ સાધન માત્ર છે. હા, એ વાત ખરી છે કે લગ્નજીવન એ વંશવર્ધનનું અનિવાર્ય સાધન છે. છતાં લગ્ન દ્વારા સમાજનો તેમજ પતિ–પત્નિનો પોતાનો અનેક જાતનો વિકાસ સાધી શકાય છે અને આ વિકાસસિદ્ધિની યોગ્ય યોગ્યતા અથવા શક્યાશક્યતાનો ખ્યાલ અને ગણતરી કરી, કેવળ વંશવર્દ્ધન એ એક જ લગ્ન પાછળ નિર્ણયાત્મક કારણ ન હોય, પરંતુ

સમગ્ર દૃષ્ટિને મહત્ત્વ આપીને હેતુપુરઃસર જે લગ્નગ્રન્થીથી જોડાય છે તેઓ જ આદર્શ લગ્નની સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે.

પુરુષ અને સ્ત્રી મનુષ્ય તરીકે બન્ને સ્વતંત્ર કોમોનાં બનેલાં છે, અને મર્યાદામાં બંને વૃદ્ધિ ક્ષય, શીલ, જીવન-ધર્મવાળાં છે. બન્નેનો યોગ્ય રીતે સમન્વય થાય છે. તો જ એ સમન્વય સરસ રીતે શક્તિશાળી નિવડી શકે છે અને પૂરો વિકાસ સાધી શકે છે. વિપરીત નિવવડતાં એકબાજુના વિકાસને બદલે ભારે વિનાશ થાય છે. એટલે જો દંપતી બનતાં પહેલાં આ વસ્તુસ્થિતિનો સંપૂર્ણપણે ખ્યાલ રાખવામાં આવે છે. તો જ સમન્વય સાર્થક અને સહેતુક પરિણામવાળો નિવડી શકે છે.

સમાન ભૂમિકા એટલે આપણે સ્થૂળ હકીકત જોવી જોઈએ. એક ખૂબ જ વજનદાર મકાન બાંધવાનો પાટડો ઉચકનાર બન્ને તરફના છેડે રહેલી બે વ્યક્તિઓને તે ઉચકવાનુ કહેવામાં આવેઃ આ બન્ને વ્યક્તિ જો સમગ્ર રીતે સરખી શક્તિશાળી હોય છે તો જ સમાન રીતે વજનની સમતુલા જાળવીને, ગોઠવવાના સ્થળ ઉપર એને પહોંચાડી શકે છે. પરંતુ એક કદમાં નાનું હોય અને બીજું મોટું હોય તો સમાન અંતરે પાટડો રહી શકે નહિ. એક શક્તિમાં સબળ હોય અને બીજું નિર્બળ હોય તો ગતિ કરવામાં સરખાઈ રાખી શકાય નહિ. એક સહનશીલ અને બીજું સહી ન શકે તેવું હોય તો નિર્દિષ્ટ સ્થળ સુધી પહોંચી શકે નહિ. એક બુદ્ધિમાન હોય અને બીજું બુદ્ધિહીન હોય તો ગોઠવણ સરખી કરી શકાય નહિ. આ તો એક દૃષ્ટાંતથી લગ્નજીવનના બે છેડે રહેલાં સ્ત્રી અને પુરુષ ઉપર લગ્નજીવના સમન્વયને સાધવામાં સમાન ભૂમિકાનો ખ્યાલ આપવા પૂરતું એક રૂપક ટાંકું છું. પરંતુ એથીયે અધિક લગ્નજીવનમાં સમાન ભૂમિકાની જવાબદારી અને સમજ અનિવાર્ય બને છે.

સમાન ભૂમિકા સાચી રીતે નિર્દિષ્ટ કરવી, અથવા નિશ્ચય રૂપે આને જ સમાન ભૂમિકા કહેવાય એમ ઠરાવવું તે કઠિન છે. બાહ્ય

રૂપ, રંગ દેશ, જાત, યૌવન, કુળ, સ્વભાવ, શિક્ષણ, ઉમ્મર—આ બધાની દૃષ્ટિથી જ્યારે સમાન ભૂમિકાનો વિચાર કરવા બેસીએ ત્યારે તે એક પછી એક આપણી સામે આવીને ઉભાં રહે છે.

આજે તો લગ્નનો પ્રશ્ન ઉપસ્થિત થતાં ઉપર કહેલી વિવિધ બાબતો પૈકી એક એક બાબત જ એવી મૂંઝવી મારે છે કે એકમાં જો સમાનતા હોય, તો બીજામાં એટલી બધી અસમાનતા જણાય કે સમાનતાનો બિલકુલ છેદ જ ઉડી જાય, છતાં માનો કે દેખીતી રીતે ઉપર કહેલાં રંગ, દેશ, જાત એ બધામાં સરખી સમાનતા જણાય તો—પણ લગ્નજીવનમાં સંપૂર્ણ સમન્વય નથી સાધી શકાતો, અને લગ્નજીવન આદર્શ નથી નીવડતું.

કવિઓ, વ્યાખ્યાતાઓ અને વિચારપ્રેરકો ઉપદેશ કરી જાય છે કે એકની અપૂર્ણતામાં બીજાએ પૂરક બનીને અપૂર્ણતા ટાળી, સમરસ બની શકાય. સાથે ચાલનાર એક આંધળું અને બીજું પાંગળું છે એટલે એકને દૃષ્ટિ નથી, બીજાને ગતિ નથી. તો એકની ઊણપ બીજું ટાળીને પણ માર્ગ કાપી શકે છે, અને એમ પરસ્પર ન્યૂનતાનાં પૂરક થઈ શકે છે. ઘંટીમાં નીચેના પડમાં ખીલ છે અને ઉપલા પડમાં માંકડી છે. એટલે બન્ને પરસ્પરનો સંયોગ કરીને કાર્યરત થઈ શકે છે. પાણીને દૂધ પોતાનામાં ભેળવી શ્વેત રૂપ આપી શકે, સાકર દૂધમાં ભળીને ગળપણ વધારી શકે. તાણો કદાચ પાતળો હોય, પરંતુ વાણો સબળ હોય તોય એક વસ્ત્ર તો તૈયાર કરી શકાય. અને આ રીતે લગ્નજીવન દ્વારા જોડાએલી જોડી સમન્વય સાધી, એકની ઊણપ અથવા અપૂર્ણતા બીજાના પૂરકથી ઠીક રૂપે થઈ શકતી હોય; તોયે તેને સંપૂર્ણ કહેવાય નહિ. એટલે તો લગ્નગ્રંથી, અથવા ગૃહસ્થજીવનને આદર્શ બનાવવા માટે ઉપર કહેલી રૂપ, રંગ, સ્વભાવ વગેરે બાબતો ઉપરાંત તત્ત્વરૂપે રહેલી કેટલીક એવી હકીકતો છે કે તે જુવાનોએ અવશ્ય જાણવાની જરૂર છે. લગ્ન એ કેવળ વંશવર્ધન માટે જ નથી, પરંતુ સહયોગી બનીને અનેક

એવા વિકાસ અને સુખને સાધ્ય બનાવી શકાય છે; અને એ જ ક્રમમાં પણ એવાં અનેક ભયસ્થાનો છે કે જેને ઉઘાડી આંખે નિરખીને એની વેદી ઉપર પગ મંડાય તો જ ધ્યેયસિદ્ધિ મેળવી શકાય છે. અન્યથા આવશ્યક એવું લગ્નજીવન આરંભીને કેવળ દુઃખભોક્તા બની રહી, નિઃસાસા સાથે કહેવું પડે છે "લગ્ન ન કર્યું હોત તો સારૂં !"

સમાન ભૂમિકાના વિચાર પાછળ વર્ગીકરણથી જોતાં જણાય છે કે બાહ્ય કારણો ઉપેક્ષા કરવાં જેવાં નથી, તો પણ કેટલીક વખત બાહ્ય કારણો નબી શકે છે. પરંતુ જ્યાં આંતરિક એકતા નથી સધાતી ત્યાં કદાપિ સંબંધ સુખકર નિવડતો નથી. એટલે લગ્નેચ્છુ સ્ત્રી–પુરુષે પરસ્પરને અનુકૂળ થવા માટે અને મુખ્ય ધ્યેય તથા વ્યવસાય માટે બે વસ્તુની જરૂર છે. એક તો ધૃતિ અને બીજું પ્રીતિ. આ બન્ને વસ્તુ ઉપર પહેલેથી વિચાર કરી, એકબીજામાં આ ગુણો કેટલા પ્રમાણમાં વિદ્યમાન છે તે પૂર્ણપણે વિચારવું જોઈએ. જોડાતાં નરનારીમાં જો આ બન્ને ગુણો હોય છે તો બીજી અનેક ઊણપો મહત્ત્વની નથી બની રહેતી. બન્નેને સંપૂર્ણપણે વળગી રહેવાની અને અનુકૂળ થવાની શક્તિ–આ બે બાબતો જો વિશેષે કરીને હોય તો એવાં લગ્નો સફળ થાય છે. આ બન્ને વસ્તુની ઊણપ હોય અને બીજા અનેક પ્રકારે સામ્ય હોય તોયે એમાંથી અલ્પદોષોને—ભૂલોને પરિણામે અસુખ ઉત્પન્ન થાય છે અને પછી તો એ કારણે લગ્નની સ્વર્ગીય કલ્પના પણ ઉડી જાય છે.

આ બન્ને વસ્તુનો જ્યાં અભાવ જણાય છે ત્યાં બીજી બે વસ્તુ હાજર થાય છે. અનાદર અને ગુમાન: આ બે વસ્તુ એકબીજાની ખામી જોઈને તિરસ્કાર ઉત્પન્ન કરાવે છે અને એકબીજાં ગમે તેટલાં ગુણસંપન્ન હોવા છતાં તેમનો મેળ બેસતો નથી.

આ વિષયમાં મહાત્મા ગાંધીજીએ ઠીકઠીક ચર્ચા કરી છે અને

તેમણે ચર્ચામાં બીજા ગ્રંથકર્તાઓનો સાથ લીધો છે. એ રીતે આપણે એમના વિચારો જોઈએ:

"આજીવન બ્રહ્મચર્ય એ શ્રેષ્ઠ દશા છે એવો આગ્રહ રાખતાં છતાં ગ્રંથકર્તા કબૂલ કરે છે કે જનસમૂહ માટે તો એ શક્ય ન હોઈ, વિવાહનું બંધન સ્વીકારવું એ ધર્મ થઈ પડે છે. જો વિવાહનાં હેતુ અને મર્યાદા બરાબર સમજાય તો ગર્ભાધાન અટકાવનારાં સાધનોની કોઈ હિમાયત ન કરે. જે ભ્રષ્ટાચાર આજે વ્યાપી રહ્યો છે તેનું કારણ તો ખોટું નીતિશિક્ષણ છે. કેટલાક આગળ પડતા લેખકો વિવાહના સંબંધની મજાક ઉડાવે છે. તેમને વિષે ગ્રંથકર્તા કહે છે કે સુભાગ્યે નીતિની ગંધ પણ જેમને નથી એવા આ અર્ધ નીતિશાસ્ત્રીઓના મતની કશી ગણના નથી, કારણ માનસશાસ્ત્રીઓ અને સમાજશાસ્ત્રીઓનો તેવો મત નથી. એ નાટક-ચેટક દ્વારા ભ્રષ્ટાચારને પોષનારના અને વિચારશીલ શાસ્ત્રીઓના મત વચ્ચે આસમાન-જમીનનો ભેદ છે. નિરકુંશ પ્રેમની દલીલને "મોં બ્યુરો" ફેંકી દે છે. વિવાહ તો સ્ત્રી-પુરુષનો આજીવન સહચાર અને ધર્મ-સંબંધ છે. વિવાહ એ કાંઈ કરાર નથી, પવિત્ર સંસ્કાર છે. એ સંસ્કારથી મનુષ્ય પશુ મટીને મનુષ્યની જેમ ટટ્ટાર ચાલતો થાય છે. પરણ્યા એટલે એકબીજાંની સાથે ગમે તેમ વર્તવાનો હક મળી જાય છે એ વાત ખોટી છે, અને એક બીજાંની સાથે ભેગાં થતાં પણ પોતાને ગમે તે રીતે ભોગ ભોગવવાનો તેમને હક મળતો નથી. સંયમ વિવાહિત જીવનમાં પ્રવેશ ન કરે તો વિવાહિત જીવનનો હેતુ જ નષ્ટ થાય છે. "સેંટ ફ્રાન્સિસ ઑફ સેલ્સ" કહે છે કે જલદ દવા લેવામાં હંમેશાં જોખમ તો રહેલું જ છે. વધારે લેવાય તો નુકસાન થાય. બરાબર તૈયાર ન થયેલી હોય તો નુકસાન થાય. તેમ જ વિવાહ પણ વ્યભિચાર અટકાવવા માટે યોજેલી દવા છે. દવા સારી છે, પણ જલદ છે, એટલે વિવેક વિના વપરાય તો નખોદ વાળે.

"આ પછી ગ્રંથકર્તા વિવાહ સંબંધની અખંડિતતા ઉપર આવે છે. એક પત્નીવ્રત અને એક પતિવ્રતના જ તે આગ્રહી છે. તે કહે છે કે માણસને ફાવે તો વિવાહ કરે, ન ફાવે તો ન કરે તે વાત બરાબર નથી, અને પરણેલાં ગમે ત્યારે છૂટાછેડા કરી શકે એ વળી એથી પણ ખોટી વાત છે. તેમની સ્વતંત્રતા તો જ્યારે તેઓ એકબીજાં સાથે પુણ્ય સંબંધમાં જોડાયાં ત્યારે બનાવાઈ ચૂકી, અતિશય વિચાર, વિવેક અને જ્ઞાનપૂર્વક એ બંધનમાં બન્ને જોડાય છે પણ એક વાર વિવાહ જોડાયો અને પતિ–પત્ની બની ચૂક્યાં કે પછી તેમનો સંબંધ તેમનો જ નથી રહેતો. તેની અસર તેમની પાર જઈને આખા સંસારને વિષે વ્યાપે છે. તમને ભલે કશી અસર ન લાગતી હોય. આજનો જમાનો જ બેજવાબદાર વ્યક્તિ–સ્વાતંત્ર્યનો છે. પણ ગૃહધર્મ તૂટયાથી સમાજને જે પારાવાર નુકસાન થાય છે, શુદ્ધ એકપત્નીવ્રત ધર્મ મટીને વિષયેચ્છા જ ધર્મ થઈ પડે છે, ત્યારે સમાજને જે પારાવાર નુકસાન થાય છે તેથી એ અસરની ખબર પડે છે, આવાં પરિણામોનું જેને ભાન છે તે મનુષ્યસંસ્થાઓમાં વિકાસ થાય છે. માટે વિવાહની સંસ્થામાં પણ વિકાસ થવો જોઈએ એ વાતથી પોતાની નીતિ બદલવાનો નથી, વિવાહમાં વિકાસ થાય એટલે વિવાહનું બંધન વધારે સજ્જડ બને, વિવાહ વધારે શુદ્ધ બને, આજે તો લગ્નની અખંડિતતા ઉપર હુમલા થાય છે અને તલાક એક–બીજાની મરજીથી આપી શકાય એવો આગ્રહ ધરવામાં આવે છે. પણ વિકાસ જેમ જેમ થતો જશે તેમ તેમ જણાશે કે જે બંધન આજે ધર્મને નામે અખંડિત જણાય છે તે વ્યષ્ટિ અને સમષ્ટિ બન્નેના હિતને માટે અખંડિત હોવું આવશ્યક છે.

વિકાસ આપણે કરીએ છીએ, પણ પ્રજાની પ્રગતિ કઈ શરતે થશે તે તો જરા વિચારી જોઈએ. વ્યક્તિમાં જવાબદારીનું ભાન વધે, વ્યક્તિ પોતાની મેળે જ સંયમી બને, ધૈર્ય અને ઉદારતાની

વૃદ્ધિ થાય, સ્વાર્થવૃત્તિ ઉપર અંકુશ મુકાય, ક્ષણિક વિકારોને વશ થવાને બદલે સ્નેહના શાશ્વત સંબંધને આગળ મૂકતાં જવાય, તો જ મનુષ્યની ઉન્નતિ અને પ્રગતિ થવાની છે; તો જ સમાજ સંસ્કૃતિની ઊંચી દશાએ પહોંચશે અને આર્થિક પ્રગતિ એ સામાજિક પ્રગતિની પાછળ જાય છે. સમાજમાં છિન્નભિન્નતાને બદલે મેળ, સંપ, પ્રેમ હોય તો સમાજની પ્રગતિ થાય અને સમાજની સમૃદ્ધિ પણ વધે, એટલે વિકાસ સંબંધની અનેક રીતોની યોગ્યતાનો નિર્ણય આ રીતે થઈ શકે. આપણા સમાજજીવનને વધારે સંગઠ્ઠ અને બળવાન બનાવવા માટે કઈ રીત સુયોગ્ય છે ? કઈ રીતથી જીવનને જુદે જુદે સમયે જવાબદારીનું અતિશય ભાન વધે, આત્મત્યાગ વધે અને સ્વાર્થવૃત્તિ તથા સ્વેચ્છાચાર ઘટે ? આ રીતે આ પ્રશ્ન વિચારીશું ત્યારે એકપત્ની અને એક-પતિત્વનો નિયમ જ સૌથી અધિક પથ્ય જણાશે. એ નિયમ જ એમાં રહેલી સંયમ-શિક્ષાને લીધે સુધારામાં વધેલા સમાજોનો કાયમનો વારસો છે એમ સમજાશે; અને પ્રગતિ થતાં વિવાહ સંબંધમાં શિથિલતા આવવાને બદલે દૃઢતા આવશે. વધારે સમાજજીવનને માટેની તૈયારીનું કેન્દ્ર કુટુમ્બ છે. અને એ કેન્દ્ર છે, કારણ કે કુટુમ્બ કાયમ નભે છે અને અખંડ છે; માટે જ કૌટુમ્બિક જીવન વધારે ગાઢ, વધારે સ્થિર અને માણસ–માણસની વચ્ચેના સબંધને માટે વધારે યોગ્ય બને છે, એક અને અખંડ વિવાહ એ માનવ–સમાજજીવનની નાડી છે અથવા હૃદય છે એમ કહીએ તો ચાલે.

ગ્રંથકર્તા ઓગસ્ત કોંતનો અભિપ્રાય ટાંકે છે: " આપણાં ચિત્ત એટલાં અસ્થિર છે કે સમાજે આ બાબત હાથમાં લઈ, આપણને अतोभ्रष्ट ततोभ्रष्ट થતા અટકાવવા જોઈએ. વિવાહનો હેતુ વિષયતૃપ્તિ હોઈ જ ન શકે. "

દા. દુર્ખઇમ કહે છે કે: પ્રેમભાવના એવી જાલિમ છે કે તેને વશ થયા વિના ચાલે જ નહિ, એ ભ્રમને લીધે વિવિહિત જીવન કટંકમય

બને છે. માણસનો ખાસ સ્વભાવ અને તેના વિકાસનો ઝોક તો ઇચ્છા અને વિકારોથી સ્વતંત્ર બનવા તરફ હોવો જોઇએ. બાળક સ્થૂળ હાજત અટકાવતાં શીખે, યુવક પોતાના વિકાર રોકતાં શીખે, એ જ સંસ્કારી અને સુવ્યવસ્થિત સમાજનું લક્ષણ છે, એ કાંઇ પોથીમાંના રીંગણાં નથી, એ વ્યવહારસિદ્ધ છે. આત્માને વશ વર્તવાનો જ આપણો સ્વભાવ હોઈ શકે. ઇન્દ્રિય કે વિકારોને નહિ. આપણે જેને સ્વભાવનું ખોટું નામ આપીએ છીએ એ તો કેવળ નબળાઈ જ છે. જે માણસ ખરો બળવાન છે તે તો પોતાની શક્તિઓનો ટાંકણે સદુપયોગ કરશે. "

ઉપરની બધી કંડિકાઓ મહાત્મા ગાંધીજીના " નીતિનાશના માર્ગે " નામના પુસ્તક ઉપરથી છે, અને એમણે એમાં મોં બ્યુરોના વિચારો જણાવ્યા છે. લગ્નનો હેતુ જરૂરી દલીલોથી સિદ્ધ કરવા ઉપરાંત લગ્ન એ સ્ત્રી–પુરુષનો આજીવન સહચાર અને ધર્મસંબંધ ગણાવે છે અને વ્યષ્ટિ તથા સમષ્ટિને જે ઉપયોગી બને અને સમાજની સુરચના વ્યસ્થિત સચવાઈ રહે, તેમજ જે લગ્નજીવનમાંથી સંયમ, ધૈર્ય, ઉદારતા જન્મે અને જેમાંથી સ્વાર્થવૃત્તિ પીગળવા માંડે, ક્ષણિક વિકારો અંકુશમાં આવતા થાય, અને સમાજની સંસ્કૃતિ ઊંચી દશાએ પહોંચે. જે લગ્નજીવનથી છિન્નભિન્નતા નાશ પામે અને તેને બદલે મેળ, સંપ. પ્રેમ, વધે–આ બધા શુભ ભાવો જેની પાછળ રહ્યા છે, તે લગ્નજીવન જરૂરી પણ છે, અને એકપત્નીત્વ તથા એકપતિત્વના નીતિના સિદ્ધાંત સાથેના લગ્નસંબંધો જ આવી જાતની સમાજની ઉન્નતિ લાવી શકે તેમ છે. આ રીતે લગ્નની મર્યાદા અને સિદ્ધાંતની રૂપરેખા રજુ કરે છે.

આપણા હિન્દુ ભારતમાં ગાર્હસ્થ્ય જ સમાજનો આવશ્યક ઘટક છે, અને ગાર્હસ્થ્ય જીવન એ સઘળા જીવનમાં સર્વશ્રેષ્ઠ હોવાને લઈને એને ઉત્તમ માનેલું છે. શાસ્ત્ર કહે છે કે: " બ્રાહ્મણ ઘરમાં રહેતો હોય છતાં પરણ્યો ન હોય તેને જે દાન આપે અથવા તેનું દાન જે કોઈ ગ્રહણ કરે છે તે નરકે જાય છે. અત્રિ ઋષિ કહે છે કે: " જે માણસ

લગ્ન કર્યા વગર ગૃહસ્થની પેઠે રહેતો હોય તેનું અન્ન અભક્ષ્ય ગણાય."
ધર્મશાસ્ત્રકારે ગૃહસ્થાશ્રમને મહાન તરુની સાથે સરખાવ્યો છે, એ તરુનાં મૂળ જેમ થડ, શાખા, પલ્લવને પોષે છે, તેમ ગૃહસ્થાશ્રમ સમાજનાં બધાં અંગોને જીવતાં રાખે છે.
વશિષ્ઠ કહે છે કે:

गृहस्थ श्रेय यजते गृहस्यस्तप्यते तपः ।
चतुर्णामा श्रमाणान्तु गृहस्थस्तुविशिश्यते ॥

અર્થાત્ દેવતાના યજન અને કર્તવ્ય ખાતર ગૃહસ્થો તપશ્ચર્યા કરે છે. એટલા માટે ચારે આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે.

ભારતનુ લગ્નજીવન અને ગૃહસ્થાશ્રમ એક સમય મુખ્યત્વે કરીને સુખમાં રહેવાના હેતુથી નહિ, વિષયભોગના હેતુથી નહિ પણ ધર્મસાધનાના હેતુથી જ અર્થાત્ મોક્ષમાર્ગની નિઃસરણી તરીકે જ સન્માન પામ્યો હતો.

એ જ કારણે ભારતવર્ષે કદી એમ કહ્યું નથી કે પોતાનું ઘર એ માણસનો કિલ્લો છે, ત્યાં તેની જ આણ વર્તે છે, ત્યાં ડગલે ને પગલે જુદે જુદે નિમિત્તે બીજાના અધિકારનો સ્વીકાર કરવા જતાં પૈસાનું અને સમયનું નુકસાન થતું હોય; તોયે કલ્યાણની દષ્ટિએ જ તેનો હિસાબ ખતવાય છે, નહિ કે સ્વાર્થની દષ્ટિએ.

[ ૨૫ ]

## લગ્નબદ્ધ ગૃહસ્થાશ્રમમાં રહેલા ઉદાત્ત ભાવો

गृहस्थोऽपि क्रियायुक्तो न गृहेण गृहाश्रमी ।
न चव पुत्रदारेण स्वकर्म परिवर्जित् ॥

અર્થાત્ માત્ર ગૃહથી ગૃહસ્થાશ્રમી નથી થવાતું, પણ ગૃહસ્થના ધર્મ પાળવાથી થવાય છે, કેવળ સ્ત્રી–પુત્રાદિ હોય એટલાથી પણ ગૃહી નથી થવાતું, જો તે પોતાનાં કર્મ ન કરતો હોય.

કર્મનો અર્થ સ્વાર્થસાધના નહિ પણ સમાજ પ્રત્યેનું કર્તવ્ય એવો સમજવો.

વ્યક્તિનાં સુખ-સગવડના પાયાનું ચણતર જ માત્ર હોય તેનું નામ ગૃહસ્થાશ્રમ નથી. અને ભારત દેશમાં ગાર્હસ્થ્ય જીવન એ સમાજના ઘટકરૂપ ગણાય છે, જે સમાજમાં ઘર એ વ્યક્તિવિશેષનાં સુખ સગવડનું જ માત્ર સાધન ગણવામાં આવે ત્યાં બધી સંપત્તિ અને વિષયોપભોગ પણ બિલકુલ વ્યક્તિગત બની જાય છે અને આવી રીતે જ્યારે ગૃહસ્થાશ્રમ કેવળ વ્યક્તિના સ્વાર્થનું જ ધામ બની રહે છે ત્યારે તેમાં રહેલી સંપત્તિ-એ જોઈને સામાન્ય જનતાને આનંદ થતો નથી. પરંતુ તે ઈર્ષાનું કારણ બને છે, વળી આ રીતે ધીરે ધીરે એ ઈર્ષામાંથી હરિફાઈનુ ઝેર પ્રગટે છે. અને આજીવિકાની મર્યાદાનું ઉલ્લંઘન કરી ધન કમાવાની ખાતર જ ગૃહસ્થજીવન બની જાય છે.

સાચા ગૃહસ્થાશ્રમના નિયમો અને નીતિની ઉપેક્ષા કરી ગૃહસ્થાશ્રમી જ્યારે વ્યક્તિના સ્વાર્થપરાયણ વૃત્તિ તરફ દોરવાયો અને સ્વાર્થાન્ધતા જન્મી, ત્યારે તેમાંથી એક વર્ગ જુદો પડચો. એણે સંપત્તિને વિપત્તિ સમજીને બળજબરીથી તેનાં મૂળ ઉખેડી નાખવાનો પ્રયત્ન આદર્યો. વ્યક્તિગત માનવ અને વિશ્વમાનવ વચ્ચે ઘર્ષણ શરૂ થયું. તેનું આછું આછું રૂપક રશિયાના બોલશેવિઝમને આપી શકાય.

ભારતે વ્યક્તિની સંપત્તિનો અસ્વીકાર નથી કર્યો પરંતુ ગૃહીના ઘરને અને એની સંપત્તિને ધર્મક્ષેત્ર બનાવીને વ્યક્તિ વિષેનું રહેલું ઝેર એણે ધોઈ નાખ્યું છે, અને એ જ રીતે અનેક શતાબ્દિઓથી આ ગૃહસ્થની સંપત્તિ અને તેની મદદ વડે સમાજ અને તેનાં અન્ન, વસ્ત્ર, શિક્ષણ, ધર્મ અને કર્મ—એ સંપત્તિ વિષે કલ્યાણ માટેની જ છે એમ સમજાવવામાં અથવા ગૃહસ્થ ધર્મની નીતિમાં જડબેસલાખ બેસાડીને વ્યક્તિની સંપત્તિ એ સમાજની જ–દેશની જ છે. એવું ગળથુથીમાંજ પાયું છે. આજસુધી ગૃહસ્થી એ રીતે પોતાની ફરજ અદા કરતો આવ્યો છે.

ભારતવર્ષ અથવા હિંદનો સાચો ગૃહસ્થાશ્રમી એમ સંપત્તિ વડે લોકકલ્યાણનાં જે કામ કરે છે તેને તે સખાવત નથી ગણતો. પણ એ તો તેનું કર્તવ્ય અથવા ગૃહસ્થનું ઋણ અદા કરે છે, અને એ રીતે જે પોતાની સંપત્તિ છે તે સમાજ અથવા દેશની છે, અને જેનું તેને આપવા માટે પોતે માત્ર નિમિત્તરૂપ છે, અને એમાં જ પોતાની ખરી સાર્થકતા છે એમ સાચો હિંદનો ગૃહસ્થાશ્રમી માને છે અને એ જવાબદારી માત્ર લક્ષ્મીનંદોની છે, એવું પણ નથી. હરેક ગૃહસ્થાશ્રમી પોતાની જેવી સંપત્તિ એ રીતે એ વર્તે છે.

આજે શાસ્ત્રના નાના મોટા કર્મકાણ્ડો, શ્રાદ્ધો, લગ્નો, યજ્ઞો વગેરે મારફત પોતાની સંપત્તિને, ગૃહસ્થાશ્રમથી બંધાયેલો ગૃહસ્થ વિવિધ રીતે સમાજને જ વહેંચી આપે છે, મનુ મહારાજ ગૃહસ્થાશ્રમીને કહે છેઃ—ઋષિઓ, પિતૃઓ, દેવો, ભૂતો, અતિથિઓ—એ સર્વે ગૃહસ્થાશ્રમીનો આશ્રય કરીને રહેલા છે એમને આપો—સંતોષો, પ્રસન્ન કરો! અને વિવિધ રીતે ઉપર કહેલા પ્રસંગોએ ખરી રીતે વિશ્વજનના હક્કો ગૃહસ્થની સંપત્તિ ઉપર જે લાગેલા છે, તેનું આ કર્મકાણ્ડો અને ક્રિયાઓથી રક્ષણ થાય છે, અને જે એ વિધિઓને નથી માનતો, નથી ઉજવતો, તે સાચો ગૃહસ્થાશ્રમી પણ નથી.

અને તેની જે સંપત્તિ ઉપર વિશ્વજનનો હક્ક છે એ તે ડુબાવે છે, શાસ્ત્રની રીતે એ નાસ્તિક ગણાય છે. મનુ મહારાજ કહે છે કેઃ જેઓ દુર્બલેન્દ્રિય હોય છે તેઓ સાચા ગૃહસ્થાશ્રમી બની શકતા નથી. જેઓની વૃત્તિઓ કાબૂમાં નથી અને જેઓ ગૃહસ્થાશ્રમનું અનુષ્ઠાન આચરી શકતા નથી તેમને ગૃહસ્થ બનવાનો હક્ક નથી.

ગૃહમૂલક સમાજરચનાની અંદર સાચું લગ્નરહસ્ય સમાયું છે હિન્દુ લગ્નભાવનામાં જ સમાજનાં બંધન સાથે લગ્નનાં બંધનો સજ્જડ બંધાયેલાં છે. વ્યક્તિ વિશેષની રૂચી અને સ્વતંત્રતાને એમાં સ્થાન નથી. વ્યક્તિગત મનુષ્યની સ્વભાવદત્ત વૃત્તિઓને ડગલે ને પગલે સંયમમાં રાખવી પડે છે, અને માનવસંસ્કૃતિને વિશુદ્ધ રાખવાનો પ્રશ્ન આવે

છે ત્યાં સમાજ ઇચ્છા સ્વાતંત્ર્યનું કઠોર ભાવે નિયમન કરે છે.

આ ભાવના અને આ સિદ્ધાંત તથા ગૃહસ્થાશ્રમનું નિયમન હિંદમાં કોઇ એક જ દિવસથી ઉદય પામેલ નથી. અહીં પણ વ્યક્તિ સ્વતંત્રતાએ અનેક વખત ઉછાળા માર્યા હતા. સાપ્રંત સમયમાં જેમ લગ્ન એ એક વ્યક્તિની સ્વતંત્રતાની બાબત ગણવામાં આવે છે અને આજનો કેળવાયેલો વર્ગ જેમ લગ્ન માટે ગૃહસ્થાશ્રમના સિદ્ધાંતો અને નિયમોનો ભંગ કરી, ઉઘાડેછોગ દોડી રહ્યો છે, એવી જ રીતે સમાજની સારી વ્યવસ્થા આવતાં ભિન્ન ભિન્ન પરિણામોનો સામનો કરવો પડ્યો છે, અને તે તે અવસ્થામાં જે વિસંવાદો ઉભા થયેલા તેને જ ગાંધર્વ, આસુર, પૈશાચિક લગ્ન ગણાવ્યાં છે, આજે પણ લગ્નપ્રણાલિમાં આવાં લગ્નો સમૂળ નષ્ટ તો નથી જ થયાં. આ બધાં સ્થાનોને મનુમહારાજે વર્ણવ્યાં છે, પરંતુ તેને શ્રેષ્ટતા નથી આપી. ધનબળ, બાહુબળ, રિપુબળ તેમજ વૃત્તિબળથી બળવત્તર બનેલા સમાજના જુદા જુદા વર્ગે એ રીતિ આચરેલી દેખાય છે. સ્થિતિશીલ સમાજની સ્થિતિશીલતા સમાજના બધા વર્ગમાં સરખી પ્રબળ હોઇ શકતી નથી, અને તેના પરિણામે જ ગૃહસ્થાશ્રમના પાયા અને સમાજની સુસંઘટિતતા હચમચાવી નાખે છે.

મનુષ્યની વૃદ્ધિ અને ચારિત્ર્યવિકાસ માટે, માનીએ કે સમાજના બધાં જ માણસોના મનોભાવ અને આચરણો કેટલીક મુખ્ય બાબતોમાં એક સરખાં રહે તે ઠીક નથી. પરંતુ સમાજની સ્થિરતાની દૃષ્ટિએ તો સમાજનાં માનવીઓની ચલિષ્ણુતા, વ્યક્તિની ઇચ્છા, રૂચી અને માન્યતાના સ્વાતંત્ર્યનુ કઠોરભાવે દમન કરવામાં ન આવે તો તેમાંથી જ સમાજની ઇમારતની ઇંટો એક પછી એક ખરવા લાગે અને એમાંથી સમાજવિપ્લવ અને ધર્મવિપ્લવ જાગે, અને આવા વિપ્લવો અનેકવાર સમાજ સ્થિર થતાં સુધીમાં એણે સહ્યા છે, અને આજે ફરીને વ્યક્તિની સ્વતંત્રતા, રૂચી-ઇચ્છા જોર ઉપર આવતાં જાય છે. ગૃહસ્થાશ્રમના ધર્મવિરૂદ્ધ, સમાજના અંગભૂત અને દેશના

કલ્યાણની ભાવના જે લગ્ન પાછળ રહેલી છે. તે આખો ગૃહસ્થાશ્રમ ધર્મ ખરેખર ભયમાં છે.

કામની પ્રદીપ્ત મશાલ જ લગ્નની પાછળ કારણભૂત છે, એવા વર–કન્યાની પરસ્પર સંમતિથી લગ્ન થાય છે અને જેમાં સમાજનાં બંધનોનો, પ્રણાલિનો અને હેતુનો ઈરાદાપૂર્વક ભંગ કરવામાં આવે છે, એવા શાસ્ત્રકથિત ગાંધર્વલગ્નને મનુમહારાજ ' કામસંભવ ' કહે છે. આવાં લગ્નમાં સમાજવ્યવસ્થાનું રક્ષણ કરવાની વૃત્તિ કે ભાવ નથી હોતો, પરંતુ વ્યક્તિની રૂચીને સંતોષ આપવાનું જ હોય છે. આવાં લગ્નો ભલે વ્યક્તિની સ્વતંત્રતાને સંતોષતાં હોય, પણ ઘણું કરીને આ રીતે થયેલાં લગ્નો અસામાજિકતાના સંકટ તરફ એમને લઈ જાય છે. અને આ વર્ગ ધીરે ધીરે ચલિષ્ણુ બનતો જાય છે

આ જાતનાં લગ્નો તરફ હિન્દને વાળી જનાર યુરોપવાસીઓ છે, અને એમની ચલિષ્ણુ વૃત્તિઓના સંપર્કમાં આવ્યા પછી લગ્નની બાબત સ્વતંત્ર લેખાવા લાગી છે અને હિંદના બ્રાહ્મ લગ્નને ગૌણતા અપાતી જાય છે. બ્રાહ્મ લગ્નને આધારે ઘડાયેલી લગ્નપદ્ધતિ અને તેના મૂળમાં રહેલા મનોભાવ માટે યુરોપનો સમાજ પણ પણ વિચાર કરતો થયો છે અને પશ્ચિમનો માનવસમુદાય એ વાતને હવે સંપૂર્ણ તથ્યશાળી માને છે કે સુપ્રજનન માટે વ્યક્તિના ભાવાવેગને આટલું મહત્ત્વ આપવું તે બરાબર નથી. એમનું વિજ્ઞાન એમને આજે સમજાવી રહ્યું છે કે લગ્નનો હેતુ જો સારી સંતતિ હોય તો કામનાપ્રેરિત માર્ગને નિષ્ઠુરપણે રોકી લીધા વગર બીજો રસ્તો નથી. અને એ જ વિજ્ઞાને સાબિત કર્યું છે કે જ્યાં વંશાનુગત શારીરિક રોગ કે વિકૃતિ હોય ત્યાં રાજદંડ અથવા સમાજિક નિયમનની મદદથી લગ્ન અટકાવવાં એ કર્તવ્ય થઈ પડે છે.

આટલાં ઉપરથી એક વાત નક્કી થાય છે કે યુરોપ જે ' કામ-સંભવ ' લગ્નમાં જ ઓતપ્રોત બની ગયેલો. તેને જ મહત્ત્વ આપતો હતો, તે હવે લગ્નના ભાવાવેગથી બચી જઈને તેને બુદ્ધિના પ્રદેશમાં

લાવી મૂકતો થયો છે; જ્યારે હિન્દનો નવયુવાન પોતીકા સ્થાનથી વિચલિત બની, લગ્નની બાબતમાં શક્તિના ભાવાવેગ તરફ ધસતો થયો છે. યુરોપ હિંદની સંસ્કૃતિ અને તેમાં રહેલાં ઉત્તમ તત્ત્વનો અભ્યાસ કરી સાચી સમજ તરફ જાગૃત બનતો જાય છે, ત્યારે હિંદ પોતાના જ દેશના સાચા હેતુતત્ત્વને સમજવાની પરવા કર્યા વગર કેવળ અનુકરણ કરી વ્યક્તિની રૂચીને મહત્ત્વ આપતો થયો છે અને જેને પરિણામે ગૃહસ્થાશ્રમના ધર્મો અને સમાજના નીતિ સિદ્ધાંતો ઘસાવા લાગ્યા છે.

આ આખી બાબત ઉપરથી એક પ્રશ્ન એ ઉઠે છે કે જો વ્યક્તિઓના ભાવાવેગ અને વાસનાને સમૂળ દેશવટો દેવામાં આવે તો તેવાં લગ્નોમાં દાંપત્યપ્રેમને સ્થાન રહેતું નથી, એમ માનનારો વર્ગ આક્ષેપ કરે છે, અને સમાજના અનુબંધનથી ગોઠવાતાં લગ્નોમાં પ્રેમહીનતા હોય છે એમ માને છે.

આ ચર્ચાને આપણે પ્રેમની ભૂમિકા તરફ વાળી જઈએ તો આપણે એમ પણ કહી શકીએ કે સાચો પ્રેમ નરનારીના સ્વચ્છાપૂર્વક સંમતિથી કરેલા લગ્નોમાં પણ સુલભ નથી બનતો એના અનેક પુરાવાઓ મળી આવે છે. એટલે એક વાત દીવા જેવી છે કે માણસ એવી કોઈ વ્યાવસ્થા કરી શકવાનો નથી, જેને લીધે લગ્નની પહેલાં જે હેતુ નક્કી કરવામાં આવે તે સ્ત્રી પુરુષના સુદીર્ઘ વિવાહિત જીવન દરમ્યાન સફળ સત્ય બનીને ટકી રહે.

અને એટલા માટે જ ભારતધર્મ વ્યાખ્યાતાએ લગ્નની શરૂઆતમાં જ વાસનાના વેગને સ્વીકારવાની મનાઈ કરી છે, એ જ સલામત રસ્તો છે. કારણ કે વાસના કલ્યાણનો વિચાર કરી શકતી નથી.

દુશ્યંતની સાથે શકુંતલાનુ મિલન થયું, તે સમાજ સાથે સામંજસ્ય થવા પામ્યું નહોતું. વિશ્વની લીલામયી પ્રાણપ્રકૃતિમાં થયેલા સૌન્દર્ય વિકાસના કારણે પ્રેમચાંચલ્ય પ્રગટ્યાં અને પ્રારંભમાં વાસનાનાં આકર્ષણથી એ બન્ને પોતાનું ભાન ભૂલી ગયાં અને સમાજનાં

શાસનની એમણે પરવા ન કરી. તપોવનમાં અરણ્યની સહજ શોભા અને તરુલતાની વસંત મહેકતી પ્રકૃતિથી યૌવનમાં મસ્ત બનેલી શકુંતલા ભાવાવેગને રોકી શકી નહિ, અને એના પરિણામે જ તેની ઉપર અભિશાપ ઉતર્યો, તે કર્તવ્ય કર્મનું ભાન ભૂલી ગઈ અને એનું ફળ એ મળ્યું કે આખરે રાજસભામાં શકુંતલા ભાન ભૂલી ગઇ અને પ્રકૃતિના ચાંચલ્યમાં લપાઈ બેઠી અને એનું ફળ એ મળ્યું કે આખરે રાજસભામાં શકુંતલાના પ્રેમની ઉપર અપમાનનું વજ્ર તૂટી પડયું, તેનો કોઈ ઉગારો નહતો.

પ્રેમનું સારથીપણું કરતી જૈવ પ્રકૃતિ શકુતલા પર સવાર થઈ બેઠી હતી ત્યારે એને વાસનાની ઝુંસરીએ જોડી દીધી. પરંતુ પ્રેમનું સારથીપણું ધર્મ બજાવે છે ત્યારે શકુંતલા તપસ્વિની કઠોર મૂર્તિ બની રહે છે, વ્રતધારિણી જનની બની રહે છે, અને પ્રેમ આત્મા-ત્યાગરત, અચંચળ, મુક્ત, મોહના આવરણથી રહિત સંયત, ગંભીર અને નિર્મળરૂપે પ્રગટે છે.

ચાંચલ્ય ભાવાવેગથી રહેલા ગર્ભને ભરતરૂપે જન્માવવા માટે તપશ્ચર્યાના અગ્નિદાહથી પવિત્ર બનાવવા સિવાય ભારતનો જન્મ-દાતા ભરત ન જન્મી શકે.

આપણી ચર્ચા જ્યારે સ્ત્રી–પુરુષ વચ્ચેના અખંડિત વિવાહિત જીવનમાં પ્રેમની ઉપર આવી રહી છે, ત્યારે તેમાં સાંપ્રત સમયમાં બે વિચાર તરફ એ ચર્ચા ફંટાઈ જાય છે. આજનો નવતમવાદી યુવાન માને છે કે પોતાના આખાય જીવન સાથે જોડાતા સામા પાત્રથી એટલે કે પરસ્પર તે પ્રેમની ગાંઠ બંધાઈ જાય, ત્યાર પછી બન્નેએ લગ્ન કરવાં ઈષ્ટ છે. અને આ રીતે જુવાનો લગ્ન કરતાં પહેલાં પરસ્પરના સંપર્કમાં આવવા લાગી જાય છે એમની દૃષ્ટિથી નક્કી કરેલો પ્રેમ બન્નેમાં ફાલ્યોફૂલ્યો બને છે, એટલે તેઓ લગ્ન કરી લે છે. સાચા પ્રેમની વ્યાખ્યા અને રૂપ આજનો જુવાન એની મેળે કરતો થયો છે. તેઓ ખરા પ્રેમનું સ્વરૂપ ઓળખે છે કે માત્ર

આકર્ષણ અને મોહને જ પ્રેમ તરીકે સ્વીકારે છે, એ બાબતની ચર્ચા અહીં આપણે નહિ કરીએ. બીજો મત જેને જૂનો પુરાણો મત ગણવામાં આવે છે તે હજીસુધી દઢપણે માની રહ્યો છે કે પ્રથમ લગ્ન કર્યા પછી, આપોઆપ પ્રેમ પાંગરે છે અને પરસ્પરને ચાહતાં થઈ જાય છે-પ્રેમથી અપનાવે છે.

આ પાછળ કહી એ બાબતને દઢપણે વળગી રહેલ સમાજના ચોક્કસ વર્ગનાં વડીલો પોતાની રીતે પુત્ર-પુત્રીનો સંબંધ ગોઠવી દે છે, અને સેંકડો કેસોમાં લગ્ન પહેલાં એક બીજાના વિચાર, વર્તન કે સ્વભાવને તેઓ જાણતાં હોતાં નથી, બલકે એકબીજાને જોયાં પણ હોતાં નથી. માત્ર લગ્ન પછી જ એમની પતિ-પત્ની તરીકેની ઓળખાણ થાય છે.

વડીલે એ નિર્માણ કરેલા લગ્નના બંધનનો સ્વીકાર કરી, તેમાં પ્રેમ કેળવી. જીવનસાહચર્ય વિતાવનાર આજે લાખ્ખો જોડાં છે, અને રોજ રોજ આ જ રીતે લગ્નબંધન સ્વીકારનાર બહાર પડે છે અને જોડાય છે છતાં પરસ્પરની લેશ માત્ર અંતઃબાહ્ય પિછાન સિવાય જોડાગેલાં પતિ-પત્ની કેવળ દુઃખી જ થાય છે અથવા એમના અંતરમાં રાગ નથી જામતો. કે પરસ્પરને પ્રેમથી ચાહતાં નથી જ થતાં એમ કહી શકાય નહિ. જ્યારે બધી રીતે એકબીજાના પૂરતા પરિચયમાં આવી ગયા પછી એકબીજાને સમજવામાં પૂરતો અવકાશ લીધા પછી, એકબીજાંની સમંતિપૂર્વક યોજાયેલાં લગ્નો બધાં જ પ્રેમભરપૂર નીવડે છે, એમાં વિસંવાદ જાગતો જ નથી, એમ પણ નથી કહી શકાતું. બન્ને પ્રકારમાં અપવાદો છે. પરંતુ લગ્નપૂર્વેના પ્રેમ કરતાં લગ્ન પછીના પ્રેમના પ્રકારમાં વધુ સફળતા જોવામાં આવે છે એમ હું કહું છું.

મારા આ કથનથી આજના નવમતવાદીને મારી માન્યતા સદીઓ જૂની જણાય અને હજી હું ઈસ્વીસન પૂર્વેના જમાનામાં વિહાર કરતો લાગું, તોયે હું કહું છું કે સ્વેચ્છાથી ઉદ્ભવેલા પ્રેમ

ઉપર આધાર ન રાખી શકાય; પરંતુ આપણા સમાજના ઊંડા મૂળમાં પ્રેમને જે રીતે સ્થાયી અને અચલિત બનાવ્યો છે તે રીતે તેને ઓળખી શકો તો મારા મતમાં તમને તથ્ય જણાશે.

આપણે થોડા પુરાણકાળ તરફ વળીએ. જે પુરાણોએ આપણી હિન્દુ જાતિ અને એના જીવનમાં પ્રેમનાં ઊંડા મૂળ નાખી મૂક્યાં છે અને જે સમય પ્રમાણે ખેતી થતાં અંકુર રૂપે પ્રગટે છે તે તરફ તમે જોઈ શકશો. આજે સુધારક અને નવમતનો આટલો જુવાળ ચઢી ગયો છે છતાં મહત્ પુરુષોએ દીર્ઘદૃષ્ટિથી જે બીજો રોપેલાં છે તેનો નાશ નથી થયો, થશે પણ નહિ.

જુઓ, દેશના એકેએક ખૂણામાં બાલિકાઓ 'સ્વામી' નામે એક ભાવનાની બાળપણમાંથી જ ભક્તિ કરતાં શીખે છે. અનેકવિધ કથા, વાર્તા, વ્રત, પૂજા વગેરે દ્વારા એ ભક્તિને બાલિકાના રજ:કણમાં પચાવવામાં આવે છે. સ્વામી–પતિ માટે એ કુમારી વ્રત–પૂજામાં પાર્વતી પાસે રૂડો પતિ મળવા પ્રાર્થના પણ કરે છે–પતિનું સુખ, આયુ:, આરોગ્ય ચાહે છે.

ત્યારપછી જ્યારે તેમને સ્વામી મળે છે ત્યારે તેને તેઓ વ્યક્તિ તરીકે નહિ પણ સ્વામી તરીકે જ જુએ છે. એ સ્વામી ઘણે અંશે તેમના મનની રચેલી વસ્તુ હોય છે, બહારની વસ્તુ નથી હોતી. વિચાર, બુદ્ધિ પાકટ થાય તે પહેલાંથી જ અનિર્દિષ્ટ વ્યક્તિ ઉપર આ સ્વામીભાવનો આરોપ કરવાને કારણે એ પતિગત સંસ્કાર દિવસે દિવસે તેમનાં તનમન ઉપર સત્તા જમાવી બેસે છે, અનેકવિધ સેવા અને વ્યવહાર દ્વારા એ સંસ્કાર સદા બળવાન બનતો જાય છે.

સ્ત્રી–પુરુષમાં પ્રેમની જે એક સ્વાભાવિક હૃદયવૃત્તિ છે તેને સાધના દ્વારા દાંપત્યપ્રેમમાં આ રીતે ઉતારવામાં આવે છે.

ભારતીય લગ્નમાં સ્ત્રી–પુરુષના અધિકાર એક સરખા નથી. એ અધિકારને બાહ્ય અધિકાર નથી સમજવાનો. આ અધિકારના

કારણે સ્ત્રીને પુરુષ કરતાં ઉતરતી માનવાનો અર્થ બહાર ખેંચવામાં આવે છે, પરંતુ ખરી વસ્તુ એ છે કે સ્ત્રીને પતિ એ ભાવના ( આઈડીયા ) છે. વ્યક્તિની આગળ તે પશુબળથી ઝૂકી પડતી નથી, પણ ભાવનાની આગળ ધર્મબળથી તે આત્મસમર્પણ કરે છે. સ્વામી જો સહૃદય માનવી હોય તો સ્ત્રીના આ ભાવનામય પ્રેમની શિખા તેના ચિત્તમાં પણ સહેલાઈથી સંચારિત થાય છે. આ ભાવનામય પ્રેમ એ જ ખરો મુક્ત પ્રેમ છે. એ પ્રેમ પ્રકૃતિના મોહ બંધનની ઉપેક્ષા કરે છે, અને એથી ધર્મથી જોડાયેલાં પતિ-પત્ની ભાવનાને વશીભૂત બની પ્રેમને કેળવે છે.

ભારત ધર્મનો ગૃહસ્થાશ્રમી બનાવવાનો-ગૃહી બનાવવા પાછ-ઉદ્દેશ, મુક્તિપંથનાં સોપાન બનાવવાનો છે અને તેનું પરમ ધ્યેય તો મુક્તિ છે. પરંતુ મુક્તિને લક્ષમાં લઈને સંબંધો સ્વીકારવાનું કહે છે તેનું કારણ એ છે કે તેમાં થઈને પસાર ન થાય તો ઉત્તીર્ણ થયા નહિ કહેવાય. માણસના મનમાં જે બધી સ્વાભાવિક વૃત્તિઓ રહેલી છે તેનો ક્ષય કરવો હોય તો પણ તેને વાપરી નાંખવી જોઈએ. આ વપરાશને વૃત્તિ દ્વારા નિયમિત કરીએ ત્યારે પ્રકૃતિનાં બંધનોને કાપવાનું એક દિવસ સંભવિત થાય. બ્રાહ્મણધર્મની આ રહસ્યમય બાબત ઉપરથી જ ભારત ધર્મ અંકિત થયો છે અને દાંપત્યપ્રેમમાં પણ એ ધર્મ ઓતપ્રોત થયેલો જણાય છે.

નવું શિક્ષણ, નવા મત, નવી ટેવો, પૂરની માફક ભારત ઉપર પછડાયાં છે, અને ધીમે ધીમે ગૃહસ્જીવન અને લગ્નના ઉદ્દેશ પાછળ જે મહાન ભાત અને મુક્તિની યાત્રારૂપ આદર્શભાવને અને સમાજ રચનાના સ્તંભરૂપ ઉદ્દેશના કિલ્લામાં નાનાં મોટાં છિદ્રો પાડી દીધાં છે. પારકા સમાજના મત અને માન્યતાઓનો ધોધ જેમ જેમ આપણી ઉપર આવીને પડતો ગયો છે, તેમ તેમ વ્યક્તિના સ્વાર્થ તરફ આપણે દોરાતા ગયા છીએ અને આપણી સંસ્કૃતિના આદર્શને અનુસરવાનો ઉત્સાહ મંદ બનતો ચાલ્યો છે. આપણે ચેતનહીન બનતા ગયા, આદર્શ તરફથી આપણે પાછળ વળ્યા અને

વ્યક્તિના સ્વાર્થ, મોહ અને રૂચીને જ આપણે તો મહત્ત્વનું આદર્શ કેન્દ્ર માની લીધું છે.

પ્રત્યેક ચેતનમય કોષ આગળ તેના પોતાના થાકમાંથી નિપજેલાં નિરર્થક તત્ત્વો સતત ઉપસ્થિત થતાં રહે છે, જેનો નિકાલ કરવામાં તેના ચેતનબળને કુદરતી સાધન જ્યાંસુધી તે સક્રિય હોય છે ત્યાંસુધી મળી રહે છે. પણ ચેતનબળ ઓસરવા માંડે છે ત્યારે બહારની જટિલ યુક્તિઓ અપનાવવા લાલચ થઇ આવે છે. આ લાલચ, દુર્બળતા અને અસ્વાસ્થ્યના નવા પ્રકારો ન ઉપજાવે તોયે એના સહજ વ્યાપારોને વધુ નબળા તો પાડે જ છે. થોડો વખત અભ્યુદય પામીને અદૃશ્ય થઈ જનારી લાલચમાંથી પેદા થયેલી સંસ્કૃતિઓ પોતાનામાં રહેલા ઝેરના પરિણામો નાબૂદ થાય છે.

લગ્ન અને ગાર્હસ્થજીવન ભારતધર્મના ઉદ્દેશનો સંપર્ક સાધીને જ્યાંસુધી સમાજનાં અંગતભૂત બની રહ્યાં હતાં ત્યાંસુધી એક ઊંડી અને ગંભીર નદી જેવાં હતાં. નદીની ઊંડાઈ અને વહેતા પાણીની ગંભીરતામાં વહાણ સહેલાઇથી વિહરી શકે છે. તેમ જ જ્યારે આ ઉદ્દેશ ને આદર્શરૂપી નદીમાં લગ્નજીવનનું વહાણ વિચરતું અને સામે પાર મુક્તિનો કિનારો હતો, એ કિનારે ઉતરવાની પૂરી વ્યવસ્થા હતી, ત્યારે એ ઊંડાઇ આ વહાણને મદદરૂપ હતી. જ્યારે કિનારો અને વ્યવસ્થા ખોરવાઇ ગયાં છે ત્યારે આ ઊંડાઈ દુસ્તર થઈ પડી છે ભારતીની દુર્ગતિનું મુખ્ય કારણ ઉપલક્ષને લક્ષ બનાવી દીધું તે છે. ગૃહધર્મની ગંભીરતા તરફ નહિ જોતાં, વ્યક્તિના સ્વાર્થ અને મોહ તરફ લક્ષ મંડાઈ ગયું છે અને એમાં એ ગાર્હસ્થ્ય જીવનના વમળમાં મોટી મોટી નૌકાઓ ડૂબી રહી છે.

જ્યારે ઘર વિશ્વનો સ્વીકાર કરવાની કેળવણી પામવાનું સ્થાન હતું ત્યારે ઘરની માગણીથી માણસ નાનો નહોતો બની જતો. આજે હિન્દુ સમાજમાં એ માગણી પોતાના સ્વાર્થની બાબતમાં અત્યંત મોટી બની ગઈ છે. એટલે એ માણસને અત્યંત નાનો

બનાવી દે છે. આપણો જે ત્યાગ વિશ્વવિધાતાને મળવો જોઈએ એ ત્યાગ ક્ષણે ક્ષણે ઘરના ઉપદેવતા ચોરી લે છે.

આટલા દિવસ સુધી ભારતના સમાજના જે આધાર ઉપર તેની લગ્નપ્રથા પ્રતિષ્ઠિત હતી તે આધારને ઘડો લાગવાને લીધે લગ્નના મૂળમાં રહેલી ભાવનાઓનો કશો પણ મેળ અત્યારે રહ્યો નથી.

[ ૨૬ ]

## સાચા લગ્નજીવનનીચાવી : માધુર્ય

ત્રિવેણીસંગમાં જ્યાં થાય ત્યાં પતિતપાવનની ગંગાનું જળ પાપ–તાપ–હરણ બને છે. તે રીતે સંસારમાં પતિ–પત્ની તરીકે જોડાનાર યુગ્મમાં, માધુર્યનો આવિર્ભાવ નથી થતો હોતો, ત્યાં બાહ્ય રીતે સર્વાંગી સંપૂર્ણતા હોવા છતાં કદાપિ સુમેળ સધાતો નથી.

માધુર્ય એ સૂર્યના પ્રકાશ સમું અને ચંદ્રની જ્યોત્સ્ના સમું ચૈતન્યમયતત્ત્વ છે. તેને નરી આંખે નિરખી શકાતું નથી, છતાં એ છે હૃદયવૃત્તિઓમાંની એક અવર્ણનીય અલૌકિક વૃત્તિ. એનું રૂપક આપતાં અન્યથા ઢળી જવાય છે, છતાંયે વનસ્પતિસૃષ્ટિને સજીવન અને ચંદ્રની જ્યોત્સ્ના અનિવાર્ય છે, એમ લગ્નજીવનમાં પતિ–પત્નીમાં રહેલું માધુર્ય અનિવાર્ય છે. માધુર્યનું માપ કોઈ ત્રાજુડી અને જડ માપક યંત્ર કાઢી શકે તેમ નથી. પરંતુ એ અમૃત પામ્યા વગર મન–પ્રકૃતિ પૂર્ણ સફળતા પામતાં નથી.

પુરુષે પ્રકૃતિનો આશ્રય લઈને જ સૃષ્ટિનું સર્જન કર્યું છે. તે આશ્રય એ જ નારીમાંનું માધુર્ય પુરુષે પ્રકૃતિમાં રહેલા પ્રાણવાન માધુર્યનું પાન કર્યું અને પછી એ લીલા વિસ્તારવા ઉદ્યુક્ત થયો, પ્રકૃતિ–બે રૂપે રૂપકને પામીઃ માતૃરૂપ–પ્રેયસીરૂપ. માતારૂપે સુસંતાન પ્રગટાવવા એણે માધુર્ય આપ્યું, વસતિનો વધારો કરવા નહિ. જગતનાં પાપો, ત્રુટિઓ, અપૂર્ણતાઓ દૂર કરી, પ્રકૃતિને–ઝીલી સંસ્કૃતિનું નિરૂપણ કરવા.

પ્રેયસી રૂપે વીર પુરુષને વીરત્વનું ચૈતન્યમાધુર્ય, કર્મવીરને કર્મોદ્યોગ, કલાકારને કલાસર્જન અર્પ્યાં અને આ રીતે સંસ્કૃતિ-સર્જન પાછળ નારીપ્રકૃતિ ગૂઢ માધુર્યપ્રેરણા કામ કરતી રહી.

પુરુષના સર્જનકાર્યમાં, નારીમાં રહેલા અનિર્વચનીય માધુર્યનો સાથ નથી હોતો ત્યાંસુધી પુરુષ પૂરો સફળ થઈ શકતો નથી.

વિશ્વમાં આ માધુર્ય આનંદવ્યાપ્ત છે. વત્તાઓછા પ્રમાણમાં બધાં જીવ–પ્રાણી માત્ર આ આનંદનો ભિન્નભિન્ન રીતે ઉપયોગ કરે છે. છતાં આ માધુર્ય નારીશક્તિમાં વિશેષ જોવામાં આવે છે. આદ્ય-શંકરાચાર્યે 'આનંદલહરી' કાવ્યમાં નારીશક્તિના માધુર્યને ગાયું છે, એટલું જ નહિ પરંતુ શંકર–શિવ પણ સકળ વિશ્વમાં મહેશ્વર બન્યા છે તે પાર્વતીમાં રહેલ માધુર્ય મેળવીને જ. એ વિષે વર્ણન કરતાં કહે છેઃ શંકરનું વાહન પોઠિયો છે અને તે ઘરડો પણ છે. વસ્ત્રો દિશાઓ છે. સ્મશાન ક્રિડા કરવાનું સ્થળ છે અને સર્પોનો સમુદાય તેમનાં આભુષણોનો ભંડાર છે. આવી તેમની બધી સામગ્રી (ઉતરતા પ્રકારની ગણાય તેવી) જગતમાં જાણીતી છે. છતાં તેમની તેમની પાસે (આઠે પ્રકારનું) ઐશ્વર્ય હાજર રહે છે, અથવા જગતમાં તેમનું ઈશ્વરપણું મનાય છે. આનું કારણ, હે જનની નારીશક્તિ! આપના સૌભાગ્યનો મહિમા જ છે. (બીજું કંઈ નથી.) આપને લીધે જ શંકર વિશ્વમાં મહેશ્વર મનાય છે. નહિ તો એમનામાં શું છે? (આનંદલહરી શ્લોક ૧૬)

લોઢું સ્પર્શકાન્તમણિને અડકે છે કે તરત સોનાની પદવીને પામે છે અને શેરીનું પાણી ગંગાના પ્રવાહમાં મળે છે કે તે તરત પવિત્ર થાય છે. તે પ્રમાણે હે દેવી, મારું મન તે તે પાપોથી અત્યંત મલિન છે, તો પણ આપ વિષે પ્રેમથી (માધુર્યના ભાવે) આસક્ત બન્યું છે, તો એ નિર્મળ કેમ નહિ થાય?

(આનંદલહરી શ્લોક ૧૨)

વિશ્વગત આનંદને "આનંદલહરી"ના કવિ આદ્ય શંકરાચાર્યે નારીભાવે જોયો છે. એ માધુર્યનો અર્થ લાલિત્ય ન સમજતાં માધુર્યમાં ધૈર્ય, ત્યાગ, સંયમયુક્ત ચારિત્ર્યબળ, સહજબુદ્ધિ; નૈપુણ્ય; વિચારવ્યવહારભાવ ઈત્યાદિ અનેક ગુણો રહેલા છે. પરંતુ એના હૃદય અંતઃસ્થળમાં માધુર્યનો આનંદ છે તે પ્રકારની પેઠે સ્વાભાવિક રીતે જ ચૈતન્ય આપતો રહે છે.

પુરુષમાં રહેલાં પૌરુષેય બુદ્ધિ–સામર્થ્ય અને નારીના હૃદયમાં રહેલા માધુર્યભાવનું સમાન મિલન થાય તો જ સંસારમાં ઉત્પન્ન થયેલી લગ્નસંસ્કૃતિ ટકી શકે.

લગ્નની બાબતમાં વિચારીએ તો આજે સ્ત્રી–પુરુષનાં લગ્ન થવા છતાં સાચો સંબંધ જણાતો નથી અને એકયને બદલે દ્વંદ્વ અને તેમાંથી કોઈ ને કોઈ વિરોધ અને એ વિરોધમાંથી થતાં અપમાન, એના પરિણામે નિપજતાં ઈર્ષા અને તરંગ, લાલસા અને આધિપત્ય, દુઃખ, દુર્ગત અને ગ્લાનિ સિવાય બીજું કશું ફળ આપતા નથી.

પાશવબળનો અંત આણવા માટે લગ્નજીવનમાં માધુર્યને–પ્રેમને બરાબર ઓળખવાં ઘટે છે. પ્રેયસીરૂપી નારીમાં રહેલાં માધુર્ય, આનંદ, શક્તિને દૈવી ભાવે નહિ જોતાં, લાલસા અને સ્વાર્થવશ થઈને પોતાના વ્યક્તિગત ભોગને માટે–એ માર્ગે આજ સુધી વિષયસંપત્તિ માની વેડફી નાખી છે, આ માધુર્યને પુરુષજાતે કદી પણ યથાર્થ રૂપમાં જાણ્યું નથી, જાણવાને પ્રયત્ન કર્યો નથી. જેણે એને સાચા સ્વરૂપે ઓળખ્યું છે તે એ રસસાગરમાં હીલોળે ચડીને અપૂર્વ આનંદનો અનુભવ કરી શકે છે, ઈર્ષાવેષ્ટિત સંકુચિત પુરુષ મનોદશાએ નારીના માધુર્ય–અમીકૂપને અંદર પૂરી રાખી, સજ્જડ સીલબંધ દાટો લગાવી દીધો હોય છે અને એને લીધે સ્ત્રી પણ પોતાના માધુર્યભાવયુક્ત ગૌરવને અનુભવી શકતી નથી. વારંવાર પોતાને પુરુષની દાસી માનીને, વ્યક્તિગત ગૌરવની એને ખેવના હોવા

છતાં એ ડગલે ને પગલે એ ઘા ઝીલતી જાય છે અને ગૌરવભંગ બનતી રહે છે, એને સ્વમાન વહાલું હોય છે તોયે તે પામી શકતી નથી. એટલે અપમાનિત મનોદશામાંથી, માધુર્ય સંપૂર્ણ નષ્ટ થઈ જાયે એ વિરોધાભાસી બની જાય છે અને સ્વમાન સાચવવાના પ્રયાસમાં પૌરુષ પ્રાપ્ત કરવાની દુરાકાંક્ષા સેવી નારી જ્યાં તેનું સાચું સ્થાન છે તે અંતઃપુરની બહાર પડે છે અને પછી પુરુષસમોવડી બનવા મથે છે.

તેનો ઉચ્ચતમ પ્રશસ્તતમ અધિકાર, તેની સ્ત્રીશક્તિ: તેમાં રહેલી માધુર્યમયી આનંદશક્તિ કે જે શક્તિ સાથે પૌરુષેય શક્તિ મળીને સાચી સમાજરચના કરી શકે છે, એ બન્ને બળો સામસામી તુલામાં પોતપોતાના સ્થાનમાં અને પોતપોતાના કર્તવ્યમાં સમાન અને મહાન છે, તેમાં એકની અવગણના અને અવહેલના કરનાર પુરુષની ધૃષ્ટતા, સ્વાર્થવૃત્તિ અને પુરુષબળ પાછળ છુપાયેલી લાલિત્ય પિપાસાએ નારીના ભાવમાં શીને ન અપનાવી એને લૂટી લેવા, પ્રપંચી કુટિલ લીલા પ્રસારી નારીનું માધુર્ય નષ્ટ કર્યું ! આજે નારી તેના સાચા સ્થાનમાંથી વિચલિત બનીને બહાર આવી એણે પુરુષ સામે બળવો પોકાર્યો. આ બળવાની સાથે સાથે એનો સિંહાસનત્યાગ એ સાચો માર્ગ નથી. સમોવડી બનવાની આજે જે કેડી ઉપર તે જઈ રહી છે તે સાચો રસ્તો પણ નથી. પણ આજે એ પદદલિત બની અપમાનિત થઇ, માધુર્ય નષ્ટ થયું, સ્થાનભ્રષ્ટ બન્યું, એથી એ સત્ત્વ ભૂલી, પાગલ મનોદશા જેવી સ્વતંત્રતા કે સ્વચ્છંદતાના નાદે દોડી જાય. તેમાં તેનો દોષ પણ શો છે ? આ અપવ્યય અને આ વિકૃતિને અંગે સાચા માધુર્યને નહિ પિછાનનાર પુરુષની ઉપર દોષનો ટોપલો ચઢી જાય તો તેને સ્વીકારવા સિવાય બીજો જવાબ નથી.

લગ્નને પાંજરૂં બનાવી મૂકનાર આજની પુરુષ મનોદશા અને પાંજરામાં પુરાયેલી નારીની છાતી ઉપર સ્વામી એ “ નાથ—પ્રભુ—પય-

ગંભર " ના નામની સવામણની લોહતલીને ઝાતીએ બંધાવી, ખોટી રીતે તેનું જે રૂંધન કરવામાં આવે છે અને એના માધુર્યને ફૂટતી કળીમાં જ ચૂંટી નાખવામાં આવે છે, એથી જગતને શું પ્રાપ્ત થયું ? સ્ત્રીપ્રકૃતિની પરિપૂર્ણતાદ્વારા જગતને જે ઐશ્વર્ય આપવા માટે નિર્માણ થઇ છે, તે ઐશ્વર્ય નષ્ટ થયું છે અને એની ઊણપથી પ્રગટેલા દૈન્યનો બોજો જગત ભોગવી રહેલ છે.

આજે તો વિદ્રોહી સ્ત્રી પ્રાણુશક્તિની જવાબદારી ગૌણ ગણીને પુરુષની સમાનતાનો દાવો કરવા લાગી ગઈ છે અને એનું રહ્યુંસહ્યું માધુર્ય પીગળી રહેલ છે. બહારના કૃત્રિમ પ્રયત્નો દ્વારા અવકાશ ઉભો કરીએ એટલે કંઈ અવકાશ મળી ન જાય. સ્ત્રીની પ્રકૃતિમાં જે હૃદયવૃત્તિઓનું સ્વાભાવિક પ્રાબલ્ય છે તેને બહારથી હાંકી કાઢી નહિ મુકાય. એ સ્થિતિમાં જે સંપત્તિ છે તેની ફરી સાધના કરવામાં આવે તો જ સાફલ્ય મેળવી શકે. પોતાની સહજ પ્રકૃતિની સાથે લડાઈ કરીને પુરુષોની સાથે હરીફાઈ કરવામાં પ્રધાનસ્થાન એને મળવાનું નથી.

તેનું સાચું સ્થાન, તેનું સિંહાસન છે. તેની ઉપર એ સ્થિર થાય અને પોતાનામાં રહેલા દૈવી માધુર્યને ઓળખે, તેમાંથી નિનાદ કરી, ધારાઓને વહાવી પુરુષનાં સ્વાર્થી પાપોને ધોઈ, તેના પૌરુષેયમાં માધુર્યનું મિશ્રણ કરી, લગ્નજીવનને અપૂર્વ બનાવે.

હા; પરણવું જ છે. તો પછી સાથીની પસંદગીનો પ્રશ્ન આવીને ઉભો રહે છે વ્યાવિરહિત થનગનતા યૌવનની ઉષાને ઝીલતાં કુમારો ને કુમારિકાઓને સાથીની ઝંખના જાગે છે. ઉન્નત આદર્શોને ઢાજે સામાન્ય સામાજિક જીવન તજીને વિહરનારાં અર્વાચીન સમયમાં કદાચ કરોડામાં કોઇક નિકળી આવે. તેમને દુરાગ્રહ કરવાને કોઇ કારણ નથી. પરંતુ સાચી વૃત્તિ અને અંતરના ઉંડાણમાં સળવળી રહેલ સાથીની બુભુક્ષાને જેઓ સમજી શકે છે તેવાં સાધારણ

સ્ત્રી-પુરુષો થોડી ઘણી અસ્થિરતા અનુભવીને મનોમંથનના વાદળને ચીરીને જ્યારે મન સ્થિર થાય છે ત્યારે તેને માટે સરલ અને સીધો માર્ગ લગ્ન કરી લેવાં અને સ્થિર થવું એ નિશ્ચય તેમનો છેવટનો રહે છે.

અપક્વ બુદ્ધિ અને અવિકસિત શરીરધારી નાની વયનાં કુમાર-કુમારીઓને લગ્નગ્રંથીથી જોડી દેવાનો જે સમય હતો તે સમય સાંપ્રત કાળમાં ચાલ્યો ગયો છે અને એવાં બાળલગ્નોને તિરસ્કાર-વાના સંબંધમાં આજે લગભગ સઘળો સમજદાર સમાજ એકમત જણાય છે. થોડાક અપવાદને બાદ કરીએ તો સમજુ થયેલો સમાજનો સઘળો મધ્યમ વર્ગ અને વડીલો આજે એક વાતને ચોક્કસ માનતા થયા છે કે જેમને જીવન જોડી જીંદગાની વહેવી છે, એવાં યુવાન અને યુવતીઓને લગ્નના નિર્માણ માટે રસ લેતાં થવા દેવાં જોઈએ અને પસંદગીમાં એમને પણ સહભાગી બનાવવાં ઘટે છે.

લગ્ન સંબંધમાં મામિંક ચર્ચા તો આગળના પ્રકરણમાં આપણે કરી ગયા છીએ. હવે તો જો લગ્ન કરવાં જ છે તો પુરુષે સ્ત્રીની અને સ્ત્રીએ પુરુષની એવી જાતની પસંદગી કરવી જોઈએ કે જેમાં શરીર, મન, સ્વભાવ, ગુણ, રૂપ, લાવણ્યતા અને દેહબંધારણને તથા બંધારણ સાથે રહેલી ખામિયતોને લગ્નગ્રંથીથી જોડાતાં પહેલાં સમજી-વિચારી લેવી ઘટે.

આને શાસ્ત્રકાર પરિશીલન કહે છે. પરિશીલન એટલે સ્ત્રીએ પુરુષના અને પુરુષે સ્ત્રીના હૃદયને સર્વતઃ (પરિતઃ) દરેક રીતે પ્રાપ્ત કરવાનો ધર્મ્ય વિધિ એનું નામ પરિશીલન.

પરિશીલનવિધિના મુખ્યત્વે બે પ્રકાર છેઃ (૧) લગ્ન પૂર્વેનો પરિશીલન વિધિ (૨) લગ્નસંબંધ પછીનો પરિશીલનવિધિ.

પ્રથમના પરિશીલનવિધિમાં કુમાર-કુમારિકાઓ પોતાની સભ્યતા, વિનય, મર્યાદા અને નૈતિક દૃષ્ટિથી પરસ્પરનાં સ્વમાન, પક્ષ,

કીર્તિ, સદાચાર અને શીયળ આદિ સર્વ શુભ અંશોને યથાવત્ સંભાળી રાખી. સ્નેહ અને સૌજન્યના પરમ મૃદુ ભાવોમાં માત્ર ઉભયો એક બીજાના પરિચયમાં આવતાં રહે અને પોતપોતાના સૂક્ષ્મ માનસિક ભાવો, લાગણી, વૃત્તિઓ અને ભાવનાઓ કેવળ માનસિક સૂક્ષ્મ સદ્ અંશોના પરસ્પરને અનેક રીતે અનુભવો આપી, પરસ્પર એકબીજાને માનસિક માન, મમત્વ, લાગણી સહાનુભૂતિ શુદ્ધ પ્રેમભાવ, આદિ શુભ ભાવોનું ઉદ્દીપન કરી, એકબીજા તરફના સ્નેહભાવને અનેક રીતે જાગૃત કરી લઈ, એક–બીજાને પૂર્ણ રીતે સમજવામાં અભ્યાસ કરે. એટલે પરસ્પરના પરિચયમાં અને સહવાસમાં યુવાનો તેમ જ યુવતીઓ પોતપોતનાં વડીલોની ઇચ્છાને અનુસરી, તેઓની નૈતિક દેખરેખ નીચે આવી શકે, એટલા વિધિનો પહેલાના પરિશીલનમાં સમાવેશ થઈ શકે છે.

જ્યારે લગ્નસંબંધ થયા પછીના પરિશીલન–વિધિમાં પરિશીલનક્રિયાનાં સર્વ સ્થૂલ, સૂક્ષ્મ અને પ્રકટ અથવા ગૂઢ ભેદોને સંપૂર્ણ રીતે પ્રકટ કરવાનો અવકાશ મળે છે. તે આપણે આગળ લગ્ન પછીનાં પ્રકરણમાં જોઈશું. આ સ્થળે તો લગ્ન પહેલાંના પરિશીલન સંબંધમાં વિચાર કરવાનો છે.

આ સ્થળે રહેલા ભયંકર ભયસ્થાન સામે લાલ બત્તી ધર્યા સિવાય ચાલે તેમ નથી.

લગ્ન થયાં પહેલાં જેને આપણે સંબંધ, વેવીશાળ કે સગપણ કહીએ છીએ, અથવા એ વાગ્દાન વિધિ થઈ ગયા પછી પરસ્પરને હળવામળવા દેવા માટે થોડાક જૂના વિચારના માનવીઓને બાદ કરો તો બાકીના વડીલો વાંધો લેતાં નથી; અને મારું માનવું છે કે પુખ્ત ઉમરનાં સમજણશક્તિમાં આવી ગયેલાં આવાં નવજુવાન અને નવયુવતી પ્રગટ રીતે એકબીજાના સહવાસમાં આવીને એક-બીજાને સમજવામાં સમન્વય સાધવા માટે પ્રત્યક્ષ રીતે મળે, એ માટે છૂટ આપવી જરૂરી છે. વાગ્દાન વિધિ પહેલાં પણ આજનાં

જુવાનો જોડાવાનું નક્કી કરવા ખાતર, એકબીજાને સમજવા ખાતર પણ પરિશીલનના માર્ગે વળે જ છે.

ભલે તેઓ મળે, પરંતુ એ વ્યક્તિઓને એ અસિધારા વ્રત પ્રમાણે આ ક્ષેત્રમાં સાવધાનીથી વર્તવાનું હોય છે. નૈતિક અસિધારા ઉપર ડગ ભરતાં જુવાનો મનઃચાંચલ્ય ઉપર જો સંપૂર્ણપણે કાબૂ નહિ ધરાવતાં હોય, કામુક ભાવનાની લેશ પણ રેખા જો ઉપસી આવવા દેશે તો તેઓ ધ્યેયસિદ્ધિ પ્રાપ્ત નહિ કરી શકે.

આવાં મિલનો અને પરિશીલનમાં લગ્ન પહેલાં પતન પામી ચૂકેલાં સેંકડો યુવક–યુવતિઓ મળી આવે છે, એનું રૂપક મેં અગાઉ "સંગદોષથી પતન"ના મથાળા નીચે પાત્રો ગોઠવી બતાવી દીધું છે. એ પાત્રોમાં નામ જો કે કલ્પિત છે, પરંતુ હકીકત સત્ય છે. આવા કથળેલાં જીવન જીવતાં અનેક યુવાન યુવતીઓને મારા ચિકિત્સા-કાર્યને અંગે હું ઓળખું છું. એટલે પરિશીલનમાં રહેલાં ભયસ્થાન તરફ સહેતુક, આગ્રહભરી રીતે સાવધાની સૂચવીને હવે આપણે મૂળ વિષય તરફ આગળ વધીએ.

સદ્‌ગત સાક્ષરવર્ય ગોવર્ધનરામ ત્રિપાઠી તેમના પુરાણગ્રંથ "સરસ્વતિચંદ્ર"માં કહે છે: "ઓ કન્યા ! મેં તારૂં સંવનન કર્યું છે. તે અગ્નિનું અનુમત હો." સંવનન વિના વિવાહનો હોમ જ સિદ્ધ નથી. સ્ત્રી વનિતા શા માટે કહેવાય છે? તેનું વનન થયું છે—સંવનન થયું છે માટે તે વનિતા. સંવનન વિના સ્ત્રી વનિતા થતી જ નથી. પુરુષ સ્વભાવે ધૃષ્ટ છે અને સ્ત્રી લજ્જાવશ–પરવશ છે, અને તેની હૃદયકલિકાની કોમળ નાની સરખી પાંખડીઓ પ્રીતિ, પુરસ્કર સાવધ અદંશક નખ વડે પુરુષે ક્યારે ઉઘાડવી તે આ વાક્યમાં કહ્યું છે અને તે જ સંવનન પુરુષે સ્ત્રીનું કરવાનું છે.

સંવનન શરૂ થતાંની સાથે અંતરઆકાશમાં કામદેવ સૂર્ય સમો પ્રગટ થાય છે. કામને શાસ્ત્રકારોએ મદન કહ્યો છે, મદનનાં ચાર રૂપો છે: પાશવકામ, જારકામ, પરિશીલનકામ અને પુત્રાર્થિત કામ.

પરિશીલન કામ અથવા મદન સંવનનકાળથી વિવાહ સુધી બીજદશામાં રહે છે. પરંતુ તેને અંકુરો આવવા દેવામાં આવતાં નથી. ભૂલથી જો એ બીજમાંથી પરિસ્ફૂરણ થઈ, ઇંદ્રિયોના ગોલક સુધી આવી પહોંચે તો પતન થઇ જાય એ જ ભયસ્થાન છે. પરંતુ સાવધાન યુવાન-યુવતી કામની સ્ફૂરણા, મનઃચાંચલ્ય અને ઇંદ્રિયોની ગતિને ઓળખી લઇ તેની ઉપર આત્માના બળવડે સંયમ સ્થાપી દઇ, પવિત્ર ભાવોને ધારણ કરે છે અને વિવાહ પછી જ તેની ભોગ-દશા અને રતિસમૃદ્ધિ ઉદય પામે છે. આમરણાન્ત સંયોગે તેમ જ વિયોગે એ ઉદય, આકુંચન, સમ્પ્રસારણ પામતો, દમ્પતીના હૃદયમાંના સ્નેહગય લક્ષ્યનું અદ્વૈત લક્ષ્ય કરાવે છે, અને નિષ્કામ વાસનાથી શારીરિક કામને બાલિશ પુત્રવત્ ક્વચિત્ત લાલન આપે છે, તો ક્વચિત તેને અંકુશમાં મુકી લક્ષ્ય રૂપને તેમ અલક્ષ્ય રૂપને લક્ષ્ય કરે છે. વિવાહ પછીનો એ "પુત્રાયિતકામ" (પુત્રેચ્છાભોગ) અને તજ્જન્ય પ્રીતિ-કીટકભ્રમરી ન્યાયથી આધ્યાત્મિક થઇ જાય છે. આ દમ્પતી પરસ્પરનાં સ્થૂલ શરીર જોતાં જોતાં સૂક્ષ્મ શરીર જોવા લાગે છે અને તેમાંથી પરસ્પરમાં અધ્યાત્મ પ્રત્યક્ષ કરી તેનો ભોગ અને તેની રતિને પામે છે.

શીલ શબ્દ મૂળ ગતિવાચક છે. કોઇને પ્રાપ્ત કરવું તે તેનું શીલન. परितः-ચારે પાસથી વારંવાર શીલન. કરવું તે પરિશીલન.

" यदनुगमनाय गहनमपि शीलितमः । "

એમાં ગહનના અંતરભાગમાં પ્રાપ્ત થવું અને તેની ભૂલ-ભૂલામણીના રહસ્યને પ્રાપ્ત કરવું એ ઉભય અર્થ છેઃ કવિ કહે છેઃ

"ચાલ સખી કુંજ જ સતિમિર પુંજ જ,
શીયલ નીલ નિચાલમ્."

એમાં નીલ વસ્ત્રમાં લપટાઈ જવાનો અર્થ છે. નીલવસ્ત્ર જેમાં

અલક હૃદયનું રહસ્ય પામવા પણ તેમાં એમ જ લપટાવું પડે છે.

"ललित लवङ्गलता परिशीलन कोमल मलयसमीरे।"

એમાં અનેક લતાઓ વચ્ચે થઇ આવેલા પવનનું લતાઓએ પરિશીલન કર્યું અને પવને લતાઓનું પરિશીલન કર્યું એમ સૂચના છે.

લાર્ડ એન્ડ મોરમન કહે છે :–

"પરિશીલન સંબંધમાં શરીરવિજ્ઞાનશાસ્ત્રની દષ્ટિએ વિચાર કરીએ તો દામ્પત્ય ધર્મભાવો દ્વારા સંયુક્ત થવા માટેના સર્વ અનુકૂળ અને ધર્મ્ય પ્રસંગોને સંબંધ થવા પહેલાં ઉપસ્થિત કરવાનો એક મહાન પવિત્ર વિધિ જ કહી શકાય. અર્થાત્ બળવાન, સુંદર અને આરોગ્યયુક્ત પ્રજાને પેદા કરવાના મહાન્ ભવ્ય ઉદ્દેશની યથાવત્ સંસિદ્ધિ કરવા રૂપ નિશાનને તાકવા માટે પ્રજનનક્રિયારૂપ શરસંધાન કરવા માટેનો એ વિધિ છે. અને સ્ત્રી–પુરુષ રૂપ એક જ ધનુષ્યના બન્ને છેડાઓને પ્રેમરજ્જુ વડે સંયુક્ત કરી, એકત્રિત રીતે સંયુક્ત બળદ્વારવાળી પ્રેમદોરીઓના યથાવત્ આકર્ષણ દ્વારા ખેંચી યથાયોગ્ય પ્રજોત્પાદનરૂપ નિશાન સાધવા માટે જ એ સર્વ યોજના છે." હેવલોક એલીસ કહે છે:

'સ્ત્રીના હૃદયરહસ્યને યથાવત્ અનુભવવું. તેની રૂચીને યથાવત્ જાણવી તેના હૃદયગત ગૂઢ આંતરિક વિચારોના મર્મને પણ તેની રીત દ્વારા સમજી લેવો, રૂઢી અને લોકાચારનાં અયોગ્ય બંધનો કે કલ્પિત દબાણોથી અને રૂઢ વહેવારોથી તેને યોગ્ય રીતે મુક્ત બનાવી પોતાના પ્રિયની ઉપસ્થિતિમાં તે તદ્દન નિર્મુક્ત મનથી પોતાના હૃદયના ભાવો સરલતાથી સ્પષ્ટ રીતે પ્રકટ કરી શકે અને સાથે સાથે એટલો દૃઢ વિશ્વાસ પણ રાખી શકે કે પોતે જે કાંઇ પણ કહે છે તેમાંના એક શબ્દના સંબંધમાં પણ ગેરસમજુતી ભુલાવો કે ઉલટી સમજ નહિ થાય પણ જેવી મતલબ અને લાગણીથી તે પોતે એ

શબ્દોને ઉચ્ચારે છે તે જ અર્થમાં એ બધું યથાવત્ સમજવામાં આવે છે અને આવશે. આવા મધુર ભાવો પેદા થવા, એ બધું સ્ત્રી-જનને કેટલું બધું આહ્લાદજનક લાગે છે?

પણ સ્ત્રીવર્ગ પ્રત્યેના આવા વર્તનની મહત્તા અથવા ગાંભીર્ય સમજનાર કે સમજીને તે પ્રમાણે વર્તનાર મનુષ્ય કેટલા થોડા છે?

પરિશીલન વિધિની સ્વભાવિક ક્રિયા ઉપર જ પ્રેમ કળાનો મહાન આધાર યોજાયેલો છે. જ્યારે પરિશીલન એ બીજું કાંઈ જ નહિ પણ સ્ત્રીના હૃદયને અનેક રીતે પ્રાપ્ત થઈ સ્વીકરણીય થવાનો એક દિવ્ય વિધિ જ છે, જે વિધિની સમાપ્તિ કંઈ લગ્નસંબંધ યોજાતાંની સાથે જ પૂરેપુરી થઈ શકતી નથી, પણ કુદરતી રીતે જ સ્ત્રી અને પુરુષના જીવનના દરેક પ્રસંગના સંબંધોમાં અને સંયોગ સમયમાં પણ એ એક સરખો જ ચાલ્યો આવતો પ્રાથમિક વિધિ છે એમ સમજવું જોઈએ.

'યજુર્વેદ'ના પ્રાર્થના વિભાગમાં એક સ્થળે કહ્યું છે: હે ભગવાન્, "**सप्रजाः प्रजाभिः स्याम् सुवीरोः वीरैः सुपोष पोषैः**"

અર્થાત્ હે પ્રભુ, અમે સારી પ્રજા દ્વારા સુપ્રજાવાળા થઈએ, સુંદર, વીર પુરુષો દ્વારા વીર પુત્રોવાળા થઈએ અને સુંદર પોષણ આપનાર સાધન સામગ્રી દ્વારા હમેશાં સુપુષ્ટ થઈએ.

ડૉ. ચાર્લ્સ કહે છે કે; " સુંદર બાંધાનું, કદાવર, પૂર્ણ વજનદાર શરીર, પૂર્ણ મનોબળયુક્ત મન, સુંદર સંગીત, કવિત્વ તથા સાહિત્યશક્તિ, સુંદર મેધા, તેમજ લલિતકલાકૌશલ્ય તરફનો શોખ, નીતિ, ધર્મયુક્ત સ્વભાવ આદિ સદ્ગુણોની ગણના સુલક્ષણોની અંદર થાય છે. આવાં સુંદર સુલક્ષણોવાળાં સ્ત્રી–પુરુષોનાં પ્રબળ સમ્મેલનોના પરિણામે સુંદર, સુઘડ, સુલક્ષણોવાળી સુસંતતિ જન્મ પામે છે, અને તેના ફળરૂપ પાક આપણે નિશાળો. કૉલેજો, યુનિવર્સિટિઓ, મઠો, ધર્મમંદિરો. પદાર્થવિજ્ઞાન, કલા, કૌશલ્ય તેમજ નીતિ–ધર્મની સંસ્થાઓ, એક્ઝીક્યુટિવ કાઉન્સીલો, રાજકાર્યસભાઓ

ન્યાયસભાઓ, કારખાનાંઓ, વ્યાપાર ચલાવનાર સુવ્યવસ્થિત પેઢીઓ અને આખરે સૌથી ઉત્તમ ગૃહોને બનાવનાર અને ઉમદા પ્રજાને જન્મ આપી, સૌથી સુખી અને સુંદર કૌટુમ્બિક વ્યવસ્થાને સ્થાપન કરનાર ગૃહસ્થાશ્રમની સંસ્થાઓના રૂપમાં સર્વત્ર ફેલાઈ રહેલાં માનવ કુસુમો તરીકે આપણે જોઈએ છીએ."

અધમ દશાને લાવનાર, નબળા અને નિર્માલ્ય લક્ષણોને માનવ પ્રજામાંથી સદંતર નિર્મૂળ કરવા માટે તેમજ સુંદર સુલક્ષણોયુક્ત માનવપ્રજાની અભિવૃદ્ધિ થઈ શકે તેવાં પ્રબળ સુલક્ષણોવાળી પ્રજા પેદા કરવા માટે સત્ય, અહિંસા, શાંતિ અને છેવટે અધ્યાત્મભાવ વિકસાવવા અર્થે લગ્નના પાયામાંથી જ જોડાતાં જોડાંઓનાં સદ્‌ગુણો અને સુલક્ષણોની પરીક્ષા થાય તો એવાં જોડલાં જગતને ઉત્તમ સંતતિ આપી શકે અને ઐતિહાસિક, સંસારી જીવન સુંદર નીવડી શકે છે.

માતાપિતાઓનાં સ્વભાવ, લક્ષણ અને ચારિત્ર્ય આદિના શારીરિક, માનસિક અને નૈતિક સારા અંશો ભવિષ્યની પ્રજામાં અમુક અંશે ઊતરે છે એવું નિશ્ચયાત્મક રીતે અગાઉથી જાણી શકાય, અને જ્યારે તે પ્રત્યક્ષ જાણી શકાય તેવું છે ત્યારે હવે સૌથી પહેલાં ભાવી પ્રજા પ્રત્યેની, દેશ પ્રત્યેની, માતાપિતા તરીકે લગ્ન સંબંધદ્વારા વર્તમાનમાં સંયુક્ત થવા ઈચ્છતા યુગલોની જવાબદારી ઘણીઘણી વિશેષ થાય છે. નીતિ અને સદાચારની આવી ઉચ્ચ ભાવનાઓના શિક્ષણ તરફ વર્તમાન માનવસમાજનું વલણ ત્વરાથી દોરવું જોઈએ.

આર્ય સંસ્કૃતિ આર્યોની લગ્નસંસ્થા અને તેમાં સ્થાપન કરવામાં આવેલા દીર્ઘદૃષ્ટિપૂર્વકના સિદ્ધાંતો અને સૂચનોને ફરી આર્યાવર્તમાં વિકસાવવામાં આવે તો જ ભારતવર્ષ ગૃહસ્થાશ્રમની સંસ્થામાં અગ્રેસર થઈ શકે.

ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની સંમતિ આપતાં મનુમહારાજ કહે છે:

वेदानधीत्य वेदौ वा वेदंवापि यथाक्रमम् ।
अविप्लुत ब्रह्मचर्यो गृहस्थाश्रममावसेत् ॥

**ભાવાર્થ**—ચાર વેદો અથવા બે વેદ અથવા એક જ વેદ (આ જગ્યાએ આધુનિક વિદ્વત્તાને ઘટાવો )નું યથાક્રમ અધ્યયન કરી, અખંડ બ્રહ્મચર્ય પાળેલા પુરુષે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો.

વીર્યપાત, સ્ખલનથી પતિત થયેલાને ગૃહસ્થાશ્રમ માંડવાનો કોઈ અધિકાર નથી રહેતો, તેમજ વિદ્યાવિહીન અનધિકારીને ઉપરનો શ્લોક ગૃહસ્થાશ્રમી થવા લાયક નથી ગણતો.

આગળ મનુમહારાજ જણાવે છે કે: " ગુરુની અનુમતિ લઈ, સ્નાન કરી યથાવિધિ સમાવર્તિત થઈ દ્વિજે શુભ લક્ષણયુક્ત સવર્ણા સ્ત્રી સાથે લગ્ન કરવાં. જે સ્ત્રી માતાના ચાર ગોત્રની અંદર, કે પિતાના ગોત્રની અંદર ન હોય તેવી સ્ત્રી ગર્ભાધાન માટે દ્વિજાતિઓ વાસ્તે પ્રશસ્ત ગણાય.

કન્યાની પસંદગી માટે નિર્દેશ કરતાં મનુમહારાજ કહે છે: 'ગાય બકરી, ધન અને ધાન્યથી પરિપૂર્ણ મહાન્ સમૃદ્ધિવાળાં કુલો હોય તો પણ સ્ત્રી તરીકે પસંદગી કરવાના સંબંધમાં નીચેનાં દશ કુલોનો ત્યાગ કરવો:

'હીનક્રિય, નિષ્પુરુષ ( પુરુષાતન વગરનાં ) વેદજ્ઞાનરહિત (વિદ્યા પ્રાપ્ત કરી ન હોય તદ્દન અભણ) રોમાવલિ ( જેના શરીર ઉપર ઘણા જ વાળ હોય) અર્શવાળા, ક્ષય, આમ, અપસ્માર, શ્વેત કોઢ, ગલિત કોઢ ( આની અંદર પ્રમેહ ઉપદંશ ઉમેરવા જોઈએ ) ઇત્યાદિ દોષો જે કુલમાં હોય તેવી કન્યાનો ત્યાગ કરવો.

' કપિલ વર્ણવાળી (ભૂરી આંખો, ભૂરાં નેણ અને પીળા વાળ, દેહનો વર્ણ પણ પીળો—આવી જાતની કન્યા અશુભ ગણાય છે, ( જો કે હિન્દ ઉપર પરરાષ્ટ્રોના લોકો આક્રમણ કરીને આવી વસ્યા અને હિન્દની સ્ત્રીઓ સાથે સંસર્ગમાં આવવાથી બીજભેદથી એટલું

બધું વર્ણસંકરત્વ થઈ ગયું છે કે વર્ણવ્યવસ્થા કે વર્ગીકરણ જેવું હવે ક્યાં છે ? એટલે હિંદી પ્રજાની નારીમાં યુરોપનાં સંસર્ગે પાકેલાં છોકરાં ભૂરીયાં, પીળીયાં, કે કોઢ જેવાં સફેદીયાં થાય તો આશ્ચર્ય પામવા જેવું નથી. વર્ણસંકર પ્રજાનો વધારો કરે એવો જ સમય આવી ગયો છે. ) અધિકાંગી, કે જેને પાંચને બદલે છ આંગળીઓ હોય છે એ અધિકાંગી કહેવાય; રોગિણી, રોમ વિનાની, અતિ રોમ-વાળી; બહુ વાચાળ કે પિંગળાં નેત્રવાળી, અતિ સ્થૂલ અતિ દુર્બળ, બહુ લાંબી અથવા બહુ ઠીંગણી, અધિક વયવાળી, અંગહીન અથવા કજીયાકંકાસ કરવામાં પ્રીતિવાળી આને પરણવી નહિ.

" પરંતુ સુંદર અંગવાળી સૌમ્ય નામવાળી, હંસ અને હસ્તિ-નીની ચાલવાળી સુંદર, કોમળ, નમ્ર, મૃદુ શરીરવાળી અને સુંદર કેશ તથા દન્તવાળી સ્ત્રી સાથે વિવાહ કરવો.

' મોહથી હલકા કુળની સ્ત્રી સાથે વિવાહ કરનાર દ્વિજો સ્વ-સંતાન અને કુળસહિત શુદ્રતાને શીઘ્ર પ્રાપ્ત થાય છે. "

( मनुस्मृति )

આજે જ્યારે વર્ણ અને આશ્રમ ભેદાવા બેઠા છે, દ્વિજજાતિ અને શુદ્રતા હેતુપૂર્વક નષ્ટ કરાઈ રહ્યા છે, સહભોજનથીયે આગળ વધીને, મનુ અને યાજ્ઞવલ્ક્ય આદિ સ્મૃતિકારોનો ઉપહાસ કરતાં હોય તેમ, કન્યા, બેટાબેટી, કોઈપણ ગુણ, લક્ષણ કે પ્રમાણના સિદ્ધાંતને ઉવેખી, મન ફાવે તેમ અને દિલ ચાહે તેમ વરવા લાગ્યાં છે ત્યારે શું હિન્દની સંસ્કૃતિ અને આર્યજાતિ તેની પાછળ રહેલી ભાવના અને મહદ્ પુરુષોએ આપેલો આદેશ નષ્ટ કરી નાખવાથી ભારતવર્ષ એ ભારત રહેશે ? કે પરદેશીઓએ સીંચેલાં સુધારાનાં બીજથી આખો દેશ વર્ણસંકર બની જશે ? તે તો હવે પાછળ રહેશે તે જોશે, બાકી તો ' મા મૂળો ને બાપ ગાજર, તેના બેટા શમશેર-બહાદર ' નો પાઠ દેશમાં હમણાં હમણાં ઉતરવા લાગ્યો છે. હવે આપણે પુરુષની પસંદગી માટે વિચારીએ:

**विद्या शौर्य धनाश्रयो गुणनिधि ख्यातो युवा सुन्दरः ।**
**सञ्चारः सुकुलोद्भवो मधुरवान् दाता दयासागरः ॥**
**भोगी भूरी कुटुम्बवानस्थिरमति पापार्ति हीनो बली ।**
**जामाता परिवर्णितः कविवरैः एवं विधः सत्तमः ॥**

અર્થ–વિદ્યા, શૌર્યયુક્ત, ધનના આશ્રયયુક્ત, અનેક ગુણનો ભંડાર, પ્રસિદ્ધ પામેલ, યુવાવસ્થાએ યુક્ત, સુંદર, સચ્ચરિત્રયુક્ત, સારા કુલમાં ઉત્પન્ન થયેલ, મધુર અને પ્રિય વાણીથી બોલનાર, દાતા, દયાના સાગર જેવો, ભોગી, રસિક, વિશાળ કુટુંબકબીલાવાળો, સ્થિર મતિવાળા, પાપથી પેદા થનારાં દુઃખોથી રહિત અને બળવાન, આદિ શુભ ગુણોથી યુક્ત હોય એવા જમાઈને વિદ્વાન કવિવર લોકો ઉત્તમ સત્ત્વયુક્ત ગણાવે છે.

**અશુભ પુરુષ**

જે વૃદ્ધ હોય (જુવાની ખોઈ નાંખી વૃદ્ધથી પણ બદતર દશાએ પહોંચેલો રોગી, વ્યસની અને કુટેવથી ભરેલો જુવાન) દુર્વ્યસની અને દયા રહિત, રોગી, મહા પાપવાન, ષંઢ, દુષ્ટ કુલમાં પેદા થયેલ, પિશુન, પાપી, કઠોર, ધૂર્ત, અતિ લાલચુ ધનહીન, કૃપણ અતિ ચંચળ મતિવાળો, નિત્ય પ્રવાસી અર્થાત્ મુસાફરીમાં જ ફર્યા કરનાર, કરજદાર, ભિક્ષુકવૃત્તિવાળો અને વળી સ્નેહ વગરનો હોય, તેવાં ગુણ લક્ષણવાળા પુરુષને વર તરીકે સુમતિવાળાં સ્ત્રી પુરુષે કદી પણ પસંદ કરવો નહિ જોઈએ.

**(अनंगरंग)**

ચરક સંહિતાના રચયિતા ચરકાચાર્ય કહે છે:

" હવે શરીર સંબંધી વિચાર કરતાં આઠ પ્રકારનાં સ્ત્રી–પુરુષોને નીચે પ્રમાણે નિંદ્ય ગણવામાં આવે છે: " અતિ દીર્ઘ; અતિ હ્રસ્વ, અતિ લોમયુક્ત, અતિ લોમ રહિત, અતિ કૃષ્ણ, અતિ ગૌરવર્ણ-યુક્ત, અતિ સ્થૂલ, અતિ કૃશતાયુક્ત.

" જેમાંથી અતિ સ્થૂલ અતિ સ્થૂલ, અતિ કૃશ મનુષ્યોમાં બીજા પણ કેટલાંક નિન્દિત લક્ષણો છે.

" અતિ સ્થૂળ પુરુષમાં આયુષ્યનો ક્ષય, જરાવસ્થાનો ઉપરોધ, શ્રમ કરવાની અશક્તિ, દુર્બલતા, દુર્ગંધ, સ્વેદન, પીડા, ક્ષુધા, અતિ પિપાસા, ઇત્યાદિ આઠ દોષ છે.

( ચરક સંહિતા )

પસંદગી

પરિશીલનથી થોડોક સહવાસ સાધવામાં આવતાં સ્ત્રી–પુરુષની અને પુરુષે સ્ત્રીને પસંદગી કરવાનો સમય આવી લાગે છે.

' પસંદગી ' એ એટલો અટપટો અને કોયડા જેવો પ્રશ્ન છે કે તે માટે જેમને–સ્ત્રી અને પુરુષ તથા યુવાન અને યુવતીને એ બાબતની છૂટ હોય છે કે પુરુષ અથવા સ્ત્રી પોતાને યોગ્ય એવો પતિ કે પત્ની પસંદ કરી શકે, અને જેમની વચ્ચે વડીલોની દરમ્યાનગીરી ન હોય એવો એક વર્ગ છે. બીજો વર્ગ છે, જેમને માટે છેવટ સુધી વડીલો જ ભાગ ભજવી લે છે કન્યા જોવાનું, મુરતિયો જોવાનું પરસ્પર એક બીજાને યોગ્ય છે કે નહિ તે નક્કી કરી, બન્નેના હસ્ત-મેળાપ કરાવી આપે છે, અને પત્ની ઘેર આવી, તેની સાથે- પુરુષની સંસર્ગમાં આવ્યા પછી જ બન્નેના રૂપ, ગુણ સ્વભાવ, લક્ષણથી બન્ને માહિતગાર થાય છે. આવા વર્ગમાં વડીલો ઘણું કરીને કન્યા અથવા મુરતિયાનાં રૂપ, ગુણ લાવણ્ય, લક્ષણ અને ચારિત્ર્ય તરફ દૃષ્ટિ રાખવા કરતાં ઉંચ કુળ, પૈસાપાત્ર સારા નામવાળો, ઉંચી વરીનો, ચાંદલિયો, ભરતિયો વર—આવું જ વધારે જોવાય છે; જેમને પરસ્પરને પસંદ કરવા દેવામાં આવે છે તેવાં જુવાનોમાં પણ સ્ત્રી અથવા પુરુષવર્ગની બિનઅનુભવી અવલોકનશક્તિ અને અણુકેળવાયેલી બુદ્ધિ શક્તિ હોવાથી એ પસંદગી પણ અનેક વખત ભૂલ ભરેલી અને તેથી આખરે તો બન્ને વર્ગને અનિષ્ટ પરિણામો દર્શાવનારી નીવડે છે.

આનું કારણ એ છે કે માનવીની દેહરચનામાં રહેલાં વિવિધ અંગો-પાંગોની રચના જેને સામુદ્રિકશાસ્ત્ર કહેવામાં આવે છે. એ પ્રકારે શરીરનાં બંધારણ અને રેખાંકોમાં રહેલુ જ્ઞાન આજે તો આ સમાજમાંથી નષ્ટપ્રાય: થઈ ગયું છે અને ઉપરથી સારાં દેખાતાં પાત્રો પણ અંદરથી જુદાં નીવડતાં " સોનુ જાણીને મેં તો સંગ કર્યો, કર્મે નીકળ્યુ રે કથીરજી ? " એ રીતે કવિના કહેણ પ્રમાણે કર્મને દોષ આપતાં જણાય છે !

ખરેખર રીતે જોઈએ તો પસંદગી કરવાનો મૂળ હક્ક જેઓ પરસ્પર એક બીજાની સાથે લગ્ન સંબંધ દ્વારા સંયુક્ત થઈ જીંદગી સુધીનાં સુખદુઃખનાં સાથી બની, સંયુક્ત જીવન ગાળવા ઇચ્છતાં હોય તેવાં સ્ત્રી પુરુષોનો જ ખાસ એ હક છે, તેમણે જાતે જ પોતાના ગુણ, સ્વભાવ, કર્મને અનુકૂળ આવે તેવી સ્ત્રી અથવા તેવા પતિને શોધવાને પ્રયત્નો કરવો જોઇએ.

પરંતુ લગ્ન જેવા મહાન્ ગંભીર અને મહત્ત્વપૂર્ણ વિષયની જવાબદારી યથાવત્ સમજી યોગ્ય રીતે વર્તવા માટે ૧૬ થી ૨૦ વરસની કુમારિકા કે ૨૦–૨૫ વર્ષની ઉમ્મરનો યુવાન પુરુષ ભાગ્યે જ દરેક રીતે યોગ્ય અધિકારી ગણી શકાય. કારણ કે આ અવસ્થામાં પણ તેમનું અવલોકન તેઓનું જ્ઞાન, તેઓનું વ્યાવહારિક ડહાપણ અથવા અનુભવ પણ કાંઈ શાન્ત, ધીર ગંભીર કે ઠરેલ પ્રકારનાં તો ન જ ગણી શકાય. દુનિયાના અનેક પ્રકારના અટાપટા પ્રશ્નો આ લગનસંબંધ સાથે અનેક રીતે સંપર્ક ધરાવે છે, એ માત્ર અતિ પ્રબળ લાગણીઓનો કિંવા અંધ છતાં પ્રબળ ધાર્મિક વૃત્તિઓનો કે ભાવનાઓનો જ વિષય નથી. પણ ઉપર્યુક્ત બધા ભાવો સાથે યોગ્ય પ્રકારનાં બુદ્ધિવૈભવ અને અનુભવ સાથે તે ખાસ સંબંધ ધરાવે છે. તેથી આવા મહત્ત્વપૂર્ણ વિષયોમાં સ્ત્રી અથવા પુરુષે માત્ર પોતાના જ ડહાપણ ઉપર આધાર નહિ રાખતાં આસપાસનાં વૃદ્ધો, વડીલો અને અનુભવીઓના કથન ઉપર પણ ખૂબ ધ્યાન આપવાની ખાસ અગત્ય છે.

લગ્નથી જોડાવા અગાઉ ભયસ્થાનોની કલ્પના વેગળી નહિ મૂકતાં સમગ્ર રીતે સાવધાન રહેનાર સ્ત્રી–પુરુષને એમ કહેવાનો આશય નથી કે તમે માત્ર આંખે પાટા બાંધી દઈને બુદ્ધિને અને સમજણશક્તિને ખીંટે મૂકી દઈ; માત્ર વડીલો જે લાકડે માંકડું વળગાડી દે તેને વળગી જાઓ !

સાથે સાંપ્રત સમયનાં માતા–પિતાને પણ આગ્રહપૂર્વક જણાવવું જરૂરી છે કે આજનાં નવ જુવાનોનો સમય અને દેશ-કાળ જુદો છે. આ ઈતિહાસકાળ છે. આગળની સમાજરચના અને રુઢીબંધારણ બદલાતાં ચાલ્યાં છે, જૂનું એને સોનું માનવાનો દુરાગ્રહ-હઠાગ્રહ દૂર કરી, આજે તમે પણ નવજુવાનો અને નવજુવતીઓને છૂટછાટ આપો, પસંદગીની બાબતમાં પરસ્પરને મળવા દો, અરે એમના વિચારો ઇચ્છાઓ, ભાવનાઓને જાણવાની પેરવી કરો, તુલનાત્મક દૃષ્ટિ રાખો, અજુગતુ બનતું હોય તો તમે તમારી દરેલ નજર, વહેવારકુશળતા અને અનુભવનો સુમેળ સાધી એમના ઉપર શાન્ત રીતે છાપ પાડી, વિચારપરિવર્તન કરાવો અને વડીલો છો એ વાત પૂર્ણ રીતે માન્ય હોવા છતાં તમારી વડીલશાહી એ હીટલરશાહી ન બની જાય તે તરફ ધ્યાન આપશો તો આજના નવજુવાનો તમારી અવગણના નહિ કરે, નહિ તો જુઓ છો ને, દિવસ ઊગે છે અને સેંકડો નવજુવાનો સમાજે દોરેલી લાઈનને ઉલ્લંઘી જઈ, મન ફાવે તેમ લગ્ન કરી નાખે છે. જો કે આવાં ઉતાવળિયાં પગલાં ભરવા માટે એમને પસ્તાવો થાય છે. સમાજ, જ્ઞાતિ, અને બંધારણને ઠોકર લગાવીને પ્રેમલગ્નથી જોડાઇ જનારાં અનેક નરનારીને હું ઓળખુ છું. આમાં મોહ, તરવરાટ, ક્ષુધા કે દેહભૂખથી જોડાનાર અનેક જોડાંને દુઃખી થતાં, પરતંત્ર અને ઠોકર ખાતાં મેં જોયાં છે. એમની કાચી ઉમર, અજ્ઞાનતા, અને ક્ષણિક મોહને લઈ ને તેઓ આવાં પગલાં લે છે છતાં તેમની પાછળ કુટુમ્બનું કપરૂં બંધન, અકળામણ અને અણછાજતી રોકટોક, તથા વડીલોને માટે પણ માત્ર

ઉભા રહેવાનું સ્થાન પણ રહેવાનો સંભવ બહુ જ ઓછો છે.

જ્યારે હુશિયાર, બહાદુર, વીર અને સુશિક્ષિત સ્ત્રી-પુરુષો પોતપોતાનાં સ્વભાવ, શિક્ષણ, ચારિત્ર્ય, ભાવનાઓ અને અન્ય પ્રકાની જરૂરિયાતો પ્રમાણે પોતપોતાની પસંદગીના ક્ષેત્રને યથાર્થ પ્રમાણમાં વિસ્તૃત અને ઉદાર બનાવી શકશે ત્યારે જ જનસમાજની લગ્નની પ્રથામાં યોગ્ય સુધારણાઓ દાખલ થઈ સુખી ગૃહસ્થાશ્રમ, પ્રેમયુક્ત જીવન અને સુંદર તથા આરોગ્યમય સંતતિનો લાભ મેળવી શકશે.

ઘોટકમૂખ કહે છે:

પસંદગી,

यां गृहीत्वा कृतिनमात्मानम्
मन्येत् न च समानैर्निन्द्येत्
तस्यां प्रवृत्तिरिति घोटकमूखः।

અર્થ—જેનો સ્વીકાર કરવાથી આત્માને કૃતાર્થ માનવામાં આવે (એવું ન થાય કે મોહ થવાથી, આડાડંબર—દેખાવથી, ક્ષમવિહવળતાથી, ખેંચાણથી કે પ્રલોભનથી. બીજી બધી બાબતનો વિચાર કર્યા સિવાય ઉછાંછળાં થઈને લગ્નથી જોડાઈ ગયાં અને ચાર દિવસનો ચંદ્ર પ્રભાવ ઝાંખો થતાં પછી પશ્ચાત્તાપ થાય અને અવગુણ—છિદ્રો પરસ્પર શોધવા લાગે મનમેળ તૂટે અને રોજનો કલહ વધે ! બન્ને માને કે લગ્ન કરવામાં ભૂલ થઈ, આવું પહેલું જાણ્યું નહોતું. અને નિત્ય ઝઘડા અને દ્વેષથી આખો સંસાર કલુષિત, કડવો અને અશાંત નીવડે !) તે કરતાં ધ્યાનપૂર્વક પરસ્પર પસંદગી થાય તો જ તેઓ આત્માને કૃતાર્થ માને છે અને સંબંધીજનોની નિંદાને પાત્ર થવાય નહિ એવી કન્યાની પસંદગી કરવી એમ ઘોટકમૂખ કહે છે.

અગાઉ પસંદગીની બાબતમાં કેટલીક બાબતો જે યુવાન યુવતીને અનુભવ નહિ હોવાથી નથી જાણી શકતાં, એવી બાબતોની જવાબદારી માતાપિતા રાખે અને એટલું જોઈ લે કે સવર્ણ બીજા

કોઈની સાથે મન, વાણી, કર્મથી જેનો સંબંધ યોજાયો ન હોય તેવી, શાસ્ત્રીય રીતે પ્રાપ્ત થઇ શકે તેવી (આનો અર્થ એ કે કોઈની સગેલી ન હોય જેને મેળવવા કલેશ, કંકાસ, ઝઘડો કે વેર ઉત્પન્ન ન થાય એને શાસ્ત્રીય રીતે પ્રાપ્ત થયેલી સમજવી ) સ્વીકારી શકાય તેવી કન્યા પસંદ કરવાથી ધર્મ, અર્થ, પુત્રો સંબંધી તેમજ સ્વયશ વૃદ્ધિ અને અકૃત્રિમ રતિસુખ આદિ સર્વ પ્રાપ્ત થાય છે.

આટલા માટે ઉત્તમ કુળવાળી ( જેનાં માતાપિતા બન્ને કુલીન હોય તેવી બીફેર કે વર્ણસંકરતાથી થયેલી પ્રજામાં—એનાં અંતર-મનમાં જ એવા દુર્ગુણો વ્યભિચારી વૃત્તિ, કુસંસ્કાર અને ભ્રષ્ટ આચાર લાગેલાં જ હોય છે અને એને ગમે તે રીતે સુધારવા ધારો તો પણ સુધરતાં નથી ) માતાપિતાની હયાતીવાળી, ઓછામાં ઓછી ત્રણ વર્ષે નાની વયની, (હમણાં જ અખબારમાં વાંચ્યું છે કે મુંબઇ ધારા-સભામાં પુરુષ અને સ્ત્રીના લગ્ન સમયે તેમની ઉમરમાં દશ વર્ષથી વધુ તફાવત ન જોઇએ એવો ધારો આવનાર છે. એટલે આવા સામાજિક બંધારણ માટે આપણી રાષ્ટ્રીય સરકાર વિચારતી થઈ છે. ) ઉત્તમ, શ્લાઘ્ય આચાર વિચારવાળી, ધન ધાન્ય પૂરીત, સારા સંબંધ—યુક્ત સંબંધીઓના અનુરાગવાળી, અતિ વિસ્તૃત કુટુમ્બ હોય તેવી તેમજ રૂપ, ગુણશીલ, સુસ્વભાવ, સુલક્ષણ આદિથી યુક્ત, દાંત, નખ, કર્ણ કેશ, આંખો કે સ્તન આદિ કોઇપણ અવયવની અધિકતા કે ન્યૂનતા વગરની હોય તેવી, નિરોગી પ્રકૃતિવાળી સ્વચ્છ શરીરવાળી હોય એવી કન્યાનું શીલન કરવું જોઈએ.

(વાત્સ્યાયન કામસૂત્રમ્)

પરીક્ષા કરવા નીકળેલાં પુરુષ કે સ્ત્રી પ્રથમ પોતે પોતાની જાતને જુએ. એનો અર્થ એ નથી થતો કે આવાં નવજુવાનોએ પોતે પોતાની જાત નથી જોઇ હોતી, પરંતુ સર્વ કોઈ માનવીને રૂડું અને સર્વોપરિ ગમે છે તે હકીકત છે. તથાપિ માનવીએ પોતાની યોગ્યતાને—પોતાને—પોતાનાં ગુણ, લક્ષણ, સ્વભાવ, શરીર અને રૂપને

જોઈ લેવું—વિચારી લેવું—ઊંડા ઉતરી સમજી લેવું ઘટે. કંઈ ઝંખાણીને ચાહે કે મજૂર મજૂરીની શોધ કરે એ અજુગતું નથી. એ ગુણરૂપે જોડી ભલે બને. પણ શાગડો ઝંખણી શોધે અને અનેક પ્રપંચ પછી એ કદાચ મેળવી પણ લે, તો શું એમનો ઘરસંસાર, એમની પ્રીતિ, એમની પરસ્પરની ચાહના અને સુમેળ સચવાય ખરાં? કદાચ રૂઢિ, વડીલો કેન, કે વિદ્યાના બળથી આવાં કજોડાં જોડાઈ જાય છે. પરંતુ એમનો અંદરથી સળગતો સંસારઃ અદૃશ્ય દુઃખો અને દિલના ઊંડાણમાં પડી રહેલો ભારેલો અગ્નિ જેવો અસંતોષ, તેની ઉપરની રાખોડી આળગી બનતાં; જે ચિનગારી ફૂંકે છે તેને અનુભવી જાણી શકે છે. એટલે જ ત્રાજવામાં મુકાતાં પોતાનું કાટલું પાંચ શેરીયું હોય તો નમણ તરીકે ભલે પાંચ તોલા મેળવી શકો, દરગુજર થઈ શકશે. પણ પાંચશેરી સામે મણીકાનું નમણ નભશે નહિ, ત્રાજવાં ઉપાડશે નહિ.

આયુર્વેદમાં શરીરને સપ્ત ધાતુનું બનેલું માને છે. અને જે જે ધાતુનું બળવાનપણું કે સમયુક્તપણું હોય છે તેનાં લક્ષણો ઉપરથી પરીક્ષા થઈ શકે છે.

ચામડી પૂર્ણ સ્વરૂપે હોય તો તે સ્નિગ્ધ, કોમળ, મૃદુ જણાય. તેને ધારણ કરનાર ગંભીર, સુકુમારતા સુંવાળાપણાવાળાં જણાય. આવી સુંદર ચામડી ઐશ્વર્ય, ઉપભોગશક્તિ બુદ્ધિ, વિદ્યા. આરોગ્ય આપનારી છે.

રક્ત (લોહી) પૂર્ણ સ્વરૂપે હોય તો કાન, આંખ મુખ, જીભ, નાસિકા. ઓષ્ઠ, હાથપગનાં તળિયાં નખ લલાટ આદિ અવયવો લાલરંગનાં સ્નિગ્ધ. શોભાયુક્ત અને તેજસ્વી જણાય છે. આવો દેખાવ બુદ્ધિની ચપળતા, મેધા, મનસ્વિતા, સુકુમારતા અને અક્લેશ, સહિષ્ણુતાના ગુણ દર્શાવે છે.

માંસ પૂર્ણ સ્વરૂપે હોય તો લલાટ, કૃકાટિકા, અક્ષિ, ગંડ, હનુ ગ્રીવા, સ્કન્ધ, ઉર, વક્ષસ્થળ, હાથપગની સંધીઓ, વગેરે સ્થિર, ગુરુ,

શુભ, માંસથી પૂર્ણ અને ગૂઢ દેખાય છે, તેવાં સ્ત્રી-પુરુષોમાં ક્ષમા શક્તિ, ધૃતિ, અલોલુપતા, વિત્તસુખ, આર્જવ, આરોગ્ય, બળ અને દીર્ઘાયુના ગુણ હોય છે.

મેદ પૂર્ણ સ્વરૂપે હોય તો વર્ણ, સ્વર, નેત્ર, કેશ, લોમ, નખ, દાંત, ઓષ્ટ, મૂત્ર, પુરીષ, વગેરેની વિશેષ સ્નિગ્ધતા. તેવાં સ્ત્રી પુરુષોમાં વૃત્તિ, ઐશ્વર્ય, સુખોપભોગપ્રિયતા, દયાદ્રતા, આર્જવ હોઈ તેઓ આનંદમાં રહેનારાં હોય છે.

અસ્થિપૂર્ણ સ્વરૂપે હોય તો પાર્ષ્ણિ, ગુલ્ફ, જાનુ, અત્રિ, જત્રુ, ચિબુક, શિર આદિ અવયવો અને સંધીઓ તથા અસ્થિઓ, નખો અને દાંતો સ્થૂળ, અને ભવ્ય હોય છે. તેઓ મહાન ઉત્સાહવાળા, ક્રિયાવાન, કાર્યની ક્ષમતાવાળા, ક્લેશ સહન કરી શકે તેવા અને આયુષ્યમાન હોય છે.

મજ્જા પૂર્ણ સ્વરૂપમાં હોય તો ટુંકા કદનાં શરીરવાળા પણ બળયુક્ત, તેમજ સ્નિગ્ધ વર્ણ અને સ્વર વાળા, તેજ, સ્થૂળ, ગોળ ને ભરાવદાર સંધીઓવાળાં તેઓ બળવાન. અને દીર્ઘ આયુષ્યમાન જણાય છે.

શુક્ર પૂર્ણ સ્વરૂપમાં હોય તો બહુશ્રુત, વિજ્ઞાનયુક્ત તેમજ દ્રવ્યયુક્ત, સૌમ્ય પ્રકૃતિવાળા, સન્માન થવા યોગ્ય, સ્મૃતિવાન, ભક્તિવાન, કૃતજ્ઞ, પ્રાજ્ઞ, દક્ષ, ધીર, સમરમાં વિજયી, શૌર્યયુક્ત, વિષાદ રહિત, ગંભીર બુદ્ધિ અને ચિત્તવાળાં. કલ્યાણરૂપ માર્ગમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા હોય છે.

ઉપલા બતાવેલા સપ્ત ધાતુ સારનાં લક્ષણો શાસ્ત્રીય ભાષામાં છે; પરંતુ સ્ત્રી કે પુરુષ જો સૌન્દર્યયુક્ત હોય તો તેની ઉપર પ્રસન્ન દૃષ્ટિએ જ મનુષ્યસ્વભાવ દોરાય છે.

સૌન્દર્ય એ શી વસ્તુ છે? તેનું યથાર્થ સ્વરૂપ કેવું છે? તેની યથાયોગ્ય વ્યાખ્યા કઈ કહેવાય? ઇત્યાદિ બાબતોમાં ખરેખરૂં સત્ય દર્શાવવું અતિ મુશ્કેલ છે. જુદા જુદા દેશના લોકો દેશ, કાળ, ભાષા

રુઢિ મુજબ સૌન્દર્યની જુદી જુદી અનેક કલ્પના કરે છે.

સૌન્દર્ય બે પ્રકારનું છે. એક તો સ્વાભાવિક કે કુદરતી. જેને નૈસર્ગિક સૌન્દર્ય કહેવામાં આવે છે બીજું બનાવટી-મનુષ્યકૃત કે કૃત્રિમ, જેમાં અનેક પ્રકારના ઘરેણાં, વસ્ત્રાભૂષણ, કે શરીરના જુદા જુદા ભાગોને રંગ, તેલ, અંજન, સ્નાન, મર્દન, ભાષા આદિ બાહ્યો-પચારથી શરીર તેમજ મનને સુંદર તથા સુઘડ દર્શાવવા માટે પ્રયત્ન કરવામાં આવે છે.

પ્રથમ જેને નૈસર્ગિક સૌન્દર્ય કહ્યું તે માનવકૃત તો છે, પરંતુ સ્વપરિશ્રમે નિર્માણ થતું નથી. તે તો મુખ્ય અંશે કુદરત દ્વારા અને માતાપિતાના સ્વભાવિક જીવન, આરોગ્ય, રહેણીકરણી અને સંયોગ સમયના આચાર-વિચાર અને વર્તન દ્વારા, જન્મથી જ ગર્ભાધાનક્રિયા વખતે, શરીર બંધારણનાં મૂળ કારણભૂત દમ્પતીનાં રજ-વીર્યના સંયો-ગથી જ ઘડાય છે. આવું અથવા આખું સૌન્દર્ય ઘડવામાં માતા-પિતાનાં સૌજન્ય, સ્નેહ, પ્રીતિ, મૈત્રિ, કરૂણા, હાસ્ય, આશા, ભક્તિ, શ્રવણ, સંકલ્પબળ આદિ પવિત્ર અને મધુર તથા રમ્ય ભાવો અને તદનુસાર બન્નેનું પ્રેમયુક્ત જીવન, તેના ઉપર જ સ્વાભાવિક સૌન્દર્ય બાળકોમાં ઉતરવાનો મુખ્ય આધાર છે. આડંબરો કે આભૂષણો કે ટાપટીપ કદી પણ સ્વાભાવિક સુંદરતા સરજી શકતાં નથી કે તેની તુલના કરી શકતાં નથી.

નસર્ગિક સૌન્દર્યને નજર સામે રાખીને સ્ત્રી-પુરુષની પરીક્ષા કરનાર દીર્ઘ દૃષ્ટિના મહાન્ પુરુષોએ તેને જુદાં જુદાં નામ આપી જાતિ પાડી છે. અને જો આજે પણ યુવાન વર્ગ, એ ઘણાં વર્ષ પહેલાં સ્ત્રી અને પુરુષનાં ગુણ-લક્ષણ અને રૂપ ઉપરથી પાડેલી જાતિને લક્ષમાં રાખીને લગ્ન માટે નિર્ણય કરે તો ઘણો સુમેળ આવે. ટુંકાણમાં પણ સમજયુક્ત આપણે એ સ્ત્રી પુરુષની જાતિ અને તેના ભેદ જોઈએ.

મહાકવિ "કોકકોક"ના રચેલા "રતિરહસ્ય"માં નીચે પ્રમાણે સ્ત્રી અને પુરુષના, નિરીક્ષણ ઉપરથી ભેદ પાડેલા છે:

કમળની કળી સમાન કોમળ, સુરતસમાગમ વખતે જેના ગુપ્ત ભાગમાંથી કમળ જેવી સુગંધ આવતી હોય, જેના અંગેઅંગમાંથી પુરુષને મુગ્ધ કરે તેવી પસીનાની સૌરભ આવતી હોય, વનનિવાસી હરિણી જેવાં જેનાં નેત્રો હોય, આંખોની અણીઓ લાલ હોય અને જેનાં સ્તન પ્રફુલ્લ ગોળાશ લેતા સમુન્નત હોય.

તલના ફૂલ જેવી નાસિકા અને વ્રતપૂજનમાં શ્રદ્ધાવાળી, ખીલેલા કમળની પાંખડીઓ સમાન જેનાં અંગ પ્રફુલ્લિત અને તેજસ્વી હોય, ચંપાની કળી સમાન ગૌરવર્ણી, અને જેનો ગુપ્તભાગ વિકસિત કમળ સમાન છે.

માનસરોવરના હંસ જેવી જેની ગતિ (ચાલ) છે, જેનું શરીર પાતળું છે અને ઉદર કૃશ છે, છતાં યે ઉદર ઉપર ત્રિવલ્લી હોય છે, વાણી સુમધુર, છતાંએ હંસ મોતીનો ચારો કરતો હોય તેવી પવિત્ર, મૃદુ અને લઘુ અન્ન ઉપર રૂચીવાળી, શરમાળ છતાં યે માનિની, શ્વેત વસન અને શ્વેત પુષ્પો જેને વધુ ગમે છે. આવાં ગુણ, લક્ષણ સ્વભાવ અને દેહાકૃતિવાળી સ્ત્રીની જાતિ "પદ્મિણી"ના ગણાય છે.

મલપતી ચાલ ચાલનારી, બહુ ઊંચી નહિ તેમ અતિ નીચી પણ નહિ, વળી કૃશ અંગવાળી, સ્તન વધુ ભારાવદાર અને જંઘા પણ કદળીના સ્તંભ જેવી, ઓષ્ટ વગર પાન ખાધે રતુંબડા અને જેના ગુપ્ત અંગમાંથી સુરતસમાગમ વખતે મધ જેવી ગંધ ( મધુ-ગંધી ) ખુશબો આપે, ગ્રીવા લાંબી અને શંખ જેવી રેખાઓ હોય, ચકોર જેવા સ્વરવાળી અને અવાજ કોયલના ટહુકા જેવો કે રૂપેરી ઘંટડીના રણકાર જેવો, નૃત્ય, સંગીત અને વિવિધ કળાની શોખીન અને ઈચ્છાવાળી.

જેનું મદન સદન જરાક ઉપસેલું, સમાગમ વખતે મદનજળ અધિક જેને વહન થાય છે, શરીર ઉપર ઓછા વાળવાળી, ગુલાબ

ઉપર પણ જેને શોખ બહુ હોય, ચપળ દૃષ્ટિવાળી, વારંવાર સમા-
ગમ, આલિંગન, ચુંબનમાં પ્રીતિ ધરાવનારી, મધુર ખોરાક તરફ
પ્રેમવાળી, વસ્ત્ર, અલંકાર ઉપર પ્રેમ ધરાવનારી, શિલ્પકામ અને
ચિત્રકળામાં આનંદ ધરાવનારીને ચિત્રિણી કહે છે.

જાડા શરીરવાળી, લાંબી અને કદાવદાર શરીર, લાંબા હાથ
અને થાપાદાર પગના પંજા, લાલ રંગનાં વસ્ત્રો અને રક્ત રંગનાં
ફૂલ જેને વધુ પ્રિય છે, વારંવાર ક્રોધ પામનારી શરીર ઉપર નસો
ફૂલેલી જણાય, ગુપ્તભાગ ઉપર અતિશય વાળ ઉગેલા હોય અને
સુરતસમાગમ વખતે ક્ષારની ગંધ જેવું મદનજળ છોડતી.

સુરતસમાગમ વખતે નખ મારે, દાંતથી બચકું ભરે કાં બાહુ-
બળથી બડદા આપે. ટુંક સમયમાં જલદી સ્ખલિત થનારી, ગાત્ર
તપેલાં લાગે, વધુ ખોરાક અને મિષ્ટાન્ન ઉપર પ્રીતિવાળી.

ચાડી ચૂગલી જેને પ્રિય છે અને જૂઠું બોલવાનું જેને ગમે
છે. અંતરમાં ઊંડી વાતો સંઘરનારની અને બોલે ત્યારે કટાક્ષયુક્ત
વક્રોક્તિ કરે, જે સાંભળનારને અપ્રિય લાગે તેવું બોલનારી, એવી
નારી શંખિની મનાય છે.

કફરૂપી ચાલ ચાલનારી, જાડાં અને વાંકાં અંગોવાળી, ટૂંકી
અને જાડી ગરદનવાળી, કેશ જેના શ્યામ નહિ પણ કપીલ વર્ણ-
વાળા હોય છે ક્રૂર ચેષ્ટા કરનારી, શરીરે અધિક જાડી, શરીરમાંથી
અને યોનિમાર્ગમાંથી હાથીના મદ જેવી ગંધ વહે છે.

તીખો, ખારો, તળેલો, ચટપટો ખોરાક જેને અધિક પ્રિય છે.
લજ્જા જેને આવતી નથી એવી શરમ વગરની, સ્તન મોટા, ભારી
અને લોચા જેવા, મૈથુનથી ધરાતી જ નથી, યોનિમાર્ગ તથા પગ
ઉપર અને શરીર ઉપર અત્યધિક વાળવાળી, જબ્બર કામુકતાવાળી,
બોલતા બોલતામાં રડી પડતી અને એટલી જ ઝડપે ક્રોધે ભરાતી
નારીને હસ્તિની કહેવામાં આવે છે.

*ઉપરાંત કામશાસ્ત્રના લેખકોએ સ્ત્રીઓના ગુપ્ત ભાગના*

પોલાણ અને લંબાઇ ઉપરથી તેના ત્રણ ભાગ બતાવ્યા છે : મૃગી સ્ત્રી જેવું સ્મરમંદિર ૬ ઇંચ, વડવા સ્ત્રી જેવું સ્મરમંદિર ૯ ઇંચ, હસ્તિનીનું સ્મરમંદિર ૧૨ ઇંચ ઊંડું હોય છે. અને પુરુષના ગુહ્ય ભાગની લંબાઇ ઉપરથી ત્રણ પ્રકાર બતાવ્યા છેઃ શશ, વૃષ, અશ્વ. શશ ૬ ઇંચ, વૃષ ૯ ઇંચ, અશ્વ ૧૨ ઇંચ હોય છે. એટલે મૃગી સાથે શશ, વડવા સાથે વૃષ અને હસ્તિની સાથે અશ્વ–પુરુષનું લગ્ન અથવા પસંદગી કરવામાં આવે તો જ એવાં લગ્નો સુખદાયી નીવડે.

હવે પુરુષજાતિનાં વિશેષ લક્ષણો જોઇએ :

રક્ત અને વિશાળ નેત્રવાળો, નાના સરખા અને ઉજ્જ્વળ દાંતવાળો, ગોળ મોઢું હોવા છતાં યે આકારમાં મનોહર, સુંદર આંગળીઓ, લાલ લાલ–હથેળી, વાણી મોહક, સમાગમની પ્રબળ ઇચ્છા ધરાવનાર, સુંવાળા ચળકાટ દેતા રેશમી વાળવાળો, ડોક બહુ ટૂંકીયે નહિ અને બહુ લાંબીયે નહિ, ચરણ અને જાંઘથી સહજ પાતળો. થોડા આહારથી સંતોષ પામતો, સ્વાત્માભિમાનવાળો, સુરત-કાળમાં ઓછા ટકાવવાળો, પવિત્ર મનવાળો, ધનાઢ્ય. માની, શરીર-માંથી કાન્તિ પ્રસરતી જણાય અને આનંદી સ્વભાવવાળો પુરુષ શશ ગણાય છે.

પાપથી ડરનાર, મહેમાનોને માન આપનાર, આજ્ઞાંકિત, પ્રફુ-લ્લિત મુખવાળો, કમળ જેવી આંખોવાળો, શરીર ચીકાશદાર અને હાથ અડાડતાં ઠંડકવાળું, ગુપ્તાંગમાંથી કમળ જેવી સુગંધ આપતો, જોતાં જ પ્રિય લાગે તેવો, શરીરે સુદૃઢ, સંગીતકળાનો શોખીન, મધ્યમસરનો આહાર લઇ સંતોષ અનુભવનાર પુરુષ મૃગ ગણાય છે.

મસ્તક ઉંચું અને કપાળ વિશાળ, મોઢું ભરાવદાર, ગ્રીવા ભારી, કાન મોટા અને માંસથી ભરેલા, પેટ પણ જરીક મરથીવાળું છતાં ત્રિવલિયુક્ત, હાથ અને હાથની હથેળીઓ રક્ત, કમળના જેવી આંખો, સિંહના જેવી ગતિવાળો, મૃદુ બોલનારો, દુઃખ અને અશાન્તિને સહન કરનાર, ઉદાર અને દયાળી-ત્યાગવૃત્તિવાળો, બહુ નિદ્રા લેનારો,

લજ્જા ઓછી, જઠરાગ્નિ પ્રદીપ્ત, અને સારી રીતે ખોરાક લઈ શકે તેવો, કફ પ્રકૃતિવાળો, ભરપૂર શરીરવાળો જેનાં ગુપ્તાંગમાંથી ક્ષાર જેવી ગંધ આવે છે અને સ્ત્રી-જનને પ્રિય થઈ પડે તેવો પુરુષ વૃષ ગણાય છે.

મોઢું, કાન, ડોક, હોઠ, દાંત—આ બધું પ્રમાણમાં મોટું, જાંઘ, અને બાહુ—માંસલ દીર્ઘાળુ, નખ કાન્તિવાળા, આંગળીના વેઢા મોટા, આંખો આડી અને લાંબી, વિશાળકાય હોવા છતાંય ચંચલ.

ગંભીર અને મધુર વાણી બોલનાર, પ્રમદામાં અત્યંત પ્યાર કરનારો, સ્પષ્ટ શબ્દોચ્ચાર કરનારો, રેત, ધાતુ અને અસ્થિ અત્યંત ઉજ્જવલ, પાણીની પ્યાસ વધુ, ઠંડું અને ઘાટું મદનજળ. છાતી સપાટ અને દીર્ઘ ગુપ્તાંગવાળો પુરુષ અશ્વ ગણાય છે.

આજે આધુનિક સમાજના માનવીઓ સ્ત્રી-પુરુષનાં લક્ષણ અને જાતિ તરફ તદ્દન બેદરકાર છે અને એ તરફ એમનું લક્ષ જતું નથી એમ નથી; પરંતુ મુનિ વાત્સ્યાયન અને પંડિત "કોક્કોક" જેવા જ્ઞાનવૃદ્ધ, પ્રાચીન પુરુષોના આવા ગ્રંથોને માત્ર કવિની કલ્પના માની, તેની તરફ હાસ્યાસ્પદ તિરસ્કાર કરે છે અથવા તેની ઉપેક્ષા કરે છે.

કોઈ પણ પ્રાણીમાં સમાનતા સિવાય પ્રજોત્પત્તિ અને વિહાર સુખદા કે પુત્રદા નીવડતાં નથી, એ જ રીતે માનવજાતિમાં પણ શરીરબંધારણ, અવયવોની રચના અને દેખાવ ઉપરથી જો પસંદગીની બાબતમાં ધ્યાન અપાય તો આજે અસમાનતાના પરિણામે કુટુંબોમાં જે અસંતોષ, વ્યગ્રતા અને એના પરિણામે કેટલીકવાર વ્યભિચાર તરફ વળી જતાં માનવીઓ જોવામાં આવે છે તેનું પ્રમાણ ઘણું ઘટી જાય.

મૃગી સાથે શશ, વડવા સાથે વૃષ અને હસ્તિની સાથે અશ્વનો સુયોગ થાય તો જ તેમના સ્વભાવની સામ્યતા આવે અને જનનેન્દ્રિયોના મંદ-તીવ્ર વેગોની સમતુલા યોગ્ય રીતે જળવાય.

જો અસમાનતાવાળાં સ્ત્રી-પુરુષ સંપ્રયોગ સાધે તો બન્ને-

માંથી એકને પણ પૂરો આનંદ અને પરાકાષ્ઠા પ્રાપ્ત થાય નહિ અને એના પરિણામે પ્રગટ થયેલો અસંતોષ મૂર્ત સ્વરૂપ પકડી, વિવિધ કલહનાં બીજ રોપીને લગ્નજીવન અકારું બનાવી મૂકે.

પ્રમાણુ, કાલ અને ભાવ—આ ત્રણ વસ્તુનો જો રતિસુખગામી સ્ત્રી–પુરુષ સંપર્ક સાધતાં નથી અથવા એ અર્થે યોગ્ય જાતિનું જોડાણુ હોતું નથી તો તેઓ સહસ્રાવ મેળવી શકતાં નથી અને સહસ્રાવ થયા સિવાય પરાકાષ્ઠાને પૂર્ણાનંદ પ્રાપ્ત થતો નથી. આવી કોઈક ખૂણે પડેલી ઊણપને પરિણામે જે સેંકડો નારીઓ અપ્રજા અને વંધ્યા રહેવાનું દુઃખ ભોગવતી જણાઈ છે અથવા પુંશ્ચલી બની ગયેલી જણાઈ છે.

પદ્મિની, ચિત્રિણી, શંખિની, હસ્તિની—આ રીતે શરીર-બંધારણ, દેહની લાક્ષણ્યતા, રૂપ અને લાલિત્ય પ્રમાણે એમનામાં કામની ભરતી અને ઓટ, કાળ–ઋતુ પ્રમાણે થતાં હોય છે. આનું જ્ઞાન પુરુષજાતિ પામ્યા સિવાય, માત્ર સ્ત્રી છે, એટલે સમાગમ લેવો ! સ્ત્રી તો એક રમકડું—દાસી—ભોગ્યા—એમ સમજવાને બદલે "ઋગ-વેદ"ના દૃષ્ટિએ સ્ત્રીને જોતાં શીખનાર, જોવાની દૃષ્ટિ કેળવનાર પુરુષ કેટલો સુખી હોય ?

सम्राज्ञी श्वसुरे भव सम्राज्ञी श्वश्र्वां भव ।
ननन्दरो सम्राज्ञी भव सम्राज्ञी अधिदेवेषु ॥

આધુનિક કવિઓએ કાવ્યમય ભાષામાં સ્ત્રી જાતિનું વર્ણન કર્યું છે. જરીક એના માધુર ભાવ તરફ આપણે જોઈએ. હિન્દી ભાષાની ઝલક અને તેમાં કાવ્યરસ ઝરતો જણાશે :

**પદ્મિણી :**

[ દોહા ]

પદ્મિની ચંપક વરન તન, અતિ કોમલ સબ અંગ,
અહું ઔર ગુંજત મધુપ, નિમિષ ન છોડો સંગ.

[ છપ્પો ]

ચંચલ ચપલાતિશ્યામ નૈન, મૃતા કુટિલ ભ્રુકુટિવંક;
તિલ પ્રસૂન સમ નાક, ત્રિવલી બિહી જઠર કટંતર.
વચન ગમન જીમી હંસ, અંગ કોમલ વિચિત્ર અતિ;
કટી સૂક્ષ્મ તન છાપ, પ્રગટ દામિની દેહ દ્યુતિ;
આનંદ ચંદ વરણી વદન, સદા અંગ નિર્મલ રહે;
આહાર નિમિષ ઈચ્છિત અલ્પ, વિમલ ઠોર બેઠો ચહે.

**ચિત્રિણી :**

[ દોહરા ]

ચિત્રરૂપ સમ ચિત્રિણી, અતિ વિચિત્ર રીત;
ચિત લાવત સબ કામ તજી, નિરખી ચિત્ર સુગીત.
નહીં ભારી દુર્બલ નહીં, લઘુ દીર્ઘ નહીં અંગ;
અતિ વિચિત્ર ચિત્ર ચિત્રિણી, લોચન ચકિત કુરંગ.

[ છપ્પો ]

અમાન કમલ દલવરન, નૈન ચંચલ અનિયારે;
મધુર મધુર મુખ બચન, ચારૂ કુંચિત કચકારે;
લઘુ દીર્ઘ નહીં અંગ, સર્વ તન ગર્વ જનાવત;
મયાવત અતિ હોત, પુહુપ પરિમલ બહુ ભાવત;
ગ્રીવા કપોત ઘુંઘટ તુરી, ગતિ ગયંદ આનંદ જેહિ;
શીલવન્ત સુ વિચિત્ર અતિ, કદલી ખંભ યુગ જઘ જેહિ.

**શંખિની :**

[ દોહા ]

તનુ દીર્ઘ દીર્ઘ ભુજા, કરપદ દીર્ઘ નામ,
ચલત ચાલ ઉત્તાલ અતિ, જાન શંખિની બામ.
શંખિની કૃશ્ય કર્કશ વચન, દુર્બલ દીર્ઘ જ દેહ,
નિશ્ચય આવંતિ હૈ ચલિત, જાન શંખિની એહ.

[ છપ્પો ]

લઘુ લોચન આરૂ કુટીલ, ગ્રીવ પગ દીર્ઘ નારી;
સદા પીત તનુ રહે, જઠર કટિ બાકો ભારી;

કુમ સૂક્ષ્મ મન કુટુક, અધિક તામસ જેહિ કામિની;
કેલી કરત અતિ ચપલ, માનો ફબકી દ્યુતિ દામિની,
સુરતિ કરત હારત નહિ, સેવન કર ચાહતે હૈ;
ક્રોધમુખી નારી વેહી, માનો શંખિની સભામિની હૈ

**હસ્તિની :**

[ દોહા ]

તન ભારી ભારી ભુજા, ભારી ઉર જ આનંદ;
ભારી ગ્રિવ નિતમ્બ યુગ, ચલત હસ્તિની મંદ.

[ ચૌપાઈ ]

મદન ઉન્માત મેં સદા રહે, આનંદ વચન કબહુ ન કહે;
અપની સ્તુતિ આપ પુકારે, લાજ વૃક્ષકો મૂલ ઉખારે.
કટિ અરુ જંઘ કલાઈ મોટી, કરતલ પુષ્ટ આંગુલિ છોટી.
નિષ્ઠુર બચન આપ સ્વાર્થ કરે, ગુરુજન શંક ન મનમાં ધરે.

[ દોહા ]

અપયશનિ સરિતા ધસે, વહ ઉપલંભ ન તાહિં;
પગ બંધન અપકીર્તિ કા, હસ્તિની હસ્ત સુભાહિં.

[ છપ્પો ]

કછુક પીતસે નયન, રોમ કબહૌં કુચકારે;
કછુ વિસંક પરિણામ, અધર ઐસે વિધિ કુચ ભારે;
ક્ષુધાવંત મન કપટ, નહીં પતિ રતિ સોં જાકે;
ચિકુર હોત પિંડરીન, જંઘ ઉપર નહીં તાકે;
ચકિત પાવ ડોર ચલે, યોનિ કુટીલ પલ્લવવસન;
નિવી નિતમ્બ ભારી ભુજા, સુમંદ મંદ ગજગતિ હસન.

[ સોરઠા ]

ચિત્રિણી હરણી જાન, શંખિની રૂપ તુરંગિની
હસ્તિની હસ્તી સમાન, પદ્મિનીકી ઉપમા નાહીં.

સ્ત્રીઓ માટે પુરાતન કવિઓએ અને આધુનિક કવિ-વક્તાઓએ ઘણું ઘણું સમજાવ્યું છે, પણ સાચી સુંદરતા અને ઉત્તમતા ઓળખવાને માટે આંખો ને અંતઃકરણ જોઈએ. કામશાસ્ત્ર કે મોહ-

ભાવથી ભરેલા માનવી ઘણીએ વખત ઉપરની ટાપટીપ અને દેખાવથી ભૂલ કરી નાખે છે, ને પાછળથી પસ્તાય છે.

બાહ્ય સૌન્દર્ય એ પણ મનુષ્યના દિલની પ્રતિમા છે. કેટલીયે વખત હંસલીના રૂપમાં છુપાયેલી કાગડી પણ હોય છે. મહામના કવિવર ટાગોર કહે છે કે: રૂપગર્વિતા પાર્વતી, બાહ્યસુંદરતા સજી દેહલાલિત્યને પ્રગટ કરતાં, શિવને લોભાવવા પ્રસન્ન કરવા મથ્યાં, પરંતુ બાહ્યસુંદર ઉમા શિવને ન પ્રસન્ન કરી શક્યાં, ન લોભાવી શક્યાં. કલ્યાણકારી શિવ કેવળ બાહ્યાડંબરથી ભોળવાય એવા નહોતા.

પરંતુ શિવાએ જ્યારે પોતાના રૂપને અવખોડયું, અને શિવને શું ગમે છે તે સાચું તત્ત્વ સમજ્યાં અને સમાધિ લગાવી, શરીર કૃશ કર્યું, વસ્ત્રાભૂષણો તજ્યાં અને તાપસી બન્યાં ત્યારે એ શિવા ઉપર પ્રસન્ન બની, શિવે તેમને સ્વીકાર્યાં. આત્માના સૌન્દર્ય સિવાય બાહ્યસૌન્દર્ય નથી શોભતું. છતાં યે સાચું સૌન્દર્ય, સુદૃઢ, મૃદુ શરીર, પ્રફુલ્લ, ઉન્નત સ્તન, સુંદર નાક, સ્વચ્છ મોતીના દાણા જેમ સરખી રીતે ફૂટેલા દાંત, નાગ જેવા સુંવાળા અને નિતંબ સુધી પહોંચતા વાળ, ચંદ્ર સરખું દીપ્તિમાન ગોળ મ્હોં, ચંચળ અને ચપળ હરિણી શી આંખો, નાજુક હાથ, અને કમળની પાંદડી જેવા ગુલાબી ગાલ, નાના સુંવાળા શા કાન, રાજહંસ જેવી ચાલ, કમળ જેવા કોમળ પદદ્વય, મનોહર વાણી, દેહને સાળુથી ઢાંકતી, ખસી જતાં વસ્ત્રને સમારતી, આકાશની વિદ્યુત સમ ચપલ જણાતી સુંદર નારીમાં જો દિવ્ય, ઉચ્ચ મનોભાવ, નિર્મળ અંતઃકરણ અને આચારમાં ઉચ્ચ સાચી સંસ્કૃતિની રેખાઓ ઉપસી આવી હોય તો—

શ્રીયુત સાક્ષરવર્ય કનૈયાલાલ મુનશી કહે છે:

"એના ઓતમાં ફૂલની સુકુમારતા છે ને છતાં સતિની અડગતા છે. એમાં રસિકતા છે અને સંરક્ષકવૃત્તિ છે. કાવ્યમયતા છે ને તે વ્યવહારિક છતાં સતેજ બુદ્ધિ છે. ધર્માંધતા નથી છતાં

માયાળુ હૃદયની શક્તિ છે. એમાં પુરુષના સમાન થવાની હોંશ છે, છતાં પુરુષની પડખે ઉભા રહેવાનું ડહાપણ છે. નવા નવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હિમ્મત છે.”

કહો, રૂપ, ગુણ અને લાક્ષણિકતાનો આ પંક્તિઓમાં કેવો સુંદર સુમેળ છે! ભાગ્યવાન ભરથાર જ આવી નારી મેળવી શકે ના!

ગુજરાતી સંસ્કારી નારીના દેહરૂપમાં રાચતાં પરલોકવાસી કવિવર ન્હાનાલાલ કહે છે :

> " ચોળી ચણીઓ પાટલીનો ઘેર,
> શેંથલે સાળુની સોનલ સેર.
> છેડલે આચ્છાદી ઉરભાવ, લલિત લજ્જાનો વદન જમાવ;
> અંગ આપે યે નિજ અલબેલ, સાળુમાં ઢાંકતી રૂપ અલબેલ.
> રાણકતનયા ભાવ શોભના, સુંદરતાનો શું છોડ;
> આર્યસુંદરી નથી અવનિમાં તુજ રૂપ ગુણની જોડ.
> ભાલ કુંકુમ કર કંકણ સાર, કન્થના સજ્યા તેજ શણગાર;
> ધન્ય હો ધન્ય જ ગુર્જર દેશ.”

ગુજરાતના મહાકવિઓએ જ ગુજરાતની નારીમાં વિશિષ્ટતા જોઈ છે એમ નથી, થોડીક આ પંક્તિઓ પણ જુઓ:

> सौराष्ट्रे मृगलोचना सुवदना; द्रव्यप्रिया गुर्जरी ।
> गुर्जर देशोद्भवानां कामिनीनां अधरो मनोहरः ॥

[ અનંગદીપિકા ]

> गौरांगी गुणगर्व गौरववती मानप्रिया गुर्जरी

[ કામસમૂહ ]

> लीलालया प्रेमनिधिर्प्रियोक्ति,
> कलाकलापे चतुरा सुकेशी ।
> मृद्वङ्गयष्टि लघु भोगवेतु ।
> सौख्यक चिन्ता भुवि गुर्जरोस्यात् ॥

[ અનંગરંગ ]

કવિઓએ હિન્દના જુદા જુદા પ્રાંતોની સ્ત્રીઓમાં રહેલી વિશિ-

છતાનાં વર્ણનો આપ્યાં છે. કાશ્મીર, બંગાલ, આસામ, નેપાલ, મહારાષ્ટ્ર, આન્ધ્ર, કર્ણાટક વગેરે દેશોનાં વર્ણનો વાંચતાં, ગુર્જર સ્ત્રીનું જે મનોહર વર્ણન મળી આવે છે એ ઉપરથી પદ્મિની અને ચિત્રિણી સ્ત્રીઓ બૃહદ ગુજરાતમાં વિપુલ પ્રમાણમાં છે. જો કે બાહ્યાડંબર અને સજાવટમાં વિદેશની ઘેલછાએ એમના પ્રકૃતિગત ભાવો બગડવા પામ્યા છે. પણ હજીયે ઝીણવટભરી નજરે—કલાકારની નજરે જુઓ તો 'સુકેશી' 'કૃશાંગી' 'પ્રિયભાષિણી' 'પ્રેમનિધિ' 'લઘુભોગ હેતુ' 'ગુણ ગર્વ ગૌરવવતિ' નારીઓ ગુજરાતમાં મળશે.

અમરેલી પ્રાંત અને મચ્છુના તટપ્રદેશમાં પાકતી ચિત્રિણી આંખને ઠારે એવી મળી આવે. કચ્છમાંયે આ જાતની સ્ત્રીઓ મળે. જુનાગઢ અને ભાવનગરી નાગરોમાં સ્વગૌરવને અજવાળતી પદ્મિની નારીઓ મળી આવે. બરડા અને ગીરના ડુંગરોમાં દુધાળાં ઢોરોનાં દુધડાંએ જેમનાં શરીર અને કાયાનાં પોષણ રચ્યાં છે, એવી આયર અને રબારી જાતિમાં કોઈપણ જાતની ઠસ્સાદાર ભભક સિવાય કુદરતના ખોળે રમીને વનશ્રીને હીંચકે હીંચી તૈયાર થતી, નારી, કવિની કલ્પનાનો અતિરેક કરતી લોક રૂપે મહેલી જોવા મળે. ધન્ય ગુર્જર ભૂમિની માતાઓ ! તેણે જ સ્વ. ગાંધીજી અને દયાનંદ જેવાં નરરત્નો આપ્યાં છે.

[ ૨૭ ]

## લગ્નવિધિ

સ્ત્રી અને પુરુષના પતિ–પત્ની તરીકેના જોડાણને લગ્નવિધિ કહેવામાં આવે છે. સંસ્કારી સુધરેલા દેશોમાં કેળવાયેલા બધા વર્ગમાં આ વિધિ થાય છે. લગ્નવિધિ થયા સિવાયનાં—સ્ત્રી–પુરુષના જોડાણને લગ્ન કહેવામાં નથી આવતાં. એટલે લગભગ બધા દેશો અને બધી જાતિઓમાં આ વિધિ થાય છે. માત્ર પહાડી પ્રદેશ કે તદ્દન જંગલી

જાતિઓ આ વિધિ ન આચરતી હોય તો કોણ જાણે, પરંતુ લગ્ન-વિધિ એ અનિવાર્ય ગણાય છે.

હિન્દુસ્તાનમાં હિન્દુ વિધિના લગ્ન એ લગભગ બધા હિન્દુ સંસ્કારી વર્ગમાં હજી પ્રચલિત છે. અજ્ઞાન, અશિક્ષિત અને બિન-કેળવાયેલો વર્ગ એ બધા પણ હિન્દુ લગ્નવિધિ કરે છે. એમાં પ્રાંત-ભેદ, જાતિભેદ, દેશાચાર, કુળાચાર વગેરે લગ્નવિધિ સાથે વધુ પડતા ઓતપ્રોત થયાં છે. જ્યારે બીજી તરફ કેળવાયેલો વર્ગ આ વિધિ કે સંસ્કારને આડંબર અને દંભ ગણી, એનો ત્યાગ કરીને સિવિલ મેરેજથી જોડાય છે! સિવિલ મેરેજમાં ખાસ કોઈ વિધિ નથી. માત્ર ભૂતપૂર્વની બ્રિટિશ સરકારે સિવિલ મેરેજ માન્ય રાખેલ હોવાથી રજીસ્ટરમાં એ જોડું સહી કરી આપે છે, સાક્ષીની સહી થાય છે અને પછી પ્રમાણપત્ર આપતાં, તેઓ પતિ–પત્ની કાયદેસર બને છે. અને સિવિલ મેરેજના કાયદા પ્રમાણે તેઓ બંધનથી બંધાય છે.

સિવિલ મેરેજથી જોડાનારાઓ બધાં હિન્દુ લગ્નવિધિથી કંટા-ળેલાં હોય છે એમ નથી, પરંતુ સિવિલ મેરેજમાં રહેલી છૂટાછેડાની વિશિષ્ટતાથી લલચાઈને થયેલું આ લગ્ન તેમજ લગ્ન પહેલાં થયેલું બાળક કાયદેસર ગણાતું હોઈ, એથી ઉપયોગી લાગે છે. એટલે પુખ્ત ઉમરનાં થઈ ચૂકેલાં સ્ત્રી–પુરુષને કુટુંબ, જાતિ કે રુઢિની સંકુ-ચિતતાને લઈ મુક્ત રીતે લગ્ન કરવાની છૂટ નથી હોતી. ત્યારે ચૂપ-ચાપ તેઓ સિવિલ મેરેજનો આશ્રય લઈને જોડાઈ જાય છે. તેમાં જાતિ વગેરેનો બાધ નથી આવતો.

જો કે હિન્દુ લગ્નવિધિમાં રહેલા મૂળ સિદ્ધાંત અને સુગંધી આજે એ વિધિ ઘણા જુદા રૂપે ફંટાઈ ગયો દેખાય છે. આડંબર, દેખાવ, ભપકો અને સજાવટથી કંટાળેલા એ બધી પરડને પડી રહેવા દઈ, માત્ર વેદોક્ત વિધિથી એકાદ આચાર્ય અને એકાદ સાક્ષીરૂપે પ્રમાણભૂત સજ્જનની હાજરીમાં લગ્ન કરી લેવાનું પસંદ કરે છે. એને પણ હિન્દુ લગ્નવિધિ જ કહેવાય છે. એટલે આર્ય-

સમાજના આશ્રય નીચે થતાં બધાં લગ્ન કેવળ વૈદિક ભાવથી પ્રેરાઈને થતાં હોય એમ પણ નથી. એમાં પણ અપવાદ રૂપે જુવાન સ્ત્રી-પુરુષ જ્ઞાતિય કે બાહિરજ્ઞાતિય લગ્ન કરવા ઇચ્છનાર, પ્રેમનો ઉદ્ભવ થતાં (સાચા પ્રેમને બદલે કદાચ મોહ પણ હોય) સ્વગૃહેથી નાસી છૂટી આર્યસમાજના આશ્રય નીચે લગ્ન કરી લે છે. એવા દાખલાઓ અવાર-નવાર બની રહ્યા હોય છે. તેમાં પુનર્લગ્ન પણ હોય છે. પરંતુ તેઓ આર્ય હોવાં કે થવાં જોઈએ.

આ બધી છુટછાટો અને છટકબારીઓ ઘણું કરીને હિન્દુ લગ્ન-વિધિવાળા હિન્દુઓમાંથી શોધાય છે. મુસલમાન કોમમાં સિવિલમેરેજ કે આર્યસમાજનો આશ્રય લેતો વર્ગ નથી જ હોતો અને કદાચ હોય તો તે અત્યધિક કેળવણી લેવા ખાતર, વિલાયત રહેનાર મુસલમાન આંતરરાષ્ટ્રીય લગ્ન કરે અને સિવિલ મેરેજથી જોડાય એવા કોઈ અપવાદ રૂપ દાખલાઓ હશે.

હવે આપણે વિચારીએ કે લગ્નવિધિ અંગે હિન્દુ લગ્નમાં આજે આચરણ કરવામાં આવતા લગ્નવિધિની પાછળની બધી ક્રિયાઓ, બધા રીત રિવાજો અને લગ્ન પાછળ થતા ધૂમ ખરચાઓની આવશ્યકતા છે ખરી ? અથવા લગ્નવિધિમાં રહેલા રહસ્યમાં એવું કોઈ તત્ત્વ છે કે જેને આજે હજારો વરસથી, ઘણાયે ફેરફારો થવા છતાં એ વિધિ અને ક્રિયાને હિન્દુસ્તાનના હરેક પ્રાંતનો મોટો વર્ગ વળગી રહ્યો છે ? આ લગ્નવિધિ પાછળ જબરજસ્ત ભાવના અને મંત્ર સમાયેલા છે. વેદના મંત્રો, લગ્નગ્રંથી-બંધનમાં રહેલાં સૂત્રો અને તેનું પાલન કરાવવા માટે એમની પ્રતિજ્ઞાઓ સૂચવે છે. અને તે પ્રતિજ્ઞાઓ કહેતી ઋચાઓ, લગ્ન પાછળનો હેતુ અને એની પવિત્રતા સ્ત્રી-પુરુષના માનસનો દ્વૈતભાવ મટાડી, ઐક્યની ભૂમિકા ઉપર સ્થાપિત કરી, પરસ્પર મૈત્રીના કરારો અને જવાબદારીઓ ઉપર ભાર દઈને, પરસ્પરને વફાદાર રહેવાની પ્રતિજ્ઞાઓ કરાવે છે. એ મહાન વિધિ તેની ક્રિયા અને તેમાં લાક્ષણિક રીતે સમાયેલો કર્મકાણ્ડ

એટલો ભવ્ય છે, એટલો મહાન અને અદ્વિતીય છે કે આપણને ઋષિ મહાત્માઓની લગ્નવિધિ પાછળની ઉચ્ચતમ ભાવનાઓ તેમાં જોવા મળે છે. એક એક મંત્ર પાછળ રહેલા સાફલ્યભર્યા લગ્નજીવનના જે મહાન ઉદ્દેશો સમાયેલા છે અને હિન્દના સંસ્કારી જીવનનું તત્ત્વ એની અંદર પૂરાયેલું છે એની નથી તો ખબર આજના સુધારક અને અન્ય પ્રણાલિ તરફ ફંટાયેલા વર્ગને, તેમ નથી તેનું ધ્યાન કે ખબર આજે એ વિધિ કરાવી રહેલા જનસમાજને કે પરણનાર દંપતિને, કે નથી જ્ઞાન આજે એ વિધિ કરાવનાર આચાર્યો અને ઋત્વિજોને !

આજે તો પરંપરાથી ચાલતી આવેલી પ્રણાલિ કરવી જોઈએ એટલ થાય છે અને કરાવે છે. બ્રાહ્મણ હોવો જોઈએ, લગ્નક્રિયામાં એણે કાંઈક મંત્ર ભણવા જોઈએ. એ ગમે તેવા અર્થ સમજ્યા–સમજાવ્યા વગર મંત્ર ભણ્યે જાય છે.

આજે માત્ર ક્રિયા અને પ્રાચીન ધર્મવિધિ કરતાં રુઢિ એટલી બળવાન બની ગઈ છે કે દેશ અને પ્રાંતમાં માત્ર બધો જનસમાજ વૈદિક ક્રિયા અને કર્મકાણ્ડને બદલે રુઢિ અને ગતાનુગતિક પ્રણાલિથી સાચા લગ્નવિધિ સંબંધમાં એટલો ભ્રષ્ટ થઈ ગયો છે, કે આપણને કેટલાક વર્ગમાં લગ્ન થતાં હોય તેમાં હાજરી આપતી વખતે નાના પ્રકારના અજુગતા અને હાસ્યાસ્પદ વિધિ શરમ ભરેલા લાગે છે.

એક દાખલો આપું: ઝાલાવાડ, કાઠિયાવાડ, હાલારમાં લુવાણા જ્ઞાતિ રહે છે. એમના કર્મકાણ્ડ કરાવનાર ગોર એ સારસ્વત બ્રાહ્મણ ગણાય છે. મારી આજુબાજુના પ્રદેશોમાં લુવાણા જ્ઞાતિની મોટી સંખ્યા છે. એટલે એમનાં લગ્નમાં અનેક વખત મારે હાજરી આપવી પડે છે મેં તેમાં હાજરી આપી છે.

હવે વર તોરણે આવે છે, ત્યારે પોંખવા માટે એની સાસુ આવે છે ત્યારે બીજા સાધનો સાથે રોટલી વણવાનું વેલણ લાવે છે. વરને પોંખી રહ્યા પછી એના ગળામાં વરમાળા હોય છે તેમાં

વેલું વેલણ ભરાવવામાં આવે છે અને સાસુ વરરાજાને માયરામાં વેલણના આધારે દોરતી દોરતી લઈ જાય છે.

જ્યાં માળરૂં કરવાનું હોય છે ત્યાં માંડવા નીચે બધી વસ્તુસાધન સામગ્રી સાથે ફરતાં ચાર ધુસરાં મૂકવામાં આવે છે. (ધુંસરૂં એટલે ગાડાને ખેંચવા તેના અગ્રભાગમાં મૂકવામાં આવતું ગોળ મોટું ઘડેલું લાકડું જે ધુંસરૂં બળદની કાંધ ઉપર રહે છે તે.)

આ રિવાજ ગમે તે કારણને લઈ ને આ જ્ઞાતિમાં પેસી ગયો હોય, પરંતુ કેવળ હાસ્યસ્પદ, બિનજરૂરી છે, અને તે કોઈ ભાવનાને પોષતો હોતો નથી. માત્ર ગમે તે કાળે એ રુઢિએ પ્રવેશ કર્યો અને તત્ત્વચિંતનના અભાવવાળા વર્ગે એને સાચવી રાખ્યો. મેં એ જ્ઞાતિના ગોર—ગુરુ—સારસ્વત-એકાદ બે ભાઈઓ જેઓ લગ્ન કરાવવામાં ખાસ એક્કા ગણાય છે તેમને આ વિષે ખુલાસો પૂછ્યો હતો, પરંતુ મંત્રમાં માત્ર ' સમોરતમ્ શુભલગ્નમ્ ક્ષેમમ્ કલ્યાણમ્ આરોગ્યમ્ નિરવિઘ્નેન શુભં ભવતુઃ આટલું જ બધું શાસ્ત્ર શીખીને આચાર્ય બની ગયેલા અને પહેલેથી છેલ્લે સુધી દરેક વિધિમાં આ એક જ મંત્રોચ્ચાર સિવાય બીજું કશું નહિ જાણતા એ ભૂદેવોએ માત્ર "રિવાજ છે તેથી કરવું પડે" આટલો જ ખુલાસો કરેલો.

આ જ્ઞાતિ માટે હું કાંઈ જોઇ ટીકાત્મક દૃષ્ટિથી લખતો નથી. આજે તો લુવાણા જ્ઞાતિમાં ઘણા પ્રખર વિદ્વાનો છે, બાહોશ કાર્યકરો છે. દુનિયા આજે જે તત્ત્વચિંતન તરફ વધી રહી છે તેમાં સંપૂર્ણ સમાય એવા પુરુષો એમાં હોવા છતાં આવા રિવાજોને કેમ ફેંકી દેતા નહિ હોય ?

મારી બ્રાહ્મણ જ્ઞાતિ અને બીજી અનેક જ્ઞાતિઓના લગ્નવિધિમાં પણ એવું કેટલુંયે અજુગતું અર્થહીન અને હાસ્યસ્પદ પેસી ગયું છે કે તેને જ્ઞાતિના સમજુ કેળવાયેલા વર્ગે અને જ્ઞાતિના આચાર્યોએ દૂર કરવું જ જોઇએ, અને સાચા લગ્નવિધિ તથા તેના ઉદ્દેશ તરફ વળવું જોઈએ.

બીજી હકીકત લગ્ન પાછળ વૈભવભર્યા ખરચ, જાન-પહેરામણી અને લેવડ દેવડઃ એની બાબતમાં મારે અહીં થોડું કહેવું છે.

આજે હજારો કુટુંબીઓને માટે દીકરા-દીકરી પરણાવવામાં જાન, જોડવામાં અને પરણાવીને ઘેર આવવામાં નાણાં-ઝંઝાવાત-મુશ્કેલીઓ-જવાબદારીનો પ્રશ્ન એટલો વિકટ, અસહ્ય અને મુશ્કેલીભર્યો બનાવી મૂકવામાં આવ્યો છે કે સેંકડો કુટુંબો દીકરા-દીકરીને પરણાવવા પાછળ પોતાના જીવનની કમાણીનું સર્વસ્વ ગુમાવી દઇ, કરજ કરી, જીંદગીભર ' આંકોશિયાં ' લેતા, દેવાદાર બની જતા અને પાછળ રહેલાને દુઃખી કરતા નજરે પડે છે.

લગ્નવિધિ એ ખરેખર આનંદ-મંગલનો પ્રસંગ છે-હાણવા માણવાનો પ્રસંગ છે, સારૂં દેખાડવાનો અને સારો ઉપયોગ કરવાનો પ્રસંગ છે, એને માટે ઈન્કાર કરવાનું કોઇ કારણ નથી. પણ એમાં થઈ રહેલા અતિરેક અને પોતાની સંપત્તિ તથા ગજા ઉપરાંત શક્તિને વેડફી નાખી, તેને પહોંચી વળવા જે ભગીરથ પ્રયત્નો થાય છે, તે માટે જો વિચાર કરવામાં આવે તથા ડાહ્યા માણસો આ આસ્માને ચઢી ગયેલા જૂના રિવાજો, પ્રણાલિ અને દેખાવ કરવા ખાતર-દંભ બતાવવા ખાતર જે રીત અખત્યાર કરવામાં આવે છે તેમાંથી જનતાને પાછી વાળીને સાદાઇથી આપણા વૈદિક વિધિથી કેવળ ઘણી જ જરૂરિયાતોને સાચવી, બીજા બધાની વિરુદ્ધ પ્રચાર કરી, તદ્દન હળવો ફૂલ જેવો લગ્નવિધિ બનાવી નાખવામાં આવે તો સમાજ ઉપરથી કેટલો બધો બોજો હળવો થઈ જાય ?

લગ્ન કરતી વખતે એક સામાન્ય મનુષ્યનો પુત્ર પણ "વર-રાજા બની જાય છે એ બરાબર છે. પરંતુ ગઈ કાલ સુધી ચણા મમરા ભુંજતો ભાડભુંજાનો પુત્ર લગ્ન વખતે માત્ર દેખાવ અને દંભ કરવા માટે બે ઘોડાની ફેટીન-બગીમાં જરીના તકીયાને અઢેલીને બેસે, બબ્બે જોડી બેન્ડ વાજાં અને ફૂલ-ગુલાબની પાછળ નાહક હજારોનો ધુમાડો થાય તે શું યોગ્ય છે ? કદાચ માનો કે એની પાસે નાણાં ઘણાં છે,

તો તેનો બીજી રીતે શું સદુપયોગ ન થઈ શકે? એનો દીકરો ભલે પૈસાપાત્ર છે, પરંતુ એ દેખાવ અને ડોળ, વધુ પડતાં નાણાંની છાક-છોળને પરિણામે આડકતરી ખરાબ અસર થાય છે. પોતાનાં જ કુટુંબી-જન–જ્ઞાતિજન જે વાસ્તવિક રીતે ગરીબ છે, જેની પાસે નાણું નથી એવા વર્ગે લગ્ન કરતી વખતે શું કરવું? એકાદ ઘર, કે પોતાની જમીન કે વહાલી વસ્તુ વેચીને, બધાં ઘરનાંને ભીખારી બનાવીને એણે પણ ગાડીમાં બેસી વરઘોડો કાઢી, બેન્ડો વગાડાવવાં એમજ ને? નહિ તો તમે નાણાંના જોરે, બીજા તમારા બંધુઓને, કુટુંબીને સ્વ-જ્ઞાતિના માનવીઓને ઝાંખાં અને પામર દેખાડવાનાં પગલાં તમારા નાણાંનો ધુમાડો કરીને લઈ રહ્યા છો, ખરૂંને?

છેલ્લાં ત્રણ ચાર વરસમાં મારે ચાર પાંચ યુવતિયોને પરણાવવાનો અવસર આવ્યો હતો. અનાજ, ખાંડ, ગોળનો કંટ્રોલ, ગાડીની હાડમારી, રેશમી કાપડના આસમાને અડેલા ભાવો, સોનાના એકસોને પાંચ રૂપિયા! આ બધું નરી આંખે જોવા છતાંયે "ના ભા, એ તો ન ચાલે! એ તો રિવાજ છે, તે કરવું જ પડે?"..."ના ભા, જાનમાં માણસો ઓછામાં ઓછા પચાસ તો જોઈએ જ ના! ફલાણા-ભાઈએ એંશી માણસો જાનમાં લીધા હતા. અત્યારે પચાસ તો ઓછામાં ઓછા હોય જ ને! એ વિના મોટા ઘરની જાનની શોભા શી?"

બોલો, હવે શું કરવું? પચીસથી વધુ જમાડવાની સો કંટ્રોલ તરફથી મનાઈ છે, ત્યાર જાનમાં પચાસ અને માંડવે પચાસ!

અને વેવાઈ જો અડહુલો હોય, ફૂલણજી હોય–દૂરદેશી કે વિચાર કરવાની બુદ્ધિને 'કાનકૈડિયાં' ચાવી ગયાં હોય તો જોઈ લ્યો મઝા! લગનનો આનંદ તો જાય સાબરમતીમાં સ્નાન કરવા અને ચિંતાની નદીઓ વહેવા લાગે, અનેક સરવાણીઓ લેતી!

કેવળ દંભ, ખોટી માન્યતા અને મોટાઈ બતાવવાના મોહ સિવાય આની પાછળ કોઈ કારણ નથી. ઝાઝા માણસો લઈ જવાથી આબરૂ વધતી નથી, અને માંડવા હેઠળ બેસીને બેન–દીક-

રી-ભાણેજો અને એનીયે ભાણેજોને કુબેર ભંડારીની માફક હાથ જો વહેંચવાથી આબરૂ ઉપર એક ઇંડું ચઢી જતું નથી, હા, કરજના આંકડા ઉપર બે ત્રણ મીંડાં ચડે છે અને દેવાદાર બની માથામાં ટાલ પડી જવાથી કુટુંબના નાના સરખાં બાલબચ્ચાંના હાથમાં રહેલો અનાજનો એકાદ ટુકડો પણ એવા ફૂલણજીને પ્રતાપે ઝૂંટવાઇ જાય છે. આપણી જ્ઞાતિ અને વાડાના વડીલો; તથા આબરૂ સાચવવાને માટે વિવિધ અર્થ કરતાં, જૂનું એટલું સોનું માનનારાં સ્ત્રી-પુરુષો આ વિકટ સ્થાન સુધી પહોંચી ગયેલ લગ્નના ખટલાને પાછો વાળી, આજની પરિસ્થિતિ, દેશકાળ અને સમયસંજોગને સમજી તેને બંધબેસતો બનાવી; એ બાબતમાં સજાગ બને તો મધ્યમ વર્ગની જનતા ઉપરથી એક મોટી આફત ટળી જશે અને એ નિરાંતે દમ લઇ શકશે.

અત્યારે તો મને લાગે છે માત્ર વરરાજા અને તેની સાથે એક કુંવારકા અને તેનાં માતા-પિતા મળી ચાર વ્યક્તિની જાન અને એક રખેવાળ આટલાં માનવીઓ સાથે લઇ લગ્નમંડપમાં વૈદિક વિધિથી આચાર્ય યોગ્ય રીતે ઠાવકાઇથી વિધિનો અર્થ કરી, વરકન્યાને એમની ફરજ અને પ્રતિજ્ઞાઓનું ભાન કરાવી એક જ રાત્રિએ વિધિ પૂર્ણ થઇ જવો જોઈએ. માત્ર એ પાંચ વ્યકિતને ભોજન આપવા જેટલું જ કન્યાપક્ષને ખરચ હોય. એ સિવાય મંગળવસ્ત્ર કન્યાને એનો પિતા આપે તે સિવાયની સઘળી લેવડ-દેવડ, દેખાવો અને જલસા તોફાનો અને ધમાધમી બંધ કરી દેવામાં આવે તો જીવનનો એક અત્યંત અઘરો પ્રશ્ન ફૂલથી પણ હલકો બને. લોકકલ્યાણની ભાવના ધરાવતા વેદ-પુરાણ અને શાસ્ત્રને માનનારા નવજુવાનો અત્યારની ખર્ચાળ પદ્ધતિ સામે મેદાને પડી, આ પ્રણાલિ અટકાવી દે એવો મારો આદેશ છે-મારી ઇચ્છા છે. એ સુરિવાજને મૂર્ત સ્વરૂપ આપવા કોઈ તૈયાર થાય તો તેમાં મારો સાથ પણ છે.

'મારા પ્રાંતના અને મારા સંપર્કના વાચકોને મારો સૂચવેલો

સુધારો વિકટ લાગશે, પરંતુ એની ઘણી જ આવશ્યકતા છે. મને તો પ્રસંગોપાત એટલો બધો લગ્નસમારંભે મુંઝવ્યો છે કે મારા અંતરની હકીકત હું છુપાવી શકતો નથી.

પ્રાસંગિક, ટીકાત્મક અને સુધારા તરફ લઈ જવા ખાતર આટલું વિવેચન કર્યા પછી આપણે મૂળ હકીકત તરફ આવીએ :

લગ્નવિધિ, કે જેને હિંદુ લગ્નવિધિ કહેવામાં આવે છે તેમાં રહેલા મુખ્ય મુદ્દાઓ તરફ વાચકનું લક્ષ ખેંચવા માટે મને લાગે છે કે થોડુંક સ્પષ્ટીકરણ કરું તો તે અસ્થાને નથી. પરંતુ વિસરાઈ ચૂકેલ અને જેના તત્ત્વ ઉપર કેવળ પરદો પડી ગયો છે તે મહત્ત્વ-યુક્ત વિધિને સમજવા અને વિચારવાનું આ વિવેચન ઉપરથી મળશે :

લગ્નવિધિમાં : (૧) મધુપર્ક (૨) ગોદાન (૩) પાણિગ્રહણ (૪) વર–વધૂ પ્રતિજ્ઞા (૫) લાજાહોમ–સપ્તપદી (૬) સૂર્યાવલોકન (૭) ધ્રુવદર્શન.

આટલી મુખ્ય બાબતો આ વિધિમાં સમાયેલી છે. બધી જ ક્રિયામાં મંત્રો છે, મંત્રોમાં અર્થ છે, અર્થમાં ભાવ છે. ભાવના એટલા માટે વ્યક્ત કરવામાં આવે છે કે એ પરસ્પરનાં અંતરના ઊંડાણમાં પ્રવેશી, આજીવન એને અનુસરીને સુખપૂર્ણ સ્વર્ગીય જીવન જીવી શકાય.

જ્યારથી મંત્ર, શાસ્ત્ર અને તેના અર્થનું વિસ્મરણ કરવામાં આવ્યું છે, ત્યારથી પ્રજાનું માનસ વિકૃત અને વિમાર્ગી બની ગયેલું જણાય છે. આપણા લગ્નવિધિની પણ એ જ દશા થઈ છે. આજે તો ગાયત્રી મંત્રનું અનુષ્ઠાન કરનાર દ્વિજ પણ બહુધા એ મંત્રના અધિષ્ઠાતા દેવ અને તેના પ્રત્યેની પ્રાર્થનામય ભાવનાને સમજતો નથી, અને કેવળ ઓષ્ટચલન અને માળાના વહન સિવાય એને ખ્યાલ પણ નથી હોતો કે પોતે શું કરે છે અને શાને માટે આ છે? આનો અર્થ શો છે?

એ જ દશા લગ્નવિધિની છે. જો લગ્નથી જોડાતાં સ્ત્રી-પુરુષોને એના ભાવ તરફ વાળવામાં આવે તો સાચી હિન્દુ સંસ્કૃતિના લગ્નનો હેતુ સમજાય. આપણે ટુંકાણુમાં એના અર્થગાંભીર્યને વિચારીએ.

લગ્નવિધિમાં નાની નાની ઘણી ક્રિયાઓ થાય છે. એની સાથે કાંઇ કોઇ શાસ્ત્રના આધારનો સંબંધ નથી. ચોક્કસ ઉદ્દેશ કે ભાવપૂર્તિને લઇને અમુક વખતે અમુક ક્રિયા તેની અંદર પ્રવેશી ગઇ હોય અને સમજ્યા-વિચાર્યા વગર ચાલતી આવતી હોય એવી બધી ક્રિયાઓ કે વિધિને અત્રે મહત્ત્વ આપવાનું કારણ નથી. એવી બાબતોને ગૌણ માની આપણે મુખ્ય લગ્નવિધિને જ વિચારીશું. પ્રથમ મધુપર્ક થાય છે.

## મધુપર્ક

વરને પોંખ્યા પછી માયરું કહેવામાં આવે છે. ત્યાં વરને મધુપર્ક આપવામાં આવે છે. બાર તોલા દહીં, ચાર તોલા મધ અને બે તોલા ઘી-આ વસ્તુ કાંસાના પાત્રમાં એકઠી કરવામાં આવે છે. આ પાત્રમાંનું પ્રવાહી વરરાજાને ભક્ષણ કરવા માટે જ આપવામાં આવે છે. અત્યારે તો માત્ર આ મધુપર્કની એક આંગળી અડકાડી હોઠ ઉપર તેનો સ્પર્શ કરવાની આચાર્ય આજ્ઞા આપે છે. પરંતુ ખરી રીતે એ પદાર્થો વરરાજાને સત્કારમાં મધુપર્ક તરીકે તેનું પાન કરવા માટે અપાય છે.

એની અંદર દહીં, મધ અને ઘી-આ ત્રણ અમૃતોનું મિશ્રણ છે, તે આયુષ્ય, બળ અને પુષ્ટિ આપનારાં છે. ખાદ્ય અને પેય પદાર્થોમાં આ ત્રણ પદાર્થથી અધિક ઉત્તમ પદાર્થો મળી શકે નહિ. ભારતભૂમિમાં જ્યારે ઘી અને દહીંની નદીઓ વહેતી હતી, એ પદાર્થો મેળવા માણસો એક સો વરસનું આયુષ્ય ભોગવતા હતા. ત્યારે સત્કારમાં આવા જ પદાર્થોનું પ્રાધાન્ય હતું. આજે તો ઘી, દૂધ, દહીં ભુલાયાં છે; ચહા, કોફી અને કોકો સત્કારને પાત્ર બન્યાં છે.

ત્રીસ વરસે માનવી ઘડપણ અનુભવે છે અને ચાલીસે 'હે પ્રભુ ! હવે તો મોત આપ, હવે ઘણું જીવ્યા' એમ પોકારતા જોવામાં આવે છે. "**दधिस्यादमृतोपयम् ॥**" દહીં અમૃત સમાન હોવા છતાં એને સાચા રૂપમાં મેળવવું દોયલું બન્યું છે; ઘી તો હરરોજ વેજીટેબલ જ પેટમાં જાય છે, અને મધના નામે ખજૂર તથા ગોળના રગડા બાટલામાં ભરાઈને સારા લેબલથી વેચાય છે; ત્યાં આ સાચા પદાર્થોનું મિશ્રણ વરરાજાને એક વખત પણ ઉપર બતાવેલા પ્રમાણમાં મળે તો મધ શરદી, થાક, અતિસાર, કાસ, ક્ષય, શ્વાસ, રક્તપત્તિ અને નેત્રરોગને દૂર કરી, ગમે તેવી મુસાફરીના કંટાળાને અને થકાવટને નાબૂદ કરનાર છે. પરંતુ એ સાચું મધ ક્યાં મળે છે ? મધુપર્કમાં આ ત્રણે પદાર્થો સાચાં મેળવી ભેગાં કરવાં જોઈએ, અને માત્ર આંગળી અડાડી મોઢે સ્પર્શ કરાવવા કરતાં વરરાજાએ એ સંપૂર્ણ ભક્ષણ કરવાં જોઇએ.

બીજો વિધિ પાણિગ્રહણનો છે. પિતા કન્યાને વરના હાથમાં સોંપે છે. તેને કન્યાદાન પણ કહેવાય છે. પાણિ એટલે હાથ અને ગ્રહણ કરવો એટલે હસ્તમેળાપ. એમાં ભણવામાં આવતો મંત્ર શું કહે છે ?

**ॐ समञ्जन्तु विश्वेदेवाः समापो हृदयानिनौ ।**
**तं मातरिश्वा संधाता समुदेष्ट्रदधातुनौ ॥**

(ઋગવેદ મ. સૂત્ર. ૮૫)

અર્થ:—આ યજ્ઞમાં ઉપવિષ્ટ થયેલા હે સભાસદો ! આપ નિશ્ચય જાણજો કે અમે બન્ને પ્રસન્નતાપૂર્વક ગૃહસ્થાશ્રમમાં રહેવા માટે એક બીજાનો સ્વીકાર કરીએ છીએ. અમારાં બન્નેનાં હૃદય જળની સમાન શાન્ત તથા મળેલાં છે. જેવો પ્રાણવાયુ અમને પ્રિય છે અથવા અમને ધારણ કરી રહ્યો છે એ જ રીતે અમે એક બીજાને ધારણ કરીશું.

શું કહે છે આ મંત્ર ? જળની માફક શાન્ત અને પરસ્પરમાં

બનેલા તથા આણુઆયુની માફક ધારણ કરનારાઃ સમજાય છે ને ? લગ્ન એ કેવળ શરીરનો જ માત્ર સંબંધ જોડે છે એમ નથી. પરંતુ તે હૃદય અને આત્મા સુધી પહોંચે છે. પ્રાણવાયુ અને શરીરના સંબંધ જેવો સંબંધ સ્ત્રી અને પુરુષના લગ્નનો છે. એને કોઈ કાયદો, કોઈ દુઃખ, ભય, આપત્તિ, મુશ્કેલી કે પ્રલોભન જુદાં નથી પાડી શકતાં. કેમકે એ તો પાણીની માફક મળી પણ ગયાં છે. એક કૂવાનું એક પ્યાલું પાણી લાવો, બીજા કૂવાનું એક પ્યાલું પાણી લાવો. બન્નેને એકઠાં કરો. એને પછી જુદાં કરી શકે એવી સંસારની કોઇ કેમીસ્ટ્રી કે કોઈ રસાયનાચાર્ય મળી શકે ખરો ? હિન્દુ શાસ્ત્રવિધિમાં સમાયેલી ભાવનાઓને લઇ પરણી ચૂકેલાં દંપતીને જુદાં પાડી શકે એવી કોઇ શક્તિ નથી. ગમે તેવી મુશ્કેલીઓમાં જળનો સ્વભાવ શીતળ અને શાન્તિદાયક છે. એવાં દંપતીનાં હૃદયમાં કોઇ દિવસ પરસ્પરને માટે ક્રોધ અને તેથી નીપજતા કલેશને સ્થાન ક્યાં રહ્યું ? અને તલાક તથા છૂટાછેડાનું સ્વપ્નું યે ક્યાં આવવાનું છે આ રીતે જોડાયેલાં અને ઉભય પતિજ્ઞા-બદ્ધ થયેલાં સ્ત્રી પુરુષને ? આવો આપણે આગળ જોઈએ.

"ૐ **गृभ्णामि ते** !"થી આરંભી, ૭ મંત્રો આ રીતે પ્રતિજ્ઞાબદ્ધ કરે છે:

પુરુષ કહે છે: 'હે વરાનને ! ઐશ્વર્ય, સૌભાગ્ય, સુસંતાનાદિ માટે હું તારા હાથને ગ્રહણ કરૂં છું. હું પતિ સાથે તું સુખપૂર્વક જરાવસ્થા સુધી જીવન વીતાવજે.'

સ્ત્રી કહે છે: હે વીર નર ! હું સૌભાગ્યની વૃદ્ધિ માટે આપના હસ્તને ગ્રહણ કરૂં છું. આપ હું—આપની સ્ત્રી—સાથે વૃદ્ધાવસ્થા પર્યંત પ્રસન્નતાપૂર્વક વ્યવહાર કરો. મને આપ, અને આપને હું, પતિ—પત્ની-ભાવથી આપણે એકમેકને ગ્રહણ કરીએ છીએ. સકળ ઐશ્વર્યયુક્ત, ન્યાયકારી, જગતના ઉત્પત્તિકર્તા અને ધર્તા પરમાત્મા અને આ સભા-મંડપમાં બેઠેલા વિદ્વાન સભાસદો સમક્ષ ગૃહસ્થાશ્રમ—કર્મો અર્થે તમો મને અપાયા છો, અને હું તમને અપાઈ ચૂકી છું. આપણે પરસ્પરને

અર્પણ થઈ ચૂક્યાં છીએ એટલે આપણે એક બીજાને અપ્રિય એવું આચરણ કદી પણ નહિ કરીએ.'

આ મંત્રો વિષે શાન્તિથી વિચાર કરો: વિવાહ અને તેનું મહત્ત્વ તથા ગૃહસ્થાશ્રમનો ધર્મ કેટલો ભાવભર્યો છે! આ મંત્રો કે જે પ્રતિજ્ઞાઓ છે તેને અનુસરી ગૃહસ્થાશ્રમથી જોડાયેલાં દંપતી જો ધર્માચરણ કરે છે તો એમનું લગ્નજીવન કદાપિ અફળ થતું નથી. એકબીજાંને અપ્રિય હોય તેવું આચરણ નહિ કરીએ. આ એક બાબત જ એવી છે કે કદી પણ એકબીજાનાં મન વિખૂટાં પડે જ નહિ, સ્ત્રી અને પુરુષના સામાન્ય વ્યવહારમાં પ્રિય–અપ્રિય પ્રસંગોપાત બને છે. પરંતુ એ પ્રિય અને અપ્રિયતા ક્ષણિક માત્ર હોય છે, અને તેનો હૃદય સાથે સંબંધ થતો નથી; પરંતુ સ્ત્રીને પુરુષ પ્રત્યે તથા પુરુષને સ્ત્રી પ્રત્યે સાચી અને હૃદયસ્પર્શી અપ્રિયતા ત્યારે જ પ્રગટ થાય છે, જ્યારે બન્નેમાંથી એક વિશ્વાસભંગ કરીને વ્યભિચારને માર્ગે પળે છે, અથવા સ્ત્રી અન્ય પુરુષને કે પુરુષ અન્ય સ્ત્રીને કામભાવથી ચાહે છે, તો જ દિલ સુધી અપ્રિયતા વસે છે. એટલે મંત્રોના સૃષ્ટાઓએ 'એકબીજાંને અપ્રિય એવું આચરણ નહિ કરીએ' એમ લખેલ છે એ મુખ્યત્વે સૈદ્ધાંતિક બાબતમાં ઘટાવવાનું છે. એમ તો દૂધીનું શાક ન ભાવે અને પત્નીએ તે શાક બનાવીને જાણે પીરસ્યું: એ પણ અપ્રિય તો ગણાય જ ને! આ બધી ક્ષુલ્લક બાબતો નિત્યક્રિયામાં ઘટે છે. ઉપરાંત એ સૂત્ર કેવળ સ્ત્રીને જ બંધનકર્તા છે એમ રખે માની લેતા. પુરુષને પણ એ સૂત્ર સંપૂર્ણપણે સ્ત્રી જેટલું જ બંધનકર્તા છે. પુરુષ પણ સંપૂર્ણ જવાબદાર છે, અને પરસ્પર મન, વચન અને કર્મથી જો આ પ્રતિજ્ઞાથી બદ્ધ થયેલાં હોય તો મરવું અને તરવું એમાં એમનો સહયોગ નથી છૂટી શકતો તેમ જ તે કોઈથી નથી છોડાવી શકાતો.

**શીલારોહણ**

આપણે ગુજરાતીઓ તો એને ખેતરપાળ તરીકે ઓળખીએ

સ્ત્રીએ. છતાં એના ઉપર પગ અડકાડવામાં આવે છે તે વખતે જે મંત્ર ભણાવાય છે તે કહે છેઃ " आरोहमम् "

એનો અર્થ એ થાય છે કે સ્ત્રીને પત્થરની શીલા ઉપર આરૂઢ કરવાની છે.

સ્ત્રી કોમળ અંગવાળી છે અને હૃદયથી પણ કોમળ અને લાગણીપ્રધાન વિશેષ કરીને હોય છે.

ગૃહસ્થાશ્રમની યાત્રા એ કેવળ સરલ અને સુખસુખવડતાભરી તો નથી જ. અનેક વિકટ પ્રશ્નો ઉપસ્થિત થાય છે, અનેક મુશ્કેલીઓ અને અડિાલનો ઉભાં થાય છે અને ભયાનક પ્રશ્નો આવી ઉભા રહે છે. તેમાં કેવળ કોમળતા, લાગણીપ્રાધાન્યતાથી એ પ્રશ્નો અને વિકટતાઓને હલ કરી શકાય નહિ. તેમાં અડગતા નિષ્ઠા, નિશ્ચય, મનોબળ અને સહનશક્તિની જરૂર છે. એની ઊણપને પરિણામે કેટલીક વખત સ્ત્રી હારી જાય છે, ડગી જાય છે, ચંચલ બની જાય છે, થાકીને ઉભી રહે છે.

પુરુષ એને પથ્થર સમી દૃઢ, નિશ્ચલ અને અડગ બનાવવા માટે તેને પથ્થર ઉપર આરૂઢ કરે છે. પુરુષ જેવી જ અટલ અને નિશ્ચયી, દૃઢ મનોભાવવાળી બનાવવાનો એ શીલારોહણમાં ભાવ ભર્યો છે.

## લાજા-હોમ

લાજાહોમ અને સપ્તપદી એ લગ્નવિધિનાં મહત્ત્વનાં અંગ છે. કન્યાએ પોતાના પસારેલા હસ્તદ્વયમાં તેનો ભ્રાતા ચાર વખત ડાંગર આપે છે. પુરુષ કન્યાના હાથ નીચે પોતાના બન્ને હાથ રાખે છે, અને ઘીની આહૂતિ સાથે અગ્નિમાં હોમ કરી, મંગળફેરા ફરે છે.

આ હોમ સાથે મંગળફેરા ફરતાં વર-કન્યા નીચેનો મંત્ર ઉચ્ચારે છે.

કન્યા ઈશ્વરની કુળવૃદ્ધિની આજ્ઞાનું પાલન કરવા માટે પિતૃકુળને છોડીને પતિના કુળમાં જવા તૈયાર છે.

ડાંગરનો હોમ કરીને અગ્નિની સાક્ષીએ તે કહે છે–પ્રાર્થના કરે છે કે 'મારા પતિ દીર્ઘજીવી હો તથા મારા પિતૃકુળ તથા પતિકુળની ધનધાન્યની વૃદ્ધિ હો.'

પતિને સંબોધીને કહે છેઃ 'તમારા કુળની વૃદ્ધિ માટે આ લાજા–હોમ હું કરી રહી છું. હું ઇશ્વર પાસે માગું છું કે આપણો પરસ્પરનો પ્રેમ વધતો જ રહે.'

પ્રતિજ્ઞામાં લાજા–હોમની શી આવશ્યકતા છે, એ વિષે સહેજ વિચાર આવે ખરો. પરંતુ સંસ્કૃતમાં કેટલા યે વખત અલંકાર સાથે હકીકત રજૂ કરવામાં આવે છે.

લાજા–ડાંગર એ બધા ધાન્યમાં જલદી ઉગી નીકળનારું અને અનેક રીતે અભિવૃદ્ધિ પામનારું ધાન્ય છે. ખેતરમાં રોપ્યા પછી એ અનેકગણું થાય છે. એમ કન્યા ડાંગર–લાજાની માફક બન્ને કુળની અભિવૃદ્ધિ ઇચ્છે છે. સાથે એ પણ બતાવવા માગે છે કે ડાંગર સાથે એનું છીલકું જ્યાં સુધી લાગેલું હોય છે ત્યાં સુધી એ જમીનમાં ઉગી શકે છે. છીલકું જુદું પડતાં બાકી રહેલી લાજા-ધાણી નથી જમીનમાં વાવી શકાતી, નથી તે ઉગી શકતી. એમ 'હું અને તમે જ્યાં સુધી એક છીએ, એકબીજાને સંલગ્ન છીએ, ત્યાં સુધી જ સંસારક્ષેત્રમાં આપણી વિશિષ્ટતા છે, ઉપયોગીતા છે, પરંતુ જો આપણામાં ક્રોધ, ઇર્ષા, દ્વેષ, અવિશ્વાસરૂપી અગ્નિ પ્રવેશ કરશે, તો તે વખતે આપણે જેમ અગ્નિ ડાંગરના ગર્ભ અને છીલટાને જુદાં કરી નાખે છે તેમ જુદાં થઈ જતાં, આપણા ઐક્યને હાનિ પહોંચશે, માટે સાવધાન રહી, ઐક્યમાંથી દ્વિધા ન બનાય તે સંભાળો.'

## સપ્તપદી

મહત્ત્વનો અને લગ્નવિધિમાં ખાસ ધ્યાન દોરે તેવો આ સપ્તપદીનો વિધિ છે. તે વખતે બન્નેનાં વસ્ત્રોને ગ્રંથીથી બાંધ-

વામાં આવે છે તેને 'છેડાબંધન' કહે છે. 'परमपदारूढ' આ સૂત્ર છે.

પરમપદ સુધી પહોંચવા માટે સાત પગથિયાં ચઢવાનાં છે. એમાં સાત સાધનોની જરૂર છે. વિવાહને રચનારૂપે કરનાર ઋષિઓની દૂરંદેશી અને ગૃહસ્થાશ્રમનું હૂબહૂ જ્ઞાન 'સપ્તપદી'માં ભરી દીધું છે—માત્ર સાત જ મંત્રોમાં:

પહેલા મંત્રમાં બતાવ્યું છે કે અન્ન એ ગૃહસ્થાશ્રમનું પ્રથમ સાધન છે. વિના અન્ન પ્રાપ્ત કર્યે ગૃહસ્થાશ્રમ ચાલી શકતો નથી. અન્ન અને ધન એ ગૃહસ્થાશ્રમનું પહેલું પગથિયું છે. એ સુલભતાથી મેળવી શકે એવો શક્તિસંપન્ન પુરુષ જ ગૃહસ્થાશ્રમમાં જોડાઇ શકે.

પતિ કહે છેઃ 'હે સ્ત્રી, તું મારી અનુવ્રતા હો.' એનો અર્થ એ થાય છે કે તું મને અનુસરનારી બન. વ્રત શબ્દનો અર્થ સત્ય અને ધર્મયુક્ત સંકલ્પ કે નિયમને અનુસરનારી. પરંતુ પાપાચરણ, અસત્ય, કપટ, પ્રપંચ, છળ ઇત્યાદિને વ્રત ન કહી શકાય. પુરુષ દારૂડીયો, વ્યભિચારી, ખૂની, અધર્મી હોય છતાં સ્ત્રીએ એને અનુસરવું એમ ન હોઇ શકે.

ફરી મંત્રોમાં આવે છે કે પરમાત્મા ધર્મપાલનમાં સહાયતા કરે. ફરી કહે છે કે આપણે બન્ને મળીને ધર્મથી સુસંતાન પ્રાપ્ત કરીએ.

ત્રીજા મંત્રમાં અન્નને પચાવવા માટે બળ-શારીરિક શક્તિ પ્રાપ્ત કરવાનું વર્ણન છે. બળને નિયમિત રાખવા માટે વિજ્ઞાનની આવશ્યકતા જણાવી છે. કારણ કે શારીરિક બળ સાથે જ્ઞાન-વિજ્ઞાનનો સંયોગ નથી થયો હોતો તો કેવળ બળ ઉપયોગી નથી બની શકતું. કહ્યું છે કે

बुद्धिर्यस्य बलं तस्य निर्बुद्धेऽस्तुकुतोबलम् ।

ચોથા મંત્રમાં સુખપ્રાપ્તિ માટે વર કન્યાને ઉપદેશ છે.

પાંચમા મંત્રમાં સંતાનયુક્ત થઈને ય એમને—સંતાનોને સુશિક્ષિત બનાવવા એ પરમ કર્તવ્ય મનાવવામાં આવ્યું છે.

છઠ્ઠા મંત્રમાં ઋતુઓને અનુકૂળ વ્યવહાર કરીને આરોગ્ય જાળવવા માટે આયુર્વેદ તરફ દૃષ્ટિ કરી છે.

સાતમા મંત્રમાં સ્ત્રીને 'હે સખા' કહીને સંબોધી છે. એનો અર્થ એ છે કે એકબીજાને પરમ મિત્ર માનીને રહે છે. સખાનો અર્થ દાસી નથી થતો, મિત્ર થાય છે. સ્ત્રીને દાસી માનનારા પુરુષનું આ મંત્રમાં સુંદર રીતે ધ્યાન ખેંચ્યું છે, અને કુટુંબમાં શાન્તિ રાખવા, ગૃહકલેશ રોકવા અને પરસ્પરને ઉપયોગી બનવા તથા વિશ્વાસ રાખવા માટે સ્ત્રીને સખા બનાવવામાં આવે તો જ વિષમતા ટળે.

આખો સાર—અન્ન, શારીરિક બળ, જ્ઞાન, સુખ, સંતાન, ઋતુઓને અનુકૂળ પરસ્પરનો વરતાવ, તંદુરસ્તી, આયુર્વેદયુક્ત જીવન અને મિત્રતા.

આ સપ્તપદી છે. તેને સમજીને જીવનમાં ઉતારનાર ગૃહસ્થાશ્રમી પતિ—પત્ની પૂર્ણ સુખ ભોગવનાર બને છે. અલંકારયુક્ત સાત ડગલાં ભરાવીને દૃઢતાપૂર્વક શાસ્ત્રકાર વર તથા કન્યા બેઉનો નિશ્ચય મજબૂત બનાવવા માટે લગ્નવિધિમાં જ પ્રતિજ્ઞા કરાવે છે.

[ ૨૮ ]

## દારોપગમન

કરીયે ખમગાયા સિવાય 'યૌવનનાં ભયસ્થાનો'ના વાચકને હું આજે એક એવો ગહન વિષય કહેવા નિશ્ચયી થયો છું કે જગતના આદિકાળથી માનવ-પશુ-પક્ષીઓ આચરતાં આવ્યાં છે, જેને સભ્ય સમાજ બિભત્સ માનવાનો આડંબર કરે છે છતાંયે આચરે

છે, પરંતુ એના આવરણમાં રહેલાં ભયસ્થાનોની એમને કલ્પના પણ નથી; તથાપિ પોતાની જાતને સભ્ય—ભદ્રંભદ્ર માને છે!

જેમને જરીયે આંચકો એ વિષય આલેખતાં નથી લાગ્યો એવા સેંકડો વર્ષ પૂર્વે થઈ ગયેલા મહાન પુરુષોએ લોકકલ્યાણને નજર સામે રાખીને અણીશુદ્ધ રીતે એ આલેખ્યો છે, અને ભયસ્થાન ચીંધ્યાં છે. એ જ રીતે આ હકીકત હું મારી કલમદ્વારા આપીશ; અને જુવાનોને લગ્ન કરી લીધા પછી જે ભૂમિકા ઉપર આરુઢ થવાનું છે તે મહત્ત્વભરી ભૂમિકામાં રહેલા ભયો સામે હું એમને સચેત ન બનાવું તો આજ પૂર્વે અજ્ઞાનતાને કારણે હજારો સ્ત્રી-પુરુષો ખુવાર થઈ ચૂક્યાં છે અને જેમણે પોતાનાં હીર—નીર ચૂસાવી નાખ્યાં છે તે રસ્તે અનેક જાય અને પસ્તાય!

આ વિષય 'દારોપગમન'નો છે, જેને સંસ્કૃત ગ્રંથકર્તાઓ 'વ્યવસાય' કહે છે.

સાંપ્રત સમયમાં લગ્નગ્રંથીથી જોડાયેલાં જુવાન સ્ત્રી-પુરુષ દેહ-સંબંધથી અલગ રહી શકે એમ માનવું અને કહેવું અસ્થાને છે. લગ્ન પહેલાંથી જેઓ મધુરજની ભોગવવાની મનોહર કલ્પના સેવીને ઉંડું ઉંડું થઈ રહ્યાં હોય, મિલનની પળ માટે જેમની એક ઘડી જુગ જેવી જતી હોય, એવાં જોડાંને થોભી જવાનો ઉપદેશ આપવો અને કાળાજીરીનો કડવો ઉકાળો પીવરાવવો એ બન્ને બરાબર છે.

આ મારા કથનને અપવાદ જરૂર છે, અને એવાં થોડાંક જોડાંઓને હું ઓળખું પણ છું કે જેઓ લગ્નગ્રંથીદ્વારા જોડાયા છતાં ખાસ ઉદ્દેશની ખાતર દેહસંબંધ નથી સાધતાં. કેટલાંક ઉંચી કોટિનાં સ્ત્રી-પુરુષો લગ્ન પછી અમુક વર્ષ સુધી સમાગમ નહિ સાધવા પ્રતિજ્ઞાબદ્ધ થાય છે એવા કિસ્સા પણ મારી જાણમાં છે; ત્યારે મહાત્માજીની જેલમુક્તિ ન થાય ત્યાં સુધી, અને કેટલાક તો સ્વરાજ ન મળે ત્યાં સુધી સાથે રહીને અખંડ બ્રહ્મચર્ય પાળવું—એવા

દાખલા પણ અગાઉ મારી જાણમાં આવેલા. ઉપરાંત સુરત જીલ્લાનું એક અનાવીલ જોડું મેં એવું જોયું છે કે લગ્નગ્રંથીથી જોડાયા છતાં આજીવન ભાઈ–બ્હેન તરીકે જીવવું! લગ્ન થયાને દશ વરસ વીતી ગયા પછી તેઓ મને મળેલા. છ માસ માગ સંપર્કમાં હતાં અને તેઓ સાથે રહે, ખાય–પીએ, જગતની નજરમાં પતિ–પત્ની જણાય, છતાં બન્ને દૃઢ નિશ્ચયી અને સખ્ત મનોબળવાળાં હતાં અને અખંડ બ્રહ્મચર્ય પાળીને રહેતાં હતાં.

આ તો અપવાદો અથવા ઉદ્દેશોની પાછળ નિશ્ચયી બનેલાં થોડાંક સ્ત્રી–પુરુષોના દાખલા છે. આવા દાખલાઓથી સર્વ સામાન્ય માનવીને એ રસ્તે નહિ વાળી શકાય, પરંતુ આજે જગતમાં કરોડો માનવીઓ લગ્ન પછીની જે ભૂમિકા ઉપર જાય છે તે સંબંધમાં આપણે વિચારીશું. છતાં મારે 'પ્રિયમિલન' અથવા 'મધુરજની' ની બહેકાવનારી વાતો નથી લખવી, ગલીપચી ઉત્પન્ન થાય એવો સંવાદ નથી આલેખવો. મારે તો એ ધર્મરત બનેલાં અને વ્યવસાયના માર્ગે વળેલાં જુવાન સ્ત્રી–પુરુષોને લગ્ન થઈ ગયા પછી તેમની જાતને કાબૂમાં રાખવા કેટલીક અતિ મહત્ત્વની હકીકત સમજાવવી છે

હું એમ તો નથી કહેતો કે 'સ્વદારોપગમન' નિષેધ છે, અને એમ પણ નથી કહેતો કે લગ્ન થઈ ગયા છતાં, પચીસ વર્ષની ભરજુવાની હોવા છતાં, જુવાન સ્ત્રી–પુરુષ દેહગમન ન સાધશો. જુવાનીની ભૂખથી વ્યાકુળ બનેલાં લગ્નગ્રંથીથી જોડાઈ પરસ્પરની જવાબદારી અને ગૃહસ્થાશ્રમને સમજી ચૂકેલાં જુવાન જોડાં જ્યારે ગમન તરફ વળે છે ત્યારે થોડીક સોનેરી સૂચના એમને આપવાનો મારો આ અવાજ તેઓ કાનને સરવા કરી, હૃદયની પેટીનું તાળું ખોલી નાખી, સાચી રીતે સંગ્રહ કરે તો એમનું જીવન ઉજ્જવળ બની રહેશે.

વાગ્ભટ્ટ આચાર્ય સૂત્રસ્થાનમાં જુવાનોને સચેત બનાવવા

સંદેશ આપી જાય છે. એના આધારે થોડાક વિસ્તારથી તમને કહીશ. રતિરહસ્ય અને કામસૂત્રનો પણ અવાજ છેઃ જુવાન નર-નારી સાંભળો:

પૂર્ણિમા, આઠમ, અમાવાસ્યા, અગિયારશ, કાળી ચૌદશ અને તહેવારોની રાત્રિએ સ્ત્રીગમન ન કરવું **न पर्वसु स्त्रियं गच्छेत्॥**

પર્વમાં સ્ત્રીસેવન શા માટે વર્જ્ય કરવું ? તેનું કારણ શું ? પર્વમાં આકાશમાંના ગ્રહોમાં ચોક્કસ ફેરફારો થાય છે, ત્યારે તેની અસર માનવશરીર ઉપર અને સઘળાં સચરાચર જીવ ઉપર થાય છે. સ્ત્રીગમન એ બીજસંસ્થાપાનનો વિધિ છે. એ વખતે નભોમંડળ શાન્ત હોવું જરૂરી છે. પર્વના દિવસો ચોક્કસ દેવોના છે અને તે તે દેવોની મર્યાદા ખાતર ધર્મભાવની પ્રીતિવાળા માનવી અને દીર્ઘદર્શી મહાન પુરુષોએ પર્વને સમય વર્જ્ય કરવાની આજ્ઞા ફરમાવી છે. તેનું પાલન કરનાર સુખી થાય છે.

રજસ્વલા સ્ત્રીનું ગમન ન કરોઃ **न रजस्वलां गच्छेत् ।**

દર મહિને સ્ત્રી રજસ્વલા અર્થાત્ અટકાવવાળી થાય છે, એ તો સ્ત્રીઓનો દેહધર્મ છે. સ્ત્રીના દેહબંધારણ પ્રમાણે ઋતુકાળ શરૂ થયા પછી ચાર–પાંચ–૭ દિવસ સુધી એને આર્તવ આવ્યા કરે છે. આ સમયમાં સ્ત્રીઓ ધર્મ પાળે છે, અર્થાત્ કોઇને અડકતી નથી, દૂર રહે છે અને ચોથે કે પાંચમે દિવસે સ્નાન કરી શુદ્ધ થઇને ગૃહકાર્ય કરવા લાગે છે. છતાં કેટલીક સ્ત્રીઓ સ્નાન કર્યા પછી પણ બીજા એક બે દિવસ સુધી આર્તવરહિત નથી હોતી, અને આ આર્તવ મારફત બીજકોષમાંથી સ્ત્રીબીજ નીકળીને બીજવાહિની સ્રોતદ્વારા ગર્ભાશયમાં આવે છે. આ રીતે જ્યાં સુધી આર્તવ ચાલુ રહે છે ત્યાં સુધી સ્ત્રીનો આખો યોનિમાર્ગ ગર્ભાશય, અને ગર્ભાશયની સાથે સંબંધ ધરાવનારાં બધાં અવયવો પ્રકૃતસ્થ હોતાં નથી, એથી તે સમયમાં શોથ હોય છે અને એને લેશ પણ

સમાગમની ઇચ્છા હોતી નથી, બલ્કે તે તે અવયવો રોગગ્રસ્ત જેવાં હોય છે. આ કાળમાં અજ્ઞાન સ્ત્રી-પુરુષ જો સમાગમ સાધે છે તો ગર્ભ તો રહેતો નથી, પણ બન્ને જણને અનેક જાતનો વ્યાધિ થવાનો સંભવ છે. કારણ કે શોથયુક્ત સ્ત્રી-અવયવોને ઘર્ષણ થવાથી તે વધુ વિકૃત થાય છે અને ત્યાંથી પછી સફેદ સ્રાવ શરૂ થાય છે, તેને પ્રદર કહેવામાં આવે છે.

આર્તવના રક્તમાં અનેક પદાર્થો છે. તે પુરુષને લાગતાં પુરુષને ઘણું કરીને પ્રમેહ અથવા ચાંદી-ટાંકી થઈ જાય છે અને પછી તે પીડા ભોગવતો બને છે, ઋતુકાળ દરમ્યાન ગર્ભ તો રહેતો જ નથી, અને કદાચ રહી જાય તો તેમાંથી ગર્ભસ્રાવ અથવા ગર્ભપાત થાય છે. જો એ રીતે ન થતાં ગર્ભ નભે છે તો જન્મતાંની સાથે જ મૃત્યુ પામે છે. આ રીતે બધાં ધર્મશાસ્ત્રોએ ઋતુમતી સ્ત્રીથી અલગ રહેવાની અને ઋતુમતી સ્ત્રીને અસ્પૃશ્ય ગણી અલગ રાખવાની બહુ હેતુપૂર્વક મર્યાદા બાંધી છે, પરંતુ આજનો કેટલોક સુધારક વર્ગ બધી આભડછેટ દૂર કરવામાં કમર કસે છે, તેની સાથે આર્તવવાળી સ્ત્રીઓને બીજા સાદા દિવસોમાં જે રીતે વરતે તે રીતે ફરવું હરવું, બધે અડવું, રસોઈ બનાવવી અને સંપૂર્ણ સંપર્કમાં આવવું—આમ છૂટ મળી ગઈ છે. અધર્મ કે સ્પર્શાસ્પર્શની ખાતર નહિ, પરંતુ સ્ત્રીઓની આ માસિક માંદગીમાં એને સંપૂર્ણ આરામ અને શાન્તિની ખાસ જરૂર છે, એકાંત અને આરામથી એને રહેવાની જરૂર છે. એ દૃષ્ટિએ માન્ય રાખીને પણ ચાર પાંચ દિવસ જો શાન્તિથી, આરામથી ગાળે તો એમના શરીરમાં નીપજતી વિકૃતિઓ દૂર થાય, રોગો થતા અટકે છે. અત્યારે સેંકડે એંશી ટકા સ્ત્રીઓ પ્રદર, કમરનો દુઃખાવો, અશક્તિ અને યોનિમાર્ગની ઢીલાશ, સમાગમ પ્રત્યે અરૂચિ અથવા અત્યંત કામવાસના, સમાગમમાં સંતોષ થાય જ નહિ, આવા વિચિત્ર વ્યાધિ માત્ર ઋતુ

કાળના ધર્મો અને નિયમોનું યથાર્થ પાલન નહિ કરવાના પરિણામ રૂપે જ થયા હોય છે, એને અટાડવા પછી દવાદારૂ કરે છે, પણ જ્યાં ભૂલ છે તેને સુધારે નહિ તો તંદુરસ્તી ક્યાંથી મળે ?

સામાન્ય રીતે ઋતુસ્નાન કર્યા પછી તાત્કાલિક સમાગમ કરવાની છૂટ અપાય છે. ऋतौ भार्यामुपेयात्। ઋતુમતી થયા પછી સ્ત્રીસમાગમ કરવો અને ચોથા દિવસની રાત્રિથી એ છૂટ મળી ગઈ છે એમ સામાન્ય માન્યતા પ્રચલિત છે.

પરંતુ મારો ચોક્કસ અભિપ્રાય છે કે સ્ત્રીને જ્યાં સુધી આર્તવ આવતો હોય ત્યાં સુધી એ અભડાયેલી જ ગણાય છે સંપૂર્ણ તંદુરસ્ત અને કોઈ પણ જાતની વિકૃતિ ન હોય તેવી સ્ત્રીને લગભગ ચોથા દિવસે અટકાવ આવતો બંધ થાય છે. પરંતુ આવી રીતે નિયમબદ્ધ ભાગ્યે જ સ્ત્રીઓ ચોક્ખી થાય છે. ઘણી સ્ત્રીઓને તો પાંચ, છ કે સાત દિવસ સુધી અટકાવ આવતો જ હોય છે, અને આતમે કે આઠમે દિવસે તે બંધ થાય છે. એટલે જ્યાં સુધી અટકાવ આવતો દેખાય ત્યાં સુધી સમાગમ નહિ જ સેવવો જોઈએ. નહિ તો ઋતુમતીના સહવાસે જે ભય બતાવવામાં આવ્યો છે તે ભોગવવો પડશે. એટલે જ્યાં સુધી અટકાવ દેખાતો હોય અને તે બંધ પડે ત્યાર પછી ચોવીશ કલાક જવા દઈને સમાગમમાં પરસ્પરની પૂરતી ઈચ્છા અને રુચિને પારખી, સહગમન કરવું, પરંતુ ઋતુસ્નાન થયા છતાં સમાગમકાળના દિવસો પર્વના હોય તો તે દિવસો ધ્યાનપૂર્વક વર્જ્ય કરવા. એમાં દંપતી અને ભાવી પ્રજાનાં શરીર અને મન, આયુષ્ય અને તંદુરસ્ત જીવનનું કલ્યાણ સમાયેલું છે. નાસ્તિકભાવને દૂર કરી, ગૃહસ્થાશ્રમ સુખપૂર્વક વહન કરવા, દીર્ઘ જીવન ભોગવવા અને ચેતન્ય, તેજસ્વિતા, બુદ્ધિ બળ, ઓજસ તથા યૌવનને દીર્ઘકાળ ટકાવવા ખાતર યુવાન સ્ત્રી-પુરુષે આ ઋતુકાળનો અને ત્યારબાદ સમાગમ સંબંધમાં વિચાર કરવો જોઈએ.

અત્યાર સુધીમાં જણાવ્યું છે એ રીતે પર્વને ધ્યાનમાં રાખવામાં આવે, તહેવારોને ત્યજાય, ઋતુકાળ અને રજદર્શન ધ્યાનપૂર્વક જોઈને સમાગમ સેવન કરવામાં આવે તો અનાયાસે સંયમ જળવાય અને **न अति व्यवायं गच्छेत्** । એ સૂત્ર, જે અતિ સહવાસ-સમાગમ નહિ સેવવાનું કહે છે. બહુ સ્ત્રીસંસર્ગથી દૂર રહેવામાં હિત સમજાવવામાં આવે છે, એને અનાયાસે પળાય.

લગ્ન થયા બાદનાં કેટલાંક વર્ષ અને કેટલાક મહિનાઓ જુવાનોને માટે આંધળિયા દિવસો હોય છે એમ જુવાનોના કથનો ઉપરથી જાણ્યું છે અને એથી દુઃખ પણ થયું છે. થોડાક ડાહ્યા માનવીઓને બાદ કરીને સેંકડો નહિ પણ હજારો આધેડ બની, હારીને હેઠાં બેઠેલાં સ્ત્રી પુરુષો પાસેથી અંતરના ઊંડાણમાંથી સાચો જવાબ કઢાવો કે પરણ્યાની રાત્રિ અને રાત્રિઓ—મહિનાઓમાં તમે મર્યાદા કે સંયમ જેવી કોઈ વસ્તુને યાદ કરી હતી ખરી?

આદર્શ અને દેહધર્મની કેડીનો સુવિચાર કરનાર તથા પોતાની પેઢીનું દીવાળું કાઢવા નહિ ઇચ્છનાર પુરુષે જમા-ઉધારનું સરવૈયું કાઢવું હોય તો તેનું સરવૈયું આ રીતે કાઢી શકાય :

એક મહિનામાં માનવી વધુમાં વધુ ૮૦ રતલ ખોરાક ખાઈ શકે છે. એટલે રોજનો પોણાત્રણ રતલ ખોરાક થયો. એમાંથી સરેરાશ બે રતલ લોહી બને છે અને એટલા લોહીનું વિભાગીકરણ કરતાં અને થતાં, તેમાંથી અઢી તોલા વીર્ય થાય છે. એટલે એક મહિનાની અંદર અઢી તોલા વીર્યનું ઉત્પાદન શરીર કરી શકે છે.

જ્યારે એક વખતના સ્ત્રીસમાગમમાં અઢી તોલા વીર્ય બહાર ઢલવાઈ જાય છે, અને એક વખતના એટલા વીર્યપાતમાં ચાર કરોડ વીર્યજંતુ ઢલવાઈ જાય છે.

આ તો સબળ શક્તિશાળી, પૂર્ણ તંદુરસ્ત, સંપૂર્ણ પાચન-

શક્તિવાળા બળવાન પુરૂષના શરીરનો હિસાબ છે. નિર્બળ શરીર-વાળા, મંદાગ્નિવાળા અને અશક્ત પાચનશક્તિવાળાને ઉત્પાદન ઓછું હોય છે અને જેમણે લગ્ન પહેલાં કુદરતી કે અકુદરતી રીતે વ્યય કરી દીધો હોય છે તેમની હકીકત તો ખોટમાં જ હોય છે!

મનુષ્યશરીરની આ હકીકત નજર સામે રાખીને સમાગમ ઉપર વિવિધ પ્રકારની મર્યાદા તથા પર્વ તજવાની બાબત બહુ સમજી–વિચારી મૂકવામાં આવી છે.

આ જમા–ઉધાર, ખોટ અને ખરચ જેઓ ધ્યાનમાં નથી લેતા તેઓને શરૂઆતમાં કશો પણ ગેરલાભ નહિ જણાતો હોય; પરંતુ લગ્ન પછીનાં બે ચાર વરસો વીતી ગયા પછી લગ્ન પહેલાંના નવજુવાનો અને નવજુવતીઓ, જે પાછળથી માયકાંગલાં, હીનવીર્ય, ઉત્સાહ અને ઓજસ્ વગરનાં નિર્માલ્ય અને થાકેલાં નજરે પડે છે, અને એમની જુવાનીની ઉષા આથમતી સંધ્યાના અલંકાર જેવી જણાય છે, તેનાં બીજાં કારણો શોધવા જવા કરતાં મુખ્ય કારણ અતિ 'વ્યવસાય' નું પરિણામ હોય છે, જ્યારે શરૂઆતથી જ આ શાસ્ત્રને સમજી–વિચારી, ખામોશી રાખી, સંયમ–મર્યાદાને અપનાવી, આગળ વધે છે તેઓ ઘણી લાંબી ઉમર સુધી દેહનું સૌષ્ઠવ અને ઓજસ્, સાચી જીવનશક્તિ અને પુરુષત્વ જાળવી શકે છે.

આતુર સ્ત્રી સાથે સમાગમ ન સેવો—રોગગ્રસ્ત સ્ત્રી સાથે સમાગમ ન સેવો. **नातुरां व्यवायं गच्छेत् ।**

રોગગ્રસ્ત સ્ત્રી કે પુરુષ બન્નેમાંથી એક પણ જો રોગી હોય તો દૂર રહેવું એ ઘણું જ જરૂરી છે. દેહસંસર્ગ બીજી બધી જાતના શ્રમ કરતાં શરીરને ઘસારો આપનાર અધિક શ્રમવાળું કાર્ય છે. એટલે રોગીને તો બ્રહ્મચર્ય એ પરમ ઔષધ છે. ઉપરાંત બન્નેમાંથી એકને પણ જો ચાંદી, પરમો, પ્રદર કે મૂત્રસાદ જેવો વ્યાધિ હોય તો એકનો રોગ બીજાને ચોટે છે.

પરંતુ મોટી વિટંબણા તો એ છે કે સ્ત્રી અને પુરુષમાં રહેલા છૂપા વ્યાધિ વિષે એક બીજાને ખબર નથી રહેતી, અને પોતાની ઊણપ છુપાવવાનો પ્રયત્ન કરતાં જુવાન માનવીઓ જરીયે અચકાતાં નથી, દેહ અને દેહમાં છુપાયેલા ચેપી રોગોના લગ્ન પહેલાં ક્યાંથી અને કેવી રીતે ખબર પડે? પોતાનું અને પરનું કલ્યાણ ઇચ્છતાં સ્ત્રી અને પુરુષ જો શાણાં હોય છે તો લગ્ન નથી કરતાં; છતાં લગ્ન થયાં તો વ્યાધિનું શમન થઈ જાય, તે નાબૂદ થઈ જાય ત્યાં સુધી સામા પાત્રના કલ્યાણ ખાતર દેહસંસર્ગથી તેને બચાવી લે છે. પરંતુ આવી ભાવના જેઓને સમજણાં થયાં ત્યારથી હોય તો તેમને ચેપી રોગ થયો જ ન હોય. અને જેઓ ચેપી રોગથી પીડાતા હોય છે તેતો દુશ્ચરિત્ર અને હવસખોરીને લઈને લગ્ન કરે છે. તેમને તો સ્ત્રી એ એક જાતનો ભક્ષ છે! અને તેને ખાર્ડ-ચાવી-ઓગાળીને મરણના દરવાજા ઉપર ખડી કરી દેવા સિવાય બીજો ઉંચો વિચાર એવા માનવીઓને ક્યાંથી આવે?

નવજુવાન કે નવપરણેતરની વાત જવા દઈએ. આધેડ થઈ ચૂકેલા, સ્ત્રીસહવાસમાં વર્ષો વિતાવી ચૂકેલા પુરુષો આતુર સ્ત્રીને આરામ લેવા દે છે ખરા? તે રોગીણી બની છે, તો એના શરીરને ન જ અડકવું જોઈએ—એવા દૃઢ અને કલ્યાણ-ઇચ્છુ મનોબળવાળા કેટલા છે?

કોઈની ઉપર વ્યક્તિગત આક્ષેપ તો ન જ મૂકી શકાય; પણ પુરુષ બંધુઓને હું એમ પૂછી શકું કે તમારી પત્ની આતુર છે—તન અથવા મનના રોગથી રોગીણી અને દુઃખી છે, અને તે તમે જાણો છો, અર્થાત્ જાણો છો એટલું જ નહિ, તમે એને માટે દવા-દારૂ કરો છો, અને પૈસા પણ ખરચો છો, તેમજ સમજુ ડોક્ટરો કે વૈદ્યો તમને 'બ્રહ્મચર્ય પાળો—આરામ લેવા દો' એવી જોરથી સલાહ પણ આપે છે, છતાં?

માટે સ્ત્રી કે પુરુષને નિંદવા નથી. પરંતુ મારી ચિકિત્સાની પોથી કહે છે કે રોગથી રીબાતી નારીઓ એકરાર કરે છે: "શું કરીએ, વૈદ્યરાજ! બધું સમજીએ છીએ. આ પ્રદર, કેડોની ફાટ, આ ઝીણું જ્વર નથી મટતો, શરીર ઢગલો ઢગલો થઈ જાય છે. તમે એમની રૂબરૂમાં મહિનાઓ સુધી દૂર રહેવા કહ્યું છે. છતાં...

'સહવાસ—સાથે રહેવું, એમને એકલા રાત્રે ઊંઘ નથી આવતી, અમે જાણીએ છીએ, સમજીએ છીએ. પરેજી પાળવી જોઈએ—એ બાબતમાં અમે બેઉ સહમત જ છીએ, પરંતુ—મારું શું ચાલે?... પછી તો ઘણુંય એ પસ્તાય છે.'

આ જ અઠવાડિયામાં એક વિદ્વાન ભાઈ જ્યોતિષીનો પત્ર આવ્યો—છે માર્ગ મેળવવા માટેનો—એ ક્યાંના છે અને કોણ છે એ સાથે વાચકને નિસ્બત રાખવાની જરૂર નથી. હું તો આતુર સ્ત્રીના એ વિદ્વાન પતિના પત્રનો સારાંશ ટાંકું છું:

'એને ગર્ભ રહે છે અને ત્યારપછી એકસો કે એકસો એક સુધી તાવ રહેવા લાગે છે. ખોરાક ખાઈ શકતી નથી. થોડુંક ખાય તો ઊલટી થઈને નીકળી જાય છે. શરીર પીળું પડવા માંડે છે. સાતમે મહિને સોજા આવી જાય છે. ગયા દોઢ વરસ પહેલાં ડૉક્ટરે મહા મુસીબતે સુવાવડ કરાવી. બાળક મરેલું અવતર્યું. પછી ૭ મહિના સુધી તાવ ન છૂટ્યો, વચમાં ઝાડા થઈ ગયા. માંડ માંડ ૭ મહિને—આઠ મહિને જરાક ઠીક થયું.

"હાલ ત્રીજો મહિનો જાય છે. અને તાવ શરૂ થયો છે. ખોરાક લેવાતો નથી, ફીકાશ આવી ગઈ છે. હવે તો દુઃખ જોવાતું નથી, આપ કોઈ ઉપાવ બતાવો. નાનાં ચાર છોકરાં છે. અને મારો સંસાર બગડી જશે! તો તમે કુશળ વૈદ્યરાજ છો માટે મને આ મુશ્કેલીમાં મદદ કરશો.'

જે નારી ચાર બાળકોની માતા બની ચૂકી છે. પાંચમી સુવા-

વડ મૃત બાલકની થઇ અને લોહી ઊડી જવાથી, તાવ રહેવાથી ખોરાક નહિ લઈ શકવાથી, સુવાવડમાંથી એને માંડ બચાવી, દોઢ વરસમાં નવ મહિના તો રીકાશમાં કાઢ્યા, એ મોતના દરવાજેથી એણે ડગલું પાછું તો ભર્યું નથી, પરંતુ પાછું વાળી જોયું ત્યાં...

એ ફરી સગર્ભા બની. ત્રીજો મહિનો જાય છે, અને એ તાવ, એ ઉલટી, એ ખોરાક નહિ લેવાવો અને રીકાશ શરૂ થયાં છે. ફરી મોતના દરવાજામાં પ્રવેશવા એ તૈયાર થઈ છે. એમ કહેવા કરતાં ફરી એ આતુર નારીને મોતના દરવાજામાં હડસેલી મૂકવામાં આવી ! કોણે ? એ જ એના વિદ્વાન પતિ, જેણે જવ-તલ હોમી, અગ્નિની સાક્ષીએ શપથ લીધા હતા કે ' તારા સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ હું ભાગીશ '

' હવે એને બચાવો ! ' કોણ એને બચાવે ? શ્રીહરી, વૈદ્ય કે એનો પતિ ?

આતુર નારીનો સંગ ન કરી, સમાગમ ન સેવો-એ આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર, પોતાની જાતને વિદ્વાન્ કહેવડાવનાર અને પોતે જાણી-સમજીને ઝેર આપ્યા પછી, બચાવોની બૂમો પાડનાર આવા ખુની પુરુષોને શાની શિક્ષા આપવી જોઇએ છે ? એને માટે છે કોઈ ન્યાયમૂર્તિ ?

દર વરસે હજારો નારીઓનાં રીબાવી રીબાવીને આ રીતે, ખુલ્લા શબ્દોમાં કહીએ તો ખૂન કરવામાં આવે છે, લાખો સ્ત્રીઓ સુવાવડમાં મરે છે અને એને મારનાર એનો વહાલસોયો ભરથાર શૈયાભાગી બનીને એની જીવનચિનગારીને ફૂંક મારી ઓલવે છે. એનો વિચાર-ન્યાય કોણ કરે ?

નારી ગમે તેવી બળવાન હોય તોયે હજી પુરુષ આગળ એ પામર બની રહી છે. માનવીને સંસારમાં સઘળી વસ્તુ કરતાં પોતાનો આત્મા વહાલો હોય છે. હજારો સ્ત્રીઓ કેવળ પરાધીન અને નિર્બળ

બની પોતાની કાયાને છુંદાવા દઈ, આત્મઘાત કરે છે તેની પાછળ 'પતિને કાંઇ નારાજ કરી શકાય ?' આટલી જ મનની નિર્બળતા એને મૃત્યુના મુખમાં ધકેલી મૂકે છે.

આતુર નારીથી સમાગમ ન સેવો, આ સૂત્રને વળગી રહી, પુરુષની જાતિ તેનું પાલન કરે તો હજારો નારીઓનાં ખૂન થતાં બિલકુલ અટકી જાય અને એ પ્રજ્ઞાપરાધરૂપી પાપથી પુરુષો મુક્તિ મેળવે.

नाकामां नान्यकामा स्त्रीयं व्रजेत् ।

જે સ્ત્રી–પુરુષ સાથેના સમાગમની ઇચ્છાવાળી નથી, અથવા જે સ્ત્રી અન્ય પુરુષની કામનાવાળી છે તેવી સ્ત્રીનો ત્યાગ કરો.

આ બન્ને પ્રશ્નો જરીક વધુ ચર્ચા અને વિચારણા માગી લે છે. બળવાન પુરુષ–માતેલો પુરુષ સ્ત્રી ઉપર સત્તાની રૂઈએ, સ્ત્રીને પોતાથી ઉતરતા દરજ્જાની માનનારો પુરુષ, તેની સ્ત્રી, પુરુષકામનાને ઇચ્છે છે કે નહિ એ જાણવા યત્ન કરે છે ખરો ? અને કરે છે તો એવા કેટલા પુરુષો હશે ?

આ તો વ્યક્તિ વ્યક્તિના અંતરંગનો પ્રશ્ન છે, એની ચોક્કસ સંખ્યા ન કાઢી શકાય એ કબૂલ કરીનેય અનેક નર—નારીના અંતરના ઊંડાણ વાંચવાનો જેને પ્રસંગ મળ્યો છે એ પૈકીમાં હું મારો અનુભવ કહું તો એમ કહી શકું કે થોડાક અપવાદરૂપ સ્ત્રી–પુરુષને બાદ કરીએ તો નવાણું ટકા સ્ત્રી–પુરુષોના જોડામાં પુરુષ એ જ્યારે સ્ત્રીને ભોગવવાની ઇચ્છાવાળો થાય છે ત્યારે એ જરીક અટકીને સ્ત્રીને પૂછતો નથી, કિંવા તેના દિલના ભાવ વાંચવાનો ધીરો બનીને કામવેગને રોકવા જેટલી વિવેકશક્તિવાળો થઈ કે રહી શકતો નથી.

થોડીક સબળ સ્ત્રીઓને બાદ કરીએ તો ઘણી સ્ત્રીઓ પોતાની ઇચ્છાની પરવા કર્યા સિવાય પતિ એટલે પરમેશ્વર, તેની ઇચ્છાને

સર્વોપરિ માની, તેની ઇચ્છાને મને કે કમને આધીન થઈ તેને નારાજ નહિ કરવાને સ્વાર્પણ કરી દઈ, પોતાના કર્તવ્યનું પાલન કર્યું એમ માનતી નારી, ઇનકાર કરતી હોય એમ કદી પણ બનતું નથી. એક પક્ષે કેવળ ભક્ષકદૃષ્ટિ હોય, બીજા પક્ષે બલિ બનીને રહેવાની સમજ હોય, એવાં–નર–નારીના વહેવારમાં આ સૂત્રમાં રહેલા વિવેક અને વિનય, એમાં સમાયેલા ગર્ભિત ભાવ તરફ વિચાર થાય તો !

જે સ્ત્રી સહચાર ઇચ્છતી નથી, અર્થાત્ તેનાં તન કે મન–એકે પ્રદેશમાં સહચારનું સ્ફુરણ નથી, કામની વાસના નથી, પુરુષ સેવવાની ઈચ્છા નથી, એવી સ્ત્રી સાથે સહવાસ સેવીને પણ પુરુષ શું મેળવવાનો ?

કામશાસ્ત્ર તો પોકારીને કહે છે કે જો સ્ત્રી કામવિહ્વળ ન બને, એનાં દેહ, મન અને પ્રત્યાંગોમાં કામનો આવિર્ભાવ ન થાય ત્યાંસુધી તેના દેહ સાથેનું મિલન એ મડા સાથે મીંઢળ બાંધવા જેવું છે.

પરંતુ આ સત્ય કથા અને શરીર–ધર્મનો ઉદ્દેશ જેમાં ભારોભાર સમાયો છે તે સૂત્રોને પુરુષો સમજતા હોય ત્યારે ને ! જેમની વાસના એ જ બળવત્તર કામના હોય, અને હરામખોરી એ વેગનું કારણ હોય એમનો સ્વપત્ની સાથેનો સહચાર એ સાચો સમાગમ ન કહી શકાય, પરંતુ સ્વપત્ની વ્યભિચાર કહેવાય અને સહવાસમાં મોટા ભાગે પુરુષ સ્વેચ્છાએ આવો સ્વપત્ની–વ્યભિચાર કરી રહેલો જોવામાં આવે છે. એનું ફળ એ છે કે નારી તનથી નિર્માલ્ય, મનથી બીકણ, શરીરથી રોગી અને અનિચ્છનીય બાળકો: જે બાળકો કદરૂપાં અને કંટકસમાં બને છે, અને તેનો સંસાર 'સુધાકર' ના બદલે વિષાકર બની રહે છે. પુરુષો આ સૂત્રને સમજીને દારોપગમન માટે શૈય્યા ઉપર પગ મૂકતા ક્યારે બનશે ?

બીજું સૂત્ર **नान्यकामां** : અન્ય પુરુષની કામનાવાળી પત્ની શું હોઈ શકે ?

આ પ્રશ્ન અતિ વિકટ છે અને એની સાથે પરણી પત્ની તરીકે ઘેર આવેલી નારી અન્ય પુરુષની કામનાવાળી છે કે કેમ તે જાણવું અતિ દોહ્યલું પણ છે.

છતાં પરણી ચૂક્યાં પતિ મેળવ્યો, જગતની દૃષ્ટિએ ધર્મ અને નીતિથી એક પુરુષની થઇ ચૂકેલી ધર્મનારી મનથી પણ કોઈ અન્ય પુરુષને ભજતી હોય એવા દાખલા નથી બનતા એમ ન કહી શકાય.

જે વખતે બાળલગ્નની પ્રથા હતી, કુમારી કન્યા હજી સંસાર અને પતિ એ શું છે તે નહોતી સમજતી, તે કાળમાં સ્ત્રી કદાચ સાસરે આવી, પતિ તરીક પુરુષને ઓળખતી થઇ એટલે અન્ય પુરુષ કેવો હોય તેનો તેના સ્વપ્નમાં પણ ખ્યાલ ન હોય તો પછી અન્ય પુરુષને ભજવાની વાત ક્યાં રહી ?

આજે એ જમાનો નથી. આજે તો કન્યાઓ કેળવણી લે છે, મોટી ઉમરની થાય છે, કોલેજમાં જાય છે. સ્વતંત્ર રહે છે, પુરુષ સાથે પરિચયમાં આવે છે અને પુરુષની સાથે મૈત્રી કરીને વિચરે છે.

સાંપ્રત સમય આ માર્ગે વહન કરી રહ્યો છે. એથી જ હવે કન્યા પોતે જ પોતાને લાયક મનપસંદ પતિ શોધી લે એવી ભાવના સમજણપૂર્વક સમયને અનુસરીને અપનાવાની જાય છે. જ્યારે જૂની રૂઢિ બદલાઈ ગઈ છે. સ્ત્રીઓનું સ્થાન બદલાયું છે, ત્યારે કન્યા લગ્નની બાબત પણ પોતાને હસ્તક લઇ લે એ ખોટું નથી. એટલે જ્યાં તેનું મન બંધાય ત્યાં શરીર પણ બંધાય. પરંતુ જે ઠેકાણે જૂની અને નવી પ્રથાનો શંભુમેળો થાય છે ત્યાં મન અને તનના પતિ જુદા જુદા નિર્માણ થઇ જાય છે અને વિસંવાદ જન્મ પામે છે !

કન્યાકાળ અને જુવાનીમાં સ્વતંત્રપણે વિચરતી યૌવના ક્યારેક સહજ સ્વભાવે કોઈ પુરુષ સાથે મૈત્રી સાધે છે; મૈત્રી બંધાતાં એ વિકાસ પામે છે અને એમાંથી કોઈ મનગમતા યૌવનધારી નરમાં એનું મન ખૂંચે છે, અને એની સહચરી બનવાની ઇચ્છા જાગૃત થઈ મનના બધા પ્રદેશોને રોકી લે છે, ધીરે ધીરે એણે પસંદ કરેલા પુરુષને મેળવવા અને લગ્ન કરી લેવા એ પ્રયત્ન આદરે છે.

પરંતુ તેના માટે એટલી હદે સરલતાએ માર્ગ વિશુદ્ધ હોતો નથી. એના લગ્નજીવનમાં કુળ અને કેડી, રૂઢિ અને માતાપિતાની ઇચ્છા આડે આવે છે, અને ક્યારેક એ એના મનના નિરધારમાંથી—નિશ્ચયમાંથી, દિલ આપી ચૂક્યા પછી પાછી ફરે છે અને એને કોઈ અન્ય પુરુષ સાથે લગ્નથી જોડાવું પડે છે.

સમાજ, રૂઢિ અને પ્રણાલિ તથા માતાપિતાની માન્યતા સામે મસ્તક નહિ ઉંચકી શકનારી જુવાન કન્યા પોતાનાં દિલ અને દિમાગને છુંદી નાખીને પણ જ્યારે અન્ય પુરુષ સાથે લગ્નથી જોડાય છે ત્યારે તેને લગ્નના હક્કોને—ફરજને તાબે થઈ શરીરને તો લગ્નથી જોડાયેલા પતિને અર્પણ કરવું પડે છે પણ :—

'મનડાનો માલીક બીજો ને
તન બીજે સોંપાય :
એ જીવન કેમ જીવાય ?'

એ કવિની પંક્તિઓના જેવું એનું જીવન નિરસ અને શુષ્ક બની જાય છે.

ઉપરની હકીકત એ કોઈ કાવ્યની પંક્તિઓ નથી, પરંતુ આજનાં નવજુવાનોનાં થતાં લગ્નોમાં કેટલાંક અંદરથી સળગતાં ભયસ્થાનો છે અને આજના સુધારક સમાજમાં અંદરથી સળગતી અને બહારથી પત્ની બની આવેલી નારીનું જીવનવહન સાપે છછુંદર ગળ્યા જેવું બને છે. આ જ વર્ષમાં એક કેસ મારી પાસે આવેલો. એની પૂરી વિગત સાથેની હકીકત હું વાચક પાસે અહીં રજૂ કરવા ચાહું છું:

મારી ચિકિત્સાનું ક્ષેત્ર મુંબઈ અને અમદાવાદ છે, એટલું આપ જાણશો તો ઘણું છે. એ બે શહેર પૈકીમાં એક શહેરના ખાનદાન કુટુંબનો આ કિસ્સો છે. આટલી ઓળખ આપ્યા પછી અમુક વ્યક્તિના ખાનગી બીના જે મારાથી જાહેર ન થાય તે વિષે—નામ અને સ્થાન વિષે આતુર ન બનશો.

ચોવીસ વરસના એક જુવાનને મારી પાસે લાવવામાં આવ્યો. ઊજળો વાન, શરીરે તંદુરસ્ત, પૂરાં ખીલેલાં અવયવો, પરવાળા જેવા હોઠ અને સુંવાળો, સુખી એનો દેહ. નમણો અને નખ શિખ રૂપાળો યુવાનઃ મારી પાસે લાવીને તેને બેસાર્યો. એની દવા કરાવવાની હતી. એ માટે એના વડીલ મારી પાસે તેને લઈ આવ્યા હતા.

ફરિયાદ એ હતી કે છએક મહિનાથી છોકરો ધીરે ધીરે ઓછાબોલો થતો જતો હતો. જ્યારે જુઓ ત્યારે મતિ અને ક્રિયા-શૂન્ય બનીને નતમસ્તક બની બેસી રહે, એનો ચિત્તપ્રદેશ કશું કાર્ય જ ન કરતો હોય તેવો જણાય, અને ઘરનાં માણસો જો પ્રેરણા આપે અને કાંઇ કહે તો એ કાર્ય કરે.

પથારીમાં સુતો હોય તો ઉઠે જ નહિ. 'ભાઈ, ઉઠોને, દાતણ કરો.' કહેતાં તે ઉઠી દાતણ કરી બેસી રહે. દૂધ પાસે મૂકે પણ પીએ નહિ, 'ભાઇ, દૂધ પી લ્યોને.' કહેતાં એ દૂધ પીએ અને બેસી રહે. 'ભાઇ નહાઈ લ્યોને.' કહેતાં તે નહાઇ લે. 'ભાઈ જમી લ્યોને.' એમ કહેતાં જમે.

સાંજ સુધી કોઈ એને ઊઠવાનું, દાતણ કરવાનું, જમવાનું ન કહે તો એ પથારીમાં પડ્યો રહે, કાં બેસી રહે. એટલે તેને ઇચ્છાશક્તિ અને ઇંતેજારી, લાગણી અને રુચિ જેવું કશું રહ્યું નહોતું. એને પૂછવામાં આવે કે 'શું થાય છે તમને?' તો એ કહે : 'કાંઈ થતું નથી.'

'તો તમે આમ શૂન્ય કાં બેસી રહે છો?' તો એ પૂછનારને કહે કે 'એમ જ.'

એક જગ્યાએ જોઈ રહે. ચહેરો કોઇ લૂંટાઈ ચૂકેલો, પરવારી બેઠેલા જેવો લાગે. એ પતિ મરી જતાં વિધવા થઇ ચૂકેલી જુવાન નારીના ઉદાસ, વિહ્વળ અને શૂન્ય ભાવ જેવો ચહેરો ધારણ કરનાર જુવાનને મારી પડખે બેસારવામાં આવ્યો, મિનિટો સુધી મેં એનો ચહેરો જોયા કર્યો, નાડી જોઇ લીધી, કોઇ દોષાધિક્યવાળી

નાડી નહોતી. નમણો દેહ અને રતુંબડું મોઢું. ભરાવદાર અને તેજસ્વી આવો રૂડો નવજુવાન બીજું કશુયે ખોઈ બેઠો નહોતો. માત્ર તેના દિલમાં રહેલી જીવંત એવી જીવનની રસકૂપી ફૂટી ગઈ હતી અને એ ચિત્તવિકૃતિનો અર્ધ પાગલ હતો. એ તો પછી જ્યારે હું નિદાન પછી માનસશાસ્ત્ર તરફ વળ્યો અને એના જીવન-વ્યવહારમાં ઊંડો ઊતર્યો ત્યારે જ મને સત્ય બીના સાંપડી. એ હકીકત આપને આ પ્રસંગ સાથે બંધબેસતી લાગશે, એટલે આગળ વિગતે કહીશ.

એના પિતાજી કહેતા: વૈદરાજ, કોઈ દિવસ આળસ તો એના અંગમયે નહિ, એટલો આનંદી અને ડાહ્યો છોકરો. મારે એને કદીયે કાંઈ કહેવું પડયું નથી, તેમ કહેવું પડે તેવાં દુર્લક્ષણો એનામાં જોવામાં પણ નથી આવ્યાં. આજે તો જુવાનીયા કેટલા રખડુ હોય અને નહિ એવા ફેલફિતુર કરે, ભાઈબંધો અને નાટક સિનેમામાંથી નવરા ન થાય. રોજ-બ-રોજ પૈસા માગવા અને ઉડાડવા જોઈએ. મારો આ દીકરો એટલો કહ્યાગરો અને શાણો કે એની વિરૂદ્ધ એક પણ દિવસ પણ મને કશો પણ વિચાર સરખોયે આવ્યો નથી.

'પણ કોણ જાણે આ......નાં અમે બધા સંઘ ભેગા...... ગયા ત્યાંથી આવ્યા પછી બસ, દિવસે દિવસે શૂનકાર બનતો જાય છે. જેમ દિવસ જાય તેમ બસ વધતું ચાલે છે. હવે તો અમને કાંઈ સૂજતું નથી. કોઈ કારણ છે કે ચિત્તભ્રમ વાયુ છે? પણ ચિત્તભ્રમ વાયુ થવાનુંયે કારણ તો હોયને, ભાઈ સાહેબ! તમે હવે આનો હાથ ઝાલો ને સારો કરો. આ એકનો એક છોકરો આંધળાની એક આંખ જેવું છે, બાપુજી, હવે તમારા શરણે સમજો.'

મેં પૂછયું: 'કાકા, હવે એ બધું ઠીક, પણ આ ભાઈનાં લગ્ન કર્યાં છે?'

'હા, ભઈસાબ! લગ્ન થયાંને તો-ત્રણ વરસ થયાં. પણ વહુ ૭ મહિનાથી ઘેર રહેવા લાગેલી છે. પણ એમાંયે આ છોકરાનો જીવ નથી ચોંટતો. એ ઘરમાં હોય તો આ બહાર આવે ને વહુ બહાર આવે તો એ ઘરમાં જાય.'

'તમારે તો વહુ લાજ કાઢે એવો રિવાજ નથી?'

'જરીકે નહિ. અમારે તો બધાં ભેગાં બેસે, બોલે, ચાલે ને આનંદ કરે.'

'વારુ, ત્યારે વહુ સાથે ભાઈ બોલે ચાલે કે નહિ?'

'એ તો બિચારી ઘણુંય પ્રયત્ન કરે છે. પણ આ એવો હઠીલો થઈ ગયો છે. જાણે માટીનું ઢેફું! બસ, બેઠા જ રહેવું. કોઈની સાથે ન બોલવું ન ચાલવું.'

'હં, ત્યારે કોઈની સાથે એને વાતચીત કરવી જ નહિ, એમને?'

'ના, એક અમારો ગુમાસ્તો છે કની, એ આવે તો એનું પૂછ્યું, જવાબ આપે અને વાતો કરે તો યે એની સાથે.'

'તમારા ગુમાસ્તા એ પેલા જમનાદાસ તો નહિ?'

'હા, એ...એ... આપ ઓળખો છો ખરા.'

'હા, એ ભાઈ અને એમનાં પત્ની બંને મારાં દરદી તરીકે ઘણો વખત સારવાર કરાવી ગયાં છે. અને અહીં બાજુમાં જ રહે છે. ખરું કે?'

'હાજી.'

'તો જરી એમને બોલાવી લાવો.'

જમનાદાસ આવ્યા.

'જમનાદાસ! જરા શેઠ સાહેબના દીકરાને એકાદ અઠવાડિયું તમારે ત્યાં રાખશો, એટલે મને જાણવા મળે અને નજીક એટલે દવાદારૂની સુગમતા પડે.'

'ભલે, સાહેબ! એમ કરીશું.'

અને મેં માખણ સાથે લેવા માટે મોતીપીષ્ટીનાં પડીકાં આપ્યાં તથા રાત્રે લેવા માટે સર્પગંધાદિ વટી આપીને વિદાય કર્યાં.

બીજે દિવસે ભાઈને લઈને હું અંદર મારા તપાસરૂમમાં ગયો. ભાઈને સુવાર્યાં અને મીઠી મીઠી વાતો કરવા માંડી. એક

ટલાક એમને ઠીક રીતે વાતોમાં વળગાડયા અને પૂછ્યું તેનો સાચો અને સીધો જવાબ આપવાને માટે સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ એ તલમાં તેલ ન જોયું. અને પછી જમનાદાસને કેટલીક સૂચનાઓ આપીને બેઉને વિદાય કર્યા.

પાગલ, ઉન્માદ, ચિત્તવિભ્રમનો આ દરદી નથી. નાડી અને એનું વર્તન કોઈ પાગલ દરદીનાં લક્ષણો તરફ લઈ જતું નથી. છતાં, છોકરો શૂન્ય લૂંટાયેલો કાં છે? વળગાડ હશે?

વળગાડ હોય તો ભૂતોન્માદનાં કાંઈક લક્ષણો તો હોવાં જોઈએ ના? એ પણ નથી. કોઈ લડયું નથી. જુગારમાં હાર્યો નથી, બાપ પ્યારથી રાખે છે. પૈસાનો તોટો નથી. મા નથી પરંતુ પત્ની તો છે ને!

પણ પત્ની...આવા વિચાર મારા દરદી માટે આવતા હતા, ત્યાં જમનાદાસ આવ્યા.

'કાં, જમનાદાસ?'

'હાજી, હું ભાઈની વહુને પણ મારે ત્યાં લઈ આવ્યો છું. રાત્રે પ્રથમ બીઝીક રમતાં હતાં, પરસ્પર બેરૂ થઈને. ભાઈ એમની તરફ જુવે છે, પરંતુ બિલાડીની બીકથી સભય ઉંદર ઘંટીના થાળામાં દાણા વીણતો હોય અને જેવી નજર મંડાય તેવી નજરે.'

'હં, પછી?

'પછી ગરમી હોવાથી અગાસીમાં ઉપર સુવા ગયાં, અમે બે જણાં અને એ બે જણાં એક જ પંક્તિમાં પથારીઓ. પણ દરેક નારી પોતાના નરની નજીક સુવે એવી ગોઠવણો.'

પછી સૂતા?

'નાજી, ભાઈની વહુ એકનાં બે ન થયાં, અને એમની જોડે ન સૂતાં. ભાઈએ તો કશો વાંધો નહોતો લીધો.'

'ત્યારે ભાઈ તમારે ત્યાં આવ્યા પછી જરા બોલકા અને થોડાક આનંદી બન્યા લાગે છે.'

'હાજી, એ તો આપની દવા લે છે ને! શેઠ પણ કહેતા હતા કે ભાઈના મગજ ઉપર હવે સારી અસર થઈ છે.'

'હા ભાઇ, હા. દવાના તો સારો પ્રતાપ; પણ એક બીજી ગોઠવણુ થઈ શકશે?'

'હાજી, બની શકશે.'

'તમારાં પત્ની નિષ્ક્રિય તો નથી ને? મારા સૂચન પ્રમાણે ભાઇના વહુનું દિલ જાણવા પ્રયત્ન કરીને કાંઈ જાણી શક્યાં છે?'

'ના જી, ખાસ કાંઈનિ નવીન મુદ્દો હાથ લાગ્યો નથી.'

'વારૂ, આજની ગોઠવણુ થઇ ગયા પછી આવતી કાલે ફરી ભાઈને લઈને આવજો.'

બીજે દિવસે તે લઇને આવ્યા. મેં ભાઇને તપાસ રૂમમાં લીધો. પ્રથમ કરતાં જરીક વિશ્વાસુ, જરીક બોલતા જણાયો.

બહાર આવી પ્રથમ જમનાદાસની જુબાની લઇ લીધી: "રાત્રે કેમ બન્યું?'

'હા, માત્ર અંદર બન્ને પતિ પત્ની પથારીના બન્ને છેડે જુદી જુદી દિશામાં પડખાં વાળી સૂઇ રહેલાં.'

'સવારે તમારી પત્નીની તપાસમાં ભાઈની વહુએ શો જવાબ આપ્યો હતો?'

તેણે કહેલું કે તમે તો કેવાં છો! દરેક ધણીધણીયાણી દુનિયામાં કેમ વર્તે છે? એમ...પણ...આવું બધું પૂછ્યા કરવાથી શો લાભ થશે? તમારા ભાઈનું ખસી ગયેલું ઠેકાણું આવશે?'

'વારૂ, ત્યારે તમે બહાર બેસો, હું જરા ભાઈ સાથે વાતો કરી લેઉં.

'કેમ, હવે ઊંઘ આવે છે ને બરાબર?'

'હાજી.'

'જમનાદાસને ત્યાં બાપુજીના ઘર કરતાં ગમ્મત પડે છે, નહિ?'

'બધે સરખું.'

'કેમ વળી! અહીં તો તમે ચાર જ જણાં એટલે ઓર આનંદ આવે. કેટલીક છૂટ પણ મળે.'

'બધે સરખું.'

'એટલે તમને તમારી સ્ત્રી નથી ગમતી, એમ જ ને?'

'એવું કોણ કહે છે?'

'તો પછી તમે હસીને બોલતા નથી, વાતે વળતા નથી, આમ અર્ધપાગલની માફક બેસી રહો છો. દામ—દામ ને ઠામ બધું છે. આવું ગુલાબના ફૂલ જેવું માણસ તમને મળ્યું છે. તમને એવું શું દુઃખ છે તે કહેશો ને?'

'કશુંયે નહિ.'

'...દાસ! તમે જરા ડાહ્યા થાઓ. તમારા મનનો ભાર હળવો નહિ કરો તો રફતે રફતે તમે તદ્દન પાગલ થઇ જશો. મારા ઉપર વિશ્વાસ રાખીને શું છે એ તમે મને કહો. ઘણી હકીકત મારા જાણવામાં આવી છે. તમારી ઇચ્છા નહિ હશે તો હું તમારા બાપુજીને નહિ કહું અને આપણે જુદો માર્ગ લઈને તમારા મનનું સમાધાન થાય તેમ કરીશું. તમે પાગલ તો નથી, પણ તમારા દિલ ઉપર કોઈ કારમી ચોટ છે. સત્ય કહો, શું છે?'

'તમે બાપુજીને નહિ કહો?'

'નહિ, ચોક્કસ નહિ કહું.'

'હં, એ આવી, એકાંતે રહ્યાં, મળ્યાં, મારા અનેક પ્રયત્નો છતાં એ ન તો...ન એકની બે થઇ.'

'ચારૂ, તમે જાઓ.'

કલાક પછી ભાઈની વહુ અને જમનાદાસનાં પત્નીને મેં બોલાવ્યાં, એકાંતમાં લીધાં.

ભાઈના વહુને પૂછવા માંડયું.

જવાબમાં ગ્યાઊં...ખાઉં...ઊફ—

હું તો આશ્ચર્ય પામી ગયો, સેંકડો સન્નારીઓ, કુળવધૂઓ,

જુવાન કન્યાઓ મારા પરિચયમાં દર્દ અંગે માર્ગ મેળવવા અંગે, આવે છે, મળે છે. પરંતુ આ બાઇની વિચિત્રતા ઉપર મને જરા આશ્ચર્ય થયું.

આ હકીકત બન્યા પછી નનામું એક પોસ્ટકાર્ડ જમનદાસ ઉપર આવ્યું તેમાં દર્શાવ્યું હતુંઃ

'તમે......ની જે રીતે છેડતી અને ઉલટતપાસ કરી રહ્યા છો અને જે માર્ગ લઈ રહ્યા છો તે ખતરનાક છે. તમે મુશ્કેલીમાં મુકાઇ જશો. પસ્તાવું પડશે. આગળ વધતા અટકો.'

જમનાદાસ એ કાર્ડ લઈને મારી પાસે આવ્યા. મેં કહ્યુંઃ 'હવે ભાઈ અને એમનાં ધણીઆણીને બંગલે મોકલી આપો.'

પછી શેઠને બોલાવીને મેં કહ્યુંઃ 'શેઠ ! તમારો દીકરો સારો થવો કઠિન છે.'

'બહુ ભારી રોગ છે, સાહેબ ?'

'રોગ તો ભારી નથી, પણ એ રોગ જ્યાંથી આવ્યો છે એ માર્ગ બહુ વિકટ છે. કદાચ ભાઈનું કાસળ પણ એક દિવસે......'

'હેં ! એમ તમે શાથી...'

'એ બધું હું ચારે પાયા એકડા કરીને કહી નથી શકતો, પરંતુ એનો સમય આવે તમે પોતે જાણી શકશો; સાવધાન થઈને રહો અને ભાઈની ઉપર જરીક સાવધાની રાખજો, ભેગી બાઇ ઉપર પણ...'

પંદર દિવસે શેઠ દોડતા મારા સૂવાના ટાઈમે સુવાના રૂમમાં આવી કહેવા લાગ્યા :

'વૈદ્યરાજ ! તમને લાખ લાખ ધન્યવાદ. છોકરો હતો તેવો ઘુઘરા જેવો થઇ ગયો.'

'ત્યારે તો દવા બરાબર અસર કરી ગઈ, એમ ને ?'

'દવાના તો સારા પ્રતાપ, પણ સાહેબ ! એની વહુને પીયર મોકલી હતી ત્યાંથી એ.........ડ્રાઈવરને લઇને નાસી ગઈ. છોકરો

પાગલ થઈ ગએલો તેની પાછળની તમારી શોધ સાચી નીવડી."

આ પ્રકરણ આટલેથી પૂરું કરી વાળું. કારણ કે પેપરે ચડેલી બીનાનો વધુ સ્ફોટ કરતાં વ્યક્તિઓ પરખાઇ જાય અને આવેલા કેસની ઇજ્જત કરવા ખાતર મારે વધુ ધ્યાન આપવું જોઈએ.

મારો મુદ્દો છે : **नान्यकामां स्त्रीयं व्रजेत् ॥**

સુધારતી કન્યાઓ કોલેજમાં જાય એટલે કહે છે કે એનું મન ક્યાંય જોડાઈ જાય, પણ જુવાન કન્યાઓને કાંઈ ઘરમાં પૂરી રખાય છે? દરજીને ત્યાં કપડાં નાખવા જાય, સોનીને ત્યાં ઘાટ લેવા–આપવા જાય, પીંજારાને ત્યાં ગાદલાં ભરાવા જાય, અને ફોવટ બંગડી ખરીદવા કે પાણી ભરવા કૂવે–નદીએ તો જાય જ ને. પણ આ જવું અને આવવું એ રોકાય નહિ, સ્ત્રીને પરાધીન આપણે ક્યાંસુધી રાખવી? છતાંયે ભયસ્થાન વિષે જે માબાપ સજાગ નથી તેમાં આ રીતે મન બંધાઇ જાય અને પરિણામ ઉપર કહ્યું તેવું કદાચ આવે.

હમેશાં કે વારંવાર દૂધમાં ગરોળી ઝેર નથી નાખી જતી, છતાં દૂધને ઢાંકીને રાખવું સારું. એમાં આપણી દૂરંદેશી છે, ગરોળી પર આરોપ મૂકવા ખાતર નથી.

ખડકીની સાંકળ રોજ રાત્રે વાસીને સૂઈ જવામાં રોજ ચોર નથી આવતો પણ આપણું સભાનપણું છે.

જુવાન કન્યાઓ બધી કે બધી જગ્યાએ છેતરાતી નથી. છતાં ચાલતાં ઠેશ વાગી પણ જાય અને આ રીતે બંધાઈ ચૂકેલી નારી લગ્ન પછી પતિ સાથે દિલ નથી જોડી શકતી. આવી નારીઓ અન્યની કામનાવાળી કહી શકાય. એવી નારીને સેવન કરવાનું દારાપગમન પ્રકરણ સ્પષ્ટ ના કહે છે. **नान्यकामाम् ।**

સત્ય બનેલી ઘટનાનો જે કિસ્સો મેં આપ્યો, એ તો માનો કે લગ્ન થયા પહેલાં અન્ય વિષે દિલથી દોરવાઇ ચૂકેલી એક અણસમજુ જુવાન નારીની બીના છે. પરન્તુ લગ્નજીવનને વર્ષો થઇ

એવા પછી પણ કોઈ વખત નારી અન્યની કામનાવાળી થાય છે. એ હકીકત પણુ ઉવેખવા જેવી તો નથી જ. બલ્કે જીવનની સુશા-ભિત ચણાયે જતી ઇમારતમાં એથી સુરંગ ચંપાય છે અને એના એંધાણ સૂચવતી હકીકતને એક કિસ્સો પ્રથમ 'લોકનાદ'-અંમદા-વાદમાં અને પછી બહુરૂપી'માં તેની ઉપરથી પ્રગટ થયેલો, જે અત્રે અક્ષરશઃ એટલા માટે ઉતારૂં છુ કે એ પ્રોફેસરે, પોતાના પત્રમાં રહી રહેલા અંતરની આત્યવેદના પ્રગટ કરી છે. એ વેદના ઉત્પન્ન થવાનું કારણુ માત્ર પોતાની અર્ધાંગિની અન્યકામવાળી બને છે તે જ છે. મારા વિષયને બંધબેસતો આ આખો કિસ્સો અત્રે ઉતારૂં છું:

**પ્રોફેસરના અંતરની મૂંઝવણુ**

'નીચેના પત્ર મારા ઉપર આવેલો તે જેવો ને તેવો પ્રગટ કરવા મોકલું છું:

'મારી હકીકત સાંભળશો ? આજ પાંચ વર્ષથી હું પીડાઈ રહ્યો છું. અત્યારસુધી ખૂબ સહન કર્યું. હવે સહન નથી થતું. તમારી આગળ હૃદય ઠાલવું છું. મારા દુઃખનો ઉપાય તમે કરી શકવાના નથી હું એ જાણું છું. પણ કોઈની આગળ હૃદયની વરાળ બહાર કાઢવાથી તેટલો વખત અંતર જરા હળવું થાય છે. એ માટે તેમ જ કદાચ નિરાશાને તળીએ પહોંચેલો હું આત્મઘાત કરવાનું સાહસ કરી દઉં તે પહેલાં કોઈને પણુ મારી સાચી હકીકત જણાવતો જાઉં એ હેતુથી આ પત્ર તમને લખી રહ્યો છું. તમે મને ઓળખતા નથી, પણુ હું તમને નામથી સારી રીતે જાણું છું અને મારા અંગત મિત્રો કોઇ છે નહિ. એટલે તમને જ આ પત્ર લખવાનું મેં ઉચિત ધાર્યું છે. ત્યારે હવે સાંભળો મારી કથાઃ-

'હું કોલેજમાં પ્રોફેસર છું. લગભગ વીસ વીસ વર્ષથી એ જ કોલેજમાં કામ કરતો આવ્યો છું. મારા શિક્ષણના વિષયમાં ખૂબ રસ છે-હતો. હવે તો જગતના કોઈ વિષયમાં મને રસ રહ્યો નથી. મારા

વિષયને અંગે મેં બહુ જ વાંચ્યું છે. અને મારા વિદ્યાર્થીઓને તેનો બધો લાભ આપ્યો છે. મારા વિદ્યાર્થીઓમાંથી ઘણા અત્યારે સારી સારી જગ્યાએ નોકરી ધંધે લાગી ગયા છે અને કોલેજનો તેમનો મારી સાથેનો નિકટ પરિચય હજી પણ જાળવી રહ્યા છે. નોકરીનો પગાર સારો હોવાથી તેમ જ મારા કુટુંબની આર્થિક સ્થિતિ સારી હોવાથી હું મારું જીવન સુખ સગવડ અને કાંઈક વૈભવ સાથેનું અત્યાર-સુધી ગુજારતો આવ્યો છું. ઇંગ્લેંડમાં ત્રણ વર્ષ મેં મારા વિષયનું બહુ પ્રખ્યાત કોલેજમાં શિક્ષણ લીધું છે. અને છેલ્લાં પંદર વર્ષમાં હું બે ત્રણ વખત યુરોપ તથા અમેરિકા જઈ આવ્યો છું. મારું પોતાનું મકાન છે, નોકર–ચાકર છે, સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન છે. તંદુરસ્તી અને જીવનની સુખ–સગવડો મને હમેશ મળતી રહી છે. સંતાનમાં મારે એક પુત્રી છે, તે હાલ કોલેજમાં પહેલા વર્ગમાં અભ્યાસ કરે છે. પુત્રી ઘણી ચંચળ, તંદુરસ્ત, સારા સ્વભાવની અને મારા ઉપર અથાગ સ્નેહ રાખનારી છે. મારી પત્ની સારું ભણેલી અને સારા ગણાતા કુટુંબની છે.

'આ પ્રમાણે જીવનમાં જે જોઈએ તે મારે છે; તો પછી મારે દુ:ખ શું છે તે તમને સહજ પ્રશ્ન થશે. પાંચ વર્ષ અગાઉ તો મારે કાંઈ જ વાતનું દુ:ખ નહોતું, મારું જીવન અત્યંત સુખી હતું. પરંતુ છેલ્લા પાંચ વર્ષથી મારા જીવનમાં રાહુની દશા બેઠી છે. હું ઇંગ્લેંડમાં અભ્યાસ કરતો હતો ત્યારે મારી સાથે કોલેજમાં એક બહુ બુદ્ધિમાન, તેજસ્વી અને ખૂબ સારા સ્વભાવનો મળતા-વડો હિન્દી વિદ્યાર્થી હતો. કોલેજમાં અમારો પરિચય થયો અને થોડા જ વખતમાં અમે મિત્રો બની ગયા. અમારી મૈત્રી ગાઢ બનતી ગઈ. તે એટલે સુધી કે મારા મિત્રને બીજા પ્રાંતમાં સારી નોકરી મળી હતી ત્યાંથી બે ત્રણ મહિને રજા લઈને મારી સાથે બે ચાર દિવસ રહેવા આવે છે, અમે દર વર્ષે ઉનાળામાં એકાદ માસ

સાથે જ હવા ખાવાના સ્થળે જઈએ છીએ. મારો એ મિત્ર મારા કુટુંબના એક નિકટના માણસ જેવો થઇ ગયો છે, એ મિત્ર મારી પુત્રીનો ખૂબ માનીતો હતો. મારી પત્ની પણ એના સહવાસમાં આનન્દી રહેતી અને નાના કુટુમ્બમાં આ મિત્રને લીધે અમારા કૌટુમ્બિક સુખમાં વિશેષ આનંદ અને ઉત્સાહની પ્રેરણા થઇ હોય એમ એમને સહુને લાગતું.

'આ પ્રમાણે લગભગ દસ વર્ષ સુધી ચાલ્યું. પાંચેક વર્ષ ઉપર મને જરા જરા વહેમ પડવા માંડ્યો કે મારી પત્ની મારા પ્રત્યે જરા જરા બેદરકાર બનતી જતી અને મારા એ મિત્ર પ્રત્યે વધુ પડતું ધ્યાન આપી, ખાસ લાગણી બતાવતી હતી. મારો આ વહેમ નિષ્કારણ હતો એમ મારા મનને મનાવવાનો મેં બનતો પ્રયત્ન કર્યો, પણ જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ મને મારી માન્યતા ખરી હોવાના પુરાવા મળતા ગયા. છેલ્લા ત્રણ વર્ષથી તો મને એ બાબતની સહેજ પણ શંકા રહી નથી. મારી પત્ની અને એ મિત્ર પત્રવ્યવહાર કરે છે એની પણ મને પૂરેપૂરી સાબિતી મળી છે. હવે તો મારી પત્ની જરા નફ્ટ થતી જાય છે એમ મને લાગે છે, અને પોતે બેવફા હોવા છતાં મારા ઉપર એવું વર્ચસ્વ જમાવ્યું છે કે હું જરા પણ તેની વિરૂદ્ધ કહી શકતો નથી. હું કોઈ વખતે મારા વિદ્યાર્થીઓ સાથે પર્યટનમાં જાઉં છું ત્યારે અગર કોઇ અગત્યના કામે મારે બહારગામ જવું પડે છે ત્યારે એ મિત્ર મારી ગેરહાજરીમાં આવે છે અને મારા ઘરમાં રહે છે. એના આવવાનો પત્ર આવે છે ત્યારે મારી પત્ની ખૂબ આનંદમાં રહે છે. હવે તો જાણે મારાથી કંટાળતી હોય એવું વર્તન મારી પત્નીનું જોવામાં આવે છે. મારી પત્નીની આ જાતની વર્તણુંક મારી પુત્રી—હવે એ પણ સમજણી થઈ છે એટલે—ની જાણમાં છે. કારણ એ મારા મિત્ર સાથે માત્ર ખપ જેટલું જ બોલે છે અને પોતાની માતા પ્રત્યે ધીમે ધીમે અણગમાનું અને તોછડું વર્તન એ બતાવે

છે. મારી તરફનું એનું વર્તન ખૂબ સ્નેહાળ થતું જાય છે અને ઘણીવાર હું એકલો હોઉં ત્યારે મારા અભ્યાસખંડમાં આવી મારી સામું જોઈ આંસુભરેલી આંખે પાછી ચાલી જાય છે. અમે બન્ને હું ધારું છું કે એકબીજાની સ્થિતિ સમજીએ છીએ. પણ કોઈ કાંઈ બોલી શકતું નથી. મારા ઘરનો બધો વ્યવહાર હમેશની માફક ચાલ્યા કરે છે. પણ કુટુંબનો આનંદ હવે નષ્ટ થઈ ગયો છે. મારી પત્ની સાથે મારી વર્તણુક પ્રથમથી જ એવી નમ્ર રહેલી છે, એનું વ્યક્તિત્વ અને વર્ચસ્વ ઠેઠ શરૂઆતથી આખા ઘર ઉપર એટલું ભારે રહ્યું છે કે હું બધું જાણું છું છતાં કહી શકતો નથી. મૂંગો મૂંગો સહન કર્યે જાઉં છું, વિચાર કરતાં જણાય છે કે આ બાબત સ્પષ્ટ રીતે છેડવાથી લાભ પણ શો છે?

'મારા મિત્રને મારા ઘરમાં આવતો અટકાવવા જેટલી હિંમત પણ હું બતાવી શકતો નથી. મારી પત્ની હું ધારું છું કે સમજે છે—જાણે છે કે મને બધી વાતની ખબર છે; અને એમ પણ જાણે છે કે એ સ્થિતિ રોકવા જેટલી પણ મારામાં હિંમત નથી! હું મારા અભ્યાસમાં અને શિક્ષણના કાર્યમાં એટલો બધો ઓતપ્રોત થઈ ગયો છું કે મારી પત્નીને જોઈતો સહવાસ, જીવનનો ઉલ્લાસ અને મોજશોખ ન કરાવી શક્યો, અને એ બધું મારા મિત્ર પાસે એને મળ્યું. એ સિવાય બીજો કાંઈ ખુલાસો હું કરી શકતો નથી. પરંતુ હવે મારા જીવનનો આનંદ, ઉલ્લાસ અને આશા નષ્ટ થઈ ગયાં છે. હું કેવળ હતાશ બની ગયો છું. એટલું જ નહિ પણ મારી વહાલી પુત્રીને જે અનિષ્ટ સંસ્કાર અને ઝેરી વાતાવરણમાં રહેવું પડે છે તે ખાસ લાગે છે. આવતા વર્ષથી તેને બહારગામની કૉલેજમાં મોકલી હૉસ્ટેલમાં રાખવાનો મેં નિશ્ચય કર્યો છે.

'મારા અંતરનો ઉદ્વેગ, જીવનમાં સર્વસ્વ દેખાતો અંધકાર, ઊંડી નિરાશા અને નીરસતાનું કારણ હવે આપના ધ્યાનમાં આવ્યું હશે. આત્મઘાત સિવાય હવે મારે માટે કયો માર્ગ છે?

'ધર્મ' અને ધાર્મિક ગ્રન્થો પ્રત્યે મારી જરી પણ અભિરૂચિ છે જ નહિ. મારા કુટુમ્બના સંસ્કારમાં અને મારા અભ્યાસ તથા વાચનમાં એ વસ્તુ કદી પ્રવેશ કરી શકી નથી,'

આ આખા કિસ્સામાં " યૌવનનાં ભયસ્થાનો"ના વાચકનું ત્રણ મુદ્દાની બાબત તરફ હું લક્ષ ખેંચવા માગું છું.

પ્રથમ તો હું એ કહીશ કે કોઈ પણ જુવાન સ્ત્રી-પુરુષને મિત્રો હોય તો એ મિત્ર સાથે સહવાસ ક્યાં સુધી કેળવી શકાય? વધતા સહવાસને મર્યાદાનું રેખાંકન હોવું જોઇએ કે નહિ?

આજે સ્ત્રીઓની સ્વતંત્રતા માટે વિરૂદ્ધભાવ જગાડી " **न स्त्री स्वातंत्र्यमर्हति**" એ સૂત્રને વળગવાની વાત નથી કહેવાની, અને એ જીવે ત્યાંસુધી તેના પિતા, પતિ કે પુત્ર એની ચોકી કરે એટલી હદે નારીને અપમાનિત કરવાનો હેતુ પણ નથી. પરંતુ એક વાત આજના નવજુવાનો પાસે એ મૂકવાની રહે છે કે લગ્નજીવનથી જોડાઇ ગયા પછી પરસ્પરને વફાદાર રહેવા માટે એકબીજાં બંધાયેલાં છે ખરાં કે નહિ! જ્યારે લગ્નની વેદી ઉપર એકબીજાંએ તન અને મનથી વફાદારીના સોગંદ લીધા છે ત્યારે બેમાંથી એક જો મનની સંચળતાને લઇને, યા અનેકવિધ પ્રલોભનોથી આકર્ષાઇને વફાદારીનો ભંગ કરી, બેવફા બનવા તરફ ડગ ભરે, ત્યારે પુરુષ સ્ત્રીનું અથવા સ્ત્રી પુરુષનું એના સ્ખલન તરફ ધ્યાન દોરી એને અટકાવવા પ્રયાસ કરે તો શું એકબીજાંની સ્વતંત્રતા છીનવી લીધી ગણાય! અને એકબીજાંની સ્વતંત્રતા સાથે લગ્નગ્રંથીથી જોડાયેલાં નર અને નારીની સ્વતંત્રતાની કોઇ સીમાનું ચિહ્ન ખરૂં કે નહિ?

નવવિચારમતવાદી, નવી કેળવણીથી અંકાયેલી માનવસમૂહમાં સ્વતંત્રતાની છૂટછાટો વિષે બેહદ સુધારો થતો જણાય છે. એનાં અનેકવિધ ચિત્રો દોરી શકાય છે.

મારે કેવળ ઓર્થોડોક્ષ (પુરાણ મતવાદી) બનીને રોકવાની અને ટોકવાની કથનીઓ કહેવી નથી, પરંતુ હું એટલું તો કહીશ

કે વધારે સ્વતંત્રતાનું સામ્રાજ્ય જમાવી, દરેકને પોતાની ઇચ્છા અને મરજી પ્રમાણે જીવનવ્યવહાર અને જીવનવર્તનની સંપૂર્ણ છૂટ મૂકવામાં આવે છે એવા વર્ગમાં ઉપર ટંકાયેલો પ્રોફેસરનો જે દાખલો છે તેવા અનેક દાખલા બને છે, અને પરસ્પરનો વિશ્વાસ ભંગ કરી, બેવફા બનીને પુરુષ અથવા સ્ત્રી અન્યકામ બનતાં જાય છે.

**नान्यकामाम् स्त्रीयम् व्रजेत्** । એ વાક્ય પોતાની સ્ત્રી અન્યની કામનાવાળી હોય તો તેની સાથે ગમન નહિ કરવું, એટલી જ વિચારસરણીમા સમાઇ જતું નથી, પણ જો પુરુષ અન્ય સ્ત્રીની કામનાવાળો હોય તો તેની સ્ત્રીએ એની સાથે ગમન કરવું નહિ એમ પણ ચોક્કસ કહી શકાય. જે સૂત્ર સ્ત્રીને લાગુ પડે છે તે જ સૂત્ર પુરુષોને પણ લાગુ પડે છે અને એમ માનવાને કારણ નથી કે લગ્નજીવનથી જોડાઇ ગયા પછી પુરુષ અન્યકામ નથી જ બનતો.

સ્ત્રી કરતાં પુરુષ વધારે ચંચળ મનવાળો, વધુ બહાર ફરતો અને ભટકતો રહે છે. અને એને તો ‘ ભ્રમર ’ની ઉપમા આપી છે નારી ઉપર તો અનેક મર્યાદામાં અનેક પટઅંતરો અને હજી ઘણે અંશે એના તરફ દેખભાળ ડાવકી નજરે મંડાયેલી હોય છે. શિયળની સાવધાની તરફ હજી નારીનું મમત્વ, હિન્દના ‘ સતીત્વ ’ની ઓલવાતી જતી જ્યોતમાંથી એકાદ ચિનગારીરૂપે જલતું છે. પણ નર–ભ્રમર વધુ ભ્રામક મનોદશાવાળો અને આકર્ષણ મળતાં દીપનો પતંગ બનવા તરખરાટ મચાવતો, લગ્નજીવનથી જોડાયેલો હોવા છતાં, ક્યારેક એ વફાદારીની લાઇનદોરી ઓળંગવા આસ્તેકદમ આગળ વધતો જણાય છે; ત્યારે તેનો સાથીદાર સજાગ હોય, અને સ્વતંત્રતાના નામે જો બેદરકાર ન બની રહે તો એનું પતન થતા પહેલાં તેનો હાથ પકડી લે છે.

ઉપરાંત એક વધુ વિચાર કરવા તરફ આ કિસ્સો ધ્યાન ખેંચે છે. આપણા પૂર્વકાલીન મિત્રોને આપણી સાથે કે કુટુમ્બ સાથે કેટલી હદે છૂટ આપી શકીએ ?

**સાંપ્રત સમયનો જુવાન વર્ગ દોસ્તીના દાવાને વધુ પડતો સાથ**

આપતો જણાય છે. પુરુષ જેમ પોતાના મિત્રો ધરાવતો હોય છે, તેમ સ્ત્રી પણ પૂર્વકાલીન મિત્રો-મૈત્રિણીઓ ધરાવે છે અને પરસ્પર હળે મળે, જાય આવે, વિચારોની આપ-લે કરે છે. એમ કરવામાં કોઈ ભીરુતાભરી શંકા રાખનાર જડમુમાં અથવા અજ્ઞાનીમાં ખપે છે.

પરંતુ મિત્ર જ્યારે પોતાના જ મિત્રના ઘરમાં, મિત્રની સ્ત્રીયા સાથે, તેની ગેરહાજરીમાં જતો-આવતો થાય અને અને એવી જ તકનો લાભ લેવા લાગે, ત્યારે તેના ધર્મ અને વફાદારીની રક્ષા ખાતર એને 'રૂક જાઓ'નો આહલેક પોકારવો કે પછી પ્રોફેસરની માફક ચાર પાંચ વરસથી શંકા આવવા છતાં, મન મારીને સ્ત્રી વિપથગામી બની જવા છતાં ધુંધવાયા કરવું ? પોતાના જીવનપરાગમાં હોળી થવા દઈ ને પછી સર્વસ્વ ગુમાવ્યું છે માટે, 'મારે સારૂ આત્મહત્યા સિવાય બીજો માર્ગ નથી રહ્યો' એમ માની પરાઙ્મુખ બની જવું એ શું વાજબી છે ?

નારીની બેવફાઈ અને નફટાઈ છે, મિત્રનો વિશ્વાસઘાત છે, પરંતુ તે સાથે પ્રોફેસરના પુરુષોચિત ધર્મનું સ્ખલન અને દુર્બલતા શું નથી જણાતાં ?

નારી બેવફા થતાં પછી પોતે રડી મરવું એ શું ઉદારતા છે કે કાયરતા ? એનો વિચાર વાચકો કરી લે. સ્ત્રી અથવા પુરુષ બંધાયેલા વફાદારીના એ કરારોથી વિમાર્ગે જાય ત્યારે તેને રોકટોકનો માર્ગ લેનાર શું સામી વ્યક્તિની સ્વતંત્રતા ઉપર તરાપ મારનાર છે એમ માનો છો ?

**न संध्यायां व्यावायं गच्छेत्** ॥ દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ : આ દિવસ અને રાત્રિનો સંધિકાળ એને સંધ્યા કહેવામાં આવે છે. દિવસના અસ્ત કાળે-સાંજે અને ઉદયકાળે-સવારે બ્રાહ્મમુહૂર્ત સમયે સ્ત્રી-સમાગમ વર્જ્ય કરવા શાસ્ત્રકારો આગ્રહથી ફરમાન કરે છે.

એ સમય શા માટે વર્જ્ય ગણાય છે, એ જાણવા આપણે પુરાણકાળનો એક કથાપ્રસંગ જોઈએ:

શ્રીમદ્ ભાગવતના તૃતીય સ્કંધના ચૌદમા અધ્યાયમાં મૈત્રેય અને વિદુરના સંવાદરૂપે તથા દક્ષ પ્રજાપતિનાં પુત્રી દીતિ અને તેમના પતિ કશ્યપ ઋષિ એ પતિ-પત્નીનો આ પ્રસંગ છે:

મૈત્રેય કહે છે: 'હે વિદુર, મનુષ્યોને મૃત્યુના પાશથી મુકાવનારી હરિભગવાનના અવતાર સંબંધી કથાને પૂછો છો: માટે આ તમારો પ્રશ્ન ઘણો જ શ્રેષ્ટ છે, કેમ કે નારદ મુનિએ ગાયેલ ભગવાનની કથાથી ઉત્તાનપાદ રાજાના બાળક પુત્ર ધ્રુવ મૃત્યુના માથા ઉપર પગ મૂકી વિષ્ણુપદને પામ્યા. જે તમે મને પૂછો છો તે જ ઇતિહાસ દેવતાઓના દેવ બ્રહ્માએ દેવતાઓને તેઓના પ્રશ્ન ઉપરથી વર્ણન કરી સંભળાવ્યો હતો, તે મેં પૂર્વે સાંભળ્યો છે. હે વિદુરજી! એક દિવસ સંતાનની ઇચ્છાવાળાં અને કામથી પીડાતાં શ્રીમાન દક્ષ પ્રજાપતિનાં પુત્રી દીતિએ યજ્ઞપુરુષ ભગવાન અગ્નિનું દૂધથી યજન કરી, સૂર્ય અસ્ત થવાને સમયે યજ્ઞશાળામાં બેઠેલા એકાગ્ર ચિત્તવાળા અને મરિચી ઋષિના પુત્ર-પોતાના પતિ કશ્યપ ઋષિને કહ્યુ:

દીતિ કહે છે: ' હે વિદ્વાન! હાથમાં બાણ સાથેનો આ કામદેવ જેમ મદોન્મત્ત હાથી વૃક્ષોને બળાત્કારથી ઉખેડે છે તેમ મને પીડે છે. માટે તમે પ્રજાવાળી મારી સપત્ની ( શોક્ય )ની સમૃદ્ધિથી બળતી એવી જે હું, તેની ઉપર અનુગ્રહ કરો. આપનું કલ્યાણ થશે. જે સ્ત્રીઓથી તમારા જેવા પતિ પ્રજારૂપે ઉત્પન્ન થાય તે પોતાના પતિ તરફથી જેને ઘણું માન મળે છે એવી સ્ત્રીઓનો યશ લોકમાં ફેલાય છે.

' દીકરીઓ જેને અતિશય વહાલી છે એવા અમારા પિતા ભગવાન દક્ષ પ્રજાપતિએ પૂર્વે, ' હે પુત્રીઓ ! તમે કયા વરને વરવા ઇચ્છા રાખો છો ?' એમ અમને સર્વેને જુદું જુદું પૂછ્યું હતું. પછી સંતાનને ઉત્પન્ન કરવાવાળા તે દક્ષ પ્રજા-

પતિએ અમે સર્વે પુત્રીનાં અંતઃકરણનો અભિપ્રાય જાણીને જેમનો સ્વભાવ તમારા સ્વભાવને અનુસરતો હતો તે તેર પુત્રીઓ આપને અર્પણ કરી. માટે હે કમળના સરખા નેત્રવાળા, કલ્યાણકારી પ્રિય પતિ, મારી ઇચ્છા તમે પૂર્ણ કરો. કેમકે હે મહાપુરુષ! તમારા જેવા મોટા પુરુષોની પાસે દુઃખથી પીડાતાં પ્રાણીઓનું શરણે આવવું નિષ્ફળ થતું નથી.

'હે વીર વિદુરજી, એ પ્રમાણે બહુ બોલતી એવી વૃદ્ધિ પામેલા કામને લીધે જેને મોહ ઉત્પન્ન થયો છે અને દીન—એવી પોતાની સ્ત્રી દીતિને કશ્યપ ઋષિ પોતાની વાણીથી સમજણ આપવા સારુ બોલ્યા કેઃ

" હે ભીરૂ! જે તું ઇચ્છા રાખે છે તે ઇચ્છા હું પૂરી કરીશ, કારણ કે જેનાથી ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થની સિદ્ધિ થાય છે એવી પોતાની સ્ત્રીનું ઇચ્છિત કોણ પૂર્ણ ન કરે? સ્ત્રીવાળો પુરુષ પોતાના ગૃહસ્થાશ્રમથી સંન્યસ્ત આદિ આશ્રમોવાળાઓને અન્ન આદિ દાન આપી દુઃખના સમુદ્રથી તારે છે અને પોતે પણ જેમ વહાણથી સમુદ્રને તરી જઈ શકાય છે, તેમ દુઃખરૂપ સંસારસમુદ્રને તરી જાય છે.

" હે માનીનિ! કલ્યાણને ઇચ્છનારા પુરુષો જેને સર્વ ક્રિયામાં પોતાનું અર્ધાંગ ગણે છે તથા જેની ઉપર પોતાના ઘરનો સઘળો ભાર મૂકી, પુરુષ નિશ્ચિંતપણે ફરે છે, તેમ જ જે સ્ત્રીના આશ્રયે કરી અમે પણ બીજા સંન્યાસ આદિ આશ્રમોથી, દુઃખથી જીતી શકાય એવા ઇંદ્રિયોરૂપી શત્રુઓને, જેમ કિલ્લાનો ધણી રાજા પોતાના સામા પક્ષના શત્રુને સહજમાં જીતી શકે છે તેમ, રમતમાં જીતીએ છીએ.

" માટે તે ઘરની ઇશ્વરી! અનેક ઉપકાર કરનારી એવી જે તું, તેનો સંપૂર્ણ આયુષ્યવડે પણ બદલો વાળવાને હું તથા બીજા ગુણને ઇચ્છનારા પુરુષો કોઈ પણ રીતે સમર્થ નથી. તો પણ પુત્ર

ઉત્પન્ન થવા સારૂ આ તારો મનોરથ, જેથી મારી હાંસી સિદ્ધ ન થશે તે રીતે હું પૂર્ણ કરીશ.

"પરંતુ એ ઘડી તું જાણતી જા. કૈક ભયાનક દેખાવવાળી ભયંકર પ્રાણીઓને ફરવાની આ વેળા છે. કારણ કે આ સમયે મહાદેવના અનુચર ભૂતો ફર્યા કરે છે. હે સાધ્વી સ્ત્રી ! આ સંધ્યાકાળના સમયમાં પ્રાણી માત્રને ઉત્પન્ન કરવાવાળા અને ભૂતોના રાજા ભગવાન મહાદેવ ભૂતના ગણોથી વીંટાયેલા નંદી-બળદ ઉપર બેસીને ફર્યા કરે છે. સ્મશાનમાં વંટોળિયા વાયુએ કરીને ધૂળ ઉડવાથી ધુંસર થઈ ગયેલો, વિખરાઈ ગયેલો અને કાંતિવાળો જેના કેશનો સમૂહ છે, નિર્મળ અને સુવર્ણના સરખો જેનો દેહ ભસ્મે ભૂષેલો છે. જેને કોઈ પોતાનો કે પારકો નથી, તેમજ કોઈ અતિ આદર આપવા યોગ્ય અથવા નિંદા કરવા યોગ્ય પણ જેને નથી, સારાંશ કે બધા જેને સમાન છે, ચરણકમળથી દૂર ત્યાગ કરેલી અને ભોગવી લીધેલી અણિમા આદિ આઠ પ્રકારની આઠ વિભૂતિઓની, જેનું વ્રતોથી આરાધન કરી આશા રાખીએ છીએ, જેના શુદ્ધ આચરણોની, અવિદ્યારૂપ પડદો ભેદવાની ઇચ્છાવાળા વિદ્વાન્ પુરુષો સ્તુતિ કરે છે, જેની બરાબર અથવા અધિક કોઇ નહિ. છતાં પણ સત્ પુરુષોના અતિરૂપ જે મહાદેવ પિશાચોની સાથે ફર્યા કરે છે, જે પુરુષો વસ્ત્ર, પુષ્પ, અલંકારો અને ચંદન આદિ લેપથી કૂતરાં આદિ પશુઓના ભક્ષરૂપ પોતાના શરીરને જ આત્મા માનીને લડાવે છે. તે અભાગી અને ઇશ્વરના અભિપ્રાયને નહિ જાણનારા અજ્ઞાની લોકો જ, પોતાના સ્વરૂપના આનંદમાં મગ્ન એવા એ મહાદેવના આચરણની-તે દેવ અને દીયરની ઉપેક્ષા કરે છે. (એકના જમાઈઓ હોય તે પરસ્પર સાઢુભાઈઓ ગણાય છે. તે ઉપરથી કશ્યપે મહાદેવજી પણ મારા ભાઈ છે. તેથી તારા દીયર ગણાય એમ કહ્યું. આ એ વવું ફક્ત તેને લાજ ઉપજાવવા સારૂ છે.) મહાદેવજી ચંદ્ર, સૂર્ય અને અગ્નિરૂપ નિમિત્તથી આ સમયે દેખે છે. અહો પરમેશ્વર, જેનું

ચરિત્ર કેવું અતર્ક્ય છે કે બ્રહ્મા આદિ દેવતાઓ પણ જેની કરેલી મર્યાદાને પાળે છે. જે આ જગતનું કારણ છે અને જગત તથા માયા જેની આજ્ઞામાં રહે છે, એવા મહાદેવજી પણ પિશાચની સાથે ફરે છે; સારાંશ કે આ સમય યોગ્ય નહિ હોવાથી તું થોડી વેળા ગાળવી જા.'

મૈત્રેય કહે છેઃ એ પ્રમાણે પોતાના પતિએ અભિપ્રાય જણાવ્યા છતાં કામદેવથી જેની ઇન્દ્રિયો વ્યાકુળ થઇ છે, એવા દીતિએ વેશ્યાની પેઠે નિર્લજ્જપણે પોતાના પતિ-બ્રહ્મર્ષિ કશ્યપનું વસ્ત્ર પકડ્યું ત્યારે તે નિષિદ્ધ કર્મમાં પોતાની સ્ત્રી દીતિનો અતિ આગ્રહ જાણીને કશ્યપ ઋષિ ભાવીને પ્રબળ માનીને દીતિ સાથે એકાંતમાં તેની ઇચ્છા પૂર્ણ કરવા લાગ્યા. એ કાર્ય થઇ રહ્યા પછી સ્નાન કરી. પ્રાણ તથા વાણીને નિયમમાં રાખી, કશ્યપ ઋષિએ શુદ્ધ સત્ત્વમૂર્તિ તેજોમય પરમાત્માનું ધ્યાન કરતાં ગાયત્રી અથવા પ્રણવનો જપ કરવા માંડ્યો. ભરતકુળમાં ઉત્તમ હે વિદુરજી ! પોતાના નિંદિત કામથી જેને લાજ લાગેલી છે એવાં દીતિ તે બ્રહ્મર્ષિ કશ્યપ પાસે આવીને નીચું મુખ રાખી આ પ્રમાણે બોલ્યાં:

દીતિ કહે છેઃ ' હે બ્રહ્મન્, જેનો મેં અપરાધ કરેલો છે એવા પ્રાણી માત્રના પતિ તથા ભૂતોના સ્વામી મહાદેવજી આ મારા ગર્ભનો વધ કરશો મા( જેની મહાન આજ્ઞાનું કોઇ ઉલ્લંઘન કરી શકતું નથી, જે સકામ પુરુષોને ઇચ્છેલું ફળ આપનારા, નિષ્કામ પુરુષોને મોક્ષસુખ આપનારા, દુષ્ટ પુરુષોને દંડ દેનારા સંહારને સમયે ક્રોધમૂર્તિ અને દુઃખોનો નાશ કરનારા છે, તે મહાદેવજીને હું નમસ્કાર કરું છું. મોટા અનુગ્રહ કરનારા એવા સતીના પતિ તથા મારા બનેવી ભગવાન શિવ, પારધી જેવા નિર્દય પુરુષોએ પણ દયા લાવવાને યોગ્ય એવી અમો સ્ત્રીજાતિની ઉપર પ્રસન્ન થાઓ.'

મૈત્રેય કહે છેઃ પોતાના પુત્રને આ લોકમાં તથા પરલોકમાં સુખ થવાની આશા રાખતાં તથા શરીરે ધ્રૂજતાં એવાં પોતાની

આ દીતિને સંધ્યાકાળનું સર્વ કર્મ સમાપ્ત કરીને કશ્યપે આવી રીતે કહ્યું:

કશ્યપ ઋષિ કહે છેઃ 'ક્રોધી તથા પાપિણી સ્ત્રી ! તારા અપવિત્ર મનને લીધે સંધ્યાકાળ રૂપ દુષ્ટ સમયને લીધે તેં મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું તેથી અને મહાદેવના ભૂત પ્રેતાદિ અનુચરોનો પણ તેં અતિ અપરાધ કર્યો તેથી તારા ઉદરમાં અધમ અને દુષ્ટ બે પુત્ર ઉત્પન્ન થશે અને તે લોકપાળ સહીત આ ત્રણ લોકોને વારંવાર દુઃખ દેશે. જ્યારે ગરીબ નિરપરાધી પ્રાણીઓનો સંહાર થવા માંડશે અને મહાત્માઓ જ્યારે ક્રોધ કરશે ત્યારે અત્યંત ક્રોધમાં આવેલા અને લોકને ઉત્પન્ન કરનારા જગતના નિયંતા ભગવાન અવતાર ધરીને વજ્રધારી ઇન્દ્ર જેમ પર્વતનો સંહાર કરે તેમ તારા પુત્રોનો તે સંહાર કરશે.'

દીતિ કહે છે: 'હે નાથ, સુનાભ ચક્ર વડે શોભાયમાન ભુજાવાળા સાક્ષાત ભગવાનથી મારા પુત્રોનું મૃત્યુ થવા ઇચ્છું છું, પરંતુ ક્રોધ પામેલા બ્રાહ્મણોથી તેમ ન થાઓ. કેમ કે બ્રાહ્મણના શાપ રૂપ દંડથી બળેલા પુરુષોની ઉપર નરકમાં રહેલા પ્રાણીઓ પણ કૃપા નથી કરતાં, અને જે જે યોનિમાં તે અવતરે છે તે તે યોનિમાં રહેલાં પ્રાણીઓ પણ તેની ઉપર દયા લાવતાં નથી.'

કશ્યપ કહે છે: 'કરેલા અપરાધથી થયેલા શોકને લીધે તમને પસ્તાવો થયો, આ કરેલું કામ યોગ્ય છે અથવા અયોગ્ય છે એવો વિવેક પણ તમને તરત થયો. ભગવાનનું ઘણું માન રાખો છો તથા મહાદેવનો તથા મારો આદર કરો છો. આટલાં કારણથી તમારા પૌત્ર (દીકરાનો દીકરો)માંથી એક પૌત્ર સત્પુરુષોએ પણ માન આપવા યોગ્ય થશે અને ભગવાનના જેવા તેના નિર્મળ યશને લોકો ગાશે.'

વાચક સમક્ષ આ આખી કથા મૂકવાનો એ ઉદ્દેશ છે કે તેની અંદર બે ગંભીર ભાવો સમાયેલા છે:

સ્ત્રી સન્માનના આ યુગમાં કહે છે કે ઇતિહાસો અને પુરા-ણોમાં સ્ત્રીની મહત્તાને ઉવેખવામાં આવી છે. પણ આ કથાભાગથી જોઈ શકાય છે કે કશ્યપ ઋષિ નારીને અર્ધાંગી કહીને તેના ગૃહ-સ્થાશ્રમનો સાથ તેની મહત્તા અને એના આશ્રયે કરીને જ સંસા-રની સમગ્ર યાત્રા તરી શકાય છે એમ સન્માન સાથે જણાવે છે.

બીજું સંધ્યાકાળમાં સ્ત્રી સાથે સંબંધ કરવાથી તેથી ઉત્પન્ન થતી પ્રજા અધમ, પિશાચ સ્વભાવની લોકોને દુઃખ આપનારી અને અધર્મ વ્યાપ્ત કરાવનારી નિવડે છે.

આપણે સાંપ્રત સમય તરફ નજર કરો. કોઈક એકાદ માન-વીની અવળચંડાઈથી દેશમાં કેટકેટલા દુઃખો, આપત્તિઓ, હિંસા, સ્ત્રીઓની ભ્રષ્ટતા, બળાત્કાર અને લોહીની નદીઓ વહેવા લાગી જાય છે? આવી અધમ પ્રજા કે એ અધમ પ્રજાને પેદા કરનાર માતા-પિતાનો ખરેખર દોષ શું નથી હોતો?

જ્યારે એ જ માતાપિતાઓ શાસ્ત્રાજ્ઞાને શિરોવંદ્ય ગણીને નિયમ-બદ્ધ બનેલો, પવિત્ર સમય, પવિત્ર વાતાવરણ અને સંકલ્પને લઈને જે ગર્ભ સેવે છે, તેમાંથી પ્રાપ્ત થયેલા હિન્દનાં રત્નો જગતને સુખી કરવા' લોકકલ્યાણના વાંચ્છુઓ-સાધુ પુરુષો પ્રગટાવી,

> વૈષ્ણવ જન તો તેને કહીએ,
> જે પીડ પરાઇ જાણેરે.
> પર દુઃખે ઉપકાર કરે તોયે,
> મન અભિમાન ન આણેરે,

એવા મહાન આત્મદૃષ્ટા બની, સર્વસ્વનો ત્યાગ કરી, જગતનાં સર્વ મનુષ્યપ્રાણીનું કલ્યાણ કેમ થાય એ જ જેનાં મન, વાણી કાયાના સ્વરોદય હોય છે; એવા મહત્ પુરુષો અને સત્પુરુષો એ જ માતાની કૂખે જન્મી દેશના દિવાકર બની રહે છે.

સંધ્યાનો સમય સામાન્ય રીતે તમે જુઓ. તે અપ્રસન્ન ચિત્ત બનાવતો અને મનને મુંઝવણ આપતો નથી લાગતો? કુદરતની કળાનું

નિરીક્ષણ કરવાનું જેના ભાગમાં સર્જાયું છે અને કુદરત મધુઝરતી સરિતા બની વિહરતી હોય છે તેને પી શકતા બચીયા છે, તેઓ પ્રાતઃકાળનું ઉજ્જ્વળ મુખારવિંદ, મધ્યાહ્નનું ધખતું હૃદય અને સંધ્યાની નીરવ ઉદાસીનતા અને અકળામણને જરૂર વાંચી શકે છે.

સાયં દિવસનો પરિશ્રમ, દેહઘર્ષણ અને જ્ઞાનતંતુની થકાવટ ભોગવતાં નર-નારી વિષયાસક્ત બની સાંજે કામક્રિયા સેવે તો એ સુખની સાચી પરાકાષ્ઠા મેળવી ન શકે, એમાં રહેલો તન-મનને તૃપ્તિ આપનાર સાચો આનંદ પ્રાપ્ત ન કરી શકે.

વિવિધ મિષ્ટ પદાર્થો અને નવવિધ તેજાનાઓથી ભરપૂર ઉમદા પાકને આરોગનારની પાચનક્રિયા એ માટે સંપૂર્ણ બળવાન હોવી જોઈએ. એમ નર-નારીના સમાગમ જેવી પવિત્ર અને ઉત્પત્તિના મહામૂલા અનુષ્ઠાન આદરવાની ક્રિયા માટે નર અને નારી પવિત્ર તથા વિશુદ્ધ અને તંદુરસ્ત મનવાળાં, સશક્ત અને ચૈતન્યના ઉજાસથી ચમકતાં હોય અને તેની જવાબદારી માટે સભાન હોવાં જોઈએ.

જડ પ્રતિમા બનાવનાર ચિત્રકારને પણ સ્ટુડીઓમાં પૂરતો પ્રકાશ અને કાળજી રાખવાં પડે છે. તો જ તેના પૂરતો છબીઘરમાં ઝીલાતી છબી મનમાની રીતે ઉપડે છે. ત્યારે જે છબી ચૈતન્યની પ્રતિકૃતિ છે અને જે માનવશરીરરૂપે સર્જાઈને જગતમાં દેશના લાડીલા સંતાનરૂપે પ્રગટાવવા માતા ઝીલે છે, તે વખતે સંધ્યા જેવા ન પ્રકાશ, ન અંધકાર અને મનને દ્વિધારૂપ આપતી પરિ-સ્થિતિવાળા સમયને નિષેધ ગણ્યો છે એ ખોટું નથી.

સત્પુરુષો એથી જ આ સંધ્યાકાળમાં બીજાં સઘળાં કર્મોનો ત્યાગ કરીને ઇષ્ટોપાસના, સંધ્યાવંદન, સ્તુતિ, પ્રાર્થના કે નમાજ જેવાં દૈવી કાર્યો કરી, મનને પવિત્ર બનાવી, નિષ્કામભાવ સેવન કરવાની આજ્ઞા કરે છે. હજી આજે નાસ્તિક મતવાદીઓને બાદ કરીએ તો કરોડો હિન્દુ અને મુસ્લીમો તથા અન્ય ધર્મીઓ પ્રાર્થના અને બંદગી-નમાજ કરવા લાગી જાય છે.

જેવું સાયંસંધ્યાકાળે આ આચરણ નિષિદ્ધ છે તેવું જ પ્રાતઃસંધ્યા–ઉષઃકાળનો પણ નિષેધ કરેલો છે. તે વખતે પણ ઇષ્ટસ્મરણ, ભજનપૂજન, પ્રાર્થના અથવા કરસ્તવ કે સૂર્યનમસ્કાર જેવી પ્રાણને ધારણ કરનારી અને ચેતનાને પ્રેરનારી કસરત કરી, સારા દિવસ માટેનું સામર્થ્ય એકઠું કરવું એ હિતકારી છે.

જ્યારે અજ્ઞાનતાને વશ થઈ, જેઓ હવસખોરીને તાબે થઈ, ઇષ્ટ–અનિષ્ટની ખેવના નથી ધરાવતાં, એવાં ભ્રષ્ટ માનસવાળાં માનવીઓ પ્રાતઃકાલે મૈથુન આચરે છે તેમને સંતાન કે પુત્રાદિ ઉપર અનિષ્ટ પ્રભાવ પડવાની વાત તો બાજુ ઉપર રહી, પરંતુ તેમના એ ભ્રષ્ટ આચારથી આખો દિવસ નિશ્ચેતન, આળસુ અને પ્રમાદવશ બની રહે છે. દેહના ધર્મ પ્રમાણે સહવાસસુખ ભોગવ્યા પછી શરીર કેટલાય કલાક માટે પૂર્ણ આરામ અને વિશ્રામ માગે છે; જ્યારે પ્રાતઃકાળ પછી તો દિવસની પ્રવૃત્તિ અને દોડધામ શરૂ થાય છે અને શ્રમિત બનેલાં નર અને નારી પોતાના આયુષ્યનો પોતાના હાથે જ પ્રાતઃકાળમાં (બ્રાહ્મમુહૂર્તમાં) મૈથુન સેવી વિનાશ સર્જે છે.

*           *           *

## नाशुचि स्त्रीयं व्रजेत्

અપવિત્ર અથવા અપવિત્ર સ્થિતિમાં સંયોગ વર્જ્ય કરવો જોઈએ.

અપવિત્રતા કોને કહેવી, એ તરફ આપણે ઊંડા ઉતરીશું તો પછી માનવીના સામાન્ય અને વિશિષ્ટ ધર્મની કેડી ઉપર ચઢી જવાશે. પવિત્રતા બે પ્રકારે બતાવી શકાય છે: બાહ્ય પવિત્રતા અને આંતરિક પવિત્રતા. બાહ્ય પવિત્રતામાં સ્વચ્છતાની બધી ઉપાસના હોય છે. આંતરૂપવિત્રતામાં મન, ચિત્ત અને બુદ્ધિમાં નિર્દોષ, નિર્વિકાર અને સામ્યભાવ વર્તતા હોય ત્યારે અપવિત્રતા ન ગણાય. મન ઉપર ક્રોધ, લાલસા, ઉદ્વિગ્નતા, ભય, ગ્લાનિ કે શોક ચઢી બેઠેલાં હોય, એથી ચિત્ત વ્યાકુળ અને ભયાકુળ બનેલું હોય અને એવી

નારી અથવા નર જો સહચાર સેવે છે તો એમાં રહેલા ચોક્કસ આનંદના અતિરેકને માણી શકતાં નથી, બલ્કે આવી રીતે અપવિત્ર મન-બુદ્ધિવાળાં માનવી સહચારથી આંતરિક અવયવોને ચોક્કસ નુકસાન પહોંચાડે છે. એટલે મન સ્વસ્થ ન હોય, ચિત્ત આનંદમગ્ન ન હોય; મન ખાટું બની ગયેલું હોય કે તીખું બની રહેલું હોય, એવી અવસ્થા બ્યવાય માટે વર્જ્ય ગણી છે.

બાહ્ય શુદ્ધિમાં જ્યારે જ્યારે સમાગમ સેવન કરવાની છૂટ આપવામાં આવેલી છે ત્યારે ત્યારે પૂર્વ ભૂમિકારૂપે સ્નાન, ચંદન, અર્ચન કરીને ઇષ્ટને સ્મરીને, શૈયાસેવી થવાની આજ્ઞા કરી છે.

સ્મરમંદિરમાં પ્રવેશ કરતાં નર-નારી શરીર અને મન વડે કરીને પૂરાં પવિત્ર અને દઢ સંકલ્પધારી, આનંદી હોવાં ઘટે. સ્વચ્છ અને વાસ-બદબો રહિત શરીર, સુઘડ શૃંગાર, સ્વચ્છ વસ્ત્રપરિધાન, સુગંધી પુષ્પો કે અત્તરની ખુશબો લઈને શરીરસંબંધ સાધવાથી આનંદમાં વધારો થાય છે.

આજે સહચાર સાધવાનો સમય-એ કાળની રાખવી જોઈતી તૈયારી કે પરસ્પરને પ્રિય થવાય એવી કોઈ સાવધાની તરફ ઘણું કરીને બેદરકારી સેવાય છે. ભોજન તો મૃત્તિકાપાત્રમાં ગમે તેવા સ્થળે, ઉભડક કે બેદક લીધા વગર પતાવી નંખાય છે, પરંતુ જો એ જ ભોજન સ્વચ્છતાપૂર્વક, પૂરી હવા અને પ્રકાશમાં સ્થાન ઉપર બેસી, મજાના લીંપ્યા ગૂંપ્યા ઓરડે આવેલા રસોડામાં પાટલા ઉપર બેસી, માંજેલાં અને ઝળાંઝળાં થતાં ચાંદી, પીતળ કે જર્મનનાં થાળી-વાટકે, આનંદિત અવસ્થામાં ભોજન લેવાય છે તો એની-એમાં રહેલી તૃપ્તિની રોનક જુદી હોય છે.

હજી ગ્રામ્યજીવનમાં પુરાતન યુગના અવશેષ રૂપ રીતરિવાજને જાળવી રહેલા એવા કેટલાક ક્ષત્રીય, રાજપુતો, કાઠીઓ અને ચારણોમાં મેં જોયું છે કે સ્ત્રીઓ સામાન્ય રીતે આખો દિવસ ઘરકામમાં સાધારણ વસ્ત્ર પહેરે છે અને શરીરની ઘણી જ ઓછી

ટાપટીપ રાખે છે, પરંતુ રાત્રિએ જ્યારે તે પતિની શય્યાભાગી બનવા જાય છે ત્યારે એણે મસ્તક પર બે પાંથી પાડીને, સુંદર, સુગંધી ધૂપેલ સીંચી, માથાનો ચોટલો ગોઠવેલો હોય છે.

આખા દિવસનાં વસ્ત્રો મેલાં અને પસીનાથી ગંધ મારતાં દૂર કરીને, ધોયેલાં અથવા તદ્દન કોરાં–સાડી, ચણીયો અને કંચુકી પહેર્યાં હોય છે. યુવતીનું સૌભાગ્યચિહ્ન–ભાલમાં ચાંદલીઓ એ ટપકાવી લે છે. આંખડીએ કાજળ તાજું જ સારે છે, સ્નાન નહિ તો હાથ–પગ, મ્હોં ધોઇ, લુછી અને ચમકતા ભાલવાળી બની, મુખડા ઉપર શરમ અને મર્યાદાની રેખાઓ લાવીને એ પતિની શય્યા તરફ વળે છે. એને ઇચ્છા હોય છે પતિની પ્રસન્નતા મેળવવાની. એ અર્થે જ એનું સંવનન અને શૃંગાર છે.

આપણી અત્યારની નવી પ્રજામાં જ્યારે એથી ઉલટું જોવામાં આવે છે. એ જ્યારે બહાર નીકળે છે અને લોકોની નજર એના તરફ મંડાયેલી હોય છે ત્યારે જ સઘળી ટાપટીપ, વસ્ત્રાભૂષણ અને શણગાર સાથે હોય છે. કોને માટે? એનો ઉત્તર આપવાનો નથી. પરંતુ ઘેર એને મેલાઘેલાની, અપવિત્રતા કે સ્વચ્છતાની, પૂર્ણ કે અપૂર્ણતાની ખેવના નથી. સહચારસેવન એ એને કોઇ મહત્ત્વનો પ્રસંગ જ નથી રહ્યો. એ તો નિત્યની સામાન્ય ક્રિયા થઇ પડી હોય એમ જણાય છે.

**न जग्ध भेषजः स्त्रियं गच्छेत्।** ઔષધ ખાધા પછી તરત સંગ કરવો નહિ: ત્યારે વળી બીજા પ્રાંતોમાં એનો એવો અર્થ કરવામાં આવે છે કે વાજીકરણ ઔષધ ખાધા સિવાય સંગ કરવો નહિ.

પહેલાં કરતાં બીજો અર્થ એટલે વાજીકરણ ઔષધ સેવન કર્યાં સિવાય સંગ કરવો નહિ એ અર્થ વધારે બંધબેસતો ગણાશે.

હવે આ વાજીકરણ ઔષધનું સેવન એ વાક્ય આવતાં ઔષધો અને તે પણ વાજીકરણ એટલે ધાતુ–શુક્ર–વીર્યવર્ધક ઔષધ.

પણ આજના જગતમાં આ લાકડરણ અને ધાતુ-પૌષ્ટિક અને સ્તંભકની દવાઓનો વિચાર આવતાં કલેજું કંપી જાય છે.

અધઅધ ! તમે જુઓ તો, આંખ ઉઘાડી નજર કરો તો મકાનોની દીવાલો, મ્યુનિસિપલ મૂતરડીઓ, ઇલેક્ટ્રીકના થાંભલાઓ, સિનેમાના પરદાઓ અને પેપરોનાં કોલમના કોલમો બસ ધાતુવર્ધક દવાઓની જાહેર ખબર કલામય, બંગમય, વીરરસમય, સ્ટોકીમય, અદ્ભુત અને આશ્ચર્ય ઉત્પન્ન કરતી ભાષાઓમાં જ્યાં જુઓ ત્યાં બસ હાજરાહજુર !

ધાતુવર્ધક કંઈ કંઈ દવાઓ જાહેર થાય છે એ વાંચો વિચારો તો બસ મગજ સ્થંભી જશે.

સહેજ પ્રશ્ન થાય છે. શું આપણા દેશમહિના મર્દોના શરીરમાંથી ધાતુ નાશ પામી ગઈ હશે ભલા ? જેમ હાયલા થોરમાં મુંબઇ ઇલાકામાં બારેક વરસ પહેલાં કોઈ કીડો આવ્યો અને આખા પ્રાંતમાંથી કરોડો હાયલા થોરનો નાશ થઇ ગયો ! તેમ હિન્દમાં પુરુષની જાતિમાં કોઈ ઝેરી કીડાએ વાસ કર્યો હશે અને ધાતુનો નાશ થઈ ગયો હશે; કે જેને કારણે આટલી બધી ધાતુની દવાની જાહેર ખબર કરતી કંપનીઓ ફૂટી નીકળી છે !

અને કેટલી બધી પરોપકારી વૃત્તિ બતાવનારી! કોઈ અમુક પ્રદેશની પહાડીમાંથી, કોઈ હિમાલયની ગુફામાંથી, મહાત્માઓની પ્રસાદી લઈ, તેમ જ કોઇ આફ્રિકા, ચીન અને જાપાનનાં જંગલો ઢૂંઢી, કંઇ અજબ અને અલૌકિક ધાતુવર્ધક દવાઓ લઈ, આ કીડાએ કોતરી ખાધેલા મડદાંઓમાં ફરી શુક્ર-સંજીવન માટે કેટલો મોટો ભગીરથ પ્રયત્ન થઇ રહ્યો છે !

અને એ બધા-લગભગ બધા જ—આ યશ આયુર્વેદ ઉપર ઢોળે છે. અને આજે એથી જ ઘણા મોટે ભાગે આ આયુર્વેદ થીઅરી ઉપર લાખાશીની જશકલગી ચઢી રહે છે. (ટીકા અને બદબોઇ !)

ત્યારે આપણને સહેજ જાણવાનું મન થાય છે કે શું આયુર્વેદ થીઅરીમાં ધાતુવર્ધક, શુક્રસંજીવન કરનાર વાજીકરણ ઔષધો છે ખરાં ?

એનો જવાબ એમ અપાય કે હા, જરૂર વાજીકરણ ઔષધો છે, અને એની યોજના એ ઔષધનું સેવન કરવા યોગ્ય માનવી અને ઔષધોના વાસ્તવિક ગુણ-દોષ બતાવી, સારી સંખ્યામાં એવા પ્રયોગો આપવામાં આવ્યા છે. અને એને લાખો માનવીઓ વાપરીને આનંદમગ્ન થાય છે. આયુર્વેદ એની જરૂરિયાતને સ્વીકારે છે અને યુક્તિપૂર્વક સાવધાનીથી કુશળ ચિકિત્સકના હાથે તેને વાપરવાની ભલામણ કરે છે.

એક તરફ આજે વિદેશીઓને અનુસરતી પ્રજા સુધારો અને સ્વતંત્રતા મેળવવા ખાતર જૂનું એ પુરાણું અમાન્ય ગણી, નવી વિચારસરણી અને નવા વિચારોથી વિભૂષિત બની રહી છે, મર્યાદા અને બ્રહ્મચર્યનાં સૂત્ર સાંભળવાં, વાંચવાં કે એને અનુસરવું એ એમને ગમતું નથી. મોકળાશ અને કોઈ પણ પ્રતિબંધ સિવાય, બેફામ ઉન્મત્ત માણતાં નર-નારી વિષયના કીડા બની હવસખોરીમાં રાચતા થોડા જ કાળમાં નિર્બળ બનેલ પુરુષજાત પછી પાછી પુનઃ શક્તિ મેળવવાને હવાતિયાં નાખે અને જાહેર ખબરથી લોભાઈને દવા લેવા દોડે એવી ધાતુ વધારનાર શીશીઓની વધી પડેલી આકર્ષીને લીધે ધુતારા ધાતુ વેચનાર વેપારી ભૂખે થોડા જ મરવાના છે !

આટઆટલી દવાઓની જાહેર ખબર કરનાર વર્ગમાં પણ જેમણે માત્ર ધાતુઓની દવાઓ જ ગોતી ખોળી લીધી છે. એવી અનેક દુકાનો અને એના મોટા ખરચા જો દવા ખરીદનાર ન મળે તો કેમ ચાલે ?

મારો કહેવાનો અર્થ જુદો છે. વાજીકરણ ઔષધોની જરૂર પણ છે, અને આયુર્વેદ-દેશી વૈદકમાં એને માટેની બનાવટ, માત્રા અને ઉપયોગની પૂરેપૂરી તકેદારી રાખીને નિર્દેશ પણ કર્યો છે. પરંતુ

આજે ધાતુવર્ધક દવાઓએ જે માર્ગ લીધો છે તે માર્ગ સાચો નથી, અને માનવી નિર્ભયપણે સેવી શકે એવાં સાચાં વાજીકરણ ઔષધો પણ જાહેરખબરીયા દવામાં નથી. ચમત્કાર બતાવી કલાકોની અંદર અસર બતાવતાં ઔષધોમાં ખાસ કરીને વિષારિ દ્રવ્યો અથવા માદક પદાર્થો મોટે ભાગે મિશ્રિત થયા હોય છે. જે નિતાંત નુકસાન જ કરે છે. વારૂ, પણ વાજીકરણ ઔષધ વખતે સહગમન સેવન નહિ કરવાની આજ્ઞા શા માટે હશે ?

એનો જવાબ એ છે કે જીવનના સારરૂપ અને સપ્ત ધાતુના નવનીત રૂપ શુક્ર, પુરુષજાતિ વ્યાવાયકાળે ગુમાવે છે, એ એની સિલિકમાંથી એવો મોટો ખરચો છે કે એ ખરચ કરનાર સાવધાનીથી ત્યાર પછીનો કેટલોક વખત બ્રહ્મચર્ય પાળીને અને બીજી તરફ સાચાં અને સાત્વિક વાજીકરણ ઔષધોનું સેવન કરીને એ ખાડો પૂરી નથી દેતો, તો એના વ્યય થયેલા શુક્રના પરિણામે કેવળ એની જાતીય શક્તિનો હ્રાસ થાય છે એટલું જ નહિ પરંતુ એની સર્વાંગિણ શક્તિ અને જીવનતત્ત્વ પણ ઘસાય છે.

આ ઔષધોની ટીકા અને શાણી સલાહ તો જેમને પોતાનાં દીર્ઘાયુ, તંદુરસ્તી અને સૌષ્ઠવભર્યા યૌવનને જાળવવાની ખેવના છે, જેઓ જમા અને ઉધાર બાજુનું સરવૈયું સહેલાઈથી સમજી શકે છે અને જેમને કાર્ય પાછળ રહેલા હેતુ અને પ્રમાણ સમજવા જેટલી શાણી બુદ્ધિ છે તેમને માટે આ બધો પ્રયત્ન છે. જેઓ મૃત્યુને ભેટવા પતંગીયા બની, વિષયવાસનામાં પ્રમત્ત થઈ, આંધળિયાં કરી, યૌવનનું પ્હો ફાટતાં ગાંડા બની જઈને મરવા ખાતર દોટ મૂકે છે, તેમને માટે સુખ અને વૈભવ અથવા સાચો ઇન્દ્રિઓનો તલસાટ અને સ્મરમંદિરની મહેકતી સુવાસ ભોગવવાનું નિર્માયું હોતું નથી.

આ લખી રહ્યો છું ત્યારે તા. ૨૮–૧૨–૧૯૪૭ નો લખેલો એક જુવાન ભાઈનો પત્ર મારી ઉપર આવેલો છે તે આ લખાણ સાથે બંધ બેસતો હોઈ અહીં ઉતારૂં છું:

" મારો મિત્ર બે માસ પહેલાં પરણીને આવ્યો. એને પોતાની જુવાનીનો ગર્વ હતો અને એના જુવાન અણુસમજુ મિત્રોએ એને બહેકાવી મૂકેલો કે ' જોજે ક્યાંક તારી મરદાઈની પરીક્ષા ન થઈ જાય!'

" અને એણે એક રાત્રિમાં સાત......અને બીજા દિવસથી એ ચકમ જેવો લાગે છે. પેશાબમાં લોહી આવે છે અને બબ્બે મહિના વીતી જવા છતાં એને નથી તો શરીરમાં ચેતન આવતું કે નથી એને સ્ત્રીસમાગમની ઇચ્છા ચેતના......"

મનુષ્ય માત્ર પંચવિષયનો ભોક્તા છે, આહાર, નિદ્રા અને મૈથુન એ માનવીઓની સ્વાભાવિક વૃત્તિઓ ગણાય છે. છતાં મનુષ્ય જ્યાં-સુધી માનવસ્વભાવની મર્યાદામાં રહી વિષયનો ભોક્તા બને છે ત્યાંસુધી એ માનવી ગણાય છે. પરંતુ આ રૂડા રૂપાળા માનવીને જ્યારે હડકાયું કૂતરૂં કરડે છે અને એના શરીરમાં હડકવા ચાલુ થાય છે ત્યારે એ માનવીને યોગ્ય સ્વભાવને તિલાંજલિ આપીને કૂતરાંની ચેષ્ટા અને આચરણ કરતો થાય છે! ખરૂં કહીએ તો શ્વા-નને પણ એના કરતાં કેટલેક અંશે શ્રેષ્ઠ ગણી શકાય.

માનવીમાં કામવ્યાપ્તિ એ સ્વાભાવિક છે અને એ લગ્નજીવનમાં મર્યાદાને માન્ય રાખી વ્યવાયસેવો અને તેને માટે રોકટોક હોય નહિ, પરંતુ કામનું રૂપ બદલી હડકાયા શ્વાન રૂપે પ્રગટે ત્યારે એ પોતાનું જીવન આવી રીતે હડકવા કરીને ગુમાવે, તેમના માટે આજે અકાળ મૃત્યુ, વૃદ્ધત્વ, ક્ષય,–રાજયક્ષ્મા અને હીનવીર્ય કે નપુંસકતા સિવાય બીજું શું હેય? એમને પછી દવાઓ અને શુક્રવર્ધક પેટંટો પાછળ ફાંફાં મારી, શ્વાનની રીતે ( હડકવા ચાલેલા ) મરવા સિવાય બીજો કોઈ માર્ગ નિર્માણ થયો નથી.

વાજીકરણ ઔષધનો ગુણ તો તે જ મેળવી શકે, જે શાસ્ત્રના નિયમ અને મર્યાદાનું પાલન કરી, નિયમાનુસાર સમાગમ માટે પ્રવૃત્ત થતો હોય. વ્યવાયવિધિમાં સંબોધન કરતાં, કુશળ આચાર્યોની વાણીમાં રહેલાં ઉપદેશ અને ઉદ્દેશને જુવો:

शुक्र वर्धक द्रव्यं सशर्करं शितलं जलं ।
वापीत्वा कामवश चंचलां सुरूपामनिंद्यां हष्टो ॥
प्रमदामाद्य प्रहरे हृष्ट कामुको गत्वातदनुसुख स्वपेत् ।
भगवद्भाव जातुनरो धातु वैषम्येति
रतान्ते स्नातं स शर्करं द्रिपानं
गौडिक रसभोजन च हतिम्.

અર્થ:–ધાતુને વધારનાર દ્રવ્ય એટલે વાજીકરણ ઔષધનું સેવન કરી; સાકર નાંખી તૈયાર કરેલું જળ જે શીતળ પણ હોય તેનું પાન કરવું, અને કામવશ થયેલી, ચંચળ, સુંદર સ્વરૂપવાળી તથા પવિત્ર એવી (પોતાની) સ્ત્રી સાથે ખૂબ આનંદિત બનીને કામી પુરુષે સમાગમ સાધવો.

તેને અંતે સ્નાન કરી, સાકર નાંખીને ગરમ કરેલું સ્વાદુ એવા દૂધનું પાન કરવું. ઉપર ગોળનો બનાવેલો આસવ સેવન કરી સુખેથી સુઈ જવું.

સઘળા વાજીકરણ પદાર્થોમાં સર્વોપરી વાજીકરણ એ દૂધ છે. દૂધને ગરમ કરીને અંદર સાકર તથા સુગંધ માટે એલચીનો પ્રક્ષેપ કરી, પહેલાં અને પછી સેવન કરનારને પડેલી ખોટ પુરાઈ જાય છે. દૂધનું યથાર્થ રીતે સેવન કરનાર પુરુષ સમધાતુથી બલીષ્ટ રહે છે અને પ્રમાણુસર ખૂટતાં તત્ત્વો દૂધથી બંધાય છે.

## વાજીકરણ ઔષધો

ચાલતા પ્રસંગને અનુરૂપ અને લાભદાયી અને એવાં સાદાં વાજીકરણ ઔષધો અહીં આપું છું:

**અશ્વાદિ મોદક**

અડદની ફોતરાં કાઢેલી દાળનો લોટ, ઘઉંનો લોટ, જવનો લોટ, ચોખાનો લોટ અને પીંપરનું ચૂર્ણ દરેક તોલા ચાર, ઘી તો. ૧૦.

પીપરનું બારીક ચૂર્ણ કરવું, આટાને ઘીમાં સાંતળવો. ત્યારપછી વીસ તોલા સાકર અથવા ખાંડની ચાસણી કરી તેમાં શેકેલો લોટ તથા પીપરનું ચૂર્ણ મેળવીને ચાર તોલાનો લાડુ બનાવી, એ લાડુ સવારે ખાવો અથવા સમાગમ પહેલાં ખાવો.

**બીજી રીત**

અડદની દાળનો આટો બનાવી, તેને ઘી અને દૂધનો ધાબો (મોણ નાખવાનો ધાબો કહેવાય છે. એક શેર આટો હોય તો દશ તોલા દૂધ અને પાંચ તોલા ઘી ગરમ કરી નાખી મસળવાથી ધાબો દીધો ગણાય.) દઈ, એના વજન જેટલું ઘી નાખી, લાલ બદામ જેવો સાંતળવો. એ એ પછી નીચે ઉતારી, એના વજન જેટલું ખાંડનું બુરૂ નાખી, અંદર એક શેર આટાના પ્રમાણમાં ૧ તોલો એલચી, ૦ાા તોલો જાયફળ, ૦। તોલો કેસર અને અઢી તોલા બદામ નાખી, પાંચ તોલાના પ્રમાણમાં લાડુ બનાવવા. સવારે એક લાડુ ચાવીને ખાઈ ઉપર દૂધ પીવાથી ધાતુ પુષ્ટ થાય છે.

**ત્રીજી રીત**

અડદનો લોટ શેર ૨ાા, ગુંદર શેર ૧, માવો શેર ૨ાા, બદામનાં બીજ શેર ૩ાા, ધોયેલા દ્રાક્ષ તો. ૧૦, ચારોળી તો. ૧૦, પીસ્તાં તો. ૫.

પ્રથમ અડદના આટાને ઘી–દૂધનો ધાબો દઈ, ઘીમાં શેકવો, માવાને ઘીમાં શેકવો, બદામને ફોલી અને ખાંડી ઘીમાં શેકી લેવી. ઘી બધું મળીને લગભગ ત્રણ શેર વાપરવું.

આઠ શેર ખાંડની ચાસણી કરી, તેમાં અડદનો આટો શેકીને તૈયાર કરેલો, તથા બદામ તેમજ માવો અને કાતરીને તૈયાર કરેલાં પીસ્તાં, ચારોળી, દ્રાક્ષ ઉપરાંત ધોળી મુસળી, કાળી મુસળી, વારાહીકંદ, વિદારી કંદ, અક્કલકરો, તજ, તમાલપત્ર, એલચી, જાયફળ, બાસકપુર, સુંઠ, મરી, પીપર, પીપરીમૂળના ગંઠોડા—એ દરેક બબે તોલા અને કેશર એક તોલો ખાંડી, ચૂર્ણ કરી, ઉપરના પાકમાં મેળવી, ચાર તોલા સુધીના લાડુ બનાવવા.

કોઈ પણ રસ, ભસ્મ કે રસાયન વગર માત્ર કાષ્ટૌષધિથી બનતા આ વાજીકરણ ઔષધથી પગનું કળતર, અશક્તિ, શુક્રનું પાતળાપણું અને શીઘ્રપતન દૂર કરી શક્તિ આપે છે.

આત્મગુપ્તાદિ ચૂર્ણ

ફોડેલા કૌંચાનાં બીજ તો. ૫, એખરો તો. ૫ અને સાકર તો. ૧૦ ને ખાંડી, ચૂર્ણ કરી ૦॥ તોલો સવારે તથા અડધો તોલો સાંજે ગાયના શેડકઢા દૂધ સાથે સેવન કરનારની ધાતુ વૃદ્ધિ પામે છે, ઉષ્ણતા મટે છે અને કોઈ પણ રીતે થતો સ્રાવ બંધ થાય છે.

તાજાં સૂકાં આંબળાં ખાંડી એક શેર લેવાં અને એની અંદર લીલાં આંબળાંનો રસ શીરા જેવું થાય, એટલો નાખી ઘુંટવું. આ રીતે સાત ભાવના આપીને તૈયાર કરેલા ચૂર્ણને આમલકી રસાયન કહે છે.

અનેક કીંમતી ઔષધો આપવા છતાં જેમનો સ્વપ્નદોષ બંધ નથી થતો અને વીર્યની ઉષ્ણતા નથી ટળતી એવા દરદીઓ માટે આ રસાયન હિતકારી છે એવો અમારો અનુભવ છે. અતિ ચહા, બીડી, ઉષ્ણ ખાદ્યાદિ પદાર્થોથી જેમનું વીર્યસ્થાન ઉષ્ણતાથી તપી રહ્યું છે અને જેઓ સંકલ્પ માત્રથી વીર્યસ્રાવ અનુભવે છે. તેમને માટે આ એક અમૂલ્ય વાજીકરણ ઔષધ છે. આવાં આયુષ્યસ્થાપક ઔષધ સેવન કરતા હોય તેમણે અતિ તીખા, ખાટા અને ખારા તથા વિદાહી પદાર્થોનો ત્યાગ કરવો જોઈએ.

બીજી રીતઃ

સૂકાં આબળાંનું ચૂર્ણ તો. ૨૫૬. તેને લીલાં આંબળાં એક હજારને છુંદી રસ કાઢીને તે રસ પાવો. પછી તેને ઘીના રીઢા વાસણમાં ભરી, અંદર ખાતરીલાયક ચોખુ મધ તો. ૨૪, ઘી તો. ૨૫૬, પીંપરનું ચૂર્ણ તો. ૩૨ અને સાકર તો. ૬૪ નાંખી, રાખના ઢગલા નીચે મોઢું બંધ કરીને દાટી રાખવું. એક મહિના બાદ કાઢીને ૨॥ તોલા સુધી ખાઈ, ઉપર દૂધ પીવું અને બને તો દૂધ, ભાત

અને ઘઉંની રોટલીનો સાત્ત્વિક ખોરાક લેવો. ખાટું–ખારૂં–તીખું નહિ ખાવું.

સ્મરણશક્તિ વધારી જુવાની ટકાવી રાખનાર વાજીકરણ પ્રયોગમાં આ પ્રયોગ સર્વોપરિ છે. સમાગમની શક્તિ જાળવી રાખનાર આ પરમ રસાયન પ્રયોગનું સેવન કરવાથી જરા અને વ્યાધિનો વિનાશ કરનારા આવા પ્રયોગ નિર્ભય રીતે સેવન કરી શકાય.

**એખરાનો પ્રયોગ:**

એખરો તો. ૨ાા, એલચીદાણા તો. ૨ાા, મરી સફેદ તો. ૫. તેને ખાંડીને ચૂર્ણ કરવું. તેમાંથી નિત્ય ૦ાા તોલો ચૂર્ણ પાકા કેળામાં ચીરો મૂકી, રાત્રે ભરીને અગાશીમાં થાળીમાં ઉપર ચારણી ઢાંકીને મૂકી રાખવું. સવારે એને ખાઇ જવું.

ધાતુની ગરમી નાબૂદ થઈ, ધાતુ પુષ્ટ થાય છે, માથાની ગરમી નાશ પામે છે. આંખમાં તેજ આવે છે. આ દવા ખાનારે જો તેને કબજીયાત રહેતી હોય તો ત્રિફળાં રાત્રે જરૂર લેવાં.

**એરંડાનો પ્રયોગ**

જેમાંથી દીવેલ કાઢવામાં આવે છે, તે એરંડીને ફોડીને તેનો કાઢેલો મગજ તો. ૪૮, દુધનો માવો તો. ૪૦ અને ઘઉંનો આટો તો. ૪૦.

ત્રણેને જુદાં જુદાં ઘીમાં શેકી, દાણો પાડીને જુદાં જુદાં રાખવાં.

એલચી તો. ૩, ધોળાં મરી તો. ૦ાા, દૂધીનો મગજ તો. ૧૦, બદામના મીંજ તો. ૧૦–એ ત્રણેને ખાંડી લેવાં. તેનું ચૂર્ણ કરવું.

બધી વસ્તુનું જેટલું વજન થાય તેટલી સાકર અથવા ખાંડ લઈને ચાસણી કરવી અને તેમાં એ મેળવી દઇને ચોસલાં પાડવાં. એક ટંકે ૨ાા થી પાંચ તોલા ખાઈ શકાય. ચાસણીમાં કાળજી રાખવી. અતિ નરમ કે કડક થવી ન જોઈએ.

ઝાડાની કબજીયાત, વ્યસનોની ગરમીથી દુબળાં શરીર અને ઉશ્કેરાયેલું મગજ, આંખો ઉપર આવેલાં ચશ્મા અને ચીડિયો સ્વભાવ,

જાત માત્રથી વીર્યસ્રાવ થઈ જનાર, નબળા બાંધાના અને મંદાગ્નિવાળા દુર્બળકાય નવજુવાનો માટે આ પચાવી શકાય, દસ્તની કબજીયાત ન કરે, જલ્દી શીતળ ગુણ કરીને વીર્યને બાંધે, મગજશક્તિ વધારે, માથાના વાળ ખરતા અટકાવે અને માથું ગરમ તથા હાથ-પગ ઠંડા રહેવાનાં લક્ષણોને દૂર કરી, વીર્યસ્રાવ કે સ્વપ્નદોષ અથવા ઝાડે જતાં કરાંજવાથી થતો ધાતુસ્રાવ એવી વિકૃતિવાળા સઘળા જુવાન વર્ગ માટે આ પ્રયોગ અત્યુત્તમ અને સર્વશ્રેષ્ઠ વાજીકરણ છે. એરંડી એમાં હોવાથી દસ્ત પણ સાફ લાવે છે.

પૌષ્ટિક ચૂર્ણ:

કૌચાં, ગોખરૂ, ધોળી મુસળી, શેમળાનું મૂળ, આંબળા અને ગળોસત્વ. આ છ વસ્તુ દરેક એકેક તોલો અને તેમાં ખાંડ છ તોલા નાખી ચૂર્ણ કરવું. સવાર-સાંજ અરધો અરધો તોલો શેડકઢા દૂધ સાથે સેવન કરવાથી ધાતુપુષ્ટિ થાય છે. વીર્યસ્રાવ બંધ કરે છે અને ધાતુની નિર્બળતાને લીધે કમરનો દુઃખાવો, હાથપગનું કળતર અને મનની નિરૂત્સાહી સ્થિતિ- એ દૂર થાય છે. બીજાં અઘરાં, આકરાં અને મોંઘાં ઔષધો તરફ નહિ દોરાતાં આવા સાદા, સરલ અને નિર્દોષ ઈલાજ પોતાની જાતે જ બનાવી ઉપયોગમાં લેવાનો મારો આગ્રહ છે. જરૂર લાભ થાય છે. ધાતુની ઘટ્ટતા થાય છે અને ગરમી મટે છે.

## વિદારી કંદનો પ્રયોગ

વિદારી કંદને ખાંડી બનાવેલો લોટ તો. ૧૦૦, સાકર દળેલી તો. ૧૦૦, જવનો લોટ તો ૧૦, વાંસકપુર તોલા ૩૨, ગાયનું ઘી તો. ૧૬, પીંપરનું ચૂર્ણ તો. ૨૬, ચોખ્ખું મધ તો. ૩૨.

સઘળું એકત્ર કરી, ઘીના ઠામમાં ભરી રાખવું. તોલા ૧ થી ૨ સુધી ખાઈ, ઉપર દૂધ પીવું. શક્તિ તથા વીર્યનો વધારો કરનાર છે. સ્ત્રીઓ ખાય તો તેમની કેડ દુઃખતી બંધ કરે છે. તેમ જ એમના ધાવણમાં વધારો થાય છે.

હરકોઈ માણસ જાતે કરી શકે તેવા પ્રયોગો ઉપર આપ્યા છે અને જેને યથાર્થ વાજીકરણ કહી શકાય તથા જે નિર્દોષ હોવા છતાં ગુણમાં ચઢીયાતા છે તેવા ઔષધ સેવન કરી, આયુષ્ય અને બુદ્ધિની વૃદ્ધિ સાથે ધાતુપુષ્ટિ મેળવી, બળવાન બનવું જોઈએ.

હવે આ ઉપરાંત જેને વાજીકરણ કહી શકાય એવા સેંકડો નહિ પણ હજારો પ્રયોગો છે. તેમાં સોમલ, વછનાગ અને ધતુરો તથા ઝેરકોચલાં જેવા વિષ પણ હોય; લોહ, બંગ,–તામ્ર, જસત, સુવર્ણ અને નાગ જેવી ધાતુઓ–ભસ્મો હોય છે. ચંદ્રોદય, રસસિંદૂર, સુવર્ણસિંદુર જેવી રસની બનાવટો પડે છે. કસ્તુરી, અંબર, જુંદબેદસ્ત જેવાં પ્રાણીજ ઔષધો પણ હોય છે. મોતી, માણેક, હીરા, પોખરાજ અને મુંગા જેવાં રત્નો પણ પડે છે. આવાં મિશ્રણો કુશળ હસ્તક્રિયા જાણનાર અને પદાર્થનો પૂરો અભ્યાસી, દરદીનું હિત જેને હૈયે વસેલું છે તેવો, પોતાનાં જ્ઞાન, બુદ્ધિ અને અનુભવ સાથે રાખી, જર્જરિત થયેલા અકાળે વૃદ્ધ બની ગયેલા અને જેનો ધર્મ સ્ત્રી સેવન તરફ વળતો હોય, જરૂરી હોય તેવા આતુર દરદીઓ માટે, જેમ બાજીગર મણિધરને પણ કરંડિયામાં પૂરી તેના ઝેરી દાંત ઉખેડીને રમાડી શકે, તેમ ઝેરને પણ અમૃત બનાવી, આર્ત દરદીના કલ્યાણ માટે તેનો ઉપયોગ દેશ, કાળ, અવસ્થા અને સ્થિતિનું ભાન કરી–કરાવી શકાય છે. પરંતુ આ ઔષધોની બનાવટ જેમ સઘળા માનવીને સરખી રીતે આપી શકાતી નથી, તેમ આપનાર અને લેનારની પથ્યાપથ્યની અવસ્થાને જાણ્યા સિવાય બજારૂ ઔષધ બનાવી શકાતું નથી. આવાં ઔષધો તો ચિકિત્સકની કુશળતા તેમજ પ્રકૃતિ અને ગુણધર્મને અનુલક્ષી આપેલા અનુપાન ઉપર એની સફળતાનો આધાર રહે છે.

ना प्रगल्भां समाचरेत् ।

જે નારીની પ્રબળ કામેચ્છા થઈ હોતી નથી. તેવી સ્ત્રી સાથે સમાગમ સાધવો નહિ.

કામશાસ્ત્ર પુકારીને કહે છે કે સ્ત્રીના શરીરમાં કામવ્યાપ્તિ પુરુષની જેમ હંમેશાં જાગૃત હોતી નથી અને આ રીતે તૈયારી સિવાયના દેહસંબંધથી એના શરીર અને મન ઉપર સમાગમથી પ્રેમ તથા પ્રસન્નતા આવવાને બદલે ઉલટાનું દુઃખ થાય છે. એટલા માટે તો કામશાસ્ત્રના વિદ્વાનોએ સ્ત્રીની તૈયારી માટે વિવિધ જાતનાં પ્રેમોપચારના વિધિ બતાવ્યા છે. જેઓ સંસારી છે અને જેમને દેહસંબંધની આવશ્યકતા છે તેમણે આ વસ્તુ તરફ બેધ્યાન બન્યે ન ચાલે.

ઉપવાસ કરીને, બહુ જમ્યા પછી અકળાતા પેટે અર્થાત્ જમીને તુરત, વિષમ સ્થિતિમાં, મળમૂત્રનો ત્યાગ કર્યા સિવાય એટલે દસ્તની અથવા પેશાબની હાજત હોય એવી અવસ્થામાં સહવાસ ન સાધવો જોઈએ.

ખૂબ જ શ્રમનું કામ કર્યા પછી કસરત, કરીને થાકેલા શરીરે, ઉપવાસ આદિના વ્રત દરમ્યાન કે તે પછી તુરત સહવાસ ન સેવવો.

## कुमारिनाभिरमयेत् ।

કુમારી સાથે ગમન એ તો મહાપાપ છે. કુમારી શબ્દનો અર્થ માત્ર કુંવારી જ નથી, પણ યૌવન પહેલાંનો કાળ–તેને કુમાર અથવા કુમારી કહેવામાં આવે છે, તે સમયે તેની સાથે ગમનનો નિષેધ કર્યો છે.

કન્યાના લગ્નને લાયક ઉમર હવે તો ચૌદ વરસ પછીની ઠરાવી છે, અને હવે તો કાયદાને કારણે ઉપરાંત સમજી વિચારીને કુમારી અવસ્થામાં છોકરીનાં લગ્ન થતાં જ નથી. છતાં કેટલાક પછાત વર્ગમાં હજી પણ દશ અગિયાર વરસની છોકરીનાં લગ્ન કરીને સાસરે મોકલે છે, આગળ અગિયાર વરસની કન્યા થઈ એટલે લગ્નકાળ પૂરો થવા આવ્યો સમજી બાળલગ્ન થતાં અને ઘણે ભાગે તેટલી જ ઉમરે સાસરે વોળાવવામાં આવતી.

આ ઉમરે અવિકસિત અવયવોવાળી કન્યા-કુમારીની અશિક્ષિત અને અણસમજુ પુરુષને હાથે જે દુર્દશા થતી અને એનાં અપૂર્ણ અંગ ઉપર કારમી ભયાનકતા તૂટી પડતી એનું બયાન કરી શકાય તેમ નથી. અને આવી અણસમજણને પરિણામે ઉગતી સ્ત્રીના શરીરમાં અનેક વ્યાધિઓ પેસી, શરીર તૂટી જઇને અનેક રોગો થઇ આવવાના દાખલા મોજૂદ છે. નાની ઉમરમાં થયેલા લગ્નને પરિણામે વંધ્યા રહી ગયેલી સ્ત્રીઓના કેસો મારી પાસે અનેક આવી ગયા છે. એની પાછળ બીજું કશું કારણ નહિ હોતાં અવયવને કચડી નાખતી અજ્ઞાન પુરુષોની પાશવવૃત્તિથી થયેલા શરીર ઉપર હુમલાને કારણે અવયવો ગર્ભધારણ થવા લાયક રહ્યાં જ નહોતા.

સામાન્ય રીતે હિન્દની આબોહવા અને સમશીતોષ્ણ કટીબંધના પ્રદેશને લઇને તેર અને ચૌદ વરસની વયમાં છોકરી રજસ્વલા થવા લાગે છે. રજસ્વલાનો આરંભ થયા પછી બારેક વખત રજસ્વલા જાય અને પંદર વરસ પૂરાં વીતાવી જાય ત્યાર પછી સહવાસ યોગ્ય બને છે. આ વિગત અને હકીકત બરાબર ધ્યાનમાં રાખવાની જરૂર છે.

अतिप्रसंगाद्भवति शोषः शुक्र क्षयावह ।
व्याधितस्य रुजाप्लोहा मृत्यु मूर्च्छा च जायते ॥
( સુશ્રુત સંહીતા )

અતિ સ્ત્રીસમાગમ વર્જ્ય કરવાનું કહે છે, અતિ સમાગમથી શુક્રનો શોષ થાય છે, તેમાંથી ક્ષય, બરોલ, મૂર્ચ્છા અને મૃત્યુ પણ થાય છે. અતિ શબ્દનો અર્થ મર્યાદા રહિત સમજવો ઘટે. અગાઉ બતાવી ચૂકેલા નિયમોનું પાલન કરી, તિથિઓમાં-વ્રતોમાં ધ્યાન રાખી વર્તનારને પણ મર્યાદાના આંકની રેખાનો ખ્યાલ હોવો જોઇએ.

હેમંત અને શિશિર ઋતુમાં એટલે ઠંડીની ઋતુમાં સશક્ત અને યૌવનભર્યા જુવાનો મહિનામાં ચાર વખત સહગમન કરે. વસંત અને શરદ ઋતુમાં પખવાડીએ એક વખત, વર્ષા અને ગ્રીષ્મ ઋતુમાં

મહિનામાં એક વખત સહવાસ સેવે તો અતિરેક થયો ન ગણાય.

સહવાસ–સહસેવનને માટે તો ઋતુકાળ પછી માત્ર એક વખત અને તે પણ પ્રજોત્પત્તિના હેતુસર જ સહવાસ સેવવાની આજ્ઞા છે. પરંતુ આજનાં વિષયાભિમુખ માનવીઓ આ આકરા ફરમાનને માને તેવાં નથી, એટલે સાંપ્રત કાળને નજર સામે રાખીને મર્યાદા બાંધી છે. જેમને યૌવન અને જીવન વધુ વખત ટકાવી રાખવું છે તેઓ આ મર્યાદા સ્વીકારશે તો સુખી થશે.

દારોપગમનનો વિષય લંબાયો છે. પરંતુ આજે સંસારી બનતા જુવાન–જુવતિઓને આ વિષયનું જ્ઞાન હોતું નથી અને ક્ષણિક સુખને ખાતર ઉત્તેજનાને વશ થઈ, અતિરેક કરીને થોડાક સમયમાં તેઓ શરીરને નીચોવી નાખે છે.

સંસારી બનેલાં સ્ત્રી અને પુરુષે સહવાસસુખ ભોગવવું એમાં અનર્થ નથી. મધ્યમ રીતે વિચારપૂર્વક ભોગવેલું એ સુખ યૌવનકાળમાં કાંઈ દુઃખરૂપ નિવડતું નથી. એનાથી સ્વાસ્થ્યની વૃદ્ધિ થાય છે. ઊંઘ સારી આવે છે, મન પ્રસન્ન રહે છે અને હૃદયના ભાવો જાગૃત થઈને દંપતી એકબીજામાં ઓતપ્રોત થાય છે. પરંતુ એ વિષેના નીતિનિયમો અને મર્યાદાનો સંપૂર્ણ ખ્યાલ રાખીને વર્તન કરવું જરૂરી છે.

સ્ત્રી અને પુરુષના સહવાસથી શરીર–હૃદય ઉપર કેટકેટલી અસર થાય છે–એ સમય દરમ્યાન આખા શરીરના જ્ઞાનતંતુ ઉશ્કેરાય છે. અને હૃદયની ગતિ વધે છે તથા લોહી જોરથી વહન થવા લાગે અને તેની અસર બન્નેને આખા શરીરે થાય છે.

એ કાર્યને અંતે અચાનક આ બધાં યંત્રો ઉપર એકદમ ઝાટકાની માફક સ્તબ્ધતા લાગી મૂકે છે, જેની અસર મગજ અને કરોડરજ્જુ ઉપર સખત રીતે થાય છે.

જુવાની હોય ત્યાં સુધી તો આ જાતની અસર ઉપર ધ્યાન નથી રહેતું. પરંતુ જેમજેમ મોટી ઉમર થતી જાય છે અને શરીર

ઘટતું જાય છે તેમ તેમ સમાગમસુખ લીધા પછીની આવતી શિથિલતા અને અચેતનાનો ખ્યાલ આવતો જાય છે.

ચાલીસ વરસની ઉમર પછી સ્ત્રી–પુરુષોએ તેનાથી દૂર રહેવા પ્રયત્ન આદરવો જોઇએ. જેમજેમ મોટી ઉમર થતી જાય છે તેમ તેમ શુક્રોત્પાદક અવયવો કામ કરવામાં શિથિલ બનતાં જતાં હોય છે, એથી શરીરમાં શુક્રનું જમાપાસું ઘટતું જતું હોય છે. પોતાની ઉમરનો અને એકબીજાંનાં શરીરની તંદુરસ્તીનો ખ્યાલ કર્યા સિવાય મૈથુન વિષે જેઓ રચ્યાપચ્યા રહે છે તેઓ શરીરને રોગી બનાવી વહેલાં મૃત્યુને ભેટી પડે છે.

"મહાભારત"માં પાન્ડુ રાજાનું દૃષ્ટાંત છે. એને કહે છે કે શ્રાપ હતો કે તમે જ્યારે સ્ત્રીસહવાસનું સેવન કરશો ત્યારે તમારૂં મૃત્યુ થશે. સાચી રીતે એ શ્રાપ નહિ પણ પાણ્ડુ રોગથી પીડાતા હતા, એથી એમનું નામ પાણ્ડુ રાજા હતું. જેના શરીરમાં પાણ્ડુતા હોય અર્થાત્ લોહીની ઓછપ હોય તેના શરીરમાં શુક્રની પણ ઊણપ જ હોય, અને એમની એ ઊણપને ધ્યાનમાં લઈ ને જ કોઈક એ કાળના બુદ્ધિમાન વૈદરાજે એમને સહવાસની મના કરી હશે.

આજે તો શ્વાસ અને દમથી પીડાતા, દિવસે લાકડી પકડી ચાલતા પુરુષો પણ કદાચ આ સુખથી પર રહેવામાં શ્રેય નથી જોઈ શકતા, એવા વનમાં પ્રવશી ચૂકેલા પુરુષો જ્યારે મારી પાસે શક્તિની દવા લેવા આવે છે ત્યારે મને આશ્ચર્ય થાય છે અને પેલો ચર્પટ પંજરિકાનો શ્લોક યાદ આવે છે:—

अङ्गं गलितं पलितं मुण्डम्, दशन विहीनं जातं तुण्डम् ।
वृद्धो याति गृहीत्वा दण्डम् । तदपि न मुञ्चयति (विषयानंदम),
आशापिण्डम !

भज गोविन्दं भज गोविन्दंभज गोविन्दं मूढमते ।

આજે જગતમાં વ્યાધિ વધી પડ્યા છે એવી ફરિયાદ અનેક

સુખે ભોગવીએ છીએ. એનું કારણ જણાવતાં એક લોકવાયક કહે છે કે આજે વૈદ્ય-ડોકટરો વધી પડયા છે! પરંતુ એનુ સાચું કારણ સમજવાની કોઇનેય ચિંતા નથી.

શૂળ, ખાંસી, તાવ, શ્વાસ, કૃશતા પાણ્ડુરોગ, ક્ષય. આંકડી, હિસ્ટીરીયા, અપસ્માર જેવા વ્યાધિવાળાને વૈદ્ય નિદાન અને નાડી-પરીક્ષા કરીને કહે છે કે તમને ધાતુબિગાડ છે, ત્યારે એ વૈદ્યના નિદાનને આજનો સુધરેલો વર્ગ મજાક ઉડાવી હસી કાઢે છે ! ત્યારે સુશ્રુત આચાર્ય શું કહે છે ?

अति स्त्रीसंप्रयोगाच्च रक्षेदात्मान मात्मवान ।
शूलकास ज्वर श्वास कार्श्य पाण्डवमय क्षय ॥
अति व्यवयात जायन्ते रोगोश्चा क्षेपकादयः ॥

અર્થાત્ અતિ સ્ત્રીસંયોગથી દરેક માણસે બચવું જોઈએ. એથી શૂલ, ખાંસી, તાપ, કૃશતા, પાંડુતા, ક્ષય, આંકડી, હિસ્ટીરીયા વગેરે રોગો થાય છે.

આજે અસાધ્ય જણાતા ઉપરના રોગો ઈંજેકશન અને પેટંટના મારાથી પણ કાબૂમાં નથી આવતા, તેની પાછળનું કારણ અતિ સંપ્રયોગના પરિણામે થયેલા ધાતુવ્યયથી, ઘસાયલી જીવનશક્તિમાં નવા પ્રાણ ન જ પૂરી શકે. પરંતુ આયુર્વેદના સૂત્રરૂપ આ મંત્રો અને વ્યાધિના મૂળ કારણ તરફ આજે પોતે બુદ્ધિમાન્ માનતા ચિકિત્સકોનું ધ્યાન નહિ જાય ત્યાં સુધી તો એમની અને વ્યાધિની હાજરી અનિવાર્ય રહેવાની.

[ ૨૯ ]

## શંકા-વહેમ

સેંકડો કુટુમ્બોમાં પતિ-પત્નીના વહેવારમાં ડોકિયું કરવાનો જેમને પ્રસંગ પડ્યો હોય એવા માનસશાસ્ત્રીઓ પાસેથી હકીકત

ઓછી કરવામાં આવે તો ચોક્કસ એમ કહી શકાય કે જુવાન જોડાં-ઓમાં વિગ્રહ-અસંતોષ અને નારાજી તથા સ્નેહની જગ્યાએ અણ-ગમો અને મનદુઃખ થવાનું કારણ, એકબીજા પ્રત્યે સેવાતી સાશંક વૃત્તિઓ જ હોય છે.

જ્યાં જ્યાં શંકા અથવા વહેમ ઉદ્ભવે તે સઘળી જગ્યાએ માત્ર ખોટી શંકા જ હોય છે અને શંકા કરનાર માત્ર વહેમનો આશ્રય કરીને જ શંકાશીલ રહે છે એમ તો ન જ કહી શકાય. કોઈ વખતે જે અર્થે શંકા સેવવામાં આવે છે તેની પાછળ શંકા થવાનું સાચું કારણ પણ હોય, છતાં ઘણી જગ્યાએ અને મોટા પ્રમાણમાં શંકા સેવનારી વ્યક્તિ શંકાની સાચી શોધ કરી, તેનું, નવનીત તારવી, સત્ય સમજવાનો જો પ્રયત્ન કરે છે તો પોતાની થતી ભૂલને પિછાની લઈ સત્ય સમજી શકે છે. જેમને સત્ય શોધવા જેટલી આવડત નથી, એટલું જ્ઞાન નથી, એવી ખેલદિલી નથી, એવાં અનેક સમજુ-અણસમજુ હજારો પુરુષ અને સ્ત્રીઓ માત્ર શંકા ઉપર મદાર બાંધી, અવિચ્છિન્ન સ્નેહ અને પ્રેમની દોરીને અધવચથી કાપી, પોતાનો જીવનરસ નષ્ટ કરી નાખીને આખી જીંદ-ગીના સુખની ઈમારતના પાયામાં જ સુરંગ ચાંપે છે.

એટલે આ પ્રકરણમાં શંકા અને વહેમ પતિ પત્ની પ્રત્યે અને પત્ની પતિ પ્રત્યે સેવવા લાગે છે આવી શંકા થવા પાછળ અનેક દોષો અને કારણો પડ્યાં છે. પોતે મેળવેલું જ્ઞાન અર્ધસત્ય, પૂરે નહિ સમજાયેલું: તેમાંથી પુરુષ અને સ્ત્રીના ઉછેર વખતે જુદી જુદી સમજણથી પ્રેરાઈને, કેળવણીના કારણે વિચારો તથા સમજણના ભેદ અને વર્તનનાં કારણો પેદા થાય છે પછી તો શંકાશીલ બનેલ માનવી, એ શંકાને કારણે પોતાના જ સુખી જીવનમાં ચિનગારી પેટાવીને પોતાનું તથા સામા પક્ષનું જીવન બરબાદ કરી નાખે છે.

આ વિષયને સન્મુખ રાખી, હું નવલિકાના રૂપમાં થોડાક દાખલા ટાંકીશ. પરંતુ એ પહેલાં તાજો જ આવેલો એક જુવાનના

હાથનો લખેલો એક પત્ર અહીં ઉતારું છું. વાચક આ પત્ર ઉપરથી જોઈ શકશે કે પોતાની માન્યતા ઉપર નિર્ભર બની એક ભોળી અને અણુસમજુ નારી ઉપર એ કેવું દાવાનળનું દુ:ખ પ્રગટાવવા તૈયાર થયેલ છે, તે તેનો પત્ર કહી આપે છે. આ રહ્યો એ પત્ર–

'કાં......તા. ૩૦–૧–૪૮

'પરમ પૂજ્ય વૈદ્યરાજ,

'માફ કરજો, આપને તસ્દી આપું છું તે માટે, હું મારા ગામનો સર્વદેશીય પ્રગતિ સાધી રહેલ યુવક છું, બધી વાતે સુખી છું. માત્ર એક જ દુઃખ છે. જે આજે આપને જણાવીને આપની સલાહ વાંચ્છું છું.

'સને ૧૯૪૬ ની સાલમાં મારાં લગ્ન થયાં અને તે જ વર્ષે મારી પત્ની મારે ત્યાં આવી. પહેલી રાતના અમારા સંપર્ક વખતે —સારાયે જાણે તેને અતિશય કષ્ટ પડતું હોય એમ મને લાગે છે કે એણે મારી આગળ અભિનય જેવું કર્યું. તે વખતે તે પોતે અહીં મારે ત્યાં લગભગ ૨૦ દિનપર્યન્ત રહેલી અને રોજ એ પ્રમાણે જ કરતી.

'ત્યારબાદ એ પિયરમાં ચાર માસ રહી અને પુન: આવી અને તે સમયના અમારા સમાગમમાં એનો...ભાગ ઘણો વિસ્ફારિત થઈ ગયેલો માલૂમ પડયો. પછીથી ગયા ચૈત્ર માસમાં એ પિયર ગઈ. જે રોજ ગયેલી તે દિવસે એને ઋતુસ્રાવ આવેલો હતો. ત્યાં પાંચ દિવસ રહી એટલે કે એને રજસ્વલા થયાને દશમે દિવસે પાછી આવી. બીજા દિવસે અમારો સંપર્ક થયો એટલે કે વૈશાખ શુદ ૧ ને દિવસે.

'આ લોકોએ ચૈત્રની પુનમથી જ માસ ગણવા માંડયા. પરિણામે એ બાઈ ને તા. ૨૩–૧–૪૮ ના રોજ પ્રસવ થયેલ છે અને એ પ્રસવમાં છોકરી અવતરેલી. એ છોકરી મારી પોતાની નથી એમ માનવા મારી પોતાની પાસે નીચેનાં કારણો છે. તો એ કારણો

તેમજ વૈદક ગ્રન્થોને આધારે એ બાબત સાબિત થાય છે—કઈ રીતે છે કે કેમ, એ બાબતનો ખુલાસો આ સાથે બીડેલા ૨ આનાના સ્ટાંપ દ્વારા આપની બનતી ત્વરાએ જણાવી આભારી કરશો.

(૧) પહેલું કારણ તો પત્રની શરૂઆતમાં વાંચ્યું તે જ. એ પરથી મારું એમ ધારવું છે કે તે પિયરમાં પરભારી બની દૂષિત થયેલ નથી એવું બતાવવા ખાતર પ્રથમ સંપર્ક વખતે દુઃખ થવાનો અભિનય કર્યો અને ઢોંગ આદર્યો.

(૨) બીજું કારણ એ છે કે એના સિમંતોન્નયન સંસ્કાર કરવા માટે એને અહીં તેડી લાવવામાં આવેલ અમારા ગામના ગૃહસ્થો સમક્ષ એ બાઈએ નીચેની તરકટી બીના રજુ કરી. (અ) મારા સસરા મને ગાળો દે છે, (બ) મારી સાસુ એમને (એટલે મને) ઉશ્કેરીને રોજ બાંધીને માર મરાવે છે, એથી મારે હવે બિલકુલ જવું નથી.

' ઉપરની બન્ને વિગતો બીલકુલ જૂઠી અને તરકટી છે.

(૩) ત્રીજું કારણ મારી જન્મપત્રિકા છે. જન્મપત્રિકાના ફલ અનુસાર પ્રથમ પુત્ર જ થવો જોઈએ. છતાં પુત્રી જન્મી છે, તો એ બીજા કોઈથી ઉત્પન્ન થયેલી કેમ ન હોઈ શકે ?

' સદરહુ જન્મપત્રિકામાં જણાવેલી વિગતો વારંવાર સાચી નીવડે છે, જેથી આ વહેમ સાચો લાગે છે.

(૪) ચોથી બાબત વૈદકીય છે. સામાન્ય રીતે પ્રસૂતિ માટેનો સમય ગર્ભધારણથી ૨૮૦ દિવસનો મનાય છે, તેથી વહેલી પ્રસૂતિ થતી નથી. તો ૨૨ એપ્રીલના રોજ ગર્ભ ધારણ કરનાર સ્ત્રીને ૨૩ જાન્યુઆરીને દિવસે અપૂરા દિવસોમાં સુખરૂપ પ્રસૂતિ કેવી રીતે થઈ શકે ?

' ઉપરનાં કારણો લક્ષમાં લેતાં એ સ્ત્રીને કેવી માની શકાય તે જણાવશો. મને પોતાને બીજી મળી શકે એમ છે. છતાં કાલનાં કાયદાના બંધનો ? શું હું એ પત્નીને બળજબરીથી ઘેર લાવી

લાવીને જીવન સુધારી શકીશ ? કે પછી મારે આજીવન બ્રહ્મચર્ય વ્રતનું હવે સેવન કરવું? શું કરવું તે સમજ પડતી નથી. તો કૃપા કરીને આ સંસારસાગરમાં આશ્રયરૂપ હોડી મોકલી આપો અને અને આપનો અભિપ્રાય વ્યક્ત કરવા કૃપા કરશોઃ'

આ ઉપરાંત એમની ઓળખ અને ધંધારોજગારની વિગત પણ આપી છે. નીચે સહી પણ કરી છે

આ આખા પત્ર કશો જ ફેરફાર કર્યા સિવાય માત્ર અંગત ઓળખ છુપાવીને ગામ, નામ, ઠામનો ત્યાગ કરી મેં ઉતાર્યો છે.

પત્રલેખક ભાઈની ભાષા, એમના અક્ષર તથા ઓળખ ઉપરથી ભાઈ ભણેલા, ડાહ્યા અને ધંધો કરતા જુવાન હોય એમ લાગે છે.

યૌવનનાં ભયસ્થાનો માટે આલેખાયેલા આ શંકા વહેમના પ્રકરણને તદ્દન બંધબેસતો આ પત્ર છે. વાચકોના વિચાર ઉપર હું એ વાત લઈ જવા માગુ છું કે આ ભાઈએ જે શંકાઓ ઉપસ્થિત કરીને પોતાની અર્ધાંગિની ઉપર, પેદા થયેલી બાળકી પોતાની નથી પરંતુ પરગમનના બીજથી એ પેદા થઈ છે, એ વહેમનું વમળ વિદારી નાખીને એમના દિલ ઉપર સત્ય ઠસાવવામાં ન આવે તો પેલી નારીની શી દશા થાય ? અને પેલી નિર્દોષ બાળકીની હાલત ? એનો આપ સહેજ ખ્યાલ કરી શકશો. પોતાની મનોમન વિચારણાને વેગ આપી, એક-બીજા પ્રસંગોની સાંકળોના અંકોડા એકઠા કરી. એક નિર્દોષ નારી ઉપર-સ્વધર્મપરાયણ પત્ની ઉપર પરગામી બનવાનો આરોપ મૂકી, તેને પોતાના દિલથી ત્યાગી દઈ દુર્દશાની ગર્તામાં ધકેલી મૂકવી, તેની પાછળ માત્ર શંકા-વહેમ અને એકઠા કરેલા પુરાવાઓમાં અર્ધસત્ય અથવા પોતાના જ અજ્ઞાનના પરિણામે આજે દેશમાં હજારો સ્ત્રી-પુરુષ મનમેળ-રાગ અને પ્રેમના વિચ્છેદે સર્જાવેલાં દુઃખમાં મુંઝાય છે, તેનું નિવારણ કરનાર કોણ?

માતા-પિતાને કહી શકાય, પોતાની સમજણ એ જ સાચી એમ માની બેઠેલા કેટલાક અહંભાવ સેવતા જુવાન પુરુષો ખરેખર સ્ત્રીઓને અન્યાય કરી આ રીતે શું અપરાધી નથી બનતા ?

ભાઈ શિક્ષિત છે. તેઓ પોતાની સમજ અને શંકાના નિવારણ અને માર્ગ માટે મારી પાસે પત્રરૂપે દોડી આવ્યા છે અને હું એમની એ સમજને દૂર કરી એમના સળગી જતા સંસારને બચાવી લઈશ એવી મારી ખાતરી છે. પરંતુ આવા સેંકડો કિસ્સાઓ જે માત્ર શંકા અને વહેમના પાયા ઉપર ચણતર પામી, હજારો નવપરિણિત જોડાંઓની ઇમારતને જમીનદોસ્ત બનાવી મૂકે છે. તેમના ઊંડા રહસ્યને ઉકેલી સત્ય પ્રકાશવા માટે માર્ગ છે.

નથી એવી કોઈ અદાલતો કે જે આવા વહેમને દૂર કરી શકે. આપણા સમાજમાં તો વહેમ દૂર કરી શકે એવા વર્ગ કરતાં વહેમને જડમૂળથી ઘાલક કરે એવો વર્ગ મોટો છે, અને પિંછડાનો કાગડો કરી, કાળા રંગે રંગી, ગમનગામી બનાવી, ઉડતો જોવા થનગની રહેલા અલ્પજ્ઞ માનવીઓનો મોટો સમૂહ છે. એના કારણે જ આજે સમાજનાં પુરાણાં અને નવાં લગ્નજીવન ભડકે બળી રહેલાં છે.

હવે આ આખો પત્ર કેવળ માત્ર શંકા અને અર્ધસમજણથી રચાયેલો છે તે આપને એ શંકાનાં જુદા જુદા મુદ્દા લઈને બતાવું:

આ આખો પત્ર વાચક સમક્ષ એટલા માટે મૂક્યો છે કે તેના મુદ્દાઓ સંબંધમાં વાચક સ્વતંત્ર બુદ્ધિથી તેમાં રહેલા માત્ર અણીશુદ્ધ શંકાના સામ્રાજ્યને પિછાની શકે.

પહેલો મુદ્દો શંકા ઉપસ્થિત કરવા માટે એ ભાઈએ જે આગળ ધર્યો છે તેને જોઈએ.

પ્રથમ રાત્રિએ એમનાં નવપરિણિત પત્નીએ દુઃખ થવાની લાગણી બતાવી તેને આ ભાઈ દુઃખનો કૃત્રિમ અભિનય ઠરાવે છે.

શરીરના સંબંધના નિષ્ણાતોનું માનવું છે કે સ્ત્રીજાતિ કુમારિકા મટીને યૌવનમાં પ્રવેશ કરે છે અને તે જ્યારે પ્રથમ વખત પુરુષના સહવાસમાં આવે છે ત્યારે તેને દુઃખ-વેદના જરૂર થાય છે. દુઃખ થવાનું કારણ આગળના ભાગમાં અર્ધચંદ્રાકાર એક બારીક પડદો હોય છે એને કૌમાર્યપટલ કહેવામાં આવે છે. પ્રથમ સહ-

ભાગ વખતે એ તૂટવાથી એને વેદના–દુઃખ થાય છે અને આ જાતની વેદના બધી જ સ્ત્રીઓને એકસરખી થતી નથી. શરીરનો બાંધો અને દુઃખ સહન કરવાની શક્તિ ઉપર એ વેદનાનું પ્રમાણ રહે છે. કેટલીક કોમળ પ્રકૃતિની સ્ત્રીઓ એ વેદના અસહ્ય થવાથી ઘણું મોટું કષ્ટ વ્યક્ત કરે છે, જ્યારે કેટલીક સ્ત્રીઓને એ દુઃખ સહજ લાગે છે, એટલે એ જણાવા દેતી નથી. ટોચે પહોંચેલો સહ-ગમનનો પ્રેમાળ અતિરેક એટલો સબળ હોય છે કે તેની ઓથે આ દુઃખ દબાઈ પણ જાય છે.

ઘણુાખરા પ્રસંગોમાં પ્રથમ રાત્રિ પહેલાં જ કૌમાર્યપટલ તૂટી ગયેલ હોય છે. અટકાવ વખતે પણ કેટલાક કેસોમાં આ પડદો ચાલ્યો ગયો હોય છે. એવી કુમારિકાઓ કે જે સંપૂર્ણ વિશુદ્ધ હોય છે છતાં કૌમાર્યપટલ તૂટી ગયેલા હોવાથી દુઃખનું પ્રમાણ તેમને માટે તદ્દન હળવું હોય છે.

પરંતુ બાબત એ છે કે નારી બિચારીને બન્ને તરફથી શંકાની ભોગ બનવા માટે પુરુષ પરત્વેની તેની કેટલી પરાધીનતા હોય છે!

એ પ્રથમ સહવાસે દુઃખ થવાથી એના કોમળ સ્વભાવને લઈને કષ્ટ વ્યક્ત કરે છે તો શંકાથી સર્જાયેલો પુરુષ એને બનાવટી અભિનય ઠરાવે છે, જો કશું જ દુઃખ નથી થતું એવું બતાવે છે તો એ કુમારી અવસ્થામાં જ ક્યાંક અનાચારમાં સંડોવાયેલી છે એવી શંકા કરે છે અને નારીને દૂષિત માને છે. આવા પણ અનેક નવ-પરિચિત જોડાંઓના પુરુષોએ શંકાશીલ બની, પોતાની સ્ત્રી પ્રામા-ણિક નથી એવી દલીલો કરીને માર્ગ મુકાવેલા છે. હું કહું છું કે વિનાકારણ આ રીતે શંકાશીલ બની નિર્દોષ નારીઓ ઉપર દોષા-રોપણ કરી, પોતાનો નવો પાંગરતો સંસાર શા માટે જડમૂળથી જલાવી દેવા આતુર બનતા હશે? આ કેસમાં પ્રથમ રાત્રિના દુઃખને અભિ-નય કહેનાર ભાઈ કેવળ શંકાશીલ છે અને તે શંકા તદ્દન પોતાના મનોભાવ સર્જેલી, બિનસમજની, અર્થ વગરની છે.

હવે બહેનને જુઓ: ફરી એ પિયરથી આવી ત્યારે... ભાગ વધારે વિસ્તૃત થયેલો જણાયો!

કેટલો બધો પાયા વગરનો આ પ્રશ્ન છે! સ્ત્રીશરીરની રચના અને તેનાં કાર્ય-કરણ તથા ક્રિયા વિષે અપૂર્ણ જ્ઞાનવાળા આવા જુવાનો મિથ્યા કલ્પનાઓ રચીને, પોતાની ભીરુતા અને છિદ્ર-શોધણ-વૃત્તિ ધરાવીને કલ્પનાનાં ભૂત ઊભાં કરે છે!

સંસારી બનેલી કોઈ પણ સ્ત્રીના અંગની હાલત હમેશાં એકસરખી રહેતી નથી. દેહના સ્વભાવ પ્રમાણે હંમેશાં એમાં સંકોચવિકાસ, ઢીલાપણું અને તંગ હાલત બનતાં રહે છે. તેનો મન સાથે, શરીર સાથે પૂરતો સંબંધ હોય છે. જેમ પુરુષના અંગ ઉપર માનસિક અને શારીરિક અસર થવાથી તે જેમ સંકોચ-વિકાસ અનુભવે છે તેમ સ્ત્રીઓને પણ થાય છે.

અટકાવ આવવાના ચાર દિવસ આગમચ ગર્ભાશય અને ઓવ-રીઝ ઉપર અસર થવાથી ચોક્કસ પ્રકારનું પાણી વહેતું હોય છે અને સહેજે એ ભાગ ઢીલો થાય છે, જ્યારે અટકાવ બંધ થયા પછી આઠેક દિવસે એ ભાગ તંગ અને સાંકડો લાગે છે. એ જ રીતે કામના ઉદ્દીપનકાળમાં સાંકડો અને તંગ બને છે. સમાગમ સમાપ્ત થવાની અણી ઉપર વ્યક્તિવિશિષ્ટતા પ્રમાણે એમાં ફેરફાર થાય છે. આ બધી ક્રિયાઓ એટલી સૂક્ષ્મ રીતે અને એટલી ઝડપી હોય છે કે ક્યારે શું બન્યું અને તેની પાછળનું કયું કારણ હશે તે કહી પણ ન શકાય.

પરંતુ આ રીતે શરીરના સ્વાભાવિક ફેરફારો તરફ ઉપર-ચોટિયું લક્ષ આપીને કોઈ પણ સ્ત્રીને દોષિત ઠરાવવી, તેમાં તો અને પુરુષમાનસની પામરતા અને પોતાના જ મનમાં સંઘરેલાં કાયિક અથવા માનસિક પાપોનો બીજા ઉપર આરોપ કરવાનો પ્રતિધ્વનિ જણાય છે.

પરંતુ સ્ત્રી તેનું લગ્ન થયા પછી પતિગૃહે આવી, એટલે

કસ્ટડીમાં પૂરેલા ગુનેગાર કેદીની ઉપર પોલીસ અમલદાર વિવિધ શંકાઓ ઉપજાવી ઉલટતપાસ કરે અને હરેક બાબતમાં એને ગુનેગાર નિરખે, એવી રીતે સ્ત્રી પ્રત્યે શંકાની નજરે જોવાની પ્રકૃતિ ધરાવનાર પુરુષ મર્દ નથી. માત્ર હિન્દની સ્ત્રીઓ લગ્નથી પુરુષ સાથે જોડાતાં, એ પુરુષના આશ્રયે અને દયા ઉપર જીવનારી બની જાય છે. એટલે એની એ પરાધીનતાનો એ રીતે કેવળ ગેરલાભ લેવાતો હોય એમ મને આવા પુરુષોની રીતભાત જોઈને જણાય છે.

પુરુષ જાતિએ કરીને કેવળ નિર્દોષ અને લગ્ન આગમચ સંપૂર્ણ વિશુદ્ધ ચારિત્ર્યવાન હોય છે કે હતો, એમ તો આખી પુરુષ જાતિ માટે કોઈ બાંહેધરી આપી શકે નહિ. એવી જ રીતે સ્ત્રીઓ માટે પણ કહી શકાય. પરંતુ એથી માત્ર કોઈ પણ ચોક્કસ પુરાવા વગર, નિરીક્ષણ વગર, મનોમન અધૂરા જ્ઞાનને લઈ કલ્પના સર્જી, બિનઅપરાધીને અપરાધવાન ઠરાવવું એ કાયરતાનું જ પ્રતિક છે. જ્યાં ત્યાં એક વસ્તુ દેખાય છે. સ્ત્રીઓ પુરુષને આંગણે આવી ત્યારથી એના વર્તમાનકાળ તો ઠીક પણ ભૂતકાળમાં એ કેવી હતી અને કેવી રહી એ માટે શંકાને સરવાળે વધુ પોતાની ગોદમાં રાખનાર પુરુષ જ બહુધા મેદાને પડે છે. સ્ત્રીઓ તો ભાગ્યે જ આવી જાતની શંકાઓ ધરાવતી હોય છે. પરંતુ અનુભવ એ થયો છે કે પુરુષો લગ્ન પહેલાં જેટલા ચારિત્ર્યહીન જણાય છે તેટલી તો સ્ત્રીઓ હોતી જ નથી. એને કુટુંબની, જાતની, માવિતરની, કેટલેક અંશે ચારિત્ર્યની મર્યાદાઓ હોય છે. એથી તેની પવિત્રતા સચવાય છે. છતાં સ્ત્રીઓ તરફ વિનાકારણ આવી બેવફાઈ અને શંકારોપ શા માટે?

હવે ત્રીજો મુદ્દોઃ એમને ત્યાં બાળકી જન્મી, તેના ગર્ભધારણ વિષેની એમની પાયા વગરની શંકા વિષે વિચાર કરીએઃ

એમની પત્ની પીયર ગઈ ત્યારે પુનમ હતી. તે વખતે માસિક અટકાવમાં આવેલી.

અમાસ આસપાસ સહવાસ થયો—એમને ઘેર આવી ત્યારે. એને ગર્ભ રહ્યો.

છતાં એ બાઈ એમાં બે વાતો રજૂ કરે છે કે એનાં માસિક પુનમ ઉપર માસિક અટકાવમાં આવેલ ત્યારથી જ દિવસ ચડતો ગણે છે.

પરંતુ હું પૂછું છું કે ક્યારથી દિવસ ચડતો ગણાય એ માટેની કોઈ વહેવારિક પદ્ધતિ આ બાઈ રજૂ કરી શકે તેમ છે ખરા ?

સામાન્ય રીતે જે વખતે સ્ત્રી અભડાય—અટકાવવાળી થાય અને બીજે મહીનો એને અટકાવ આવવાનો આવે અને અભડાયેલી ન થાય તો એને ગર્ભ રહ્યાને એક મહિનો થયો ગણાય.

અટકાવ આવીને ચોથો દિવસ થાય ત્યાર પછી અઠ્ઠાવીશ દિવસ દરમ્યાન ગમે તે સમાગમ વખતે ગર્ભ રહી જાય છે. જેમ અટકાવ પછી પંદર દિવસ સુધી ગર્ભનો પૂરો સંભવ છે, તેવી જ રીતે અટકાવ આવવાની આગળના ત્રણ ચાર દિવસમાં પણ ગર્ભ રહેવાનો એટલો જ સંભવ છે,

એ બે અટકાવના વચગાળાના દિવસોમાં પતિ-પત્ની એકથી વધુ વખત અને જુદા જુદા દિવસોમાં સમાગમ સેવે છે અને ભાગ્યે જ એવી કોઈ સ્ત્રી હોય છે કે જેને કયે દિવસે ગર્ભ રહ્યો. તે કહેવા જેટલું જ્ઞાન હોય.

એટલે નહાયા પછી પાંચમા કે છઠ્ઠા દિવસે તેને ગર્ભ રહ્યો હોય કે પચીસમે દિવસે: પરંતુ ગર્ભધારણ માટે એ આખો મહિનો ગણતરીમાં લેવાય છે અને એને લઈને જ પ્રસવકાળની ચોક્કસ તારીખો આપી કે માપી શકાય નહિ.

આ બાઈએ દિવસોની ગણતરીનો મુદ્દો આગળ કરીને જે શંકા ઉભી કરી છે તે પાયા વગરની છે. ઘણી સ્ત્રીને અધુરા દિવસે પણ પ્રસવ થાય છે અને બાળક તંદુરસ્ત હોય છે. નવ માસ પૂરા થયા પછી દશમાના દશેક દિવસ આસપાસ ઘણું કરી પ્રસવના પૂરા દિવસો ગણવામાં આવે છે, છતાં તેમાં અનેક અપવાદો હોય છે. વળી

કેટલીય સ્ત્રીઓને સાતમે મહિને પ્રસવ થઈને પણ પ્રજા થાય છે અને તે જીવી શકે છે. સાતમા–આઠમા–નવમા અને દશમા માસમાં થયાના અને તે બાળકો જીવન્ત રહ્યાના અનેક દાખલાઓ મોજૂદ છે. છતાં પ્રસવના દિવસોમાં થોડોક ફેરફાર હોવાના કારણે સ્ત્રી તરફ શંકા લઈ જવી અને એ બાળક પોતાનું નથી એમ માની બેસવું તે મૂર્ખાઈ અને નફટાઈની પરિસિમા ગણાય.

હવે છેલ્લો મુદ્દો: એમના જન્માક્ષર અને જન્મોતરીમાં એમનું પ્રથમ બાળક એ પુત્ર હોવાનું લખાયું છે જ્યારે આ તો પુત્રી છે! એટલે તે એમની ન હોય એમ એ ભાઈ જણાવે છે!

આ ઉપર તો મને પારાવાર હસવું આવે છે અને આ કેળવાયેલા જુવાનના માનસ પ્રત્યે દયા ઉપજે છે.

આજનું જ્યોતિષ, એના અલ્પજ્ઞ ફળાદેશ કરનારા, અને જ્યોતિષના ફળાદેશ કરનાર ધંધાદારીઓની ભાડભૂંજાના ચણા શેકવા જેવી ગણતરી, સેંકડો કુંડલીઓ ઉપરથી જૂઠાં ઠરતા જે ફળાદેશો જોઈ–વાંચી, નિરીક્ષણ કરીને મેં નક્કી કર્યું છે કે ચોક્કસ જન્મસમય જ્યોતિષી જાતે હાજર રહીને આજની સમય આપતી ઘડિયાળોનો આશ્રય લીધા સિવાય માત્ર સૂર્ય અને ચંદ્રની ગતિનું નિરીક્ષણ કરીને જન્મસમય ટાંકે અને તેની ઉપરથી વિશ્વસનીય જ્યોતિષશાસ્ત્રને આધારે કાળજીપૂર્વક આંકડા લે, તો જ સાચો ફળાદેશ આપી શકે. માત્ર માતાપિતાએ કેટલા વાગ્યા હતા એટલું કહેવાથી તેને આધારે કુંડલી અને તે ઉપરથી કરેલ ફળાદેશ નરાતાળ અસત્ય અને શંકાઓ તથા વહેમ ઉત્પન્ન કરનાર જ નીવડે છે.

જ્યોતિષશાસ્ત્ર પ્રત્યે મને સંપૂર્ણ માન છે અને એના સાચા ફળાદેશ તરફ સંપૂર્ણ વિશ્વાસ છે. પરંતુ તેની યથાર્થતા માટે તો હું ચોકકસતાને માનું છું. અર્ધસત્ય કે અસત્ય બાબતો ઉપર હું વિશ્વાસ નથી રાખતો. એમ આ ભાઈને પણ એમની જન્મપત્રિકા ઉપર આધાર રાખી પોતાની પવિત્ર અને નિર્દોષ પત્ની ઉપર અવિ-

ખાસ નહિ લઈ જવા સૂચવું છું. એ જ રીતે તમામ વાચકો પણ તેને લક્ષમાં લે એમ ચાહું છું.

આ ભાઈનો આખો પત્ર અને તેના મુદ્દા ઉપરની વિચારણા મેં છૂટથી એટલા માટે કરેલ છે કે આજના દુર્બલ માનસના નવજુવાનો આ જાતના વિચારોને એક કરીને ખોટી રીતે પોતાની સાથીદાર ઉપર મિથ્યા દોષારોપણ કરી, શંકાશીલ બની, પોતાનો જ સમગ્ર સંસાર જલાવી મૂકે છે. અને એ શંકાનું ભૂત એક વખત મન ઉપર સવાર થયા પછી ડગલે અને પગલે નિર્દોષ બાબતોમાં પણ દોષ જોવા લાગે છે, અને પોતાની છિદ્રાન્વેષણવૃત્તિને વેગ આપી, દુઃખીયા બની, બીજાને દુઃખના સમુદ્રમાં ડુબકી ખાવા ધકેલે છે. તેમને પ્રભુ સદ્બુદ્ધિ આપો અને સારાસારનો વિવેક સાચવવા જેટલી સન્મતિ અર્પો.

* * *

ત્રિભુવન ઇન્ટરમાં નાપાસ થયો. એટલે એણે આગળ અભ્યાસ કરવાનું છોડી દઈ. નાની મોટી નોકરી સ્વીકારી લેવાનું નક્કી કરેલું અને કાંઈક લાગવગને કારણે એને એક બેન્કમાં કારકુનની નોકરી પણ મળી ગઈ. મોંઘવારી અને પગાર મળીને પંચાણુ રૂપિયા મળતા; આજસુધી તો પિતાની આવક ઉપર એનો આધાર હતો અને સંયુક્ત કુટુંબમાં માત્ર પિતા એક જ ઉપાર્જન કરનાર હતા. એટલે કુટુંબનિર્વાહનો બોજો તેમની આવક ઉપર જ હતો. પ્રથમથી જ મધ્યમ આવકવાળું કુટુંબ અને કોઈ પણ પ્રકારની બેઠી આવક નહિ. આથી ત્રિભુવનને આગળ અભ્યાસ કરવાનું માંડી વાળીને અમદાવાદમાં નોકરી સ્વીકારવી પડી.

એક મહિનો તો એણે એક નજીકના સગાને ત્યાં આશ્રય લીધેલો, પરંતુ આમ નોકરી અને સગાને ત્યાં નિર્વાહ કરવો ત્રિભોવનને ગમતું ન હતું. વળી જામનગરથી પિતા લખતા કે ' ભાઈ, જો તું હવે ઘર લે તો પછી ઇન્દોરથી વહુને તેડી લાવીને તમે તમારૂં ત્યાં ચલાવો, કારણ કે તારા સસરાના વારંવાર પત્ર આવે છે કે ' તરૂ-

તાને તેડી જાઓ, ત્રિભુવન હવે નોકરીએ લાગ્યા છે અને તરૂને આગળ અભ્યાસ કરવાની ઇચ્છા નથી. ' એ પ્રમાણે તેઓ લખે છે.' ત્રિભુવનની ઇચ્છા ઘણીયે હતી અને સાથે રહીને જીવનના–આનંદનાં અનેક જાતનાં સ્વપ્નાં સેવતો. એના લગ્ન વરસ દિવસ પહેલાં થઈ ચૂક્યાં હતાં. મૂળ તો પોરબંદરના રહેવાસી પણ વરસો થયાં ઇન્દોરમાં વસતા ત્રિભુવનના સાસરા નોકરીયાત માણસ હતા: છતાં કેળવણી અને આજનો સુધારાનો વાયુ એમને સ્પર્શી ચૂક્યો હતો, એટલે તરૂલતાને મેટ્રીક સુધી ઓછામાં ઓછી લઇ જવાની એમની ઇચ્છા હતી. વચમાં જ વેવાઈની ઇચ્છાથી લગ્ન તો તરૂનાં કરી નાખ્યાં. તરૂલતા પંદર દિવસ જામનગર લગ્નના આણે રહી આવી, એટલા સહવાસમાં ત્રિભુવન અને તરૂ વચ્ચે સારો મનમેળ જામી ચૂકયો હતો. શરીરમાં સરસ વિકાસ પામેલી અને ઇન્દોર જેવા શહેરમાં રહી કેળવણી લઈ, માતા પિતાની છૂટછાટને લઈને એણે પોતાનું વ્યક્તિત્વ પણ મજાનું કેળવ્યું હતું. પંદર દિવસમાં તો કાવડી: હસમુખી અને વાચાળ તરૂએ સાસુ–સસરાને પ્રસન્ન કરી નાખ્યાં હતાં. ત્રિભુવનનું દિલ જીતી લીધું હતું. પરંતુ એની મેટ્રીકની પરીક્ષા નજીક આવવાની હતી. એટલે તે ઇન્દોર ચાલી ગઈ. પરીક્ષામાં બેઠી. પરંતુ મુખ્ય વિષયમાં જ એ નાપાસ થઇ. કોણ જાણે પણ તરૂનું અભ્યાસ ઉપરથી દિલ ઉઠી ગયું હતું અને એ અભ્યાસમાં કાગળ ને પેન્સીલનો એણે ત્રિભુવન ઉપર આંતરે દિવસે પત્રો લખવામાં ઉપયોગ કરવા માંડયો હતો. પોતાને ત્રિભોવન સાથે જલદી રહેવાનું બને તે માટે વારંવાર " હવે તમે સ્વતંત્રતાથી રહી શકો એવી નોકરી પણ લઇ લીધી છે, તો મને ક્યારે તેડવા આવો છો? હવે હું અહીં નહિ રહી શકું, એક દિવસ પણ તમને નથી વિસરી શકી; " આ અને આવા પત્રોની પરંપરાથી ત્રિભુવન બેચેન બની જતો અને એ વિચાર કરતો કે આજે જ ગાડી પકડી ઇન્દોર પહોંચી જાઉં ! પણ તરૂને લાવીને અહીં રાખવી ક્યાં ?

અમદાવાદમાં વસવાટનો પ્રશ્ન એટલો વિષમ બની ગયો હતો કે એક નાનો સરખો રૂમ મનમાન્યું ભાડું આપવા છતાં પણ મળતો ન હતો.

દરેક રવિવારની રજાને દિવસે મકાનની શોધમાં એ ભટકતો અનેક ઓળખીતા અને સંબંધીઓને એણે ભલામણ કરી મૂકી હતી. પણ કોઈ મકાન ખાલી હોવાના શુભ સમાચાર લાવતું નહોતું. પુષ્કળ પ્રયાસ પછી એક મકાનના ત્રીજા માળે બાર ફીટ લાંબો અને તેટલો જ પહોળો ખંડ મળી ગયો અને ત્રિભુવને હર્ષ અનુભવ્યો. એણે નવું ઘર વસાવવા માટે થોડાંક ફર્નીચર નાખી લીધાં અને આગવો ઘરસંસાર ચલાવવા તથા સંસારી બનવાના કોડે એ તરૂને લેઈ આવવા માટે ઇન્દોર જવા ઉપડ્યો, એણે પત્રને બદલે તાર કરી નાખ્યો હતો અને ગાડી સ્ટેશનો છાંડતી જતી. ઇન્દોર ક્યારે આવે એ માટે તે વારંવાર રેલ્વેનું ટાઇમ ટેબલ કાઢીને બાકી રહેલાં સ્ટેશનો જોઈ જતો.

આખરે ઇન્દોર દેખાયું. પ્લેટફોર્મ ઉપર તરૂ ત્રિભોવનને લેવા જાતે જ આવી હતી. તરૂ સ્ટેશન ઉપર જાય એ માટે એના માબાપને વાંધો ન હતો. એણે જાણી જોઈને દક્ષિણી ઢબથી સાડી પહેરી હતી. માથું ખુલ્લું મૂકીને વેણી ઢાંકી હતી, ચંપલને બદલે સેન્ડલ પહેર્યાં હતાં. એની આજની સજાવટ ત્રિભુવનને ખુશ કરવા અનોખી હતી. જુવાન તરૂને પતિનું સામિપ્ય આકર્ષક લાગતું હતું.

ડબ્બાની બારીમાંથી ડોકીયું કરી રહેલ ત્રિભુવનની નજર તરૂ ઉપર પડી અને એણે હાથનો સંકેત કર્યો. હજી તો ગાડી થોભી નહોતી, ત્યાં પ્લેટફોર્મ ઉપરની ભીડમાં પણ ઉતાવળા પગે માર્ગ કરતી; ખસી ન પડાય એ માટે એક નવજવાનનો હાથ પકડી ડબ્બા નજીક તરૂ આવી પહોંચી. હાથમાં હાથ મિલાવીને આવી પહોંચેલાં બન્ને જણાને ત્રિભુવને જોયાં અને તરૂને મળવાના આનંદ સાથે ત્રિભુવનના દિલમાં એક અણગમતી લાગણી ફરકી ગઈ.

તરૂ એક નવજવાનના હાથમાં હાથ મિલાવી તેની નજીક આવી પહોંચી હતી.

આ નવજવાન એ તો તરૂનો મસીયાઈ ભાઈ હતો. વિલાયત જઈ પાસ થઈ આવેલો અને તાજો જ સ્ટેટની નોકરીમાં જોડાઈ ગયેલો એ નવજવાન હજી માસાને ત્યાં જ રહેતો હતો. પરંતુ ત્રિભુવન પહેલી દૃષ્ટિએ જ એના વ્યક્તિત્વ અને દેહયષ્ટિમાં પોતાની જાતને ઝાંખી જોવા લાગ્યો, એણે મરકતે મોઢે જોગેન્દ્ર સાથે હાથ મેળવ્યો, પરંતુ જાણે એના બૂટ, સૂટ, અને પ્રભાવ પાસે પોતે નાચીજ માનવી લાગતો હોય એમ એને થયું. તરૂએ ઓળખ આપી. બંને પરસ્પર હસ્યાં. બહાર આવી, ગાડી કરી ઘેર પહોંચ્યાં. ત્રિભુવનના સાસરા અને સાસુએ ભાવભીનું ત્રિભુવનનું સ્વાગત કર્યું અને એક ઇલાયદા ખંડમાં એને ઉતારો આપ્યો.

ઘણા વરસો થયા તેના સાસરા ઇન્દોરમાં વસતા હતા, એથી સ્વતંત્ર મકાન હતું. જુદા જુદા ખંડો હતા. ઘરના દરેક સભ્ય માટે, તેની સ્વતંત્રતા સચવાય એવી સગવડ હતી. બીજા માળના મોટા દીવાનખાનામાં પાર્ટીશન કરી, જુદા જુદા બે ત્રણ કમરા બનાવ્યા હતા. એ પૈકીમાં એક કમરો ત્રિભુવન માટે ઇલાયદો બધી સગવડવાળો હતો. ત્યાં તેનાં બેડીંગ-ટ્રંક મૂકવામાં આવ્યાં. પાર્ટીશનની બાજુમાં જ જુદા કમરાનો જોગેન્દ્ર ઉપયોગ કરતો. સઘળાં ઘરનાં સભ્ય એક જ રસોડે જમતાં. ચહા, પાણી, સ્નાન-આદિ માટે સઘળાંને નીચે આવવું પડતું. માત્ર વાચન-શયન માટે સહુ કોઇને માટે સ્વતંત્ર સગવડ હતી.

મૂળ તો કાઠીયાવાડી, પરંતુ વરસોથી ધંધા અને નોકરીને કારણે પરદેશ વસવાટ કરતા આ કુટુંબે હવે જૂની રૂઢિવાળી લાજ અને ખોટી પરદાપદ્ધતિ દૂર કરી હતી. બધાં સાથે બેસતાં, સાથે જમતાં અને ઉમરે પહોંચેલાં તરૂનાં માતા, પિતા ભાઇ ભાભી, મહેમાનો અને આશ્રિતો, સઘળાં પ્રેમ અને ખેલદિલીથી દીવાન-

ખાનામાં એકઠાં થઈ, વાર્તાવિનોદ કરતાં. ભોજનાલયમાં સાથે પાટલા નંખાતા અને બધાંનું એક પંક્તિએ જમણુ ચાલતું. ખોટી વડીલ-શાહી ઘરમાં નહોતી, તેમ જ નાની ઉમરનાં સભ્યો કદાપિ વડીલોને ખોટું લાગે એવો વિવેકભંગ પણ કરતાં નહિ.

ત્રિભુવન આ કુટુંબમાં આવ્યાને બે દિવસ થઇ ગયા હતા. સંયુક્ત રીતે આ કુટુંબના સભ્યોમાં અને આનંદપ્રમોદમાં એ ભળવા લાગ્યો. તરૂના પિતા અનેક વખત ત્રિભુવનને વાર્તાપ્રવાહમાં ખેંચતા, ચર્ચામાં એને જવાબદાતા બનાવતા. પણ ગમે તે કારણે ત્રિભુવન બરાબર ખીલતો નહિ.

દરેક વખતે જોગેન્દ્ર ચર્ચામાં આગળ પડતો ભાગ લેતો. તેની સાથે તરૂ પણ જોડાતી અને પ્રસંગની રજુઆત, અનુભવ, વિલા-યતની મુસાફરી અને ત્યાંની રહેણીકરણીની વાતો જોગેન્દ્ર કરે ત્યારે બધાં શ્રોતા બની જાય. વચમાં તરૂ જોગેન્દ્રની હકીકતમાં ટીખળ કરે અને બધાં હસી પડે. તરૂ તાળી પાડી વન્સમોર કરે. ત્રિભુવન મૂક ભાવે જોઇ રહે. એને આ જોગેન્દ્ર અને તરૂના હાસ્યવિનોદ ન ગમે તોયે તે અંદર જોડાય છતાં કોણ જાણે, એનો પુરુષસ્વભાવ આ મસીયાઇ ભાઈ–બહેનના નિર્દોષ ભાવે આનંદ કરતા જોડામાં સાશંક દૃષ્ટિ શા માટે રાખતો હતો ? કે પછી એનું મગજ દુર્બળ હતું ? યા તો પુરુષ હમેશાં સ્ત્રીઓ માટે આવા નિર્બળ મનના હોય છે ?

તરૂએ જોગેન્દ્ર પાસે તો ત્રિભુવન વિષે ખૂબ જ વખાણ કરેલાં, એની કેળવણી અને ઉમદા વિચારો, સુધારક માનસ અને સ્ત્રીઓની સ્વતંત્રતા માટે ઉંચા ભાવો કહેલા. જોગેન્દ્ર તો સામાન્ય રીતે ખૂબ આનંદી સ્વભાવનો હતો. બે અઠવાડિયામાં તો એણે આખા ઘરનાંને વ્યક્તિવિશિષ્ટતાએ આકર્ષી લીધાં હતાં અને દરેક સાથે ખુલ્લા દિલથી, નિર્દોષ આનંદ કરવામાં એ સંકોચ નહોતો રાખતો. એ નિર્દોષભાવે જ તરૂ સાથે ભળતો. એને મન અણીશુદ્ધ એ બહેન હતી. તોયે એના સંસ્કાર, વિલાયતનો વસવાટ અને જ્યાં સોસા-

પદ્ધીમાં જે રીતે છૂટછાટ લેવાય છે એવી છૂટ તરુ આપી જોગેન્દ્ર લેતો. એના પેટમાં કોઈ પાપ નહોતું. તેમ જ નહોતું તરુના પેટમાં કોઈ વિષ છતાં સહવાસે બન્નેને નજીકના મિત્રની માફક વર્તાવ કરતાં કરી મૂક્યાં હતાં. તરુના માતપિતાને એમાં જરીકે અજુગતું લાગતું નહોતું.

જમી પરવાર્યા પછી બપોરનો આરામ કરવા ત્રિભુવન એના કમરામાં આવી બેઠો અને પાછળ તરુ આવી. પલંગની પાસે જ તરુ ખુરસી ખેંચી લાવીને બેઠી અને ત્રિભુવનનો હાથ પોતાના હાથમાં લઈ બીજા હાથે પંપાળતી બોલી. 'તમને અહીં ગમે તો છે ને ?'

'જરૂર ગમે છે.'

'થોડાક વધુ દિવસ રોકાઓ તો કેવી મઝા પડે !'

'મને રજા બહુ ઓછી છે, તરુ ! એટલે આપણે જવું જ જોઈએ.'

'હં, ત્યારે તો તમે જલદી મને ઉચકી જવા આવ્યા છો, એમ ને ? પરંતુ તમે તેડી જવાની વાત તો પિતાજીને કરતા જ નથી !'

'હું આવ્યો છું જ તને તેડવા. પછી તેઓ સમજતાં જ હશે ને ! છતાં આપણે રવિવારે અહીંથી નીકળવું જોઈશે. તું તૈયાર થઈ રહેજે અને બાને વાત પણ કરી રાખજે.'

'પણ એક વાત પૂછું ?'

'ઘણી ખુશીથી.'

તમે આવ્યા ત્યારથી જ મને લાગે છે કે તમે સંકોચભાવે વર્તો છો. મને લાગે છે કે જાણે તમે અતડા જ રહેતા હો. નથી તમે મન મૂકી બોલતા, નથી હસતા. કંઈ ચિંતા તો નથી ને ? હું તમારે ત્યાં આવીશ એટલે ભારે પડીશ એમ ન માનશો, હો ! મને તો નાના ઘરમાં અને ઓછી સગવડમાં પણ રહેતાં આવડશે. વળી કંઈ મુશ્કેલી હોય તો કહો. હું પિતાજીને કહું અને એ આપણને મદદ પણ કરશે. પણ તને જાણે એ જ નહિ, જેવા મેં પરણીને પ્રથમના દિવસોમાં તમને જોયેલા !'

'તરૂ, એવું કશું જ નથી. તારી કલ્પના ખોટી છે. માત્ર હું બહારનો મહેમાન ગણાઉં. મારે વિનય અને વિવેક તો રાખવો જોઈએ ને !'

'હં, ત્યારે તો તમે ભારેખમ થયા છો. મને તો ખબર જ નહિ. જુઓ આ જોગેન્દ્રભાઈ કેવા મજાના આનંદ કરે છે અને આપણને હસાવે છે ? તમને એમનો સ્વભાવ ગમ્યો ને ?'

'હાસ્તો વળી.'

પરંતુ હાસ્તો કહેતો ત્રિભુવન અને એના મોઢા ઉપર તરી આવેલી ઈર્ષાની રેખાઓએ એના મુખ મંડળને વધુ સંકુચિત અને વધુ નિસ્તેજ બનાવ્યું. એ પછી તરૂ ચાલી ગઈ.

આજના ભોજન વખતે રસોઇયાને બદલે તરૂએ પીરસવાનું માથે લીધું હતું. ઘરના અને બહારના સઘળાં સભ્યો એક પંગતમાં જમતાં હતાં.

તરૂ ત્રિભુવનને આગ્રહ તો કરતી, પણ પીરસતાં જોગેન્દ્રના ભાણે જતી ત્યારે ત્રિભુવનને લાગતું કે એ હાસ્યથી ખીલી ઉઠતી હતી ! જોગેન્દ્ર તરફથી ના કહેવા છતાં બુન્દીનો લાડુ એણે એના ભાણામાં નાંખવા માંડયો, ત્યારે તેણે તરૂલતાનો હાથ પકડી લીધો. તરૂએ બીજા હાથે લાડુનો કકડો મોઢું પહોળું કરી, ખડખડાટ હસતાં જોગેન્દ્રના મોઢામાં પરાણે ખોસી દીધો અને બધાં ખડખડાટ હસી પડયાં !'

ત્રિભુવનથી આ ચેષ્ટા સહન ન થઈ અને એણે હાથ ધોયા, વચમાં જ એ ઉઠી ગયો.

'કેમ, કેમ, ત્રિભુવન ઉઠયા ?' તરૂના પિતાએ એ જોઈને કાંઈક આશ્ચર્યથી પૂછ્યું.

'મુરબ્બી, મને જરી પેટમાં ઠીક નથી. મારો જીવ મોળો થાય છે, એટલે વધુ જમવું નથી.'

'એમ ! કાંઈ નહિ. ઉપર જાઓ, જરી આરામ કરો. તરૂ, જરા ફુદીનાની ચહા બનાવી મોકલી આપ તો.'

ત્રિભુવન ઉપર ચાલ્યો ગયો. એણે પલંગમાં લંબાવ્યું. એનું મન અકળાતું હતું. પોતાની સ્ત્રી આ જાતની છૂટ શા માટે લે છે? મસીયાઇ ભાઇ હોય તો યે શું? એનાથી આમ વર્તન રાખી શકાય ખરૂં? આવી જાતના હાસ્યવિનોદનો અધિકાર હરકોઇ સ્ત્રીને એના પતિ સિવાય બીજે હોઇ શકે? શું કાંઇ દાળમાં કા......

અને એને ચેન નહોતું પડતું. આખો દિવસ એણે અસુખમાં કાઢયો. બે-ત્રણ વખત એનાં સાસુ ઉપર આવી ગયાં. તરૂના પિતાએ આવીને હાથ જોઇ, માથા ઉપર હાથ મૂકી, તબિયતના સમાચાર પૂછ્યા. ત્રિભુવને બધાને ટુંકા જવાબ આપ્યા: 'બીજું કાંઇ નથી, પેટમાં જરી ઠીક નથી. ચિંતા કરવા જેવું નથી.'

રાત્રે દશ વાગ્યા પછી તરૂ પોતાના રૂમમાંથી નીકળીને ત્રિભુવન પાસે આવી, પલંગ ઉપર બેઠી. ત્રિભુવન જાગતો જ હતો. તરૂએ એને ખુશ બનાવવાને અનેક વાતો કરી, માથું દબાવી આપવા કહ્યું બામ લગાડવા કહ્યું, સોડા કે જીંજર લેવા સૂચવ્યું. ત્રિભુવને બધાનો ઇનકાર કર્યો.

એટલે તરૂ બોલી: 'કાંઇ નહિ, તો પછી તમે નિરાતે ઉંઘી જાઓ. સરસ ઉંઘ આવશે એટલે સવારે તબિયત ઓલરાઇટ થઈ જશે.'

'હા તરૂ, હું ઉંઘી જાઉં છું, તું હવે જા, તારા રૂમમાં સૂઈ જા.' નિસ્તેજ સ્વરે એ બોલ્યો.

'ના રે, હું તો અહીં જ સૂઇ રહીશ.'

'એમ શા માટે?'

'એમાં વળી કારણ પૂછવાનું હોય કે? મને તમારા રૂમમાં સૂવાનો અધિકાર છે ને?'

'હાસ્તો.'

'ચાલો ત્યારે સૂઇ જાઓ. હું તમારા બરડામાં ધીમે ધીમે પંપાળું છું એટલે જલદી ઉંઘ આવી જશે.'

બાર એક વાગ્યા સુધી ત્રિભુવન ઊંઘી શક્યો નહિ. તરૂ એને પંપાળતી રહી. બહુ મોડી રાતે એને ઊંઘ આવી.

પરોઢ તો વીતી ગયું હતું. લગભગ સાડાપાંચનો સમય થયો હશે અને ત્રિભુવનની આંખ ઊઘડી. અત્યારે તરૂ આ ખંડમાં નહોતી.

પણ બાજુના કમરામાં દીવો જલતો હતો. ધીમી છતાં પણ સહેલાઈથી સાંભળી શકાય એમ બે વ્યક્તિઓ વાતો કરતી હતી. તેમાંથી તરૂનો અવાજ સ્પષ્ટ સંભળાતો હતો. એ અવાજ સાંભળી ત્રિભુવન ચોંકી ઉઠયો. નીચે કે બીજા કોઈ ખંડમાં હજુ કોઈ ઊઠયું નહોતું. નોકરો પણ ઘરકામ કરવા જાગ્યા નહોતા. માત્ર બાજુનો રૂમ જે જોગેન્દ્રનો હતો ત્યાં તરૂ હતી. એ ખંડની અંદર દીવો જલતો હતો અને વાત ચાલતી હતી.

ત્રિભુવને પાર્ટીશનની વચમાંથી જોઈ શકાય તો જોવા માટે કોઈ છિદ્ર કે તરડ તપાસ્યાં, પણ જોઈ શકાતું નહોતું. જો કે ત્યાં થતી વાત સહેલાઈથી સાંભળી શકાતી હતી. વાત આ પ્રમાણે ચાલતી હતીઃ

'ચાલ જલદી કર ને, જોગેન્દ્ર? સમય થઈ જશે. મારે નીચે જવું પડશે. બધાં જાગી જશે એટલે મારો ગયા વગર છૂટકો નથી.'

'અધધધ! બહુ ઉતાવળી! આજે તો કાંઈ જરી ધીરજ રાખ. હું ઠીક થઈ જાઉં પછી શરૂઆત કરી દઉં!' એ બોલ્યો.

'હા બરાબર, જરીક હજી નજીક આવ. ગભરાય છે શાને? મને પકડી લે બરાબર! હા, બરાબર છે, હવે કેમ મજા પડે છે ને? એમ હાંફી શેનો જાય છે, એટલી વારમાં?'

'એ વ ચીબાવલી, જરી ઘાંટા ઓછા કાઢ. પેલા મહેમાન નિરાંતે ઊંઘ કાઢે છે. બરાડા પાડીને જગાડીશ તો એની ઊંઘ બગડશે અને મારૂં કામ...'

છેલ્લા જોગેન્દ્રના શબ્દો સાંભળી ત્રિભુવનને આંખે અંધારાં આવી ગયાં. એનું મગજ ચકર ચકર ફરવા લાગ્યું અને એના દિલે

નક્કી કરી નાખ્યું: 'ભયંકર અધઃપાત! તરૂ અને જોગેન્દ્ર પાપી છે' એકાંત અને પોતે સાંભળેલો વાર્તાલાપ! એથી એણે મનોમન તરૂ અને જોગેન્દ્રને સંપૂર્ણ કુમાર્ગગામી માની લીધાં. એ સવારમાં ઉઠયો, નિત્યનિયમથી પરવારી, એણે નીચે આવી સાસરાને વિનતિ કરી: 'મારે જરી બે ત્રણ દિવસ માટે દિલ્હી તરફ જરૂરી કામસર જવું છે. તો હું હમણાં દશની ગાડીમાં જવા ધારૂં છું. વળતાં ફરી આવીશ અને તેડી જઈશ. મને રોકવાનો આગ્રહ ન કરશો. મારે અવશ્ય જવું જ જોઈએ.'

અમદાવાદના દવાખાને દરદીઓ ઉપરાંત કેટલાક યુવાન સ્ત્રી અને પુરુષો પોતાની મુંઝવણમાં મને માર્ગ પૂછવા પણ આવે છે. અહીં ત્રિભુવનનો કિસ્સો મેં આપેલો છે તે એક નવલિકા જેવો જણાય છે, પરંતુ એ બનેલી સત્ય હકીકત છે. માત્ર સંવાદ કે સ્થળનાં રૂપકોની રેખા મેં પૂરી છે. હવે એ અધૂરી રહેલી કહાણી આપણે પૂરી કરીશું:

કહેવાની જરૂર નથી કે ઇન્દોરમાં શ્વસુરગૃહેથી અચાનક રજા માગીને દિલ્હી તરફ જવાનું તો ત્રિભુવનનું બહાનું હતું, સત્ય હકીકત એ હતી કે એને તરૂલતા અને જોગેન્દ્રનો વ્યવહાર એટલો બધો અકળામણ ઉપજાવનાર લાગ્યો કે પોતે તેમાં કશું નહિ કરી શકવાથી એ વધુ નજરે જોવું ને દાઝવું, એ મનમૂંઝવણમાંથી મુક્તિ મેળવવા માટે ત્યાંથી બહાનું કાઢી નાસી છૂટયો હતો, અને ત્યાંથી સીધો અમદાવાદ આવી પોતે નવા રાખેલા મકાનમાં રહેવા લાગ્યો હતો, નોકરી શરૂ કરી દીધી હતી. પણ એની રાત જતી તો દિવસ નહોતો જતો. અને શંકાસેવી આ નવજુવાનનું દિલ કીડો બનીને એનું જ કલેજું કોતરી ખાતું હતું. એણે લૉજમાં જમવાનું શરૂ કર્યું હતું. માત્ર રાત્રિના ભાગમાં ભાડાની કોટડીમાં એ એકલો પડતો અને એને ઇન્દોરમાં પોતાના સસરાના ઘરમાં રહેલી તરૂલતાના વિચારો આવતા. વિચારોના વેગે ચઢી એ કાંઈ કાંઈ કલ્પનાઓ કરતો અને ઉશ્કે

નિર્ણય કરતો કે ' મારો સંસાર શરૂ થતા પહેલાં જ સળગી ચૂક્યો છે. તરૂ ખરેખર કુમાર્ગગામી બની ચૂકી છે. આવી અન્યગામી સ્ત્રીને લાવીને એની સાથે રહીને પણ હું શું સુખી થવાનો હતો ? '

જો કે એનું મન એ નિર્ણય નહોતું કરી શકતું કે તરૂને લાવવી જ નહિ, પણ એ બાબત માટે પિતાને તથા સાસરાને કારણ શું આપવું ? પોતાને એનામાં થયેલો અનુભવ કહી દેવા જેટલી નૈતિક હિંમત પણ એનામાં નહોતી, અને નહોતી દિલના તળ સુધી ખૂંપેલી શંકાને શોધીને સત્ય સમજવા જેટલી વિવેકબુદ્ધિ ! માત્ર હતી એનામાં મનની મુંઝવણ, જે એની નિત્યની સાથીદાર બનીને એના જીવનનો આનંદ કોરવતી હતી. ઘણું યે મનને વાળવા છતાં એ વિચાર એનો કેડો મૂકતો નહોતો અને દિશા પણ સુજતી નહોતી કે હવે શું કરવું ?

એકાદ મહિના પછી એ ભાઇ મારી પાસે આવ્યા અને મારી આશ્વાસનભરી મીઠી વાણી અને સાંત્વનભર્યા શબ્દો સાંભળી એમણે સમસ્ત હકીકત મને કહી. તે સાંભળીને મેં કહ્યું:

' ભાઈ ત્રિભુવનદાસ, મને લાગે છે કે તમારા–ધણી ધણીયાણીના જીવનની શરૂઆતમાં આ એક 'પ્રથમ ગ્રાસે મક્ષિકપાત' જેવી શંકા ઉપસ્થિત થઈ છે, એટલે જો આટલી બાબતને તમે પકડી બેસી રહેશો તો જેમ વધુ સમય જશે એમ તમારાં એક બીજાનાં મન વધુ દૂર જશે અને પછીથી તમારી માન્યતા વધુ વજનદાર બની જતાં વિના કારણ તમે તરૂલતા જેવી સુંદર પત્નીના દિલને ગુમાવી દેશો.

' ધણી–ધણીયાણીનો સહચાર એક એવી વસ્તુ છે કે જીવન વહનમાં કેટલીયે વખત એવા નાજુક પ્રશ્નો ઉપસ્થિત થાય કે અકળાવનારી મૂંઝવણ આવી પડે, પરંતુ એવા પ્રશ્નો ઉપસ્થિત થતાં, બન્ને જો સમજુ અને કેળવાયેલાં હોય છે તથા એમનાં મન ખેલદિલીભર્યાં હોય છે તો તેઓ શંકાનું મૂળ ક્યાં છે તેની શોધ કરી, દિલમાં વસેલા વિષને ખેંચી કાઢી, સ્વચ્છ થઇ જાય છે. મનમાં આંટી

પાડોને બેસી રહેનારનું મન વધુ કલુષિત થાય છે અને એ શંકાને બંધાઈ જતાં તે હંમેશાં સામા પાત્ર માટે શંકાશીલ બની રહે છે.

'એટલે મને લાગે છે કે તમે જે બાબતમાં તરૂલતા માટે વિચાર બેઠા છો તે બાબતનો પત્ર લખી જરીકે છુપાવ્યા સિવાય કે કર્યાં સિવાય તમે તેનો ખુલાસો મેળવો.

'તમે જે હકીકત કહી તે ઉપરથી તરૂલતા બહુજ સમજણી, ડાહી છોકરી લાગે છે. તમે જે શંકાઓ કહી છે તે સઘળી જરીકે ભય રાખ્યા સિવાય તમે તેને લખો અને તેનો જવાબ માગો. એનો જવાબ આવ્યા પછી હું તમારી હકીકત માટે તમને માર્ગ ચીંધીશ, મને લાગે છે કે એનો જવાબ જ તમારી શંકાને નિવારી મુકશે.'

ત્રિભુવનને મારી સલાહ વાજબી લાગી અને એ આવો પત્ર લખવાની જે હિંમત નહોતો કરી શકતો તે હિંમત એનામાં આવી અને એણે એ જ રાત્રે એક વિસ્તૃત પત્ર લખીને તરૂલતાના તરફ રવાના કર્યો.

આ વાતને લગભગ પંદર દિવસ વીતી ગયા પછી એક સાંજે ભાઇ ત્રિભુવન એક પરબીડિયું લઈ ને મારી પાસે આવ્યા અને તે મારા હાથમાં મૂક્યું:

મેં પૂછ્યું: 'શું છે ભાઈ, આ?'

'એ તો તરૂલતાનો પત્ર છે. આપ વાંચો.'

'પણ ધણી ધણીયાણી વચ્ચેના પત્રો મારાથો કેમ વંચાય! તમે જ હકીકત કહોને.'

'ના જી, આપ એ જરૂર વાંચો. એ સાથે અમારી બન્નેની ઇચ્છા આપને પત્ર વંચાવવાની છે. આપ તરૂને નથી ઓળખતા પણ આપને એ છેલ્લા દશ વરસથી શબ્દદેહે ઓળખે છે. આપનું સઘળું સાહિત્ય એ નિયમીત વાંચે છે.

તરૂનો ત્રિભુવન ઉપરનો પત્ર અહીં આપું:

ઇન્દોર તા. ૨-૧૯૪૬

વ્હાલા ત્રિભોવન,

' તમારા ચાલ્યા ગયાને બે મહિના થયા પછી આવેલો પત્ર પોસ્ટમેને મારા હાથમાં મુક્યો. શિરનામા ઉપરના રાઈટીંગ જોઈ નેજ તે પત્ર તમારો છે એમ માન્યું. મને આનંદ થયો. એટલા માટે કે મેં ધારેલું કે તમે એક દિવસ વહેલા કે મોડા પત્ર લખશો જ. કારણ કે જ્યારે માનવી સંજોગો અને પ્રસંગોનો સંપૂર્ણ ઉકેલ કરી શકતો નથી. અને એને પોતે પોતાની રીતે અને દૃષ્ટિથી વાંચી સમજી મનમાં મુંઝવણ ભરી લઈ, ભારેખમ બને છે. એને એના દિલના ભારને ઠાલવવા સિવાય શાતા વળતી નથી. પરંતુ હું જવાબ લખું એ પહેલા કહું કે એટલી હું ભાગ્યશાળી છું કે તમે અહીં ઇન્દોર આવીને દિલ ઉપર જે વજન ઉંચકી ગયેલા તેને ઠાલવવા માટે તમને વૈદ્યરાજ જેવો સરસ વ્યક્તિ મળી છે. જો કોઈ અનધિકારી પાસે આ હકીકત કે જે હજી તમારી અને મારી વચ્ચેની ખાનગી જ છે, તે રજૂ થઈ હોત તો એ વિકૃતિ પામીને મારા તમારા વચ્ચેના રાગની દોરી કપાઇ જાત, કપાવી નાખવા જેવાં તમારા વહેમમાં વમળ ચઢાવત.

હવે તમારા પત્રની બાબત ઉપર આવું:

' તમે ઇન્દોર સ્ટેશન ઉતર્યા અને ભાઇ જોગેન્દ્રની સાથે હસ્તબદ્ધ મને જોઇ ત્યારથી તમારૂં પુરુષદિલ ચોક્કસ પ્રકારની અકળામણ અનુભવતું થયું હતું તે તો પ્રથમ દર્શને જ હું જાણી શકી હતી.

' વાચાળ, રમૂજી અને હસમુખો મારો ત્રિભુવન ઓષ્ટની અંદર હસતો અને નેણાની રેખા ઉપર મર્યાદા મૂકતો જણાતાં જ મને લાગેલું કે ત્રિભોવનને પોતાની સ્ત્રી સ્વતંત્રતા ભોગવે અને છૂટ લે તે નથી ગમતું, નથી તેનાથી સહન થતું.

'હા, પંદર દિવસ હું લગ્ન વખતે સાથે રહી ત્યારે તો સ્ત્રી-કેળવણી, સ્ત્રીનો સમાન દરજ્જો અને જુની રૂઢિ–પ્રણાલિને ફગાવી દઈ આજના લગ્નજીવનથી બંધાતા નવજુવાનોએ આગળ આવીને આ જૂઠાં અને દંભી બંધનો ફગાવી દેવાની સુરીયાણી ફિલોસોફી (!) રાતના ઉજાગરાઓ સહન કરીને મારા પતિ ત્રિભુવનની વાણીને હું ચંદ્રની ચકોરી બનીને ઝીલતી અને મારી જાતને હું ભાગ્યશાળી સમજતી જ.–મને થતું કે હજી આ નવા યુગમાંય ઓગણીસમી સદીમાં જીવતા કાઠિયાવાડમાં હવે મારા ત્રિભુવન જેવા સુધારક વિચારના પુરુષ આગળ આવવા લાગ્યા છે. અને એવો જ એક મરદ કાઠિયાવાડની ભૂમિમાંથી આપણી જ્ઞાતિમાંથી જ હું મેળવી ચૂકી છું.

'મારા પિતા વર્ષો થયાં ઈન્દોર રહે છે,–મારો જન્મ પણ અહીં જ થયો છે અને પિતામાતાની અમીનજર નીચે હું ઉછરીને મોટી થઈ છું. ભાઈ ડબલગ્રેજ્યુએટ,–મારાં ભાભી પણ ગ્રેજ્યુએટ છે. અમારા કુટુંબમાં કોઈ પણ વ્યક્તિ કોઈની યે સ્વતંત્રતાની આડે આવતું હોય એવું એક પણ માનવી નથી. એ જ વાતાવરણમાં હું ઉછરી છું અને સંસ્કાર પામી છું. મારા કુટુંબમાં પાશ્ચાત્ય કેળવણી પૂરેપૂરી હોવા છતાં, અમે સ્વચ્છંદતાને લેશ પણ સ્પર્શ કરવા દીધો નથી, અને કુટુંબનાં સઘળાં સભ્યો માનવધર્મ અને હિન્દનું નૈતિક જીવન પોતાના જીવનમાં ઉતરવા સંપૂર્ણ સજાગ બનીને, પોતીકી મર્યાદામાં રહીને એને આચરણમાં મૂકે છે.

'વર્ષો થયાં ઈન્દોરમાં અમારો વસવાટ અને દેશમાં આવવાનું ઓછું. મારો ઉછેર ઈન્દોરમાં થયેલો. વળી અહીં અમે જે રીતે, જે વાતાવરણમાં મોટા થયા અને હું ઉમરલાયક થઈ એટલે પિતાને એ જ ચિંતા હતી કે વિચારો અને વર્તનને પોષે, મને આપેલું સ્વતંત્રતાનું સાચું જ્ઞાન અને સ્ત્રીઓના અધિકારના વિચારોને અપનાવી શકે એવો જ્ઞાતિમાં મુરતિયો મળવો કઠણ છે.

પરંતુ પિતાજી કામપ્રસંગે દેશમાં આવ્યા, કોલેજના એક મેળાવડામાં તમને જોયા. તમારા નાટકમાં સ્ત્રી કેળવણી અને નારી-ઉદ્ધારનું જે પાત્ર તમે ભજવ્યું,—તેથી તમારી સાથે મારૂં જોડાણ થાય તો હું સુખી થઈશ એવું એમને લાગ્યું અને તમારા પિતાને મળી, આપણી એક-બીજાની સંમતિ લઈને આપણું જોડાણ થયું.

'મારા પિતા કહેતા હતા કે: 'બહેન, આજે આટઆટલું સ્ત્રીઓને માટે લખાય છે, વિચારણા થાય છે અને મોટાં મોટાં સંમેલનો ભરી પુરુષો સાથ આપી, સ્ત્રીસુધારાની ઝુમરાણ મચાવવામાં આવે છે, પરંતુ એમાંથી આંગળીના વેઢે ગણાય એટલા જ પુરુષોનાં વાણી, વિચાર અને વર્તન સત્યને સાથમાં લઈ, સ્ત્રીઓના અધિકાર અને એમને થતા અન્યાય માટે કશું પણ સાક્રિય કરી છૂટવા માગતા હોય છે.'

ઉપરથી અણીશુદ્ધ સુધારક જણાતા પુરુષો ઘરમાં સ્વપત્ની ઉપર પોતાનો સંપૂર્ણ અધિકાર ભોગવવાને આતુર હોય છે અને સ્ત્રીને તન અને મનથી પોતાની માત્ર અર્ધાંગિની જ નહિ પણ દાસી, સેવિકા અને તન–મનથી પોતાની ભક્તાણી જોવા ઇચ્છતા હોય છે.

લગ્ન થયાં એટલે નારીના તન, મન અને દિલ ઉપર પુરુષની માલિકીનો સુવાંગ અબાધિત અધિકાર જામતો જાય છે. એટલે લગ્ન થયા પછીની નારી માનવી રહેતી નથી, પરંતુ પુરુષને રમવાને તેને એક કઠપુતળી બની રહેવાનું હોય છે, અને પુરુષની વાણી તો નહિ પરંતુ એના મનના ભાવો પ્રમાણે એને નાચવાનું હોય છે. પુરુષથી લેશ માત્ર પણ રૂચિ અને મન પ્રમાણે રહેવા સિવાય એનાથી વિરૂદ્ધ વર્તન કરી શકાતું નથી.

આ માટે સ્ત્રીની આ પરાધીન દશામાંથી એનો ઉદ્ધાર કરવા માટે ઘણાં ઘણાં વરસો થયાં પ્રયત્ન કરવામાં આવતો હોવા છતાં

પુરુષ હજી ત્યાંનો ત્યાં જ છે. એને નારીને કદાપિ સ્વતંત્રતા આપવી જ નથી; અને સ્ત્રી જો જરીક સ્વતંત્રતાની રેખા ઉપર પગ મૂકે તો એને અખાડા જ કરવાના હોય છે.

સ્ત્રીએ પુરુષને અને પુરુષે સ્ત્રીને વફાદાર રહેવું જોઈએ. એ માટે કોઈપણ સમજુ અને વિવેકી નર–નારી માટે બે મત હોઈ શકે જ નહિ. પરંતુ પુરુષો ઇચ્છાનુસાર પોતાની જીવનચર્યાને–સ્વભાવ અનુસાર ગોઠવી શકે, જ્યારે સ્ત્રી એટલી હદે પરાધીન હોય કે એનાથી હસવું–બોલવું, નિર્દોષ આનંદ કરવો કે મન ઉપર બોજો રાખ્યા સિવાય સઘળી ચર્ચામાં ભાગ લેવા માટે પણ તેના ઉપર માલિકી ભોગવતા પતિની આંખો શંકાભરી દૃષ્ટિએ ચોકી કરે તો એ અસહ્ય મનાય.

'મારો ભ્રમ તમારા પત્રથી ભાગ્યો છે અને મારી જાતને માટે હું જે ગર્વ લેતી હતી કે મારો પતિ ખરેખર સારો સુધારક અને સ્ત્રીસન્માનનો સાચો સભ્ય છે એ ભ્રમ હવે ભાગી ગયો છે. બીજા પુરુષો જેવા ઈર્ષાળુ, વહેમી અને શંકાશીલ હોય છે તેવા જ, તેમાંના જ તમે એક છો. બલકે કેટલાક તો કેટલીક વખત સ્થાન અને વ્યક્તિનો ખ્યાલ પણ કરે. તમે મારી બાબતમાં એ વિવેક પણ ગુમાવ્યો છે.

'જોગેન્દ્ર મારો મસીયાઈ ભાઇ હોવા છતાં મારો માડીજાયો વીર છે. એ મારી સાથે એક ભગિની, એક કેળવાયેલી બહેનની સાથે સઘળાંની સાનિધ્યમાં જ તદ્દન નિર્દોષ ભાવે આનંદ કરે તેમાં તમે જે શંકા અને વહેમ ઉપસ્થિત કરેલ છે તે તમને શરમજનક હોય કે ન હોય પણ આ તમારા વિચારો વાંચીને મને અત્યંત ખેદ થાય છે અને મને લાગે છે કે પતિ મેળવવામાં મેં ઘણી ખોટ ખાધી છે.

'બીજી બધી બાબત તો ઠીક, પરંતુ તમે ગયા તે દિવસે પરોઢમાં તમે અમારી વાતો છૂપીને સાંભળી અને તમારી શંકાની પુષ્ટિમાં તમે ખેંચી લઇ, મનોમન જે ગાંઠ વાળીને ચાલતા થઇ ગયા, તેથી તો મને અત્યંત આશ્ચર્ય થયું છે. જો તમે જરીક ઉદાર દિલ રાખી, તમને ન સમજાતું મને એકાંતે બોલાવીને પૂછી જોયું હોત તો હું તમારા બધા વહેમના પડળને જરૂર ઉતારી નાખત. તમે આવ્યા ત્યારથી મૂઢ બની જઇ, સજ્જડ રહેતા હતા. ત્યારથી હું જાણતી જ હતી કે જોગેન્દ્ર સાથેનો મારો ભાઇ-બહેનનો આનંદ તમે નથી સહન કરી શકતા.

'મારા પિતાએ પંડિત જવાહરલાલ નહેરૂએ પોતાની પુત્રી ઉપર લખેલા પત્રના એક વાક્ય ઉપરથી મને જે જ્ઞાન આપ્યું છે તે હું કદી વિસરી શકીશ નહિ. 'બહેન, આ દુનિયામાં તારે કોઇ પણ વાત કોઇથી પણ છુપાવવાની નહિ હશે તો દુનિયાના કોઇ પણ માણસથી ડરવાની તને જરૂર નહિ રહે."

'કેટલી બધી ઉમદા આ શીખામણ છે ? એની પાછળ કેટલો બધો હેતુ ભર્યો છે ? આજે આપણે કેટલા ડરીને ચાલીએ છીએ ! તમે કેટલા ડરપોક છો કે તમને થયેલો અંદેશો તમે છુપાવીને ચાલતા થયા !

'પરંતુ મને જે ગળથૂથી પિતા અને માતાએ પાઇ છે તેથી હું કાંઇ છૂપાવવા માગતી નથી. હું જે લખું છું તે કેવળ સત્ય છે. તેમાં પણ તમે જો શંકા કરશો તો પછી મારાં-તમારાં નસીબ.

'મારા ભાઇ જોગેન્દ્રે ચશ્મા ઉતરવા માટે હમણાં શિર્ષાસન કરવાનું શરૂ કર્યું છે. શરૂઆતમાં મસ્તક નીચે ગોઠવી, પગ ઉપર રાખવા માટે એ સ્વતઃ બની શકતું નથી અને બીજાની મદદની

જરૂર રહે છે. એને મદદ કરવાનું મેં પ્રથમથી કબૂલ્યું છે અને રોજ સવારે હું લગભગ સાડાપાંચના સુમારે એના રૂમમાં પથથી દ્હાર રાખવા એને મદદ કરવા જાઉં છું. માતા-પિતા, ભાઈ, ભાભી એ જાણે છે. અને એમની અનુમતિને આધારે જ હું જોગેન્દ્રને સહકાર આપું છું.

આ બાબતની અમારી વચ્ચેની વાતચીતને તમે દૂષિત કલ્પી, અમને ભ્રષ્ટ માનવા તૈયાર થયા છો. તમારા પ્રત્યે મને અણગમો નથી આવ્યો. તેમ મારા દિલમાં પતિ પ્રત્યે એકનિષ્ઠ પત્નીના જે ભાવ અને પ્રેમ હોય તે સઘળા મોજૂદ છે. મને તો તમારી અને તમારા પુરુષ માનસની કેવળ દયા આવે છે, અને રાહ જોઉં છું કે તમારી સાથે રહેવાનું મને પ્રાપ્ત થાય તો તમારા મનના આ અને આવા વહેમોને દૂર કરી દઉં. પિતાથી, માતાથી, ભાઈથી, જોગેન્દ્રથી જે જ્ઞાન મને પ્રાપ્ત થયું છે અને મેં જે જીવનમાં ઉતાર્યું છે, તેમ જ સત્યનો પંથ વહેવારમાં પતિ અને પત્ની વચ્ચે પણ ખેલદિલીથી આચરી શકાય છે. તેને મૂર્તિમાન કરવા હું તમારી પત્ની તમારી સાથે રહીને મારા વિચારના તમને કરવા ઈચ્છું છું. હું ઈચ્છું છું કે ઈશ્વર મને એવી શક્તિ આપે કે જે શક્તિથી તમારા દિલની દુર્બળતા જીતી શકાય.

લી૦ તમારી પત્ની તરૂલતા

'ખબુરપી'ના પ્યારા વાચક,

કહેવાની જરૂર નથી કે ત્રિભુવનનો ભ્રમ ભાંગી ગયો અને એણે પત્નીને સ્વગૃહે બોલાવી. તરૂલતાના સહવાસે ત્રિભુવનના મનોબળમાં અને સત્યના પ્રકાશમાં વધારો થયા છે. તે સાથે મારી આ બે તરફથી આવતી "યૌવનનાં ભયસ્થાનો"ની લેખમાળા હું પૂર્ણ કરું છું.

તમે મને આ લેખમાળા મારફત વાંચ્યો છે. સાંભળ્યો છે. મેં યુવાનોને ઘણું વિચારવાનું, સમજવાનું, ચેતીને ચાલવાનું, ઘણું ઘણું આપ્યું છે હજી પણ યૌવનનું ક્ષેત્ર અતિ વિશાળ છે. એટલે અનેક બાબતોની ઊણપ આમાં રહેશે જ. માનવી ઘણો પ્રયત્ન કરે છતાં અપૂર્ણ રહે છે. પરંતુ ઘણા વખતથી તમને "યૌવનનાં ભયસ્થાનો" તરફ ખેંચી રાખી રહ્યો હતો. એટલે હાલ તો વિદાય લઉં છું. શુભ વિચારોને તમે ગ્રાહી ગણુશો. અંતરસ્થ રહેલાં શુભ ચિંતવન ઈશ્વરનાં છે, ભૂલ અને ક્ષતિઓ એ મારી છે. તેને ક્ષંતવ્ય ગણુશો. इति शुभम्।

સંપૂર્ણ